

પ્રાચીન મિસરનો લહિયો

કરકરા પત્થર પર રંગ ચડાવેલું આ છવેત લાગતું પૂતળું મિસરની સાડાચાર હજાર વર્ષ પૂર્વેની કળાનો અદ્ભુત નમૂનો છે. આલાબાસ્ટરની આંખો તથા કાળા પત્થર અને ચાંદી વગેરેના જડતરકામથી એ વિભૂષિત છે. વધુ માટે અંદર, લેખ જુઓ.







ી કાલનાં નાગરિકો ઘડતું … આજના ઘરોનું અદ્યતન માસિક







**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક-બચુભાઈ રાવત, તંત્રી અને પ્રકાશક-રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂ ૬, પ્રદેશમાં રૂ ૬॥, પરદેશમાં ૧૨ શિ, છૂટક દસ આના, મુંબાઈમાં . કુમાર ઑફિસ, ૧૩૧-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, આર આર શેઠની કં. અથવા રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ, વડોદરામાં : નૂતન ફોટો સ્ટૂડિયો, રાવપુરા

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો



ગોળમાટલું

ચિત્રકાર · રસિકલાલ પરીખ

વર્ષ ૧૯મું  અંક ૭મો

જુલાઈ · ૧૯૪૨

## મેઘ સંગમાં

· ઝૂલણા ·

પુષ્પથી ગન્ધ સમ, દીપથી તેજ સમ,
સૂર સમ વા સતારીથી સરતા
દૂરના દેશથી ભીનલા અનિલ આ
મધુર સુરભિ તણાં ઝરણુ ઝરતા.

સૂર્ય છાયો ઘને, શ્યામ છાયા વને,
લીલુડાં ખેતરો મૌન મરકે,
સ્તબ્ધતા છાવરે આભ ને અવનીને
ચિત્તમાં વાયુનાં ઘેન ફરકે.

શ્યામ અમ્બર મહીં શુક સુડા લીલુડા
ઝુંડ રચતા ઉડે સ્વૈર પાંખે,
પલ્લવે ઊડતી ધવલ બગ-આવલી
વૃષ્ટિ આમંત્રતી મત્ત આંખે.

દૂરની વૃષ્ટિનાં ઈષ્ટ સૂચન થકી
ચિત્ત ઉત્કંઠ બની ગહાર બાતું,
મેઘ, વર્ષા, તડિત, કાટકા સંગમાં
રંગમાં આવી અન્તર નહાતું.

તનસુખ ભટ્ટ

## તેડાં

મોરલાના નોતરાં આવ્યાં
—ઓ મેઘરાજ!
વર્ષાને મોકલો!
આઠ આઠ માસ રહી આભના પિયરમાં,
સાસરિયા સામું નથી જોયું;
ઓ મેઘરાજ 'વર્ષાને મોકલો!
હોંસભરી વાદળીઓ હીંચતી હુલાસમાં;
ઘૂમે છે વીજ વ્હાલસોયુ;
ઓ મેઘરાજ! વર્ષાને મોકલો'
વનની વનરાઈ ઓલા વાદળિયા દેશમાં,
નજરું નાખે ને કાંઈ જોતી;
ઓ મેઘરાજ 'વર્ષાને મોકલો!
'ઝરણુંએ ગીત ખોયાં ડુંગરની કન્દરે,
થાકી એને હું ગોતી ગોતી;
ઓ મેઘરાજ! વર્ષાને મોકલો'
વાયુને હૈયે સૂર હલકે મલ્હારના,
ઘનઘન પથરાય વીજ જ્યોતિ;
ઓ મેઘરાજ 'વર્ષાને મોકલો!
સાસરને વાટ એને વ્હાલથી વળાવજો,
જગવગડે વેરશે એ મોતી;
ઓ મેઘરાજ! વર્ષાને મોકલો!
ધરણીનાં નોતરાં આવ્યાં
—ઓ મેઘરાજ!
વર્ષાને મોકલો!

વેણીભાઈ પુરોહિત

## અપેક્ષા

હે તો આટલું દે પરમેશ!
જીવન મારું હો કોડિયું નાનું
જળતી કર્મ-દીવેટ;
આતમ તણો બાળેલો અગ્નિ
સ્નેહલ તેલ સમેત—હે તો૦
જીવન મારું હો માટીનો ટુકડો,
પ્રાકૃત-રૂપે ઠરેલ;
પ્રકૃતિ-જળમાં નાહીને પ્રગટો
આત્મ-કમળની વેલ'—હે તો૦
જીવન મારું હો યજ્ઞની ઝાડી,
માનવતાને મ્હેલ,
સ્ફટિકજડ્ના અભિનવ ત્યાગે
સાધો શ્રેય-સુમેળ'—હે તો૦

રતિલાલ છાયા

રસસિદ્ધિ સૌ માનવને કરે વશી,
કરે વશ્યા પ્રેમ તથા ચ આરમ્
ને ચિત્તના ચેતનમાંહિ છે વસ્યુ
અનેક અખૂટતું કલ્પનાબળ.

હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ

## ભારતમાતા મંદિર

મુકામ પર પહોંચવાની ઉતાવળ છતા યે મશીનુ આ બહુ પ્રસિદ્ધિ પામેલુ સ્થાન બતાવવા રસ્તો ફેરવી ગાડીવાળાએ ચક્કર વધાર્યું આ સ્થાનનુ મહત્ત્વ એ છે કે તેના શ્રીમાન દાતાએ એક વિશાળ મકાન બંધાવી, તેના મધ્યમા મોકળુ પાડી તેમા ભારતભૂમિનો એક ગમ્ગણાબુ આરસનો નકશો, ચઢઉતર સપાટીઓ સાચવી તૈયાર કરાવ્યો છે, તેમજ આસપાસ જોવાની સગવડ માટે ઓસરી રાખ્યા છે તેમા ઊતરી જોઈએ ત્યારે હિમાલયની ગિરિમાળાનુ એકેએક શિખર સમુદ્રસપાટીથી સાચા પ્રમાણમા દેખાય છે ચારે તરફની ભીંતો પર જુદાજુદા યુગોના ઐતિહાસિક નકશાઓ છે આમ, ભારત વિષે જ્ઞાન આપવાની સુંદર યોજના કરી શ્રીમાનોએ દ્રવ્યનો સદુપયોગ કરી બતાવ્યો છે પરંતુ આ નકશાઓ આપણા વિશાળ નિરક્ષર આમ વર્ગના મનમા કેવી રીતે પ્રકાશ પાડી શકે તેની મને વિમાસણ થઈ નકશા જોવાનુ કાર્ય મગજનુ! પણ હજુ રસમય કરી શક્તી નથી, તો માનવ પાત્રો કે નૈસર્ગિક દૃશ્યો વિના, પાત્ર મગજની-પ્રધાન (ડાયાગ્રામેટિકલ) પ્રદર્શન કેટલો પ્રભાવ પાડી શકે ? ત્યા એક મુલાકાતવહી (વિઝિટબુક)–મુલાકાતે આવનારની નોંધનો ચોપડો–રહે છે તેમા બધા મુલાકાતીઓ પોતાનો અભિપ્રાય લખી આપે છે, એટલે મેં પણ એમા ઉપરનો મારો મત દર્શાવ્યો

## નાગરભાઈ

● છકડાવાળાએ પણ અમારી સાથે ચારેક કલાકમા નાનો ભાડો કીધો હતો ગરીબી અને લાચારી મનો છતા તેને પ્રસન્નતાપૂર્વક કરાવ્યુ જ દામ લેવા તૈયાર થએલો જોઈ, જરા વધુ આપતા તેની લાગણી સ્મિતમય બનેલી નિહાળી ધર્મશાળામા આવી, હજુ ઉધારી જરા બેઠા ત્યા એક નાના કદના પણ હાસ્ય અને આનંદની રેખાભર્યા મુખવાળા તરુણ ગૃહસ્થે પ્રવેશ કર્યો અને હિંદીની છાટવાળી ગુજરાતી વાણિમા બોલ્યા 'રવિભાઈ, હુ તો ક્યારનો તમારી પ્રતીક્ષા કરી રહ્યા છુ બે વાર આવી ગયો' આટલી પરિચિતરીતે મને બોલાવનાર આ કોણ હશે એનો હું વિચાર કરતો હતો ત્યા તેણે જ ખુલાસો

[illegible] (કલાકાર [illegible])

મને મારીરીતે પિછાને છે લખની આર્ટ સ્કૂલમા અમે સાથે હતા, તમે અહીં આવીને મને ખબર પણ ન આપી તેનુ મને દુ ખ થાય છે મને તો હમણા કલાભવનમા રાય કૃષ્ણદાસજીએ કહ્યુ ત્યારે ખબર પડી છગનભાઈએ તમારી બહુ વાતો કરી છે. ચાલો હવે, રાયસાહેબ ખાસ તમારા માટે રોકાઈ રહ્યા છે' હવે મને ખબર પડી કે આ તો નાગરભાઈ, મારા વિદ્યાર્થીમિત્ર છગનલાલ જાદવના સહાધ્યાયી તેઓ કાશીમા વર્ષોથી વસેલા ગુજરાતી વૈષ્ણવ નાગરવાણિયા ગૃહસ્થ છે તેમના સબંધો ગુજરાતમા ચાલુ છે આખુ કુટુબ વેપારથી સુખી છે અને ભાઈને કલાનો પૂરો નાદ છે, એટલે સંગીત ચિત્ર આદિના ઉપાસના મરી હાવ કાશીમા જ એક ફોટો આર્ટ સ્ટુડિયો જમાવ્યો છે બીજા કલાકાર મિત્રોને પણ તે આશ્રય અને મદદનાર આપે છે

એમણે મારી સાથે આમ પૂર્વસબંધ બતાવ્યો ત્યારે પહેલી વાતને અમારા પેટની સગવડ ક્રેમ કરવી તે જ એમને પૂછી એ વેળા હજી બંધ હોય અને હલવાઈઓની પૂરીઓ પણ ઠડી થઈ ગઈ હોય, એટ તેમનો સ્ટુડિયો પાસે જ હતો ત્યા લઈ જઈ તેમણે અલ્પાહારની ગોઠવણ કરી અને પછી અમને રાયશ્રી કૃષ્ણદાસજી પાસે લઈ ચાલ્યા

## ભારત કલાભવન

● કાશીના ટાઉન હૉલની બાજુમા જ 'નાગરી પ્રચારિણી સભા'નુ મકાન આવેલુ છે તેની ઉપરના ભાગમા રાયશ્રી કૃષ્ણદાસજીએ પોતાનુ જીવનકાર્ય સમાવી દીધુ હોય એમ લાગે છે. એક મોટા ખંડમા તેમણે ભેગા કરેલા પ્રાચીન હિંદી ચિત્રો તથા પુસ્તકો ભીંતો ઉપર તેમજ કાચના કબાટોમા બહુ સુવ્યવસ્થિત અને સુરુચિપૂર્વક ગોઠવી દીધા છે વધારામા તેમણે આધુનિક જીવંત કલાકારોની પણ એક ચિત્રાવલિ જમાવી છે મને આશ્ચર્ય થાય એમ, તેમણે તેના પ્રારંભમા જ મેં 'દ્વિવેદી અભિનંદનગ્રંથ' માટે આપેલું 'પ્રકૃતિ અને પુરુષ'નુ મૂળ ચિત્ર, સરસ રીતે ફ્રેમ કરેલુ મને બતાવ્યુ આ ચિત્રસંગ્રહમા તેમને બધા કલાકારોના સર્વોત્તમ ચિત્રો નથી મળી શક્યા, પણ જ કઈ છે તે ઘણો રસપ્રદ સંગ્રહ છે કૃષ્ણદાસજીએ પોતે પણ શ્રી રામપ્રસાદજી કરીને એક જૂની રીતિના જામુમાર કલાકારને પાસે રાખી હિંદી ચિત્રકળાનું સક્રિય જ્ઞાન મેળવ્યુ છે, તેમજ એ વૃદ્ધ કલાકારને હજુ સુધી આશ્રય અને સહાય આપી રહ્યા છે.

રાયશ્રી કૃષ્ણદાસજી પાસેનો પ્રાચીન ચિત્રોનો અણમોલ સંગ્રહ ઇતિહાસના અંકોડા પૂરવામા પણ બહુ ઉપયોગી છે ચિત્રો અને ચિત્રોના પરિધાન-સમય વિષે તેઓ બહુ ઊંડુ જ્ઞાન ધરાવે છે ચિત્રના રંગો, સાધનો અને તે પર લખેલી લિપિઓ વિષે પણ તેમનુ જ્ઞાન પ્રમાણભૂત ગણાય એવુ છે ચિત્રકામ સાથે જ તેમણે કાશીની આસપાસથી બહુ ઉત્તમ પુરાણુ શિલ્પ એકઠુ કરી તે સંગ્રહ પણ વિશાળ કરી દીધો છે સારનાથમા બૌદ્ધ સંપ્રદાયનુ જેટલુ શિલ્પ છે



રાય શ્રી કૃષ્ણદાસજી તથા શ્રી વિજયકૃષ્ણજી

રવા જ પ્રમાણમાં બ્રાહ્મણ સંપ્રદાયનું શિલ્પ કાશીની આસપાસથી મળી આવ્યું છે. આથી સમજાય છે કે પ્રાચીન કાળમાં આ બે ધર્મ-સ્મૃતિઓ વિરોધ વિના પણ એકસાથે હયાતી ભોગવતી હશે; કારણ શિલ્પના પ્રકારો જોતાં ઘણું એક જ સમયના કારીગરોના હાથે ઉત્પન્ન થએલાં જણાય છે. શિલ્પની આટલી બધી પ્રગતિ અને ઉત્કર્ષ બે ધર્મોમાં થયાં તેનું કારણ પણ સમજાય છે. ગંગાના કાદવમાંથી કલાજનને પોતાની આંગળીઓનું કૌશલ કેળવવાની તક મળતી. એકાદ માટીનો લચકો લઈ તેમાં ચહેરા, મૂર્તિઓ કે આકૃતિઓ કરવાનું તદ્દન સર્વસાધારણ હોય તેમ એવી કૃતિઓના પકવેલા અસંખ્ય નમૂના સ્ટેશન પાસે નવી લાઈન ખોદતાં ટોપલા ભરીને નીકળી આવ્યા છે. તે બધા કૃષ્ણદાસજીએ મહેનત અને ખર્ચ કરી આ સંગ્રહ માટે મેળવી લીધા છે. માટીના એ ટુકડાઓમાં પૂર્વકાળના ચહેરા, અંબોડા, અલંકારો ને મુદ્રાઓની તદ્રૂપ પ્રતિમાઓ આપણને મળે છે. ઢંઢા ને કેશકલાપો એવા જોવા છે કે આજની ફેશન પણ પાછળ રહેલી લાગે. સદ્ગત શ્રી કૃષ્ણદાસજીને એ બધા સંગ્રહ માટે નાગરી પ્રચારિણી સભાનું મકાન હવે નાનું પડવા માંડ્યું છે અને ઘણી ચીજો ભંડાર મૂકવી પડી છે; છતાં સાજનો ભેગો સમય આપી તેમણે ખૂબ ચીવટપૂર્વકની રચના તેમજ તવારીખી નોંધો તૈયાર કરી છે અને એ બધાની દેખરેખ પોતાના સંબંધી શ્રી વિજયકૃષ્ણજીને સોંપી છે.

રાયશ્રી કૃષ્ણદાસજી સંગ્રહ કરીને જ બેસી રહ્યા નથી. આ બધા અનુભવો અને સંગ્રહ દ્વારા તેમણે પ્રાપ્ત કરેલી સૌંદર્યબુદ્ધિનું જ્ઞાન પ્રસારવા તેમણે અતિ શ્રમપૂર્વક કલા ઉપર હિંદીમાં બે પુસ્તકો કર્યાં છે કે જે દ્વારા કોઈ પણ નૂતન અભ્યાસીને ભારતીય કલાનો પ્રાથમિક પરિચય મળે અને વિશેષ આનંદ તથા અભ્યાસનો તે અધિકારી બની શકે. એ પુસ્તકો હિંદી જાણતા પ્રત્યેક જણને વસાવી લેવા માટે સવિશેષ ઇચ્છાપૂર્વક ભલામણ કરું છું: भारतीय चित्रकला-राय कृष्णदास; भारतीय मूर्तिकला-रायकृष्णदास प्रकाशक 'नागरी प्रचारिणी सभा, काशी, सुलभ संस्करण रु. १ विशिष्ट संस्करण रु. १। (प्रत्येकनो)

## ગોવર્ધનધારી

● ભારત કલાભવન સ્થાપવામાં રાય કૃષ્ણદાસજીને નાગરી પ્રચારિણી સભાએ પોતાનું બધું પીઠબળ આપ્યું છે. હિંદી ચિત્રકળાનો તેનો સંગ્રહ ગોઠવાઈ ગયો એવામાં એક બીજો પ્રસંગ બન્યો. જૂના કાશી પાસે રેલ્વે લાઇન માટે કેટલાક ટેકરા ખોદવામાં આવતાં તેમાંથી મકાનોના પાયા અને હજારબંધ પકવેલા માટીના રમકડાં નીકળી આવ્યાં, તે સાથે બ્રાહ્મણ સંપ્રદાયનું કેટલુંક શિલ્પ મળી આવ્યું. આ ખબર રાય સાહેબને પડતાં જ તેમણે મજૂરોને એટલી ચીજો તેઓ બચાવી લાવે તેનો બદલો આપવા માંડ્યો, એટલે એક મોટો શિલ્પસંગ્રહ તેમને મળી ગયો. આથી સરકારી પુરાતત્ત્વખાતા સાથે એમને ઘેરો સંઘર્ષ પણ થયો, કારણકે મજૂરોએ માત્ર શિલ્પ અને પદાર્થો હાથ કરવામાં એ સ્થાનના ખરા અવશેષ રૂપ પાયાઓ અને ભીંતડાંઓ પણ ખોદી નાખ્યાં! પ્રાચીન સ્થાન ખોદવામાં પણ સૂક્ષ્મ જ્ઞાન અને પદ્ધતિની જરૂર છે અને તે ન હોય તો નુકસાન થાય છે.

સારનાથમાં જેવો બૌદ્ધ સમયનો શિલ્પસંગ્રહ થયો છે તેવો જ સમકાલીન બ્રાહ્મણ શિલ્પનો સંગ્રહ ભારત કલાભવન પાસે આવ્યો છે. મને તેના ત્રણે ઉપરથી જ લાગે છે કે એક જ સમયે એ બે સંપ્રદાયો પોતપોતાની શિલ્પસમૃદ્ધિની સ્પર્ધા કરતા હશે. અથવા પ્રતિમાકારોના ગુરુ જેમનાં એક હશે. પ્રાચીન કાશીના આ અવશેષોમાં બહુ રૂપોમાંની એક ધ્યાન ખેંચતી મૂર્તિ શ્રી ગોવર્ધનધારીની છે. આ સ્વરૂપ



ગોવર્ધનધારી: અસલ શિલ્પ તથા તેનાં ખૂટતાં અંગ પૂરીને બાંધેલા મૂળના અંદાજનો સ્કેચ

બહુ જ વિરલ છે, ને સાથે તેનું કલાકૌશલ પણ બહુ છાપ પાડે એવું છે. અંગભંગ માનવમાપની આ મૂર્તિના અનુપમ લાવણ્ય ને તરુણાઈનું ઓજસ તેને પ્રતિભાવાન શિલ્પશ્રેણીમાં મૂકાવે એવાં છે. તેની મુખાકૃતિ છેદી નાખવામાં આવી હોવા છતાં બાંધો, નાજુક પ્રમાણ અને ડોક પરનું નિર્માણ સમજી શકાય એવાં છે. ઉપર મેં તેના ખૂટતા હાથો પૂરી અસલ મૂર્તિ કેવી હશે તેનો અંદાજ સ્કેચ બાંધી બતાવ્યો છે.

## કલાકાર રામપ્રસાદ

● રાય કૃષ્ણદાસજીને બચપણમાં કલાનો શોખ લગાડનાર કલાકાર રામપ્રસાદને તેઓ હજુ પોતાના સમાગમમાં સાચવી રહ્યા છે. બીજે દિવસે સવારે હું તેમના ગંગાઘાટ પરના મકાને ગયો ત્યારે તેમણે બહુ દીર્ઘદૃષ્ટિથી એમને ત્યાં બોલાવી હાજર રાખ્યા હતા. આ પુરાણા કારીગરનું આજની અવસ્થામાં જરા યે સ્થાન નહોતું, પણ તે એક જ એવો આનુવંશિક કારીગર છે કે જૂની માટીના રંગો, પીંછીઓ અને ચિત્રકામ બનાવી રહ્યો છે. તેનાં કલમ અને ગજા એક વાળની રેખાથી કરો તો રી ઝીણી આકૃતિ દોરી શકે છે; હાથીદાંત પર સુંદર તસ્વીરો -ની ગઈ છે' તેના એવાં ચિત્રો ભારત કલાભવનમાં જોયાં હતાં. પેર પણ કૃષ્ણદાસજીએ તેનું હુન્નર સાચવી રાખ્યું હતું તે બતાવ્યું. આ કલાકારે હમેશાં માનસિક પ્રતિમાઓ કરેલી; ને સાથે તસ્વીરકામ પણ સારું કરેલું. આજે વૃદ્ધાવસ્થાએ આંખ અને હાથની શક્તિ શિથિલ કરી નાખી છે, પણ રાય કૃષ્ણદાસજીની ઉદારતાએ તેને જીવનનિર્વાહમાં ઠીક ટેકો આપ્યો છે. આ કલાકારનો ઉલ્લેખ શ્રી નાનાલાલ મહેતાએ તેમના Studies in Indian Paintingમાં કરેલો છે. મેં તેની રેખાકૃતિ ઉતારી એ જૂના કલાકારને પ્રણામ કર્યાં ત્યારે તેની



આખો ભાવભીની બની ગઈ બંને કૃપાપ્રસાદ કૃષ્ણદાસજીનો છે એ વાત તેણે પુન કહી પોતાના તરુણ પુત્રનો પણ પરિચય કરાવ્યો અને મોટ વાર મારી પાસે નવી કળા શીખવા આવે તો રાખવા ભલામણ કરી

**હમજાનામું**

● અમીર હમ્ઝાની પરાક્રમકથા એ કદક વિક્રમકથાઓ જેની એક સાહસ દાસ્તાન છે. તેમાં અનેક કિસ્સાઓ છે પંદર વરસ સુધી ચિત્રકારોને પાસે રાખી અકબર બાદશાહે તેના મોટા લગભગ ૨૦×૩૦ કદના ૧૪૦૦ ચિત્રો કરાવેલા, જેમાંથી આજ હિંદુસ્તાનમાં માત્ર એક છે અને તે પૈકી એક રાય કૃષ્ણદાસજીએ પ્રાપ્ત કર્યું છે બાકીના યુરોપમાં છે પણ એક સાહસિક જર્મને જુદા જુદા સંગ્રહોમાંથી ૧૦૦ જેટલા પ્રાપ્ત કરી તેની રંગીન પ્લેટો સાથે મોટું પુસ્તક પ્રકટ કર્યું છે એ પુસ્તક પણ અહીં જોવા મળ્યું એ ચિત્રોમાં રાક્ષસો, પરીઓ, અનેક નગરો, દેખાવો, માનવીઓ તથા જીવનવ્યવહારોનું એ સમયની કલ્પના પ્રમાણેનું જાણે ચિતાર છે એ એકલા પુસ્તકની જ કીમત રૂા. બે હજાર ગણાય છે ' હિંદના એ ગૌરવભર્યા વારસાની હકીકત જાળવવા પણ કેટલા પુસ્તકાલયો કે સંગ્રહોએ પ્રયત્ન કર્યો હશે ?

**પૂરન્ બૈયા**

● નાગરભાઈનું પિછાન થયા પછી તો કાશીની અમારી સગવડોની જવાબદારી તેમણે જ ઉઠાવી લીધી દેવાળા૦ ધર્મશાળાની બાજુમાં જ તેમનો મૉડર્ન આર્ટ સ્ટુડિયો હતો, એટલે ગમે ત્યારે ત્યાં મળી શકાય વરસાદ ન હોત તો તેમની ઘરની હોડીમાં ગંગાનો આખો કિનારો ઘૂમત; પણ મારા સાથીઓને તેનો તેમણે પૂરો લ્હાવ આપ્યો આ ગુજરાતી ખાનદાન ઘર વેપાર રોજગારથી સુખી છે ને નાગરભાઈને કલાની ઉપાસના માટે પૂરી તક અને સગવડ છે કલાકારોનું આદર અને સ્વાગત કરવા તેઓ હમેશાં તત્પર રહે છે અને પોતાના સહ-



ડાબી બાજુ—કલાકાર રામપ્રસાદ; વચ્ચે—પૂરન્ બૈયા; છેડે—નાગરભા૦

ધર્મીઓને પોતાના સ્ટુડિયોમાં બને તેટલી સહાય અને હૂંફ આપે છે ત્યાં જ એક બીજા મસ્ત કલાકાર પૂરન્ બૈયા મળી ગયા જીવનમાં પ્રયોગો ઉપર ઝુકાવનારા તરુણો કેવા હોય તેનો એ અચ્છો નમૂનો હતો લાગણીના પૂર ઉપર જિંદગીનું નાવ છોડી સમયસાગરની લહેરીઓ કે ઝંઝાવાતને આધીન થનારા મરજીવા જેવા પૂરન્ બૈયાના જીવન અને અનુભવો કથા યોગ્ય હતા તેના ચિત્રોમાં પણ અનન્યવાદ અને કલ્પનાના પૂર દેખાતા હતા પોતે સરસ લેખક પણ છે આ ચમત્કારિક વ્યક્તિ નાગરભાઈની પ્રેમભરી છાયામાં નિશ્ચિંત અને સુસ્થિર બની કલાસર્જનો કરે તો જ તેનું જીવન સાર્થક થાય

**લખનૌ તરફ**

● લખનૌના ભૂતપૂર્વ કમિશ્નર મારા મિત્ર સ્વ શિવાભાઈનાં પુત્રી શ્રી કુસુમબેન પાસે મને તારથી જણાવ્યું હતું કે લખનૌની ચિત્રશાળા રજાઓના મારણે બંધ થાય તે પહેલાં ત્યાં પહોંચવું, એટલે ઝટપટ તૈયારી કરી બનારસથી લખનૌ જવા સાંજે ૭ વાગે ઉપડતી એક ટ્રેન પસંદ કરી નાગરભાઈ અને પૂરન બૈયાએ સ્ટેશન સુધી બધી ગોઠવણ પાર ઉતારી આપી. પણ જે ટ્રેન ૭ વાગે આવવાની હતી તે રાત્રે બાર વાગે આવી. ત્યાં સુધી એ મંડળીએ પણ અમારી સાથે સહન કર્યું બાદ રજા લઈ પણ અહીંથી કલકત્તા પાછા જવા છૂટા પડ્યા વાદળાં ઘેરાવા માંડ્યા હતા તબિયત સાચવી લેવાનો પણ પ્રશ્ન હતો પણ એ ટ્રેનની વાત તો અજબ નીકળી લખનૌ સવારે ૭ વાગે પહોંચાડવાને બદલે તેણે અમને ચારબાગ સ્ટેશને દસ વાગે ઉતાર્યા (ચાલુ)



સ્વ ના સહાધ્યાયી શાન્તિ શાહે કરેલો રંગીન પોરટ્રેટના સ્કેચ

**એક અણચમકયો તારો**

● ગયે મહિને કળાના આકાશમાં એક અણચમક્યો તારો આથમી ગયો. સ્વ ભાઈ પ્રહ્લાદજી જયશંકર યાજ્ઞિક ગુજરાત કલા સંઘમાં એક નવું ખીલતું પુષ્પ હતું કલાકારનું હૃદય અને શીલવત સ્વભાવનો મેળ કોઈક જ વાર હોય છે આ વિરલ ગુણોથી પ્રહ્લાદજીએ તેના વિદ્યાર્થીબંધુઓ અને આચાર્યના હૃદયમાં સંપૂર્ણ પ્રીતિભાવ જમાવ્યો હતો પોતાના અભ્યાસ ને ચિંતનમાં તે એકાગ્ર અને શ્રદ્ધાન્વિત હોઈ સારા કલાધર

થવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માંડી હતી એ તેણે લખેલી સ્વનોંધ અને 'અવલોકનચિત્રો પરથી સારી પેઠે સિદ્ધ થાય છે કલાજ્ઞાનનો એક પણ શબ્દ તેના કાને પડતો એ તેની નોંધપોથીમાં સ્થાયી બની જતો અને તેની અભ્યાસભૂમિકાને દૃઢતર બનાવતો એનો વિકાસક્રમ પૂર્ણ કરવા દૈવે અનુકૂળતા ન આપી અને ગઈ ફેબ્રુઆરીમાં હાર્ટફેઈલથી એનો આત્મા જ્યોતિર્લીન થયો પરંતુ તેથી તેના સહધર્મિણી અને કુટુંબને અપાર દુઃખ થયુ છે તેની નોંધના થોડા વાક્યો આ રહ્યાં :

'હિંદી કળાકાર કુદરતને નહિ, પણ કુદરતના અંતરને શોધે છે'

'મુક્તિને માટે પણ કળા આવશ્યક છે.'

'આપણા દુઃખો ને આનંદ કળાકૃતિના સર્જનમાં ઉતારવાં જોઇએ.'

'સર્જન દ્વારા આપણે વાસનામુક્ત થઈ શકીશુ સર્જન પરિસ્થિતિના બંધનો તોડી નાખે છે કળા એટલે આર્યોના સન્યાસનો સંદેશ'

'જેવું કળાકારનુ જીવન તેવી તેની કળા.'

'કળા મનુષ્યને જરૂર ઉન્નત કરનારી છે, કલા તેને તમારા હૃદયમા ઉતરવાની અને તમારી વાસનાઓને શુદ્ધ કરવાની તક આપો.'

'ચિત્રકારની જિંદગી તરવારની ધાર ઉપરની છે તેણે ઘણો સંયમ મેળવવાનો હોય છે તેનામા આળસ ને પ્રમાદ ન હોવાં જોઇએ.'

ર. મ. રા.

# કુલપતિ જેમ્સ એચ. કઝિન્સની ૭૦મી જયંતી

બાવીસમી જુલાઈ ૧૯૪૨ના દિને પ્રો જેમ્સ એચ કઝિન્સ સિત્તેર વર્ષ પૂરા કરશે ભારતીય કલા, શિલ્પ અને તત્ત્વજ્ઞાન દ્વારા જે સંસ્કૃતિ પ્રકટ થઈ છે તેની સમૃદ્ધિ અને પ્રચાર તેમજ સાચી જિજ્ઞાસા જાગૃતિ સ્થાપવામા નિ:સ્વાર્થપણે અને અવિશ્રાન્તપણે જીવનભર સેવા આપનાર વિરલ પુરુષોમાંના તે એક છે

લગભગ સત્તાવીસ વરસ સુધી પ્રો કઝિન્સે દેશભરમા કળા ઉપર વ્યાખ્યાનો આપ્યા છે તથા કળાપ્રદર્શનો કર્યા છે, અને મોટે ભાગે તેમના જ સક્રિય પ્રયત્નોથી હિંદી ચિત્રકળાનો પ્રચાર બંગાળમાથી ઈતર પ્રાંતો તથા રાજ્યોમા પહોંચી શક્યો છે. તેમણે કેટલે ય સ્થળે ચિત્રશાળાઓ સ્થપાવી કલાકારોને કામ અપાવ્યું છે; મ્હૈસુર અને ત્રિવેન્દ્રમમાં 'રાજ્ય ચિત્રાલયો' કરાવ્યાં છે ને એ રીતે હિંદી ચિત્રકારોની કૃતિઓ ખરીદનારા મોટા ગ્રાહકો ઉત્પન્ન કર્યા છે. તેમણે આખી પૃથ્વીનો પ્રવાસ કર્યો છે યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકામા પાંચ વાર એક છેડેથી બીજા છેડા સુધી પ્રવાસ કરી ત્યાની યુનિવર્સિટીઓ અને કળાશાળાઓમા હિંદી કળા પર વ્યાખ્યાનો આપ્યા છે મદ્રાસ પાસે અડિયારમાના 'બ્રહ્મવિદ્યા આશ્રમ'ના તેઓ નિયામક હતા, અને હમણાં તેઓ ત્રાવણકોર રાજ્યના કલાસલાહકાર છે તથા ત્રાવણકોર યુનિવર્સિટીના કલાવિભાગના સરમુખ છે તેમના સંસ્કૃતિવિષયક લેખો દુનિયાના ઘણા મુલકોમા વંચાય છે. એક કવિ તરીકે વિવેચકો તેમને અંગ્રેજી ભાષામા હાલના પ્રથમ શ્રેણીના કવિઓમા ગણે છે. પોતે જન્મે આઇરિશ હોઈ આયર્લેંડના નામી કવિ યીટ્સ અને એ. ઈ તેમના ગોઠિયા મિત્ર હતા અને તેમની સાથે આજથી ચાલીસ વર્ષ પહેલાં આઇરિશ સાહિત્ય અને નાટ્યની નવજાગૃતિમા તે પણ અગ્રનાયક હતા. એમના કાવ્યોના બે ગ્રંથ અમેરિકામાં એમના પ્રવાસ વેળા પ્રકટ થયા છે એક કાવ્યસંગ્રહ હિંદમાં પણ હમણાં પ્રકટ થયો છે, અને આધુનિક શિષ્ટ કાવ્યગ્રંથ રૂપે તે આદર પામ્યો છે ૧૯૨૨ ની સાલથી જાપાને ડૉક્ટર ઑવ લિટરેચરની પદવી આપેલી તે એક જ પરદેશી વિદ્વાન હતા; પણ જાપાને યુદ્ધ જાહેર કર્યું ત્યારે ૧૯૪૧માં પોતે એ ઉપાધિનો ત્યાગ કર્યો છે. ૧૯૩૭ના જાન્યુઆરીની ૧૪મી તારીખે પ્રો. કઝિન્સે વૈદિક વિધિ પ્રમાણે હિંદુ ધર્મનો સ્વીકાર કરી



કુલપતિ જયરામ (પ્રો જેમ્સ એચ. કઝિન્સ)નો ત્રિવેન્દ્રમના પદ્મનાભ મંદિરમા પ્રવેશ

જયરામ નામ ધારણ કર્યું અને સુગોથી અહિંદુ માટે બંધ રહેલા ત્રિવેન્દ્રમના પદ્મનાભના મંદિરમાં તે દિવસે પ્રવેશાધિકાર મેળવ્યો. એ પ્રસંગને અનુલક્ષી તેમણે જાહેરમા જણાવ્યુ હતુ કે ધર્મની બાબત એ દરેક માણસ અને પરમાત્મા વચ્ચેની હોવાથી તેને જાહેર સ્વરૂપ આપતા ખુલાસાની જરૂર રહે છે તેમણે માત્ર એ જ સિદ્ધ કર્યું કે પોતે કરેલા ધર્માંતરનો અર્થ એ થતો નથી કે એક ધર્મમા મોક્ષ નહિ મળે માટે તે છોડી બીજો સ્વીકારવો. ખાસ કરી હિંદુ ધર્મનુ તો એવુ લક્ષણ છે જ નહિ ખ્રિસ્તી ધર્મના તેઓ પાકા જ્ઞાતા અને અભ્યાસી છે બાઈબલના જ્ઞાન માટે તો તેમને ઈનામો મળેલા છે પાછળથી તેઓ વૈજ્ઞાનિક તર્કવાદીઓ અને પદાર્થવાદીઓની અસરમાં આવ્યા અને ધર્મ જે રીતે આચરવામા આવે છે તે જોઇ ૧૯મી સદીના અંતમા તો નાસ્તિક બની ગયા પણ તર્કવાદે તેમને સંતોષ આપ્યો નહિ, અને થીઓસોફિકલ ધર્મવૃત્તિનો સંપર્ક પામી હિંદના તત્ત્વજ્ઞાન તથા ધાર્મિક આદર્શોનો અભ્યાસ કર્યો તે સાથે ખ્રિસ્તી ધર્મના મૂળભૂત તત્ત્વો પણ વિચાર્યા તેમને જણાયું કે કોઈ પણ ધર્મે સત્યનો, મોક્ષમાર્ગનો કે અનંત સુખનો ઇજારો રાખ્યો નથી હિંદુ ધર્મે તો એવો દાવો કદી કર્યો નથી એટલે તેમના સંપ્રદાય પ્રમાણે ધર્માંતર નહિ પણ સ્વરૂપાંતર તેમણે કર્યું હતુ, કે જેથી જીવન કાયમ ઊર્ધ્વમુખી ને પવિત્ર બને એવા જીવનવ્રતનો સ્વીકાર થાય છે

પોતાની પ્રત્યેક પ્રવૃત્તિ દ્વારા જેમણે હિંદના આદર્શો અને સંસ્કૃતિનો ધ્વજ ફરકાવ્યો છે એ પુરુષના ૭૦મા વર્ષ પ્રવેશના આ મંગલ અવસરે અમે તેમનુ અભિવાદન કરીએ છીએ.

હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઇ ને એના પિતાએ નીચેના ભવિષ્યવાણી ના વચનો ઉચ્ચાર્યાં એને આજે ૫૭ વર્ષો વહાણાં વાઇ ચૂક્યાં છે. ઍલન ઑક્ટેવિયન હ્યૂમે કહ્યું હતું: 'આજે તો આપણે નાનકડું બી વાવીએ છીએ. તમે ધીરજ રાખશો તો, એનો વાવનાર ચાલ્યો ગયો હશે અને ભુલાઈ પણ ગયો હશે ત્યારે એ બી ફૂલીફાલીને મોટું વૃક્ષ બનશે, જે આખા દેશને છાવરશે અને આશીર્વાદરૂપ અસંખ્ય ફળ આપશે.'

એ શબ્દો અક્ષરશઃ સાચા પડ્યા છે. એનો વાવનાર ભલે આજે ચાલ્યો ગયો છે, છતાં ભુલાયો નથી. હિંદના મહાપુરુષોની નામમાળામાં એ મહાન અંગ્રેજને આવતી પેઢીઓ આદરપૂર્વક સંભારશે.

સ્કૉટલૅન્ડના નૈઋત્ય કિનારાઓના રહેવાસીઓમાં અમુક જાતની નીડરતા જોવામાં આવે છે. પૂરો પાંચ હાથ ઊંચો, નાકના સોટા જેવો સીધો, ભવ્ય ભાલપ્રદેશ નીચે ઝીણી આસમાની આંખો ને સુંવાળી દાઢીમૂછવાળો, એવા આ મહાપુરુષના ચિત્રમાંથી માનવતા જ નીતરે છે. માત્ર પુરુષોત્તમોમાં જ જોવા મળતી ભવ્ય સાદાઇની એ મૂર્તિ હતા.

આ દરિયાવદિલ સ્કૉટ્સમેનમાં પશ્ચિમના સુદૃઢ શરીર અને વ્યવહારુ ડહાપણ સાથે પૌર્વાત્ય આધ્યાત્મિકતા અને માનવપ્રેમનો સુંદર યોગ સધાયો. હિંદના હિત માટે એ પ્રેમાળ પરદેશીએ તનતોડ પ્રયત્નો કર્યા અને પ્રગતિ તથા જોહુકમી વચ્ચે અટસ થવાથી ઉવટે તે ખાતર સીમલાના સત્તાધીશોની ઇતરાજી પણ એણે વહોરી.



## હિંદી રાષ્ટ્રીય મહાસભાના પિતા

# ઍલન ઑક્ટેવિયન હ્યૂમ

ઈ. સ. ૧૮૨૯નું વર્ષ ઇંગ્લંડના રાજકારણના ઇતિહાસમાં બહુ અગત્યવાળું ગણાશે. એ વર્ષમાં મહાન સુધારાચળવળ ધીમી પણ ચોક્કસ ગતિએ આગળ વધી રહી હતી, કૉબ્ડન અને બ્રાઇટ લોકોના રોટીના હક્કની ચોપણા કરી રહ્યા હતા. દેશમાં જબ્બર ઉથલપાથલ કરી નાખનારા બનાવો એ વર્ષમાં બન્યા, અને સામાન્ય જનસમૂહે જાગૃત થઇને લોકશાહીના હક્કોની માગણી એ જ વર્ષમાં કરી. આવે ટાકણે ઍલન ઑક્ટેવિયન હ્યૂમનો જન્મ થયો.

ઍલન હ્યૂમના દાદા મન્ટ્રોઝ નામના ગામમાં સાધારણ વેપારી હતા. ઍલનના પિતા જોસેફ હ્યૂમે વેપારને બદલે વિજ્ઞાન પસંદ કર્યું અને સર્જન બન્યા. ઈ. ૧૭૯૯માં તેમને ઈસ્ટ ઇન્ડિયા કંપનીમાં નોકરી મળી અને હિંદ આવ્યા. આમ, બાળક ઍલન હ્યૂમે રાષ્ટ્રપ્રેમી રૅડિકલ પિતા પાસેથી વારસામાં વિજ્ઞાનપ્રેમ ને પ્રજાતંત્રના પ્રેમની સાથોસાથ હિંદ સાથેનો નાતો પણ વારસામાં જ મેળવ્યો હતો, જે ભવિષ્યના વર્ષોમાં અતૂટ પ્રેમગાંઠે ગંઠાવાને સર્જાયો હતો.

હિંદી સિવિલ સર્વિસમાં નોકરી મળ્યા પછી જોસેફ હ્યૂમે દિવસ ને રાત પૌર્વાત્ય ભાષાઓનો અભ્યાસ કરવા માંડ્યો અને થોડા જ સમયમાં દુભાષિયા (interpreter) બનીને કંપની તથા દેશી રાજાઓ વચ્ચેનું બહુ જ અગત્યનું કામકાજ કરવા માંડ્યું. અહીં એક વાતની ખાસ નોંધ લેવી જોઇએ કે હિંદમાં આ સમય એવો હતો કે ગમે તેવો મામૂલી અંગ્રેજ અમલદાર ધારે તો સહેલાઇથી નવાબ બની બેસે. પણ જોસેફ આ જ સમયે પોતાને જરૂર પૂરતું મળી ગયું એથી સંતોષ માનીને ઇંગ્લંડ ચાલ્યા ગયા અને ત્યાં જઇને વેમાઉથ પરગણામાંથી પાર્લમેન્ટના પ્રતિનિધિ બન્યા. ત્યાંનું તેમનું એ જીવન અનેક પાસાંવાળું અને રંગદર્શી છે. પાર્લમેન્ટમાં ઉદ્દામ પક્ષનું તેમણે ત્રીસ વર્ષ સુધી નેતૃત્વ સંભાળ્યું અને વ્હિગ પક્ષ સામે અનેક લડતો લડ્યા, જે પદ્ધતિએ પાછળથી બ્રાઇટ અને કૉબ્ડન તથા ચેમ્બરલેઇન અને લૉઇડ જ્યૉર્જે લડ્યા. ૧૮૩૪માં તેમણે 'કૉર્ન લૉઝ'ને ઝાટક્યા ને પ્રતિપાદિત કર્યું કે એ હાથે કરીને ભૂખમરો ઊભો કરશે. 'સફ્રેજ' ચળવળ પણ તેમણે ચલાવી. તેમણે લશ્કરી સુધારા માટે પણ ખૂબ પ્રયત્ન કર્યા. પણ આ બધા સમય દરમ્યાન એ તેમના પ્રિય હિંદને તો વિસારે નહોતા જ પાડી શક્યા. ૧૮૫૩માં હિન્દના રાજ્યતંત્રની સુધારણા વિષેના સર ચાર્લ્સ વુડના ખરડાનું વાચન થયું ત્યારે તેઓ હિંદીઓને પક્ષે કલાકોના કલાકો સુધી બોલેલા.

આવી માટીમાંથી ઍલન ઑક્ટેવિયન હ્યૂમનું ઘડતર થયું હતું. બાળક ઍલનને રૉયલ નેવીમાં જવાનો શોખ હતો. જોકે તેનું ભાવિ તો હિંદી સિવિલ સર્વિસમાં જ નિર્માણ થઇ ચૂક્યું હતું, છતાં તેના પિતાએ એ કારકિર્દીની અજમાયેશ કરી જોવાની યે છૂટ આપી. માત્ર તેર જ વર્ષની કાચી ઉંમરે એ 'વાન્ગાર્ડ' જહાજ ઉપર નોકરી કરવા ગયા. પછી એણે હેઇલબરી કૉલેજમાં તાલીમ લીધી અને ત્યાં પૂરું કરીને યુનિવર્સિટી કૉલેજમાં દાક્તરી અને સર્જરી—વાઢકાપ-વિદ્યાનો અભ્યાસ કર્યો. અને ત્યાર પછી ૧૮૪૯માં બંગાળ સિવિલ સર્વિસમાં તેમને નોકરી મળી ને તે હિંદ આવ્યા.

છવ્વીસ વર્ષની તરુણ વયે ઇટાવાના જિલ્લા મૅજિસ્ટ્રેટ તરીકે એને નીમવામાં આવ્યા અને થોડા જ સમયમાં એ માયાળુ સુવાને

ત્યાંના રહેવાસીઓની મમતા અને પ્રેમ મેળવી લીધાં એ જ વખતે ખૂનખાર બળવો ફાટી નીકળ્યો ને એ શમાવવામાં યુવાન મૅજિસ્ટ્રેટ હ્યૂમે જે કુનેહ તથા મરદાનગી દાખવ્યાં એ તેના જીવનઇતિહાસમાં સુવર્ણ-પૃષ્ઠો બનશે. ઍલન હ્યૂમની યાદગીરી રૂપે આજે પણ ઈટાવામાં સંખ્યાબંધ કીર્તિમંદિરો ઊભાં છે: 'ધ હ્યૂમ હાઈસ્કૂલ', 'હ્યૂમ સરાઈ' અને 'હ્યૂમ ગંજ' એમાનાં મુખ્ય છે. જિલ્લાનું પ્રથમ તબીબી વિદ્યાલય એમણે જ બંધાવેલું અને આજે પણ જિલ્લાના એક છેડેથી બીજે છેડે હ્યૂમનું નામ સાંભળવામાં આવે છે.

૧૮૬૭માં હ્યૂમને વાયવ્ય પ્રાંતના જકાતી અધિકારી તરીકે નીમવામાં આવ્યા. એ સમયે રજપૂતાનાના ભીડા સામે સિંધુથી માંડીને તે કટક સુધીની ૨૫૦૦ માઈલની સરકારી જકાતી નાકાબંધી હતી. એ નાકાબંધી દૂર કરાવવા માટે અનેક પ્રયત્નો થઈ ચૂક્યા હતા, પણ સરકારે ટાયક નહોતી આપી. છેવટે હ્યૂમે એ ભગીરથ કામ પાર પાડ્યું.

આ જ સમયે હ્યૂમે તેનું બહુ જ ખ્યાતિ પામેલું પુસ્તક 'ઍગ્રીકલ્ચરલ રીનૅમ' લખ્યું અને મધ્યસ્થ ખેતીવાડી ખાતાની યોજના બહાર પાડી. હ્યૂમ ખેતીવિષયક જ્ઞાનના મોટા નિષ્ણાત હતા અને તેને લગતા અદ્યતનમાં અદ્યતન સિદ્ધાંતોથી વાકેફ રહેતા. લૉર્ડ મેયોએ હ્યૂમની એ યોજનાનો અમલ કરવા પ્રયત્ન કરી જોયો, પણ કેટલાક પ્રતિકૂળ સંજોગોએ એને એમાં ફાવવા દીધા નહિ. આમ એ યોજનાનો અમલ ન થઈ શક્યો, છતાં તેને મહેસૂલ, ખેતીવાડી અને વ્યાપાર ખાતાઓના સેક્રેટરી તરીકે નીમવામાં આવ્યા.

૧૮૫૯ની આખરમાં તેમણે 'પીપલ્સ ફ્રેન્ડ' નામનું પત્ર શરૂ કર્યું. વાઈસરૉયે એ બહુ જ વખાણ્યું ને એની નકલ મહારાણી વિક્ટોરિયાને આપવા એ હિંદી વઝીરને મોકલ્યું. ૧૮૬૩માં કેદીઓની સ્થિતિ સુધારવા તેણે હિલચાલ કરી અને તેમને સાથેસાથે ઉપયોગી ઔદ્યોગિક તાલીમ મળે એ માટે પણ પ્રયત્નો કર્યા.

વ્યક્તિ તેમજ રાષ્ટ્રના જીવનમાં કેટલીક વખત અમુક બનાવ કાયાપલટ જેવો ફેરફાર કરી નાખે છે. હ્યૂમના જીવનમાં પણ એવું જ બન્યું. તેને સેક્રેટરીએટમાંથી રૂખસદ મળી. રૂખસદ અપાવનાર કારણો અંધારઢાંક્યાં છે. જોકે લૉર્ડ લિટને તો તેના અમલદારી ખુલાસામાં એ રૂખસદને 'જાહેર હિતને માટે જરૂરી' ગણાવી છે, છતાં વર્તમાનપત્રો એની સાથે સહમત ન થઈ શક્યાં. 'સ્ટેટ્સમૅન' પત્રે જણાવેલું: 'એ તો નિઃશંક છે કે એના પ્રત્યે શરમજનક ક્રૂર વર્તાવ થવા પામ્યો છે.' લૉર્ડ લિટન એ વખતના વાઈસરૉય હતા અને એ હ્યૂમની 'ઉદ્ધતાઈ' સહન કરી શક્યા નહિ. એ જ સાહેબે એક વખત હ્યૂમને પંજાબના લેફ્ટનન્ટ ગવર્નરની પદવી આપવા કહી જોયું હતું, પણ આ 'ઉદ્ધત' સેક્રેટરીએ એનો નમ્રતાપૂર્વક અસ્વીકાર કર્યો હતો.

સિવિલ સર્વિસમાંથી હ્યૂમે નિવૃત્તિ લેતાં પહેલાં ઐતિહાસિક વસ્તુઓના સંગ્રહસ્થાન માટે ૨૦,૦૦૦ પૌંડ વાપરેલા, અને ૪૦૦૦ પૌંડને ખર્ચે 'ગેઈમ બર્ડ્ઝ ઑવ ઇન્ડિયા' નામનું હિંદનાં પક્ષીઓ ઉપર એક સુંદર પુસ્તક તૈયાર કરેલું.

૧૮૮૨માં નોકરીમાંથી નિવૃત્તિ લઈને હ્યૂમે હિંદી રાજકારણમાં ઝંપલાવ્યું. એ સમય દેશની અંધાધૂંધીનો હતો. વિદેશી રાજકર્તાઓની તુમાખીને કારણે કરોડો ભૂખ્યા લોકોમાં ને થોડા શિક્ષિતોમાં અસંતોષનો અગ્નિ ધૂંધવાતો હતો અને તેમાંથી કંઈક અનિષ્ટ બનવાનો ભય હતો. હ્યૂમના સરવા કાને આના ભણકારા સાંભળી લીધા. બંગાળમાં યુવાન સુરેન્દ્રનાથે ૧૮૭૬માં 'ધી ઇન્ડિયન ઍસોસીએશન' સ્થાપેલી અને એમાં આનંદમોહન બોઝ, દ્વારકાનાથ ગાંગુલી અને જોગેન્દ્રચન્દ્ર વિદ્યાભૂષણ જેવા પ્રગતિશીલ બંગાળીઓ ભળ્યા હતા.

રૂઢિચુસ્ત સરકારે સિવિલ સર્વિસમાં હિંદી વિદ્યાર્થીઓને દાખલ થવાની ઉંમર ૧૯ની બાંધી તેથી દેખીતી રીતે જ એનાં દ્વાર હિંદીઓ માટે બંધ થયાં. જાહેર મત ઊકળી ઊઠ્યો. સુરેન્દ્રનાથ બૅનરજીએ દેશવ્યાપી ચળવળ ઉપાડી. એ શક્તિશાળી વક્તાએ આખા દેશમાં ફરીને ઠેકાણેઠેકાણે ભાષણો આપી લોકમત જાગ્રત કર્યો.

૧૮૮૩માં ઇન્ડિયન ઍસોસીએશનના આશ્રય તળે કલકત્તામાં પહેલી નૅશનલ કૉન્ફરન્સ મળી; અને જોકે રાષ્ટ્રીય મહાસભાની પ્રથમ બેઠક તો ૧૮૮૫માં મુંબઈ મુકામે મળી, છતાં આ નૅશનલ કૉન્ફરન્સે બંગાળમાં એનું કામ શરૂ કરી દીધું.

લૉર્ડ લિટનની ભૂલભરી વાઈસરૉયગીરીનો અંત આવ્યો હતો અને ગ્લૅડસ્ટનની સરકારનો લૉર્ડ રિપન વાઇસરૉય બનીને આવ્યો હતો. તેણે સુલેહ અને સમાધાનો જ કરવા માંડ્યાં. એથી રાજકીય ચળવળમાં કંઈક ઓટ આવી, છતાં લોકમત જાહેર કરવા માટે કોઈ દેશવ્યાપી સંસ્થાની ખોટ તો સહુની જેમ હ્યૂમને પણ સાલતી જ હતી. આ તેણે 'કલકત્તા યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટોને' નામના જાણીતા ચોપાનિયામાં જણાવી. ઉદાત્ત આદર્શો બોધતો એ પત્ર ભારે કસબભર્યો છે. એના ધીરગંભીર લખાણ અને સ્પષ્ટ વક્તૃત્વ પરથી એ પત્રને શ્રી અંબિકાચરણ મજુમદારે 'સંત પૉલે રોમન લોકોને મોકલેલ સંદેશ' સાથે સરખાવ્યો છે.

૧૮૮૫ના માર્ચમાં ઇન્ડિયન નૅશનલ યુનિયને એનું પ્રથમ અધિવેશન પૂનામાં ભરવાનું ઠરાવ્યું. સાર્વજનિક સભાએ અધિવેશન માટે પેશવાઓના ઐતિહાસિક આવાસ હીરાબાગમાં તડામાર તૈયારીઓ શરૂ કરી. પણ એકાએક ફાટી નીકળેલા કૉલેરાને લીધે અધિવેશન મુંબઈ ફેરવવું પડ્યું. ગોવાળિયા ટૅન્કની ગોકળદાસ તેજપાળ સંસ્કૃત પાઠશાળા રાષ્ટ્રીય મહાસભાના જન્મસ્થાન તરીકે અમર રહેશે. ૧૮૮૫ના ડિસેમ્બરની ૨૦મી તારીખની બપોરે હિંદના સર્વ ભાગમાંથી ૭૨ માણસો ત્યાં મળ્યા હતા. ઍલન હ્યૂમ, દાદાભાઈ નવરોજી, કાશીનાથ તેલંગ, મહાદેવ રાનડે, ફિરોજશાહ મહેતા, દિનશા વાચ્છા, નારાયણ ચન્દાવરકર, રહીમતુલ્લા સયાણી ને સુબ્રહ્મણ્યમ્ આયર એમાંના મુખ્ય હતા. વ્યોમેશચન્દ્ર બૅનરજીને આનંદની કિકિયારીઓ વચ્ચે પ્રમુખ તરીકે જાહેર કરવામાં આવ્યા.

ગોખલે લખે છે કે એ વખતે રાજકીય ચળવળ પ્રત્યે એટલી તો શંકાથી જોવામાં આવતું કે હિંદી રાષ્ટ્રીય મહાસભા સ્થાપવાની કોઈ પણ હિંદી હિંમત ન કરી શકે એ વાત સાચી છે. એથી મહાસભા એક નિવૃત્ત સરકારી અમલદારને હાથે સરકારી આશ્રયે સ્થપાઈ. વ્યોમેશચન્દ્ર બૅનરજી લખે છે કે મહાસભા સ્થાપતાં પહેલાં હ્યૂમે લૉર્ડ ડફરિનની સલાહ લીધેલી. એનો ઉદ્દેશ હિંદી રાજપુરુષોને દર વર્ષે સામાજિક પ્રશ્નોની ચર્ચા કરવા માટે અનુકૂળ વ્યાસપીઠ પાડવાનો હતો.

પણ લૉર્ડ ડફરિનની ભૂલ થઈ. એણે કહ્યું હતું કે ઇંગ્લંડમાં ના૦ શહેનશાહની સરકાર સામે છે એવા વિરોધી પક્ષો કે જૂથો હિંદમાં છે જ નહિ. એની જ સલાહે મહાસભાને આંગોપાંગ રાજકીય રંગે રંગી દીધી. એ વખતે મહાસભાને સરકારી અમલદારોનો ટેકો એટલી હદ સુધી હતો કે એ વખતના મુંબઈના ગવર્નર લૉર્ડ રેને પ્રથમ અધિવેશનના પ્રમુખ બનાવવાની પણ દરખાસ્ત લાવવામાં આવી હતી. પણ એવડો મોટો અમલદાર જાહેર મતનો સ્વતંત્ર વિકાસ રૂંધે એ બીકે એ દરખાસ્ત પડી મૂકેલી. બીજે વર્ષે કલકત્તા અધિવેશન વખતે લૉર્ડ ડફરિને પધારેલા ડેલિગેટોને ઉપવનભોજન (ગાર્ડનપાર્ટી) આ-

ત્રીજું અધિવેશન મદ્રાસમાં ભરાયું ત્યારે પણ લૉર્ડ કૉનેમેરાએ સહુનો ઉપવનભોજનથી સત્કાર કર્યો. લૉર્ડ કૉનેમેરા પોતે એકમાં હાજરી આપવા ખૂબ જ ઇન્તેજાર હતા. મહાસભાને મળેલા સરકારપક્ષી સહકાર આ છેલ્લોજ હતો.

**મ**હાસભાની શક્તિ અને ઠરાવોની સંખ્યા વધતી ચાલી પણ એ ઠરાવો ઠરાવો જ રહ્યા દુકાળ અને રોગચાળો ફાટી નીકળ્યા હતા દેશના નરીબો ભૂખે મરતા હતા હ્યુમના મનમાં 'બ્રિટિશ કૉર્ન લૉ લીગ'ની યોજના રમી રહી હતી. કૉબ્ડનની પેઠે એમણે પણ મનમાં ગાંઠ વાળી કે સરકારની સામે ઝઝૂમવાનું એકમાત્ર સાચું શસ્ત્ર જનતાને તાલીમ આપી, બહાર લોકમત કેળવવાનું છે

પછી તો પત્રિકાઓ અને ભાષણો જોરશોરથી ચાલ્યાં. હજારથી પણ વધારે સભાઓ થઈ અને પચ્ચાસેક લાખ પત્રિકાઓ તથા ચોપાનિયાં વહેંચવામાં આવ્યાં ઇંગ્લંડના માલેતુજારોને કહેવાને હ્યુમે પોતે 'ધી ઓલ્ડ મૅન્સ હોપ' કરીને એક હૃદયભેદી અપીલ બહાર પાડી આનાથી એ માલેતુજારો ઉશ્કેરાઈ ઊઠ્યા અને રાજ્યાધિકારી વર્તુળોમાં ખૂબ ઉહાપોહ ને વિરોધ થયા લંડન ટાઇમ્સે હ્યુમને પેટ ભરીને ગાળો ભાંડી અને યુક્ત પ્રાન્તના એ વખતના લેફ્ટેનન્ટ ગવર્નર સર ઑક્લેન્ડ કૉલ્વિન તો હ્યુમને ચોકસાઈ ટાઇમ્સને પણ બનાવ્યું હ્યુમે આનો ચીમળીમળી રહીઆ આપ્યા બન્ને વચ્ચે કેમ મતભેદ થવા પામ્યો તે તેમની વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર ઉપરથી સમજાય છે

૧૮૮૫માં મહાસભાના પ્રથમ અધિવેશનની વ્યવસ્થા પતાવીને હ્યુમ ઇંગ્લંડના લોકો હિંદી પ્રશ્નોનો સમભાવપૂર્વક અભ્યાસ કરતા થાય એ સારૂ ત્યાં પશ્ચાદ્ભૂમિકા તૈયાર કરવા ગયા ત્યાં એ સર જેકબ બ્રાઇટ, જૉન બ્રાઇટ, લૉર્ડ રિપન, લૉર્ડ ડફરિન વગેરેને મળ્યા લૉર્ડ ડફરિનને તો પાર્લામેન્ટરી પ્રવૃત્તિ શરૂ કરવાની સૂચના પણ આપેલી

બ્રિટિશ આમ જનતા હિંદી પ્રશ્નો સમજતી થાય એ માટે હિંદી પ્રતિનિધિ મંડળો ઇંગ્લંડ મોકલવા એ શરૂની મહાસભાનું એક કાર્ય હતું ૧૮૮૯માં મહાસભાએ પહેલું પ્રતિનિધિમંડળ મોકલ્યું તેમાં હ્યુમની સેવા બહુ મોટી હતી એ મંડળમાં જ્યોર્જ યુલ, ઈ એડલી નૉર્ટન, ફિરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બૅનરજી, વ્યોમેશચન્દ્ર બૅનરજી અને આર. એન મુધોલકર જેવી પ્રતિભાશાળી વ્યક્તિઓ હતી આ મંડળે ત્યાંના લોકો ઉપર ઘણી જ સુંદર છાપ પાડી અને સુરેન્દ્રનાથના અદ્ભુત વક્તૃત્વે તો સહુને મુગ્ધ કર્યાં આ વખતે હ્યુમે આઇરીશના હિંદી ખરડાને ટેકો આપવા ગ્લૅડસ્ટનને અરજ કરી ઉત્તરમાં ગ્લૅડસ્ટને હ્યુમને તેના રાષ્ટ્રવાદી પિતાનું સ્મરણ આપીને કહ્યું કે આ વખતે ડૉ જોસેફ હ્યુમ જીવતા હોત તો કેવું સારૂં!"

**૧**૮૯૪ના માર્ચની ૧૮મીએ તેમણે હિંદનો કિનારો તેમના જ શબ્દોમાં 'પોતાના પ્રિય સંતાનો, જેમને પોતે અખૂટ વહાલથી ચાહ્યા છે, અને જેમના ભાવિ માટે ખૂબ ચિન્તા છે, તેમનાથી' હમેશને માટે વિખુટા પડતા પિતાની જેમ છોડ્યો

પોતાને વતન જઈને હ્યુમે નૉરવુડમાં 'ધી ચૅલેટ' નામનું એકાન્ત ઘર બનાવ્યું અને ત્યાંથી, એટલે દૂર બેઠાંબેઠાં પણ, હિંદી મિત્રો સાથે એમણે સતત પત્રવ્યવહાર ચાલુ રાખ્યો. પોતાના એ નિવાસમાં એક સુંદર પ્રયોગશાળા એમણે બાંધી. તેમાં અવકાશને સમયે પોતાનો પ્રિય વ્યાસંગ—વૈજ્ઞાનિક પ્રયોગો કરતા

ચોરાશી ચોમાસાં જોઈને ઍલન ઑક્ટેવિયન હ્યુમ ૧૯૧૨ના જુલાઈની ૩૧મી તારીખે નૉરવુડમાં મૃત્યુ પામ્યા

હિંદી રાષ્ટ્રીય મહાસભાની સત્તાવીસમી બેઠક બાંકીપુર ખાતે મળી ત્યારે ભુપેન્દ્રનાથ બસુએ હ્યુમના મૃત્યુનો આ શોકઠરાવ રજૂ કર્યો અને પંડિત મોતીલાલ નહેરૂએ તેને ટેકો આપ્યો :

'હિંદી રાષ્ટ્રીય મહાસભાના પિતા અને આદ્ય સ્થાપક શ્રી ઍલન ઑક્ટેવિયન હ્યુમ, જેમણે અનન્ય નિષ્ઠા અને અજોડ આત્મભોગથી હિંદી રાષ્ટ્રીય મહાસભાની સેવા કરી છે અને હિંદ જેમનું સદાને માટે ઋણી રહેશે, એના અવસાન માટે આ બેઠક ઊંડો શોક દર્શાવે છે એમના અવસાનથી હિંદની પ્રગતિ અને સુધારાની હીલચાલને ન પૂરી શકાય એવી ભારે ખોટ પડી છે'

તેમના મૃત્યુનો હિંદમાં રાષ્ટ્રવ્યાપી શોક પાળવામાં આવેલો ડૉ ગગનવિહારી મહેતાના બોલતા સાંભળ્યું જ હતું કે

'હ્યુમની કબર તો આખું હિંદુસ્તાન છે અને તેમનું શાશ્વત સ્મારક આરસ કે કાંસામાં નહિ, પણ જેમને માટે એમણે જીવન ગાળ્યું એમના હૃદયમાં જ રહેશે.' ચુનીલાલ મડિયા




### હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: મોકૂફ, બીજું ઇનામ 'જીવનલહરી'—ચન્દ્રકાન્ત પટેલ (અમદાવાદ), ત્રીજું ઇનામ 'નેસડાના રહેવાસી'—ડી ડી બારોટ (વિજાપુર) નોંધપાત્ર (૧) 'વરસી ટોપી'—બાબુભાઈ બાજસાળી (મહુધા), (૨) 'કલાસાધના'—હાસમ સુતાર (નડિયાદ).

બીજું ઇનામ જીતનાર ભાઈ ચન્દ્રકાન્તના ચિત્ર 'જીવનલહરી'નો વિષય સારો છે નદીકિનારે કપડાં સૂકવતાં ધોબી સ્ત્રી-પુરૂષનું આ ચિત્ર છાયાતડકાની સુરચનાને લીધે આકર્ષક લાગે છે સમગ્ર ભૂગ આકાશની પશ્ચાદ્ભૂમિ પર પાત્રો દીપી ઊઠે છે એકબીજાની ઉપર હાઈ મુકાયેલાં કપડાંની ઘડી કરતાં એ પાત્રોના આલેખનમાં સ્વાભાવિકતા છે પરંતુ બન્નેના ચહેરા પરનું કૅમેરા-ભાન ચિત્રના ગુણ ઘટાડે છે પશ્ચાદ્ભૂમિમાંથી ટોળિયાં કરતાં કપડાં ચિત્રમાં ચેતન આણે છે ને પ્રસંગની વાસ્તવિકતા ભારપૂર્વક રજૂ થાય છે ટેકનીક અને સંયોજન સારાં ગણાય

ભાઈ બારોટનું 'નેસડાના રહેવાસી' ચિત્ર, રબ્બે ચાલી જતી ભરવાડણોને ઊભી રાખી લીધેલો મીંડારૉપ જ છે તેમાં કાંઈ કલાતત્ત્વ નથી હિંદમાં વસતી અનેક જાતિઓનાં રહેણીકરણી, પહેરવેશ વગેરે ભિન્નભિન્ન પ્રકારનાં હોય છે તે દરેકને રજૂ કરતા ફોટાઓ સંઘરવા યોગ્ય ગણાય માત્ર એ દૃષ્ટિએ ભાઈ બારોટનું ચિત્ર આવકારપાત્ર છે

એકીસાથે કાંઈક પીવા મચી પડેલી કુતરાની ટોળીના ભાઈ બાજસાળીએ પાડેલ ચિત્રનો વિષય નવીન છે પરંતુ રજૂઆત બરાબર નથી. ઊંચો દૃષ્ટિબિંદુ ને વધુ પડતાં પડછાયા તે ક્ષતિ માટે જવાબદાર છે ભાઈ હાસમ સુતારના 'કલાસાધના'ની ટેકનીક સારી છે, પણ છાયાચિત્રની મુખ્ય અંગ હિંડ.ઈનની એમાં ઊણપ હોવાથી ચિત્ર નબળું બને છે

આ ઉપરાન્ત હરીફાઈમાં આવેલા બીજા ચિત્રોમાં ઘણાને સારા પ્રસંગો સાંપડ્યા છે, પણ મળેલી તકનો સારો ઉપયોગ તેઓ કરી શક્યા નથી એમાં જમનાદાસ પંચોલી (અમદાવાદ), વિનોદ મોદાણી (જામનગર), બાબુ બાજસાળી (મહુધા), બાબુભાઈ દવે (વિજાપુર), મહેબૂબખાન (અમદાવાદ) વગેરેને જણાવવાનું છે કે આ વાર જ પ્રગટ થતા આગળ વધેલા કલાકારોની કૃતિઓ જોઈને ફરી શક્યા છે તેના તેઓ અભ્યાસ કરશે તો લાભ થશે.

બલવન્ત ભટ્ટ

# નાથો

## આ ડાહ્યા જગત વચ્ચે વસતા અનેક ગાંડાઓમાંના એકની વાત



● ભાઈસાહેબ એ કહેતા પડે ત્યારે ખૂણે બેસી તરંગે ચડે 'પગાર આવશે ત્યેં એક સાડલો ભાભીને ..ને એક પાઘડી મોટાભાઈને....'

'અરે, માર મારે, કાંઇ માર મારે ?—અમારી આંખે તો નોહી તરી આવ્યું અને ઘડીભર તો એમ થઈ ગયું કે આ તે ગાંડાની હૉસ્પિટાલ છે કે કતલખાનું ? અને તેમાં એક માણસ તો ગાંડો નહોતો લાગતો. શું સરસ વાતો કરે, વિનુભાઈ !'

'તમે, સારુબહેન, અમારો નાથો જોએલો ?'

'ના.'

'એ ય એક ગાંડો હતો. એની વાત સાંભળવા જેવી છે.'

એ અમારી શાળા પાસે બાવા સાધુની ધર્મશાળા છે, ત્યાં બેઠો હોય. હશે સોળ-સત્તર વરસનો. દિવસ આખો છોકરાઓ સાથે મલકમલકની વાતો કરતો હોય. કેટલાક 'ઘરડા છોકરાઓ' પણ તેને બનાવી, ખીજવી ખૂબ રસ લેતા હોય. હું દરરોજ નીકળું અને આમ તરફ નજર ફેંકતો ચાલ્યો જાઉં. થોડા દહાડામાં તો એ છોકરાના ખાસ જાણીતો થઇ ગએલો કે હું શિક્ષક છું.

અને ત્યાર પછી તો, જાણે આગલા ભવથી ઓળખતો હોય તેટલા પ્રેમથી દરરોજ મને તે બોલાવવા લાગ્યો: 'માસ્તર, જે જે.'

હું મોં પર જરા સ્મિત લાવું અને માથું હલાવતો ચાલ્યો જાઉં. એ પણ પોતાને પૂરતો જવાબ મળી ગયો હોય તેટલો સંતોષ અનુભવતો દેખાતો. પણ એ સંતોષ લાંબો વખત ન ટક્યો. તેના મગજમાં તો કંઈની કંઈ કલ્પનાઓ રમતી હતી.

એક દિવસ અમારો સંવાદ આગળ ચાલ્યો: 'માસ્તર, પછી મુજને નોકરી અપાવવી છે કે નહિ ?'

હું સામાન્ય રીતે ગાંડા સાથે વાતો કરતો નહિ. તેથી મેં સ્મિત સાથે ડોક હકારમાં હલાવી. અને હું ચાલ્યો ગયો.

બીજે દિવસે પણ માગણી થઇ. હું એની એ રીતે માથું હલાવી ચાલ્યો ગયો. આમ થોડા દહાડા ચાલ્યા કર્યું.

પણ એક દિવસ વર્ગમાં નાથાની વાત નીકળી ત્યારે એક વિદ્યાર્થીએ ખબર આપ્યા: 'નાથાને તો, સાહેબ, તમે નોકરી અપાવવાના છો ના ?'

'કોણે કહ્યું ?'

'નાથો કહેતો'તો. અરે, પછી તો નાથો ગાડી પણ રાખવાનો છે. અને અમને બધાને જમાડવાનો છે.'

મારા અવિચારમાં, હું, જવાબ આપવા ખાતર માથું હલાવતો તેના ઉપર આવા મહેલ બંધાતા હશે તેની મને તે દિવસે ખબર પડી.

'એ તો ગાંડો છે.' મેં વાત ટૂંકાવી.

પણ ત્યાર પછી તો મારું ધ્યાન નાથા તરફ વિશેષ ખેંચાતું ગયું. રહેતે રહેતે હું તેની સાથે વાતમાં ઊતરવા લાગ્યો, અને થોડા દહાડામાં એ ગાંડાનો ઠીક પરિચય થઇ ગયો. પછી તો દરરોજ વાતો થતી. એ તેની નોકરીની માગણી કરતો, અને હું હાથે હા કરી ઉડાવતો. આમ અનેક દહાડા ગયા.

એક સોમવારે હું શાળાએ ગયો ત્યારે નાથાની જગ્યા ખાલી પડી હતી. કોઇ દિવસ નહિ અને આજે જ એ જગ્યા ખાલી હતી. મેં ધાર્યું કે એ ક્યાંક માગવા ગયો હશે. જોકે આજ સુધી તો તેને આસપાસમાંથી કોઇ આપી જાય તેના ઉપર જ તેનું નભતું, એટલે એ ક્યાંય જતો નહિ.

સાંજે હું પાછો ફર્યો ત્યારે પણ નાથો દેખાયો નહિ. આટલા દિવસના અભ્યાસને લીધે હું એમ ને એમ ન જઇ શક્યો. મેં ધર્મશાળાના રખેવાળને પૂછ્યું: 'આજ નાથો કેમ દેખાતો નથી ?'

'એ તો ગઇ કાલનો તાવે પડ્યો છે. એ... સામે માધવરાયમાં.'

મંદિરમાં જાઉં કે નહિ એ વિચારમાં હું ઘડીભર અટક્યો, અને બીજી ઘડીએ હું મંદિર તરફ ગયો. એક દૂરના ખૂણામાં ફાટેલું ધોતિયું ઓઢી નાથો પડ્યો હતો. ધોતિયું તેના શ્વાસ સાથે ઊંચુંનીચું થતું હતું.

હું તેની પાસે જઈ ઉભડક પગે બેઠો ને તેના શરીર પર હાથ ફેરવ્યો. ધોતિયું પણ ગરમ થઇ ગયું હતું. શ્વાસ જોશમાં ચાલી રહ્યો હતો. આટલા સ્પર્શથી પણ નાથો સળવળ્યો નહિ. આથી મેં તેના મોં પરથી લૂગડું આઘું કર્યું ને બૂમ મારી: 'નાથા !'

પણ જવાબ ન મળ્યો. ફરી મેં એનું શરીર ધણધણાવ્યું. ચમકી ગયો હોય તેમ નાથો સફાળો બેઠો થઇ ગયો.

તેની લાલ આંખો, ઝીંખરવીંખર વાળ અને સ્થિર દૃષ્ટિથી જ્યારે એણે મારી સામે જોયું ત્યારે એ બહુ ભયંકર લાગતો હતો. પણ તેને તેના તાવની નહોતી પડી. તેણે બેઠા થઇ પહેલો જ સવાલ પૂછ્યો: 'માસ્તર, નોકરી મળી ?'

એક અનાથ, અને તે ય આવી દયાજનક સ્થિતિમાં મને મોટી આશાથી પૂછે ત્યારે, સારુ બહેન, હું કેમ તેને નિરાશ કરી શકું ? મેં હા કહી દીધી.

તેના મોં પર અવર્ણનીય આનંદ ફરક્યો. તે મારા પગ પકડતો બોલી ઊઠ્યો: 'ઠીક ઠીક, માસ્તર, હવે તો પગાર આવશે ને પછી ખૂબ ખાવાનું મળશે. માસ્તર, આજ બે દિ' થયા કાંઇ ખાધું નથી. તાવ ઊતરશે પછી વાત.'

આમ કહી તે સૂઇ ગયો. તેનું શરીર લોઢા જેવું તપતું હતું. કોણ જાણે કેમ, પણ એને છોડી જતાં મારો જીવ ન ચાલ્યો. હું વિચાર કરતો મંદિરની બહાર નીકળ્યો. હું કાંઇ નિર્ણય કરું તે પહેલાં ત્યાંથી એક ભાડૂતી ગાડી નીકળી. તરત તેને ઊભી રખાવી હું મંદિરમાં ગયો. નાથાને ઉઠાડ્યો. પણ એ મારે ઘેર આવવા નહોતો માગતો. મેં ખૂબ આગ્રહ કરી તેને ઊભો કર્યો ને ગાડીમાં બેસાડી ઘેર લઈ ગયો.

બે દહાડામાં જ અમારા વૈદ્યે નાથાનો તાવ ઉતારી નાખ્યો. તેને પેટમાં ડાબે પડખે ગાંઠ ઊપસી આવી હતી. તાવ ઊતર્યા પછી પણ તેને પેટમાં દુખવા વારંવાર આવી જતું



મેં તેના મો પરથી લૂગડું આઘું કર્યું ને બૂમ મારી 'નાથા!' પણ જવાબ ન મળ્યો

સાંજે થયો ત્યારે નાથાને કંઈક કામ અપાવવું જોઈએ એમ મને લાગ્યું આથી મેં આ અમારા પડોશી વકીલ છે ના, તેમને ત્યાં પેટવડિયો રખાવ્યો જોકે વકીલ સાહેબ એ ગાંડાને રાખવા ખુશી ન હતા, પણ મેં તેમને મીઠું દબાણ કરી રખાવ્યો

અને નાથાએ પણ થોડા દહાડામાં જ પોતાની ઉપયોગિતા સાબિત કરી દીધી એ જેમ ખાવામાં બીજાને આશ્ચર્યમુગ્ધ કરી દેતો તેમ જ કામમાં પણ એ એક્કો જ હતો અને એક દિવસ તો ખુદ વકીલ સાહેબ પણ મારી પાસે ખૂબ વખાણ કરતા બોલેલા કે 'આ છોકરો બોલબોલ ન કરતો હોય તો ગાંડો જ ન કહેવાય'

પણ, નાથો તો ગાંડો ખરો ના? એનામાં દુનિયાનું ડહાપણ જરાકે નહિ તે પાણી ભરવા જાય ત્યાં કૂવે પોતાનું પાણી ભરે ને કોઈ મીઠાબોલું માણસ મીઠી જીભે તેની સાથે વાત કરે તો તેનું પણ પાણી ભરી આપે! પણ તેથી ઘેર મોડું થાય તેનું કંઈ નહિ! અરે, કેટલીક વાર તો ભાઈ કપડાં ધોતા હોય અને કોઈ મળ્યું તો શેઠના સાબુએ પેલાના કપડાં પણ ધોઈ આપે!

અને ભાઈસાહેબ એવા પડ્યા કે ખૂણે બેસી તરંગે ચડે 'પગાર આવશે, ત્યેં એક સાડલો ભાભીને અને એક પાઘડી મોતાભાઈને . . .' એ મારે ઘેર આવ્યા પછી હું 'માસ્તર' મટી 'મોતાભાઈ' થયો હતો

આંગળીઓ ઉપર આમ હિસાબ થતો હોય અને વચ્ચે કોઈ આવીને પૂછે કે 'નાથાભાઈ, શું કરો છો?' તો નાથાભાઈ તરત જ તાળી પાડીને જવાબ આપે 'હવે તો મોટી ગમ્મત થવાની છે. કાલે તો જોજો હા—એક નાત જમાડવી છે, હેહેહે! તમને ય કેવું, હા. પછી છે કાંઈ?'

અને સવાદ રસિક બને તો કામ કામને ઠેકાણે!

પણ ધીમેધીમે આ રીત વકીલસાહેબને ખૂંચવા લાગી તેમણે ઘણી વખત એને ધમકાવ્યો પણ નાથાભાઈના મિજાજ ફરે જ નહિ!

અને કેટલીક વાર તો નાથો પણ એવો આરો થતો કે જો કોઈ ખીજવે તો બોરો પડી સામે જોયા કરે, નહિ તો હસતો હસતો રડી પડે અને એ વખતે તમે તે કહો, એ ડગલું પણ નહિ ભરવાનો અને પાછળથી ખૂણે બેની રડ્યા કરવાનો

**ના**થાને બેએક માસ થઈ ગયા, નોકરી કર્યે. પણ વકીલ અને તેમના કુટુંબી સભ્યો હવે નાથાથી થોડાઘણા કંટાળી ગયા હતા. 'એ ગાંડો છે.' એ ભાવથી બધાંને જે દયા પેદા થતી'તી તે હવે ચાલી ગઈ હતી હવે તેને કોઈ ગાંડો માનવા જ તૈયાર નહોતું ત્યારથી તેઓ હવે માનતા થયા હતા કે નાથો જાણીજોઈને જ ગાંડો થાય છે' આથી તેના તરફ સૌને બેદરકારી અને કંઈક તિરસ્કાર પણ આવી ગયો

પછી તો નાથો પણ ઝાઝું બોલતો નહિ એ ગાંડાને ય સ્વમાન વહાલું હતું ત્યાર પછી તેને ગમતું નહોતું, પણ મારી લીધે છોડી નહોતો જતો પણ એના મોં પરનું અખંડ હાસ્ય તો પાછું અદૃશ્ય થઈ ગયું

તેમાં વળી અચાનક એક દિવસ પેટની ગાંઠ ઊપડી આવી ને તાવ ચડી આવ્યો વકીલ ઘરને તો હવે એના તરફ દયા રહી જ નહોતી આથી તેની કોઈએ દરકાર કરી નહિ દેલીના એક ખૂણામાં એ આખો દિવસ પડ્યો રહ્યો હશે

દરરોજ રાત્રે નાથાની ખબર કાઢવાનો મારો રિવાજ. મેં રાત્રે જમતાંજમતાં અનુપમાને નાથાના સમાચાર પૂછ્યા

'એ તો આજ દેખાયો જ નથી'

'કામમાં હશે' એમ ધારી મેં રાત્રે તપાસ ન કરી

સવારે હું બારીએ દાતણ કરતો ઊભો હતો, ત્યાં અનુપમા નાથાને તેડી લાવી. નાથો ટાઢથી ધ્રૂજતો હતો હું પાસે ગયો. અનુપમાએ તરત ધાબળો લાવી ઓઢાડ્યો

'શું તાવ ફરી આવ્યો છે?' મેં પૂછ્યું

'હાઆઆ પેટમાં દુખે છેએએ' નાથાએ ધ્રૂજતાં જવાબ દીધો

અનુપમા તરત સ્ટવ ઉપર ચા કરી લાવી અને દીકરાને ચા પાતી હોય તેમ પોતાને હાથે નાથાને રકાબી વતી પાયો.

સારુંબહેન, અમે પુરુષો મગજથી લાગણી બતાવીએ, અને બહુ બહુ તો, તસ્દી ન પડતી હોય તો, કંઈક મદદ કરીએ અને ત્યાં તો માની લઈએ કે અમે વિશ્વપ્રેમી થઈ ગયા! જ્યારે તમે, સ્ત્રીઓ, મૂંગીમૂંગી, લાગણીનું પ્રદર્શન કર્યાં વગર, સહૃદયતાથી જે દુખ ભાગી નાખો છો તેનો પાઠ અનુપમાએ ત્યારે મને આપ્યો તેના ચહેરા પર તેનો દીકરો માંદો પડ્યો હોય તેટલું દુઃખ હતું

'નાથાભાઈ, આમ સારું ન હોય ત્યારે ય અહીં ન આવ્યું જવાય કે?' અનુપમા કોઈ વાર નાથાને નાથાભાઈ કહેતી

અનુપમા સગડી કરી લાવી તેણે તો થોડા વખતમાં કેટલી ય તૈયારી કરી નાખી ખાટલો પાથર્યો, કપડાં બદલ્યાં, કપાળે લવીંગ મૂક્યાં અને દોડી દોડી અમારા વૈદ્ય પાસેથી દવા પણ લઈ આવી આ બધો વખત હું તો માત્ર મોંમાં દાતણ રાખી જોતો જ રહ્યો હતો

પણ અનુપમાની આ દોડાદોડીની અસર વકીલ ઘર પર જુદી જ થઈ આ વાત તો અનુપમાએ મને પાછળથી કહેલી

અનુપમાએ પોતાનો વૈદક જ્ઞાનભંડાર વાપરવા માંડ્યો શેક કર્યા, ચાની બાફ આપી વગેરે ઘણુંઘણું કર્યું આમ અનુપમા તો એક જ ધ્યાન ધરી બેઠી.

અને સાચે જ અનુપમાની મહેનત બર આવી ચોથે દહાડે

નાથાનો તાવ ગયો પણ અનુપમાની સારવાર જેવાનેવા ફરીને કામ ન આવે તેણે ચાર દિવસ નાથાને અનાજ જ નહિ આપેલું. માત્ર ચા પર જ રાખેલો. આથી તાવ ઉતરી ગયો, પણ અશક્તિ આવી ગઈ. પરિણામે નાથો પથારી ન છોડી શક્યો.

પણ ચોથે જ દહાડે વકીલનાં વહુ ખબર કાઢવાને બહાને જાણી ગયા કે હવે તાવ નથી આવતો 'ત્યારે નાથા, હવે કાલ આપણે ઘરે. ધીમેધીમે થાય એટલું કામ કરજે ને ત્યાં જ ખાજે' શેઠાણી બોલ્યાં.

નાથાએ તેની ભાભી તરફ જોયું અનુપમા સમજી ગઇ. તેણે જ વાત ઉપાડી: 'કાકી, બે'ક દિ' નાથો ભલે સૂતો રહે આજ ચાર દિ' થયા એના પેટમા અનાજનો કણ નથી ગયો, એટલે એનામાં ઊઠવા-નીય શક્તિ નથી'.

શેઠાણી મૂંગા તો રહ્યા, પણ મોં પર ખીજ દેખાયા વગર ન રહી. થોડીવાર બેસી એ ચાલ્યા ગયા.

સાંજે અનુપમાએ મને વાત કરી, અને હું જ્યાં 'બરાબર કર્યું' એમ કહેવા જાઉં છું ત્યાં વકીલે નીચેથી બૂમ મારી: 'કાં માસ્તર?'

'પધારો' મેં સામે જઈ આવકાર આપ્યો

વકીલ સાહેબ ઉપર આવ્યા. તપાસણી અમલદારની અદાથી ઊભા રહી તેમણે નાથાને નીરખ્યો પછી મારી સામે ફરી બોલ્યા' 'હવે તો આને કંઇ નથી, માસ્તર. તમે આવા લોકોને મફતના ચડાવી મૂકો છો નોકરોએ શું કરવું ન થવું જોઇએ? મેં તમારા ખાતર આવા ગાડાને નોકરીએ રાખ્યો, તે આ માટે? જુઓ છો ના, આજ પાંચ છ દિવસ થયા અમારે હાથે કામ કરવું પડે છે?'

'આટલા વર્ષો હાથે કામ થતું' એ દલીલ મેં ન કરી મેં નરમાશથી કહ્યું 'પણ જુઓ, એક તો એનામા અશક્તિ બહુ છે; અને બીજું, હજી તેના પેટમાં ગાંઠ છે તે ફરી ઉપડી આવશે તો વળી આગળ જઇ પાછા પડવા જેવું થશે. માટે એક બે દિવસ કાઢી નાખો ના?'

'અરે, તમે શિક્ષકો બધા માણસોને તમારા જેવા પોચા જ સમજો છો કે શું? આને પથરાય નથી પડવાના અને હુ કહી દઉં કે આજ એ નહિ આવે તો મારે બીજો નોકર શોધી લેવો પડશે'.

આમ અલ્ટીમેટમ આપી વકીલ સાહેબ ચાલ્યા ગયા

સારુબહેન, નાથાને મારે ત્યાં હમેશને માટે નિભાવી શકું એવી તો મારી સ્થિતિ નહિ જ. તેથી મેં નાથાના મત પૂછ્યો એ તો મારી સામે જ જોઇ રહ્યો. એ શું કહેવા માગતો હતો તે હું એના મો પર વાંચી શકતો'તો: 'તમે ય મને કાઢી મૂકશો?'

પણ બીજો ઉપાય નહોતો, તેથી મેં વકીલને ત્યાં જવાની તેને સલાહ આપી પણ તેને તો હવે એ ઘેર જવું જ નહોતું એ વાતની મને બીજે દિવસ ખબર પડી મેં તે દહાડે તો જતું કર્યું

બીજે દિવસ એ કંઇક વધારે ઠીક થયો હતો. મને લાગ્યું કે હવે તેણે જવું જ જોઇએ. આથી મેં જરા હુકમના રૂપમાં જવા કહ્યું

'હું, મોતાભાઈ, તમારું કામ કરીશ હું ઉવા નઈ જાઉં.'

'પણ ભાઇ, ત્યાં તારે કરવાનું શું છે?'

પણ એ એક રતી બીજો ન થયો, ત્યારે મારે એને વિશેષ કહેવું પડ્યું મેં કહ્યું ત્યાં સુધી તે મારી સામે દયાભરી આંખે જોઇ રહ્યો હતો. પણ ત્યારે મેં ન ગણકાર્યું. તે બોલ્યા વગર પડ્યાં રહ્યા મેં પણ પછી બહુ ન તાણ્યું

સાંજે હું ઘેર આવ્યો ત્યારે નાથો નહોતો. અનુપમા પણ પામી ગઈ હતી. નાથો કામે લાગી ગયો હશે, એમ મેં ધાર્યું.

પણ અનુપમાએ આવતાવેંત જ મને ઊધડો લીધો: 'અરે, તમારામાં તો દયાનો છાંટોય છે કે નહિ? બિચારા બકરી જેવા છોકરાને સવારે કેટલો ધમકાવ્યો! બિચારો કેટલું રડ્યો. એના. .'

'કેમ, કેમ, શું થયું?'

'શું થાય? બિચારો ચાલ્યો ગયો'.

'ક્યાં, વકીલને ત્યાં ને?'

'ના રે ના; એ તો ભાગી ગયો. મેં કેટલો સમજાવ્યો, મારા સોગન દીધા, પણ એણે ન માન્યું. એ તો એટલું જ બોલ્યા કરતો'તો કે 'મારા મોટાભાઇએ ય મને ન રાખ્યો'. આમ બોલતો જાય ને રડતો જાય આપણી જેટલી ચીજ વસ્તુ એની પાસે હતી તે બધી પાછી આપી ગયો. તમે આપ્યો'તો એ કોટ ને ધોતિયું, બધુ મૂકી ગયો. આ ચોમાસાના દિ' છે. બિચારો હજી તાવમાથી ઊઠે છે. અને કોણ જાણે કેટલો ય હેરાન થશે.'

અનુપમાની આંખમાં આંસુ સમાતાં નહોતા મને ય થોડું લાગી આવ્યું પણ અનુપમા જેટલી ઉપાધિ કરવાનું મને ત્યારે ઠીક ન લાગ્યું.

દિવસ પર દિવસ જવા લાગ્યા. અમારા સ્મરણમા નાથાનું ચિત્ર ઝાંખું પડવા લાગ્યું. થોડા દહાડા અનુપમાએ બળાપા કાઢ્યા; અને એકલી હોય ત્યારે રડતી હોય એમ પણ જણાતું પણ ધીમેધીમે એ પણ શાન્ત પડી ગઈ ત્યાર પછી તો કોઈ દહાડો કોઇ સમારે ત્યારે તેનું મન ભરાઈ આવતું.

નાથો કોઈ દહાડો અમને દેખાયો નહિ. અમે ધાર્યું કે કદાચ ગામ છોડી ગયો હશે પણ અચાનક એક સાંજે નાથો આવ્યો તે આખો દિવસ વરસાદ વરસ્યો હતો નાથો આવ્યો ત્યારે હું નહોતો અનુપમા રસોડામા બેસી ચોખા વીણતી હતી. નાથાએ નીચેથી ધીમે સાદે બૂમ મારી: 'ભાભી!'

અવાજ ઓળખી ચમકીને અનુપમાએ નીચે જોયું તો સાચે જ એ તો એનો નાથો! તેના મો પર આનંદ છવાઈ ગયો. તેણે તરત જ કહ્યું: 'નાથા, આવ, આવ ઉપર.'

નાથો આખો દિવસ વરસાદમા પલળ્યો હતો ને તેથી ધ્રૂજતો હતો ઉપર ચડતા એનો જીવ ન ચાલ્યો. અનુપમા નીચે જઈ તેનો હાથ પકડી ઉપર લાવી.

નાથો એકાએક રડી પડ્યો અનુપમાથી પણ ન રહેવાયું છતા રડવું અટકાવી તે બોલી: 'નાથા, આટલા બધા દિ' તુ ક્યાં હતો? ગાંડા! અમને તો ભૂલી જ ગયો?'

અનુપમાએ તરત કોરી લૂગડાં બદલવા આપ્યાં. પણ નાથો નીચું માથું નાખી બેઠો જ રહ્યો હજી તેની આંખમાથી આંસુ અટક્યા ન હતા અનુપમાએ બોલાવવા અનેક પ્રયાસો કર્યાં, પણ તેણે ઉપર દેખાથી કંઈ પણ જવાબ ન દીધો. અનુપમાએ પોતાના સોગન દીધા ત્યારે જ નાથો બોલ્યો: 'ભાભી, મોતાભાઇ ક્યે આવશે?'

'હમણાં જ આવશે, કેમ?'

'તંયે તો હું જાઉં છુ' નાથો ઊઠતાં બોલ્યો.

'કેમ, શા માટે? તુ એમનાથી બીએ છે?'

'હા, મોતાભાઇ મને વઢે'

'અરે, તારું નામ ન લે તુ, ચાલ, લૂગડાં બદલાવ. જો, તું કેવો ધ્રૂજે છે? વળી ક્યાંક તાવ આવી જશે'

પણ નાથો મૂંગો બેઠો રહ્યો.

'તારે ચા પીવી છે?'

જવાબ ન મળ્યો.

અનુપમાએ બોલ્યા વગર તેનો ભીનો કોટ કાઢવા માંડ્યો પણ નાથો તેમ ન કરવા દેતાં ઊભો થઇ ગયો. 'ના ભાભી, હું તો તમને




**સંસારદર્શન ચિત્રાવલિ — (૮) 'દુનિયા ન માને!'**

ધાર્મિકતા અને શાસ્ત્રની ઓથ લઈને હિંદુ સમાજમાં જે અનેક અકૃત્યો થાય છે તેમાં વૃદ્ધવિવાહ સર્વોપરી છે. દેશમાં અકાળ બનેલી ઘણી વિધવાઓ, ત્યક્તાઓ અને કુમાર્ગે ખેંચાઈ ગએલી અબળાઓ આ એકપક્ષી સ્વાર્થલગ્નને જ આભારી છે. સાઠસાઠ વર્ષને આરે ઊભેલા અને જેના શરીરની શક્તિઓની બાદબાકી થઈ ગઈ હોય તથા જીવન ટકાવવા જે અનેક ચાટણીઓ, ભસ્મો ને લેપોનો આશ્રય લેતા હોય એવા વૃદ્ધો ધન કે કુટુંબની ખાનદાનીનો સહારો લઈ સમાજની મુગ્ધ સમી કન્યાઓને પોતાના ગૃહસંસારમાં જોતરી દે છે ને આગલી પત્નીઓને દુઃખ આપે છે કે રખડતી છોડી દે છે. જ્ઞાતિ તથા ધર્માચાર્યો તેને નભાવી લે છે. નારીભૂખ્યા આ માનવો પરાણે પ્રેમ કરવા સ્ત્રી આગળ પોતાનો ઓજ અને દેખાવ સાચવવા ઘરેણાં, લૂગડાં અને મિઠાઈઓથી એ સંબંધ મીઠો કરવા મહેનત કરે છે, પણ તેમની એકાન્ત સ્થિતિ જુઓ તો રાતદિવસ પોતાની ખખડતી કાયાની સંભાળ લેવાની ઉગ્ર ચિંતામાં તેઓ કોઈ નરપિશાચનું જીવન જીવતા હોય છે. સમાજની પાયમાલી, અને અધોગતિનાં બીજકો આવાં લગ્નોથી રોપાય છે એ વાત હજી દુનિયા નથી માનતી એ જ નવાઈ છે.

જોવા આવ્યો'તો. હું હવે જાઉં છું. મોટાભાઈ આવે તો વળે.'

અનુપમાએ બહુ બહુ સમજાવ્યો, પણ એ ટેકીલો નાથો ન રોકાયો તે ન જ રોકાયો. એ ચાલ્યો ગયો ને અનુપમાના દિલમાં વળી લાગણી ઉભરાવી ગયો.

હું આવ્યો ત્યારે ફરી વરસાદ શરૂ થઈ ગયો હતો ને અનુપમા પણ શ્રાવણ ભાદરવો વરસાવી રહી હતી.

'કેમ, વળી શું છે?' મેં કારણ પૂછ્યું.

'આજ નાથો આવ્યો'તો.'

'એમ? પાછો ક્યાં ગયો?'

'એ ક્યાંથી રહે? બિચારો તમારાથી કંઈ ઓછો બીતો છે? એના મોંમાંથી "મોટાભાઈ વઢે" ખસતું જ નહોતું. બિચારો આજ આખો દહાડો વરસાદમાં પલળ્યો છે. અહીં કેવો ધ્રૂજતો હતો! મેં કેટલું ય કહ્યું, પણ એ ન જ રોકાયો. મને ચોક્કસ લાગે છે કે એ વરસાદમાં માંદો પડશે.'

મને ય વિચાર થઈ પડ્યો. મને થયું કે આવા વરસાદમાં એ શું કરશે? ઘણા ભિખારીઓનું શું થતું હશે?—એ વિચાર ન આવ્યો. અમારા નાથાનું શું થશે, એ વિચાર મને ત્યારે મૂંઝવવા લાગ્યો.

બહાર વરસાદ વધતો જ જતો હતો. અનુપમા મારી પાસે આવી: 'તમે જ જમીને તેને શોધી લાવો. એ બિચારો કેટલો દુ:ખી થતો હશે.'

મને એ ઠીક લાગ્યું. મેં તરત જમી લીધું અને કપડાં પહેરી છત્રી લઈ બહાર નીકળ્યો. બહાર અંધાર વધતું જતું હતું. પવન સુસવાટા મારી રહ્યો હતો. સાથે વરસાદ પણ ઝીંકાયે જતો હતો.

મને ઘડીભર આવા વરસાદમાં જવું અગમ્ય લાગ્યું, પણ ત્યાં એ વિચારો નકામા હતા. હું ચાલતો થયો. શેરીમાં ગોઠણગોઠણ પાણી ચડી ગયું હતું. વરસાદ વધતો જ હતો. પાણી મને પોતાના પૂરમાં ઘસડવા પ્રયત્ન કરતું હતું. હું શેરીના નાકે ઊભો થઈ રહ્યો. કઈ બાજુ જવું એ વિચાર થઈ પડ્યો. છેવટ એક દિશા તરફ ચાલ્યો.

છત્રી નકામી હતી. એક માથા સિવાય બધું ભીંજાઈ જતું હતું.

હું આમતેમ જોતો ચાલ્યો. મને જરાકે આશા નહોતી કે અહીં કે એ બાજુ નાથો મળશે. પરંતુ કોઈ પણ રીતે નાથાને શોધવો છે, એવી મનમાં ગાંઠ વળી ગયેલી.

શેરીએ શેરીએ મેં એને ઢૂંઢ્યો. આશ્રય જેવાં સ્થાનો જોયાં. ક્યાંય પત્તો ન લાગ્યો. મારી નિરાશા વધતી જતી હતી, અંધારું વધતું જતું હતું, વરસાદ પણ વધતો જતો હતો. વીજળી સબકારા મારી રહી હતી અને ધીમોધીમો ગડગડાટ પણ થતો હતો. આ બધું તોફાન વરસાદ વધવાની આગાહી રૂપ હતું. હું ઉતાવળો થયો. બહુ બહુ શોધ કરી પણ નાથો ન મળ્યો. આખરે ઘર તરફ વળ્યો. રસ્તે એક પણ માણસ સામે મળતું નહોતું. પાણી વધતું વધતું સાથળ સુધી થયું હતું.

હું ઘર નજીક આવી પહોંચ્યો.

નાથાની ચિંતા ને અનુપમાની તેને માટેની ચિંતા મને અકળાવવા લાગી. ઘડીભર ફરી શોધ કરવા જવા વિચાર થયો, પણ ચિત્ત ન ચાલ્યું. હું ડેલા પાસે ઊભો રહ્યો. આપણા ઘર સામે જ આ કૂવો છે, ત્યાં જ ડેલા પાસે ઊભો હતો.

અચાનક એક મોટો વીજળીનો ચમકારો થયો, ને મેં ખૂણામાં કૂવા ઉપર કંઈક દીઠું. પહેલાં તો મને થયું કે કૂવા પર ભૂત થાય છે એ વાત સાચી હશે. જરા દિલમાં બીકની છાયા ફરી વળી.

બીજી વખત વીજળી થઈ ત્યારે નક્કી થયું કે ત્યાં કંઈક લૂગડાં જેવું છે. હું તો જ્યાં ત્યાં નાથો જ દેખતો હતો. આ પહેલાં પણ બેત્રણ છોકરાઓને નાથો જ ધારી લીધેલા.

પરંતુ અહીં તો સાચે જ નાથો નીકળ્યો!

બેભાનાવસ્થામાં એ ત્યાં પડ્યો હતો. મેં ખૂબ ઢંઢોળ્યો, પણ તે ભાનમાં ન જ આવ્યો. છેવટે હું તો થાક્યો. કંઈ ઉપાય ન સૂઝ્યો.

'અનુ!' મેં મોટેથી બૂમ મારી.

અનુપમા થોડી જ ઊંઘી જાય? તેણે તરત જ બારીએ આવી કહ્યું 'તેડી લાવ્યા?' મેં તેને વાત કરી અને નીચે આવવા કહ્યું. એ દોડતી આવી. મેં છત્રી બંધ કરી બગલમાં દબાવી અને અમે બંને નાથાને ઉપાડી ઘરમાં આવ્યાં.

નાથો બેભાન જ હતો. અનુપમાને તો થઈ જ ગયું કે નાથામાં જીવ નથી. પણ મેં ધીરજ આપી ને ઉપાય કરવા કહ્યું. મેં કપડાં બદલાવ્યાં, અનુપમાએ તરત જ મારો ગરમ કોટ લાવી એને પહેરાવી દીધો, ખાટલે સુવાડ્યો, બંને સગડીઓ સળગાવી ખાટલા નીચે મૂકી અને બ્રાન્ડી લઈ હાથપગ ચોળવા લાગી. હજુ અનુપમાને ખાત્રી નહોતી કે નાથો જીવતો છે.

પણ તેના સાનંદાશ્ચર્ય વચ્ચે થોડી વારે નાથો સળવળ્યો ને ગરમી આવી એટલે તેણે આંખો ઉઘાડી. હું દૂર ઊભો હતો. તેનું માથું અનુપમાના ખોળામાં હતું. નાથાએ અસ્પષ્ટ અવાજ કાઢ્યો: 'ભાભી.'

એની ભાભીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. હર્ષનાં કે શોકનાં — ના એ તો એ જાણે. પોતાનો દીકરો આજ મરણપથારીએ પડ્યો હોય એટલી ચિંતા તેના મોં પર હતી.

તે જ વખતે જગત રડ્યો. પણ જગતની મા આજે નાથાની મા થઈ હતી. અનુપમાએ ધ્યાન ન દીધું. હું જગતને હીંચોળી ઉંઘાડી આવ્યો.

બહાર વરસાદ રમઝટ વરસી રહ્યો હતો. વીજળીના કડાકા થઈ રહ્યા હતા. મધરાત જામી ગઈ હતી. દૂરદૂરથી કોઈનાં છાપરાં ઊડવાના અવાજો આવી રહ્યા હતા. કોઈની બૂમો સંભળાતી હતી. છાપરા ઉપરથી ધોધબંધ પડતું પાણી કોઈ ભયંકર તાલ બજાવી રહ્યું હતું. જાણે બહાર શિવનું તાંડવ ચાલતું હોય તેમ ઘરમાં બેઠાં લાગતું હતું, અને વીજળી થતી ત્યારે જાણે ગિરની ભૂતાવળ બારણાંની તરાડોમાંથી હસી રહી હોય એવું લાગતું હતું. સારુબહેન, આ હું એ રાતની વાત કહું છું, જે એક રાતમાં ત્રીસ ઇંચ પાણી પડ્યું હતું.

નાથો ફરી આંખ બંધ કરી ગયો હતો. તેનો શ્વાસ જોરથી ચાલી રહ્યો હતો. મને કંઈક શંકા પડી. મેં પાસે જઈ હાથપગ તપાસ્યા. એ પાછા ઠંડા પડતા જતા હતા. અનુપમા મારા તરફ અનિમેષ નેત્રે જોઈ રહી હતી.

'તમને કેમ લાગે છે?'

'હાથપગ ફરી ઠંડા પડતા જાય છે. વાત ગંભીર બનતી જાય છે.'

અનુપમા ઘડીભર શૂન્યમનસ્ક મારી સામે જોઈ રહી અને કંઈ ન સૂઝ્યું એટલે ફરી શીશીમાંથી બ્રાન્ડી લઈ બધે ઘૂંસવા લાગી પણ એથી સુધારો થશે એમ તેને ખાત્રી નહોતી.

હું મૂંઝાતો બારી તરફ ગયો, બારી ખોલી બહાર જોવા પ્રયત્ન કર્યો. મધરાતના અંધારામાં બધું બિહામણું લાગતું હતું. થોડી વારે એ ભયંકરતા સાચા સ્વરૂપમાં બતાવતી વીજળી થઈ. મેં નીચે જોયું. શેરીમાં માથોડુંમાથોડું પાણી વહી રહ્યું હતું. હું વિચાર કરતો ઊભો હતો ત્યાં ઉપરથી મારા માથા ઉપર પાણીની ધારા પડી.

મને ત્યારે આ બધું ભૂતલીલા જેવું લાગ્યું. જાણે એ બધાં નાથાને લેવા આવ્યાં હોય ને નાથાને બચાવવાના અમારા મિથ્યા યત્ન ઉપર હસતાં હોય તેમ મને લાગ્યું. ત્યાં મને અનુપમાએ અંદર બોલાવ્યો.

'જુઓને, આ કંઈક આડુંઅવળું બોલે છે.' અનુપમાએ મને કહ્યું.

થોડી વારે નાથો બોલવા લાગ્યો: '...લાડુ તમારો. હેહેહે' નાત હલી છે. મોતાભાઈ, લાડુ પીરસો. ભાભી, તમે ય ઘરેણાં પહેરો... હેહેહે..'

વળી એ મૂંગો થઈ ગયો.

'તમે અત્યારે આપણા વૈદ્યને બોલાવી લાવો તો?'

'હું પણ એ જ વિચારતો હતો. પણ બહાર માથોડું માથોડું પાણી છે. હું શું કરું એ જ મને સૂઝતું નથી.'

મને મૂંઝાયેલો દીઠો એટલે અનુપમાની બધી હિંમત ભાંગી પડી. તેની આંખમાંથી દડદડ આંસુ ચાલવા લાગ્યાં. અનુપમા મૂંગી રડતીરડતી બ્રાન્ડી ચોળવા લાગી.

અમારી, સારુબહેન, કારી ન ફાવી.

થોડી વારે નાથાએ આંખો ખોલી ત્યારે હું પણ પાસે જ હતો. પણ તેનું પહેલું ધ્યાન તેની ભાભી તરફ ગયું. 'ભાભી, તમને હું સાંકળાં લઈશ, હો? ને મોતાભાઈ, તમને પાઘડી—મને ભૂલજો મા હો?'

તેણે બે હાથ ભેગા કર્યા અને એની ભાભીને પગે લાગ્યો. પછી થોડી વાર ટગરટગર મારી સામે જોઈ રહ્યો અને પછી આંખ બંધ કરી ગયો.

સારુબહેન, હું કમનસીબમાં નાથાને છેવટ સુધી વિશ્વાસ ન બેઠો.

પછી થોડી વાર શાન્તિ રહી અને પછી એકદમ તેનો ડાબો હાથ અને જમણો પગ ખેંચાવા લાગ્યા. આંખો બંધ હતી તે ખૂલી ગઈ, મોં વક્ર થતું ગયું અને ગણ્યા થોડાક ડચકાં ભરી અટકી ગયું.

આમ, સારુબહેન, એ ગાંડો નાથો આ ડાહ્યા જગતમાંથી ચાલ્યો ગયો.

હં, પણ તમે કેમ છેક સુધી અવાક્ જ બેઠાં રહ્યાં?—અરે! તમે તો રડો છો?'

'ના, વિનુભાઈ, હું ડાહ્યા-ગાંડાની વ્યાખ્યા શોધું છું—પણ અરે, આ બહાર કોણ ડૂસકાં ભરે છે?—અનુભાભી?

જયન્તીલાલ ઓઝા

# પુરાતન મિસરની તવારીખ


તુતખ આમન

**જેને આંગણે આજે કાળના તાંડવ સમું યુદ્ધ ખેલાઈ રહ્યું છે એ મિસરદેશે આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે જે સંસ્કૃતિ ને કળાલક્ષ્મી સર્જી હતી તેથી આપણે બહુ ઓછા જ્ઞાત છીએ. એ કાળની ઊડતી તવારીખનોંધ તથા તેની કળાનો આછોતરો પરિચય અહીં આપ્યો છે.**

મિસર! જગતની અપૂર્વ સંસ્કૃતિઓની કામદુગ્ધા! હજરત મૂસાને જેણે ખુદાઈ જ્ઞાન આપ્યું જેના ગર્ભમાં પ્લેટો ને હીરોડોટસે જ્ઞાનના પ્રથમ સંસ્કાર મેળવ્યા વિખ્યાત ગણિતી યુક્લિડ ને ભૌગોલિક સ્ટ્રાબોએ જેની ભૂમિ પર જ્ઞાનવિસ્તારની તમન્નાએ રખડપાટ આદરેલો એ મિસર, જે શ્રીકૃષ્ણના વખતમાં આર્યાવર્તનું એક સમાન બન્યું હતું તે અનિરુદ્ધ ને શાબની ભૂમિ એક વખતનું એ જાહોજલાલ મિસર, જેણે પતનરોગમાં પ્રાણ પૂર્યા. એક વખતની એ નીલ, જેના મુક્ત પ્રવાહે માનવસંસ્કૃતિના પહેલા ઘડતરને પરિપુષ્ટિ આપી આજે ક્યાં છે એ બધું? મિસર તો છે— આજે પણ; પરંતુ હતગૌરવ, પાંચ હજાર વર્ષની પોતાની ભવ્યતાના અવશેષો પર સમાધિ અનુભવતું. નીલ પણ આજે છે, એ લુપ્તપ્રાય અવશેષોની બાજુએ તાડની ઘટાઓ વચ્ચે વહેતી પણ ક્યાં છે એ ભૂતકાલીન ઉન્માદ? એની કરોડ પર જોવાએલી સંસ્કૃતિના અધઃપતન પર એનાં નીલાં જળ જાણે વિષાદભર્યાં મૌનમાં ડૂબી ગયાં છે એ જ ચક્રનેમિક્રમ છે, જે આર્યાવર્ત આજે અનુભવે છે

આટલાંટિકના તળિયે બેસી ગએલા પ્રાચીન લેમુરિયા ખંડના વતનીઓ આફ્રિકાના કિનારે પહોંચ્યા હોય તો જ ઇતિહાસના પ્રાચીન કાળમાં એટલી સંસ્કૃતિ અને જ્ઞાનસમૃદ્ધિની જાહોજલાલી એ પ્રજા ભોગવી શકી હોય અને એવી જ રીતે વિદ્વાનોની માન્યતા પ્રમાણે એ લુપ્ત ભૂમિના અવશેષો સમી દ્રાવિડી પ્રજાએ હિંદમાં આર્યોના આગમન પૂર્વે જે સંસ્કૃતિ નિર્માણ કર્યું, માનવસમાજની જે વ્યવસ્થિત જીવનપ્રણાલી ઉપજાવી તેણે વિજેતા આર્ય દળોને પણ પોતામાં મિશ્ર કરી દીધા. શ્રવણબેલગુળના ગોમટેશ્વરની પાર્વતીય પ્રતિમા, ગોપુરો વગેરે મિસરની પ્રાચીન પ્રતિમાનો પડઘો જ જણાય છે. એક વખત આફ્રિકા અને હિંદ એક વિશાળ ખંડથી જોડાયેલા હતા તેની સાખી થાય એ બાજુના છૂટા પડેલા કિનારાની પ્રજાઓના અવશેષો, જૂના રિવાજો અને વનશ્રીમાં મળી આવે છે ફરક માત્ર ભાવનામાં છે. ઇજીપ્તમાં કબ્રસ્તાનો પર માનવસમૃદ્ધિ અને શાહી દોલત ન્યોછાવર બની, હિંદમાં દેવસ્થાનો પર જનસમાજનું સર્વાર્પણ થવા લાગ્યું. નશ્વરદેહની માયા છોડી દેવત્વની કલ્પનામાં લોકમાનસ ગુલતાન થયું અને હજુ આ યુગમાં પણ ઈજીપ્તનો વારસો સાચવનારા અરબસ્તાનના સંપ્રદાયમાં કબર ઉપર અનર્ગળ ખર્ચ કરવાનો નમૂનો પઠાણો અને મુગલ શાહનશાહનોએ પૂરો પાડ્યો છે તેની કલ્પનાનું મૂળ ઈજીપ્તના પ્રાચીન મકરબા પિરામિડોમાં જ છે

મિસરની તવારીખનો આંક ઈ પૂ ૩૫૦૦થી તે ૩૨૦૦ સુધીના ગાળામાં મૂકવામાં આવે છે એનો પહેલો જ રાજા મેનીસ આપણા પુરાણોના વૈવસ્વત મનુ સાથે તેનું મળતાપણું જુઓ પુરાણો જણાવે છે કે મનુનો પુત્ર ઈક્ષ્વાકુ ને તેનો પુત્ર કુક્ષિ થયા જ્યારે મેનીસના પુત્રનું નામ એથીથોસ ને તેના પુત્રનું નામ કેનીકેનીસ મળી આવે છે મનુનો વંશ સૂર્યપૂજક હતો, તેમ મેનીસનો પણ મિસરના પહેલા રાજવંશના અમલમાં ચણાએલું અર્ધ મનુષ્ય ને અર્ધ સિંહના આકારનું 'સ્ફિંક્સ'નું બાવલું પણ સૂર્યદેવતાનું છે. શ્રી જ્વાલાપ્રસાદ સિંઘલના અભિપ્રાય પ્રમાણે, દૈત્યોને આર્યો બનાવવાનું કામ હાથમાં લેનાર નરસિંહ અવતારનું એ સૂચક છે વળી મિસરના બીજા એક દેવતાનું નામ ઓસીરીઆસ મળી આવે છે, એટલા પરથી આપણા પુરાણોમાંનો બલિરાજા તે બાબીલોન, મય, મિસર અને ફીનિશિયાનો દેવતા બન્યો હોય એવી કલ્પના બંધાઈ છે મિસર અને આર્યાવર્તનો સંબંધ બેશક સહસ્રાવધિ વર્ષો જૂનો છે, પણ એ પુરવાર કરવાને કોઈએ હજુ પૂરી કમર કસી ન હોવાથી એવા વેરવિખેર પ્રયત્નો સાથે તડજોડ કરવાને બદલે આપણે માત્ર તવારીખ રૂપે જ મિસરના ઇતિહાસનું રેખાદર્શન કરીએ

## મિસરી સંસ્કૃતિનો પિતા ઝોસર

મિસરના પહેલા બે રાજવંશોનો ઇતિહાસ પૂરતા પ્રમાણમાં હજુ નથી મળ્યો. પ્રખ્યાત ગ્રીક ઈતિહાસકાર માનેથોના લખવા મુજબ તેમની રાજધાનીનું શહેર થીબ્સ હતું ત્યાર પછી ત્રીજા રાજવંશના અમલમાં મિસરના ઉપલા ને નીચલા બંને વિભાગોનું એકીકરણ થયું, એનો પહેલો રાજા ઝોસર એણે પોતાની રાજધાની મેમ્ફિસમાં સ્થાપી એને હાથે જ મિસરમાં પહેલું પાકું મકાન બંધાયું, અને એના અમલથી જ પિરામિડ યુગ શરૂ થયો ઈંટોને બદલે પથ્થરનો ઉપયોગ હાથ આવતાં મિસરી કળાને જાણે પાંખો ફૂટી અત્યાર સુધી નાના રૂપવિધાનોમાં રાચતી એની કળા ઊર્ધ્વમુખ બની એ કળાલક્ષ્મીનું મૂળ તો ઠેઠ પ્રાગૈતિહાસિક કાળ સુધી જાય છે, પણ આ ઝોસરના યુગમાં તો તેનું વિધાન એટલી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું કે આજના નિર્માણશાસ્ત્રો પણ એમાં રજમાત્ર ચૂક નથી કાઢી શકતાં

ઝોસરયુગનું આ કલાગૌરવ એના શાણા પ્રધાન ઇમહોતપને જ આભારી છે સુલેમાનથી યે તે વધુ શાણો હતો ને મિસરની કહેવતનો પહેલો સર્જક એણે જ કરેલો વૈદકમાં પણ ને એવો જ નિપુણ હતો પોતાના સ્વામી ઝોસરને અમર બનાવવા એણે જ સક્કારાની પગથીવાળી પહેલી પિરામિડ ઊભી કરી ને એબીડોસ ખાતે તેના નામનો મસ્તબો બાંધ્યો મિસરના ઇતિહાસમાં એ એક એવું કલાનિર્માણ હતું, જે ત્યાર સુધી કોઈ માણસની આંખોએ ન જોએલું, ને જે આજે પાંચ હજાર વર્ષ પછી પણ જોનારાને આશ્ચર્યમૂઢ બનાવી દે છે એ પ્રગલ્ભ પ્રતિભાને લઈને જ ગ્રીકોએ તેને આદ્ય સ્થપતિનું સમાન આપેલું ને પછી તેને ઈમુથિસના નામે દેવપદે સ્થાપિત કરેલો

મગરિબ (પશ્ચિમ)ના વેરાનમાં ઊભેલ એકાકી કોઈ રાક્ષસ સમી ઝોસરની એ ચોરસ પિરામિડ મિસરની કલાલક્ષ્મીના નવજન્મની યાદ આજ પણ તાજી કરાવે છે એના એકેએક અણિયાનું કામ એટલું તો બારીક છે, કે પૅટ્રી તેને આજના કોઈ આંખના શસ્ત્રવૈદની બારી-



ફ્રોની સાથે નિઃસંકોચ સરખાવે છે! અતુલ સમૃદ્ધિ ને નિરુપદ્રવ શાંતિ વગર આવી કલાસાધના શક્ય ન બને. એ વખતની ચિત્રલિપિમાં મળી આવેલા કેટલાક લખાણો એ બાબતની સાક્ષી આપે છે અને એનું પાટનગર મેન્ફિસ? ઓછી તે કેલ્સી ને ટેમ્સથી તે હૅમ્પસ્ટેડ સુધી વિસ્તરતા આજના લંડન જેવડી એ મહાનગરી આજે તો રેતીના થર નીચે દફનાઈ ગઈ છે ને તેના પર આજના મિસરી ખેડૂતો ફેલાહીનોનાં હળ ફરે છે.

## પિરામિડ અને સ્ફિંક્સનાં સર્જન

**ત્યાર** બાદ ઈ. પૂ. ૨૭૦૦માં ઝોસરના અમલથી મિસરનો ચોથો રાજવંશ શરૂ થયો. એના અમલમાં પણ મુલકની આબાદી એવી ને એવી રહી હતી, ને સીનાઈનો દ્વીપકલ્પ તેણે જીતી લેતાં મિસરની ખનિજસમૃદ્ધિ પણ વિપુલ બની હતી. પરિણામે કેટલાક ચિંતકો એ સમયમાં 'કત, હ અને કા' (શરીર, મન ને આત્મા) પર ચિંતન ચલાવતા થયા હતા. ઈમહોતપનો ચીલો એ વખતે પણ ચાલુ રાખ્યો, પણ સ્થાપત્યને તેમણે ચોરસને બદલે ત્રિકોણનું સ્વરૂપ આપ્યું, જેને ગ્રીકોએ 'પિરામિડ'ને નામે ઓળખાવ્યું. એ વંશના ખુફુ, ખફરા ને મેંકાઉરાએ આજ પણ દુનિયાની અજાયબી તરીકે રહેલી ગીઝેની પિરામિડો બાંધી. તેમાં ખુફુની પિરામિડ સૌથી ભવ્ય ને ઝોસરની પિરામિડથી માત્ર ૨૦૪ ફૂટ નીચી છે એમાં કેટલાયે દીવાનખાના છે. જેમાં એનું મમી (શબ) છે એ દીવાનખાનું ૧૯ ફૂટ ઊંચું, ૩૪ ફૂટ લાંબું ને ૧૭ ફૂટ પહોળું છે. મહાન ગ્રીક ઇતિહાસકાર હીરોડોટસે મેળવેલી માહિતી પ્રમાણે તેના માટે રોજ એક લાખ મજૂરો કામે વળગતા ને દર ત્રણ મહિને તેમને છૂટા કરી દેવામાં આવતા. નાઇલને પૂર્વ કિનારેથી તે માટે પત્થરો લાવવામાં આવતા. તેર એકર પટમાં બંધાએલી એ પિરામિડમાં, પેટ્રીએ માંડેલા હિસાબ મુજબ, સરેરાશ અઢી અઢી ટનના ૨૦,૦૩,૦૦૦ પત્થરો વપરાએલા છે.

સ્ફિંક્સનું બાંધકામ બાવલું પણ કેટલાક ખફરાને નામે ચડાવે છે, કારણ તેના પર તેના નામનો ઉલ્લેખ મળી આવે છે. એનું શરીર સિંહનું ને ચહેરો કોઈ ફારોહનો છે, પણ ઈસ્લામી આક્રમણકારોએ એ ચહેરાને એટલો તો બેડોળ બનાવી મૂક્યો છે કે ઓળખી શકાતો નથી. ખફરા સાથે જોડાએલો 'રા' શબ્દ બતાવે છે કે તેણે સૂર્યપૂજાને મહત્ત્વ આપ્યું હશે. એના પછી મેંકાઉરાએ ચાર પિરામિડો બંધાવી—એક ૨૧૮ ફૂટ ઊંચી ને ત્રણ નાની. પ્રજાનાં સુખશાંતિ વચ્ચે આમ ચોથા રાજવંશે મિસરની કલાસમૃદ્ધિનો ઉચ્ચતમ વિકાસ સાધ્યો.

અને એ કલાસમૃદ્ધિ ને વૈભવના અનેક કારણો હતા. એક તો નીલની નહેરોએ મિસરનો પાક અનેકગણો વધારી મૂક્યો હતો. બીજું, એશિયનો તથા ન્યૂબિયનોને હરાવીને ખુફુ અને ખફરાએ સરહદ પર કિલ્લા ઊભા કરી પાકો બંદોબસ્ત રાખ્યો હતો. તેનો વેપાર ઠેઠ ક્રીત ને સીરિયા સુધી પહોંચેલો. આ બધું ૨૨૦ વર્ષના એ વંશના અમલમાંના કલાવિકાસ માટે આશીર્વાદ સમાન નીવડ્યું એ વખતે, માત્ર પા ઇંચના હાથીદાંતના ટુકડા પર કોતરાએલા ખુફુના ચહેરા ઉપર તેનો નિર્માતા જે ભાવોદ્રેકો ને સજીવતા આણી શક્યો છે તે આણવાની આજના આપણા સિદ્ધહસ્ત કીશલ્યમાં યે તાકાત નથી.

## હિક્સોસનું આક્રમણ અને પડતી

**પાં**ચમો રાજવંશ ગાદીએ આવે છે ને મિસરની કલા ચોથા વંશની બધી સમૃદ્ધિ તથા લાલિત્ય ગુમાવે છે, અને ઉદાસીન ગાંભીર્યભરી મૂર્તિઓની આકૃતિઓનું ખોખું જ માત્ર બની રહે છે. નીલમાં હોડીઓ ને તરાપાનું સ્થાન મછવા તથા વહાણો લે છે, પણ બહારનો વણજ ખેડાવાને બદલે પાંચમાથી તે પંદરમા વંશ સુધીનું મિસર અંદરોઅંદરના રાજકીય ને ધાર્મિક બખેડાઓમાં જ પરોવાઇ રહે છે; ને હજારો વર્ષ જૂનું એ મહારાજ્ય નાનાનાના રાજ્યોમાં છિન્નભિન્ન થઇ જાય છે. વચ્ચે બારમા વંશમાં મોટો ઊભરો આવી જાય છે 'આપુરા' જેવી સાહિત્ય કૃતિઓ નિર્માણ થાય છે. ફાયુમના ૨૭,૦૦૦ એકરમાં નહેરો બંધાય છે હાથીદાંતની કોતરણી ને મૃતાત્માઓના જનાનાને શણગારવાની કળા ખીલે છે. પણ મિસરની બાગેલી ફરીડ ફરી ટટ્ટાર નથી થતી. એ રાજઅરાજકતામાં જ બાબિલોનિયાનું મહાસામ્રાજ્ય નષ્ટ થઈ ખત્તીઓનું જોર વધ્યું.

આ હીન દશાનો લાભ હીક્સોસ નામની એક આક્રમક ને લડાયક પરદેશી જાતિએ લીધો. એનો ઉદ્ભવ હજુ નક્કી નથી જણાયો કોઈ તેને સેમેટિક ગણાવે છે, કોઈ આર્ય તો કોઇ હથ્થી-એશિયન મિશ્રિત લોહીની.

આ હીક્સોસ ચડાઇ સાથે મિસરમાં ઘોડાની પહેલી આયાત થઈ એ પહેલાં ઘોડાને પાળનારી જાતિ આવે સિવાય મેઈ ન હતી. આમી-

ચિત્રપરિચય (ઉપર) મિસરની કળાકૃતિના પ્રથમ જન્મ સમી સક્કારામાં આવેલી પગથીવાળી પહેલવહેલી પિરામિડ મિસરના પહેલા રાજા ઝોસરને અમર બનાવવા તેના શાણા પ્રધાન ઇમહોતપે ઇ. પૂર્વે ૨૯૫૦માં એ બંધાવેલી એ એક જ પિરામિડ ચોરસ છે, પછીની બાકી બધી ત્રિકોણ છે (બાજુએ) માણસના ચહેરા અને સિંહના શરીરના આકારનું જગતમાં અપૂર્વ એવું મિસરનું જંગી શિલ્પ-સ્ફિંક્સનું (સૂર્યદેવતાનું મનાતું) બાવલું અને ગીઝેની ભવ્ય પિરામિડો એ પિરામિડોના પેટાળમાં ચણેલાં ભૂગર્ભ મંદિરોમાં પુરાતન મિસરના રાજવીઓ અને મહાજનોના શબ તેમની સર્વસમૃદ્ધિ સાથે રાખવામાં આવેલ છે



**ચિત્રપરિચય** જમણી બાજુ (ઉપર) ૧–ગીઝેના ભવ્ય પિરામિડોમાંનો સૌથી ઊંચો ક્રીઓપ્સનો પિરામિડ, ૨–ઈ પૂર્વે ૧૪૦૦માં બંધાએલા લક્ઝરના વિરાટ મંદિરોની સ્તંભમાળા એ એકેક થાભલો બાવન ફૂટ ઊંચો છે તે પરથી મિસરના એ ભવ્ય મંદિરની વિરાટતાની કલ્પના આવશે (નીચે)–પ્રાચીન મિસરી સંસ્કૃતિનું છેલ્લામાં છેલ્લું સ્થાપત્ય—ઇ પૂર્વે પહેલા સૈકામાં થએલા ટૉલેમીના સમયનું—એડફુમાં કાળ ભગવાનનું મંદિર ૨–થીબ્ઝમાં આવેલા વિરાટકાય 'મેમ્નન' પૂતળા કહેવાય છે કે એમાંના ડાબી બાજુના પૂતળામાંથી હમેશાં સૂર્યોદય સમયે સંગીતનો સૂર નીકળતો તેથી એ 'ગાતો મેમ્નન' કહેવાય છે





ડાબી બાજુ હતશેપ્સુત નામની રાણી જેના રાજ્યકાળમાં ખબ શાંતિના સમયમાં લક્ઝર પાસેના કર્ણાકનાં ભવ્ય મંદિરો તથા બીજાં ઘણાં કલાસર્જનો થયાં

...ો સુદ્ધા તેથી બીનવાકેફ હતા ને તેને પૂર્વના નવેડા તરીકે ઓળખતા સંશોધકો માટે હીક્સોસ ચડાઈને લગતો આ મહત્ત્વનો પ્રશ્ન છે

સોળમા રાજવંશના દેવો પણ મિસરના પ્રાણીદેવતાઓથી જુદા હતા મિસરની પ્રજા પર એણે એ દેવોની પૂજા લાદવા માંડી, એક પછી એક મંદિરનો એણે નાશ કરવા માંડ્યા નવા દેવોની પૂજાનો ઈન્કાર કરનારા પુરુષો કતલ થવા લાગ્યા ને સ્ત્રીઓ ગુલામ બનવા માંડી મિસરી પ્રજા આખરે એ દમનથી કંટાળી ને તેણે બળવો કર્યો બળવો સફળ થયો ને રાજગાદી પર ખુદ મિસરનો જ સત્તરમો રાજવંશ આવ્યો પ્રજાએ જુલમનું એવું તો વેર વાળ્યું કે આજે એ હીક્સોસ વંશનો એકે ઉત્કીર્ણ અવશેષ સુદ્ધા હાથ નથી લાગતો

### પુનર્રચના

સત્તરમા વંશનો બધો સમય મિસરની પુનર્રચનામાં જ ખર્ચાય છે. ત્યાર બાદ એ વંશની જ શાખારૂપે અઢારમો વંશ ગાદીએ આવે છે એના શાસનકાળથી મિસર મહારાજ્ય બને છે ને એ આખા વંશના અમલને 'નવ સામ્રાજ્ય'નું નામ અપાય છે તેના પહેલા રાજા આમોસીએ મિસરના ઇશાન ખૂણે હજુ પગદંડો જમાવી બેઠેલા હીક્સોસોને ઉખેડી નાખ્યા મિસરને તેણે લશ્કરી સત્તાનું રૂપ આપી દીધું ને ઠેઠ પાલેસ્ટાઈન સુધી પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું

એના પછી થૂમોસિસે બધા આંતરિક ઝગડાઓ શમાવી સર્વ સત્તા એકહાથ કરી એણે ન્યૂબિયા પણ જીતી લીધું ત્યાર બાદ એની પુત્રી હતશેપસુત ગાદીએ આવી કશા પણ ઉપદ્રવ વગર ચૌદ વર્ષ એણે કરેલું રાજ્ય બતાવે છે કે મિસર તે વખતે પરિપૂર્ણ શાંતિ ભોગવતું હતું દર અલ-બહરીનું તેણે બંધાવેલું હોતપનું મંદિર ને કર્ણાકના સ્તંભો ભગ્નાવસ્થામાં યે એના અમલનું ગૌરવ જાળવી રહ્યા છે

સામ્રાજ્યના વિસ્તાર અને શાંતિના આશીર્વાદ સાથે મિસરની સમૃદ્ધિ યે વધી ને એ સાથે જ પ્રજાનો જૂનો કલાપ્રેમ ફરી પ્રગટી નીકળ્યો લાંબે ગાળે પુન પ્રગટેલી એની જ્યોતે સભર રોશની રેલાવવા માંડી પોશાક, હથિયારો, ઝવેરાત, કુંભારકામ, બધામાં નવીનતાએ પ્રવેશ કર્યો લોઢા ને કાંસાનો ઉપયોગ પણ શરૂ થયો પરંતુ ધર્મ હજુ જેવો ને તેવો સાંકડો, વહેમના જાળામાં ગુંથાએલો રહેલો જુદાજુદા પશુ-પક્ષીઓના પ્રતીકરૂપ બેશુમાર દેવોની પૂજા પ્રચલિત થઈ ગએલી.

### અખનાતન અને તુતંખ-આમન

આ પરિસ્થિતિમાં, એ જ વંશમાં ઈ. પૂ ૧૪મી સદીમાં થએલા અખનાતને ધરમૂળથી ક્રાન્તિ આણી. એકલા સૂર્યની પૂજા ચાલુ રાખી, એણે બીજા બધા દેવોની પૂજા બંધ કરાવી મિસરી કળાને આથી તેના સાંકડા વર્તુલમાંથી મુક્તિ મળી એ ક્રાન્તિયુગની કળા પહેલાની કળાથી એટલી તો નોખી પડી જાય છે કે તેની રાજધાની તેલ-અલ-અમર્નામાંથી મળી આવેલા એના અવશેષોને 'અમર્ના કલા'ને નામે જ ઓળખવામાં આવે છે

પરંતુ અખનાતન પછી તેનો જમાઈ તુતખ-આમન ગાદીએ આવતા તેણે તરત એને નાસ્તિક જાહેર કર્યો ને લોકમતને માન આપી બધી પુરાણી ધાર્મિક બદીઓને સજીવન કરી પરિણામે મિસરી માનસ હીણું થતું ચાલ્યું. કલા ને ચારિત્ર્યમાં હીનતા આવતા કૌવત પણ પરવાર્યું રાષ્ટ્રની સાંસ્કૃતિક ચેતના વિસરાવા લાગી ને સરહદના તથા આંતરિક ઝઘડા વધતા ગયા આમ જ્યારે મિસર નબળું પડતું જતું હતું, એક પછી એક રાજવંશ તેના પર બદલાયે જતો હતો અને જ્ઞાતિરચના થએલા ઉદયે ને ધર્મના પ્રાધાન્યે વ્યક્તિગત મહત્ત્વા-

ભૂમધ્ય સમુદ્ર

નાઈલનો પ્રદેશ

આફ્રિકાના પૂર્વોત્તર પ્રદેશને પરિપ્લાવિત કરતી નીલ—નાઈલ નદી મિસરદેશની જીવાદોરી સમી છે. આફ્રિકાના ઈશાન વિભાગમાં આવેલા ચાર હજાર માઈલના વિરાટ અને વેરાન મહારણમાં સર્પાકારે અને ગૌરવગતિએ વહેતી, અને જગતના મહા નદોની આગલી હરોળમાં આવતી એ નદીએ સીંચેલા ને સમૃદ્ધ કરેલા તટપ્રદેશ પર જ મિસરની પ્રાચીનતમ સંસ્કૃતિ જન્મી અને ઊછરી, અને આજે પણ મિસરની પોષક માતા એ જ છે. આ ઉપલા નકશામાં મિસરની પુરાતન સંસ્કૃતિના બધા મુખ્ય અવશેષો નીલના તટ પર ક્યાં ક્યાં પડેલા છે એ બતાવ્યું છે. ઍલેક્ઝાન્ડ્રિયાથી આસ્વાનના બંધ સુધી નીલને તીરે તીરે સળંગ રેલવે લાઈન ચાલી આવે છે, ને તેની અઢાર કલાકની સફરમાં, બંને બાજુના કિનારા પર, તાડના ઝુંડથી ભાતીગળ બનેલા પાંચપાંચ માઈલ સુધી પથરાયેલા ખેતીના હરિયાળા પટમાં, વચ્ચેવચ્ચે આવતા એ મહાન અવશેષો મિસરના ભવ્ય ભૂતકાળનો વિસ્મયભર્યો રોમાંચ કરાવી જાય છે.

ત્રીજો ટૉલેમી યુઅરગેટીસ મહાન લડવૈયો હતો. એણે મિસરનું સામ્રાજ્ય મિસર અને સાયરેનીકા ઉપરાંત ન્યૂબિયા, ઇથિયોપિયા ને અરબસ્તાનનો થોડો ભાગ, પાલેસ્ટાઇન ને ફીનિશિયાથી માંડી ઠેઠ આયોનિયા ને ગ્રેસ સુધી જમાવ્યું. એ સાથે સાહિત્યને પણ એણે એટલું જ પોષણ આપેલું ને દુનિયાના ખૂણેખૂણાથી હસ્તલિખિત ગ્રંથો મેળવી સિકંદરિયામાં સંઘર્યા હતા. એના કાળમાં જ મહાન ગ્રીક સમા-

લોચક ઍરિસ્ટોફેનીસ, મહાન ભૌગોલિક ઍરેટોસ્થિનિસ ને કવિ ઍપોલોનિયસ જેવા સિતારાઓએ પ્રથમ પ્રકાશ દેખ્યો હતો.

### ક્લીઓપેટ્રા

પચીસ વર્ષના અમલ પછી યુઅરગેટીસ અવસાન પામ્યો. ઇતિહાસકારોના કથન મુજબ એના પછી નવ ટૉલેમીઓ મિસરની ગાદીએ થયા, જેમાંનો છેલ્લો ટૉલેમી ઑલેટીસ ઈ. પૂ. ૫ માં મર્યો ત્યારે પોતાની પાછળ ચાર સંતાનો મૂકતો ગયો: ક્લીઓપેટ્રા ને આર્સિનોઈ નામની બે પુત્રીઓ ને ટૉલેમી નામના બે પુત્રો. તેમાં મોટો ટૉલેમી ઉમરલાયક થતાં ક્લીઓપેટ્રાને પરણ્યો ને બંને સાથે રાજ્ય ચલાવે એવી એણે કરેલી ગોઠવણથી એ સહોદર પતિપત્ની મિસરની ગાદીએ બેઠાં. (મિસરના નરેશો મારફત સગાં ભાઈબહેનોએ લગ્નસંબંધથી જોડાવાની પદ્ધતિ ટૉલેમીઓએ વહેલી જ અખત્યાર કરી લીધી હતી.)

આ તે જ ક્લીઓપેટ્રા, જેની મહત્ત્વાકાંક્ષાએ મિસરના ઇતિહાસમાં એક અવનવું રંગમંચ ઉમેર્યું છે. પતિના હાથ નીચે રહી સત્તા ચલાવવામાં તેની મહત્ત્વાકાંક્ષા ઘવાઈ ને એણે સ્વતંત્ર થવા પ્રયાસો કર્યાં. પરિણામે લડાઈ થઈ ને તેને નાસી જવું પડ્યું. રોમની ત્યારે ચડતી કળા હતી. ટૉલેમીઓના ઘણાખરા સંસ્થાન એણે લઈ લીધા હતા ને તેના કૉન્સલ જુલિયસ સીઝરે તેના સામ્રાજ્યની સરહદ અનેકગણી વધારી મૂકી હતી. ક્લીઓપેટ્રા નાસીને સીધી તેની પાસે પહોંચી. એના રૂપ અને લાવણ્ય પર મોહિત થયેલા સીઝરે તેને મદદ આપી ને તે મિસર પર ચડાઈ લાવી. મોટો ટૉલેમી લડાઈમાં નાશ પામ્યો. રોમનોના આગ્રહથી એ નાના ટૉલેમીને પરણી, પણ પછી તેને ઝેર આપીને સત્તાને માટે આવતી એ આડખીલી પણ તેણે દૂર કરી ને એકહથ્થુ સત્તા પ્રાપ્ત કરી.

હવે તે રોમમાં જ જુલિયસ સીઝર સાથે રહેવા લાગી. ઈ. પૂ. ૪૭માં એને એક પુત્ર જન્મ્યો. એ પુત્ર સીઝરથી થયો હોવાનું જાહેર કરી એણે સીઝેરિયન નામથી તેને મિસરની ગાદી પર બેસાડ્યો. સીઝર સાથેના આ જોડાણે રોમમાં ખૂબ ફફડાટ મચાવ્યો હતો. આખરે સીઝરનું ખૂન થયું ને ક્લીઓપેટ્રા મિસર નાસી આવી. સીઝર પછી રોમના ઉત્તરાધિકારી તરીકે આવેલો ઍન્ટની પણ આ અદ્ભુત લાવણ્યવતી મહારાણી પાછળ એટલો જ ગાંડો બન્યો ને ક્લીઓપેટ્રા પાછી મિસર છોડી રોમ આવી રહી.

રોમનો પહેલેથી જ ક્લીઓપેટ્રાને ધિક્કારતા આવ્યા હતા, તેમાં ઍન્ટનીએ જ્યારે જાહેર કર્યું કે ક્લીઓપેટ્રાથી પોતાને થનારું સંતાન રોમનો ઉત્તરાધિકારી બને ત્યારે તો તેમના ગુસ્સાનો પાર ન રહ્યો. ક્લીઓપેટ્રાને તેમણે દેશની દુશ્મન જાહેર કરી ને જુલિયસ સીઝરની બહેનના પૌત્ર ઑક્ટેવિયનની સરદારી નીચે બધા એકત્ર થયા. આથી ક્લીઓપેટ્રા ને ઍન્ટની બંને ઈ. પૂ. ૩૧ના સપ્ટેમ્બરની ૨ જીએ મિસર નાસી છૂટ્યાં. ઑક્ટેવિયન ત્યાં પણ પાછળ પડ્યો. છેવટે કંઈ આશા ન રહેતાં ક્લીઓપેટ્રાએ તેનું કહેવું કબૂલી, ઍન્ટનીનો છળથી અંત આણ્યો, પણ પાછળથી ઑક્ટેવિયનના હાથે જ એનો ને એના પુત્ર સીઝેરિયનનો પણ અંત આવ્યો ને મિસર રોમન સામ્રાજ્યનું એક અંગ બની ગયું.

આ ઑક્ટેવિયનને રોમનોએ પહેલો બાદશાહ બનાવ્યો ને સેનેટે ઈ. પૂ. ૨૭માં તેને ઑગસ્ટસનો ઇલકાબ આપ્યો, પણ મિસરનો કારોબાર સેનેટના હાથમાં ન સોંપતાં એણે એને પોતાનો અંગત પ્રાંત જ ગણ્યો ને પોતા તરફથી તેનું શાસન ચલાવવા મિસરમાં એક મંત્રીસભા નીમી જે 'ઑગસ્ટલ પ્રીફેક્ટ'ના નામથી ઓળખાઈ.

એમાંની પહેલી પ્રીફેક્ટના વખતથી જ મિસર રોમનું કોઠાર





ડાબી બાજુ રાજવંશી શિરપેચ અને પવિત્ર ગરૂડનું ચિહ્ન ધારણ કરેલી રાજા ખફરેનની, નીલમણિ પત્થરની, ઈ. પૂર્વે ૨૮૦૦ની આ પ્રતિમા ગીઝેના પિરામિડ માંથી મળી છે જમણી બાજુ ઇ. પૂર્વે ૫૭૦માં વર્ષમાં થયેલા રાજા વાહ ઈબ રીની આ બેઠી પ્રતિમા મિસરની પ્રાચીન કળાનો સુંદર નમૂનો છે

### પ્રાચીન મિસરની કળા

પ્રાચીન મિસરની કળાએ દશ્યસૃષ્ટિના અનુપમ આવિર્ભાવો શિલ્પમાં ઉતારી માનવજાતિ સમક્ષ કળાનો એક એવો ઉત્કૃષ્ટ આદર્શ મૂકી દીધો છે કે તેની આગળ ગ્રીક કળા પણ ઝાંખી પડતી લાગે. ઇતિહાસના પડળો હજુ પૂરા દૂર થયા નથી ત્યાં સુધી પ્રાચીન મિસર જ સર્વ કળાઓની ગુરુકૂંચી ધરાવતું દેખાય છે આસીરિયા અને હિંદની કળાઓને તેની સાથે કેટલો સંપર્ક હતો તેના તરફ પણ રસપ્રદ પ્રકરણ બની શકે પ્રાચીન મિસરમાં ખુરશી અને ઊંચી બેઠકનાં આસનો છે, ને સાથે જમીન પર પલાંઠી મારી બેઠેલી રાજપ્રતિમાઓ અને સાહિત્યલેખકો (જુઓ પૂઠા પરનું ચિત્ર) પણ છે મિસરના લાલ, ભૂરા ને શ્રીકાર રંગોની અસર હિંદમાં આવેલી જાતિઓના પહેરવેશમાં દેખાશે. પણ હિંદ અને મિસરનો સંબંધ ગુરુશિષ્યનો છે કે કોઈ પ્રાચીન પ્રજાના સરખા વારસદારો તરીકેનો છે તેની તપાસ પણ જરૂરી છે દક્ષિણની પ્રચંડ પથ્થર-પ્રતિમાઓ, ગોપુરો અને સાગરમાં લુપ્ત થએલ મહાબલિપુરના પાષાણ-મંદિરોના આદ્ય સ્વરૂપો ક્યાંથી આવ્યાં, તેનો વિકાસ હિંદમાં જ થયો કે બહારથી તેનાં સૂચન મળ્યાં? ઈ. સ. પૂર્વેના રાજવંશોમાં મૃતક રાજપુરુષોની પ્રતિમાઓ કરી રાખવાનો રિવાજ હતો અને તે સ્થાનને દેવકુલ કહેવામાં આવતું પિરામિડની કબરોનું એ કોઈ સરકારી રૂપ હશે? આ બધા પ્રશ્નો ઉકેલ માગે છે

બની ગયું. બીજા પ્રીફેક્ટના અમલમાં મસાલાનો વેપાર એકહથ્થુ લેવા ઇલિયસ ગૅલસે અરબસ્તાન પર હલ્લો કર્યો, પણ નિષ્ફળ ગયો. ત્રીજા પ્રીફેક્ટે નાઇલની જૂની નહેરોનો પુનરુદ્ધાર કર્યો ને હિંદ સાથે સીધો વેપારી સંબંધ બાંધ્યો. એ પછીના શાસનકાળમાં મિસરની બધી પૌરાણિક અસરો નાબૂદ થઈ ગઈ.

અને રોમે ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યા પછી તો બુતપરસ્ત અને બેનપરસ્ત મિસરમાં નવો જ સંઘર્ષ ઊભો થયો. ગ્રીસથી ઊલટું રોમન સામ્રાજ્ય માત્ર તલવારના બળે જ ત્યાં ટકી રહ્યું હતું. એ અપ્રિય તો હતું જ, તેમાં વળી ધર્મની બાબતમાં એણે હસ્તક્ષેપ કર્યો એટલે ત્યાંના આર્થિક અંધેર ને અવ્યવસ્થા ફાટી નીકળ્યાં ક્રિસ્ટોફ કૉન્સ્ટેન્ટિયાએ ને બીજા મિસરીઓની ખ્રિસ્તીઓએ ત્યારે આદરેલી કત્લ આજ પણ રૂવાં ખડાં કરે એવી છે.

### અરબોનો પ્રવેશ

આ આંતરિક અંધેરનો લાભ લીધો ઈસ્લામ નીચે નવજીવન પામેલા અરબસ્તાને ઈ. ૬૪૦માં અમ્ર નામનો તેનો સરદાર મિસર પર અતુલ સૈન્ય સાથે ચડી આવ્યો. બે વર્ષ સુધી તો રોમન સેનાપતિ સાઈરસે અરબોને ખાળી રાખ્યા, પણ દહાડે દહાડે એનું બળ ઘટતું ગયું, જ્યારે અરબ સૈન્યમાં તાજો કુમેક મળતો રહી એનું બળ વધતું જ ચાલ્યું. આખરે સાઈરસ સિકંદરિયાના બારામાંથી નાસી છૂટયા ને મિસર અરબોને હાથ પડ્યું. ક્રમશઃ મુલ્કોમાંથી નવા ધર્મ સ્વીકારેલા મુસલમાનોના ધાડાં ત્યાં વસવા આવી લાગ્યાં ને મિસરના રાષ્ટ્રીયત્વનો હ્રાસ થવા સાથે જ એના ધર્મ, ભાષા વગેરેનો પણ હ્રાસ થયો.

મિસરની પુરાણી તવારીખનો અહીંથી અંત આવે છે. દહાડે દહાડે મિસરીઓ પોતાનું પ્રાચીન સ્વત્વ ભૂલતા ગયા અને આજે તો

પોતાને 'અરબ' તરીકે ઓળખાવવામાં જ તેઓ ગૌરવ લેતા થયા છે. ભૂતકાળના મિસરની આજ એમને કંઈ પડી નથી. એમને મન એમનું સાચું ગૌરવ તો દમાસ્કસ અને ઈસ્પહાન, કૉર્ડોવા ને ગ્રૅનેડા, ઈસ્તંબુલ અને બુખારામાં જ રહેલું છે. બેન ગરસ (સૂર્યમંદિરો)માં ઊભેલી એમના દેશના પુરાણા દેવતાઓની મૂર્તિઓ અત્યારે તો રઝળપાટમાં કોઈ સંશોધકમંડળ કે વિદ્વાન વ્યક્તિનું જ આકર્ષણ રહી છે. માય, અઝ્ટેક ને ટોલ્ટેક, સુમેર, બરબ ને અસુર સંસ્કૃતિઓથી યે પુરાણી સંસ્કૃત એ ભૂમિ, જગતને એના સાચા વ્યક્તિત્વનું ભાન કરાવવા હજારમાંથી યે હજુ આર્ય સંસ્કૃતિ તરફ નજર નાખી રહી છે. એ નજર સાર્થક બનાવવા જેટલાં ખંત અને શક્તિ આપણી પાસે છે?




પ્રાચીન મિસરની સંસ્કૃતિનો ખ્યાલ આપતા આલેખ (ખોદકામમાંથી નીકળેલા પ્રમાણભૂત સાધનો ઉપરથી)
(૧) તાડની સોટીઓમાંથી બનાવેલી પ્રાથમિક ગામઠી ઝાંપી, અને તે પરથી ધીમેધીમે વિકસેલું પાકું બારીયું (૨) ઇ. પૂર્વે ૩૫૦૦ના સમયનું મિસરનું પ્રાથમિક કાચું ઝૂંપડું, જેનું બાંધકામ તાડ અને પેપીરસના ઘરા પર માટી-કાદવ થાપીને કરવામાં આવતું. તે પરથી વિકાસ પામીને ન ૫ તથા ૮ના નમૂના મુજબની સ્થાપત્યરચના થઇ (૩) ઇ. પૂર્વે ૩૦૦૦ની, ગમે ત્યાં ફેરવી શકાય તેવી પાટિયાની કોટડી. એમાં હવાની વવધટ અને સૂર્યના પૂરતી દૂર રાખવા માટે ઉપરની આકૃતિમાં બતાવ્યા પ્રમાણે પાટિયાં દોરીથી બાંધેલાં છે (૪) ઇ. પૂર્વે ૧૩૫૦માં નહાવાની રીત (૬) ઇ. પૂ. ૧૩૬૫ની અનાજની કોઠીઓ (૭) તે કાળનો અરીસો, ઓશીકું, તે સમયે રોટી બનાવવા માટે લોટ બાંધવાની, રોટીના ઘરામાં લોટ રાખવાની તથા શેકવાની ક્રિયાઓ. રોટીના ઘરાં તથા ચૂલો જોવા જેવા છે

**સંસારનાં શહેરો** (અનુ૦ પૃ. ૨૧૮થી) અભ્યાસાર્થે આવે છે. ઑક્સફર્ડ કે કેમ્બ્રિજનો જન્મ નહોતો થયો તે પહેલાથી મુલકેમુલકના વિદ્યાર્થીઓ અહીં શરીઅત પઢવા આવતા, ને હજી આવે છે. તેમાં ઐતિહાસિક કલાના નમૂનાનું ખાસ સંગ્રહસ્થાન પણ ગોઠવવામાં આવ્યું છે.

એ ઉપરાંત 'સિટાડેલ'—સલાદીને બંધાવેલો ગઢ, અબ્-કાલાનો અરબ સ્થાપત્યનો પુરાણો દરવાજો અને ત્યાંની મસ્જિદોના ઘુમ્મટ તથા મિનારા અદ્ભુત લેખાય છે. ગીઝાના પિરામિડના પથ્થરો વડે તે બાંધવામાં આવેલા છે.

શિયાળામાં શહેરનું હવામાન, સૂકું ને આરોગ્યદાયી છે, ઉનાળામાં ઉકળાટભર્યું. ચોમાસું તો અહીં નહિ જેવું છે, પણ સપ્ટેમ્બર, ઑક્ટોબર ને નવેમ્બરમાં નાઈલના પૂરથી મિસરનો પ્રદેશ રેલી રહે છે. અનારોગ્ય ગણાતા આ શહેરમાં અંગ્રેજોના આગમન પછી દાખલ થએલી સુઘડતા, પાણીની આયાત ને ગટરની રચનાથી હવે મરણપ્રમાણ ઘટી ગયું છે.

ઝવેરાત, સુતર, ખાંડ, કાગળ, રેશમી કાપડ અને ચામડાના ઉદ્યોગો ને કારખાનાંને લીધે અહીંનો વેપાર ધમધોકાર ચાલે છે. દારૂગોળા બનાવવાના કારખાના પણ અહીં છે.

કૈરોથી દક્ષિણે કેપટાઉન સુધી ને પૂર્વે મેસોપોટેમિયા સુધી ધોરી હવાઈ માર્ગ છે.

સંસ્કૃતિના ધ્વંસની ગર્જના કરતું મહાયુદ્ધ આજે ભીષણ તાંડવ ખેલતું જે ઇજિપ્તને આંગણે ઊતર્યું છે તેની રાજધાનીનો આ પરિચય

# ભૂતકાળની શોધમાં

કચ્છના રણપ્રદેશ પર જ્યાં એક કાળે સાગર ઘૂઘવતો તેના અવશિષ્ટ એંધાણો ને ખંડિયેર ખંડેરોની ભાળ કાઢવા માટે કરેલા પગપાળા પ્રવાસની લેખમાળા

કોટડાપત્તનના અવશેષોને પોતાના પેટાળમાં સમાવીને પડેલો ટેકરો (સ્કેચ લેખક)

## ૪—કોટડાપત્તન

'આપણા ઘરનું તો એમને કંઈ ખપે નહિ, એટલે ગાડારાજને મોટા મંદિરે લઈ જા ને ત્યાં મોટા બાપજીને કહી એમના રાત ઉતારાપાણીની તજવીજ કરાવી આવ !' ડોશીમાએ ગાડાવાળાને કહ્યું ને પછી મને કહેવાને બોલ્યા,' ગાડારાજ, રસ્તામાંથી મોદીને ત્યાંથી એક નાળિયેર લેતા જજો એ નાળિયેર અને પૈસો મોટા બાપજીને પગે લાગીને પછી તેમની સામે ધરજો '

નાળિયેર લઇ ગાડાવાળાની જોડે હું મોટા મંદિરે પહોંચ્યો વિશાળ ચોગાનમાં એક મોટું મંદિર દેખાતું હતું તેમાં લોકોની સારી અવરજવર જણાતી હતી. તે મંદિરની સામે ઘણું વિશાળ બે માળનું મકાન આવેલું હતું. એમાં 'મોટા બાપજી' કહેવાતા કુવરગામના મહંતની ગાદી હતી ઓસરીમાં સામાન મૂકી હું અંદર ઓરડામાં ગયો. ત્યાં એક આસન ઉપર ભગવાં વસ્ત્રોમાં એક વૃદ્ધજન બેઠેલા બેઠા હતા. તેમની મુખાકૃતિ જોતાં જ સમજાઇ ગયું કે એ જ મોટા બાપજી છે, એટલે ડોશીમાએ કહ્યું હતું તેમ, એમને પગે લાગી, નાળિયેર ને પૈસો તેમની સમક્ષ ધરી હું ઓસરીમાં આવીને એક સ્થળે બેસી ગયો. બાપા મારી સામે જોઈ રહ્યા પછી મોટા બાપજી બહાર ઓસરીમાં આવ્યા. ક્યાં છો, ક્યાંથી આવ્યા, ક્યાં જવું વગેરે પૂછી લઇ તેમણે એક માણસને બોલાવીને કહ્યું કે 'આ ગાડારાજને સીધુ ને છાણાં આપ એટલે રાંધી ખાય '

એ વેળા નવ તો વાગી ગયા હતા રાંધતાં આપણને ખાસ આવડે નહિ, એ છતાં વગર તસ્દીએ થઇ શકે તેવી કોઈક વસ્તુ ખીચડી કે ભાત મૂકી દઉં તો ય અગિયાર વાગી જવાના, એટલે એ કડાકૂટમાં પડવા કરતાં જો થોડું ક દૂધ મળી રહે તો પીને ચલાવી લેવું, નહિતર આમ જ સૂઇ રહેવું, એવો વિચાર કરી મે કહ્યું 'બાપજી, સીધાની તસ્દી મારા માટે લેશો નહિ. જો બશેરેક દૂધ મળી શકે તો સારૂં, નહિતર કાઇ ખાસ તકલિફ લેશો નહિ ' બાપજીએ મેં કહ્યું તેટલું જ દૂધ મંગાવી આપ્યું ને તે જેવું આવ્યું તેવું જ હું પી ગયો

'ગાડારાજ, એકલા દૂધમાં શું વળવાનું હતું ? આ થોડાક ચણા ખાઇ લ્યો' એમ કહી મોટા બાપજી એક વાડકામાં અર્ધો પોણો શેર શેકેલા ચણા મૂકી ગયા. આપણે ધીમેધીમે અર્ધા કલાકમાં તે સાફ કરી નાખ્યા. રાતના ૧૧ વાગ્યે મંદિરની ધમાલ શાંત પડી ઓસરીમાં પથારીઓ ગોઠવાઇ ને તેમાંની એક મને મળી મારી બાજુમાં જ મોટા બાપજીના એક શિષ્ય જેવા લાગતા ભાઇ સૂવા આવેલા. મેં તેમને કુવરગામની પ્રાચીનતા વિષે પૂછપરછ કરી અહીં કાંઈ પ્રાચીન જેવું નથી એવો તેમણે ઉત્તર આપ્યો. મારી બીજી બાજુની પથારી ઉપર મોટા બાપજી આવીને પડ્યા. તેમણે મારી જોડે વાતો કરવી શરૂ કરી. એમણે મારા ઉતારાની જે સારી સગવડ કરી આપી હતી ને મારા વાળુની ખાસ કાળજી રાખી હતી તે બદલ તેમના આભારનો થોડોક ભાર મારૂ હૃદય અનુભવી રહ્યું હતું, એ હળવો કરવાની આ સારી તક જાણી હું બોલ્યો. 'બાપજી, આપે તો આ સરસ આશ્રમ સ્થાપ્યો છે, કેવું વિશાળ મકાન બંધાવ્યું છે, શી સુંદર સગવડો છે' આમ મોટા બાપજીની સ્તુતિ મે કરી મારી વાતો આજુબાજુ સૂતેલા માણસોએ સાંભળી હશે તે વિષે શંકા નથી થોડાક માણસો એ સાંભળી તો અંદર અંદર વાતો કરતા મોઢું દૂંઓ દઈ કશીક બાબત ઉપર હસતા પણ લાગ્યા; પણ તેમની વાતોનો વિષય જુદો જ હોવો જોઇએ એમ માની મે મારી વાતો ચલાવ્યે રાખી અને એમાં જ મને ઊંઘ આવી ગઈ.

રાતના ત્રણેક વાગ્યા હશે મને પેટમાં આકડી આવી ને હાજત થઈ અર્ધાઅર્ધા કલાકે દસ્ત થવા લાગ્યા મને સમજાઇ ગયું કે બશેર કાચું દૂધ પીને તેની ઉપર અર્ધો પોણો શેર ચણા ખાઈ ગયો છું, એટલે જે થયું છે તે યોગ્ય જ થયું છે. એમાં વાંક આપણો જ છે.

માંડમાંડ સવાર પડી. મારા હાંજા ઢીલા થઈ ગયા હતા. દાતણ-પાણીથી પરવાર્યો ને ચા આવી તે પીધી એટલે મન જરા સ્વસ્થ થયું. એટલામાં મંદિરના ચાકરડા જેવા બે માણસો આવ્યા ને મોટા બાપજીને ઉંચકી બોલાવી તેમની ધૂળ ખંખેરવા લાગ્યા પછી તો ગાળો પણ ભાંડવા મંડી ગયા એ જોઇ હું તો સ્તબ્ધ થઇ ગયો ! પાસે બેઠેલા માણસને મેં એનું કારણ પૂછતાં તે બોલ્યો. 'અરે, આ શાના મોટો બાપજી ? તમે ય ઠીક લાગો છો ! મોટા બાપજી તો મહંતોના મેળામાં દ્વારિકા ગયા છે. આવો આ તો અહીં કોઠાર સાચવે છે ' હું તો આ સાંભળીને રાંક થઈ ગયો ! કાલે આને મોટા બાપજી લેખીને હું પગે લાગેલો ને સૂતી વખતે એના બારોબાર વખાણ કરેલા એ બધુ જોનારા ને સાંભળનારાઓએ મારા વિષે શુ ધાર્યું હશે ? રાતે પેલા માણસો મોઢે ડૂચો દઈ હસતા હતા તેનો ભેદ હવે સમજાઇ ગયો ખૂબીની વાત તો એ હતી કે મારા આ કલ્પિત મોટા બાપજી પણ મારી વાતોનો વિરોધ કર્યા વિના ઢોંગ ચલાવ્યે ગયા હવે મને આ સ્થળે રોકાવામાં માલ ન લાગ્યો અને કુવરમાં પણ પ્રાચીન જેવું કાંઇ નથી તે રાત્રે જ જાણી લીધું હતું સદ્‌ભાગ્યવશાત્ મજૂર પણ મને મંદિરમાં જ મળી ગયો એટલે રણના કાંઠે, કુવરથી ચાર ગાઉ આઘે, રાપુ નામનું ગામ છે ત્યાં જવા હું રવાના થયો. રાપુ બપોર પછી પહોંચાશે એટલે નાસ્તા માટે કંઈક મળે તો લઈ લેવું એમ વિચારી બજારમાં થઇને હું નીકળ્યો. દસ બાર દુકાનોની એ બજાર હતી ને તેમાં કંદોઈની દુકાન એકેય ન મળે. એક મોદીને ત્યાં પેંડા હતા તે લઈ ગામ બહાર જઇ નાસ્તો કરવા બેઠો, કારણ આ વિસ્તારમાં પાણીની ઘણી તંગી હતી, અને રાપુ સુધી રસ્તામાં એકે ગામડું આવવાનું નથી એમ મજૂરે કહ્યું હતું પેંડા ખાધા તો કેટલાય દિવસના જૂના લાગ્યા, બકરીના દૂધનો માવા પૂરેલો તેમાં થોડોક માવો જણાયો ખાઇને માઈલેક ચાલ્યો હોઈશ ત્યાં મને ઊલટી થઈ સહેજ આગળ ચાલ્યો હોઈશ કે દસ્ત થયો અને તાવ પણ ડગલાં ભરાવા લાગ્યો. પણ ચાલ્યા વગર છૂટકો નહોતો.

ત્રણેક માઈલ ચાલ્યા પછી એક નાની નદી આવી. તેના બે વહેળા હતા. સામે પાર એક નાનું ફળિયું હતું તેની પાસેના ઝાડ નીચે ત્રણ આયરો ઘેટાંબકરાં લઇને બેઠા હતા હું પણ જરા વિસામો ખાવા

ત્યાં બેસી ગયો. આ આયરો મરજી ને સારા માણસો લાગ્યા. તેમાંનો એક તો કુવરનો જ હતો. વાતો કરતાંકરતાં મેં તેમને પૂછ્યું 'આ ગામ જ્યારે દરિયો હતું તે વખતના કોઈ બંદરના અવશેષો આટલામાં છે? તમારામાંથી કોઈની પાસે જૂના વખતના સિક્કા છે ખરા?' મારી વાત સાંભળી કુવરવાળો આયર તરત બોલી ઊઠ્યો: 'તમે કહો છો એવું તો તમે પછવાડે જ મૂકતા આવ્યા છો. પણ જ્યારે દરિયો હતું તે વખતે કુવરમાં વહાણો લાંગરતાં એ વખતે ગોદી હતી તે ટેકરો પણ હજુ છે. કુવરને એ જમાનામાં કોલાપુરપાટણ કહેતા. કુવરની આથમણી બાજુ બે ખેતરવા દૂર રણનો જૂનો કાંઠો આવેલો છે ત્યાં એ ટેકરો ઊભેલો છે. પાસે જ તરેણુ નામનું ગામડું છે, તેમાં તરેણુ માતાનું મંદિર છે. વળી તમે આગલા વખતના સિક્કાઓની વાતો કરો છો. એવા બેત્રણ ચાંદીના સિક્કા તો મારા ઘરમાં છે.'

આ સાંભળીને મારા હર્ષનો પાર ન રહ્યો. પૂરી તપાસ વગર આવું મહત્ત્વનું સ્થાન છોડીને નીકળી આવવા માટે સંતાપ પણ થયો.

'તમે એ સિક્કા વેચાતા આપશો?' મેં આયરને પૂછ્યું. તેણે હા પાડી ને તેની સાથે હું કુવર પાછો વળવા તૈયાર થયો. મજૂરને મેં કહ્યું કે 'તું સામાન લઈને આ ઝાડની નીચે બેઠો રહેજે. હું બપોર સુધીમાં એ બધું તપાસી કરી પાછો આવું છું. પછી સાંજ સુધીમાં આપણે રાધુ ભેગા થઈ જઈશું. તને થોડાક વધારે પૈસા આપીશ.'

ચૈત્રના તાપે ફરી ત્રણ માઈલનો પંથ કાપી હું પાછો કુવર પહોંચ્યો. હું રાત રહેલો તે મંદિરની પછવાડે જ એ આયરનું ઘર હતું. સીંદરીનો ભરેલો ખાટલો તેણે ઢાળ્યો, આયરાણીએ નજીકમાં રહેતા કોઈ મહારાજને ઘેરથી પાણી મંગાવીને ચા મૂકી ને આયરે પટારામાંથી બે સિક્કા શોધી કાઢ્યા. બને ચાંદીના ને મુસલમાની કાળના હતા. મેં એકેક રૂપિયો આપીને બને વેચાતા લઈ લીધા.

સિક્કા ખરીદતી વેળા એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ. તેની ધાતુના વજન પ્રમાણે ચાલુ ભાવે જે કિંમત થતી હોય તેનાથી સવાઈ કે દોઢી આપણે આપવી જોઈએ. તેમ કરવાથી સિક્કાઓ સોની કંસારાને ત્યાં જતા બચી જાય છે. ને એ લોભે તો તેમને ગાળી તેમનો નાશ કરી પોતાના કામમાં લે છે. જો ગામડાના લોકોને એવી ખબર હોય કે સિક્કાના શોખીનો તેમની વધારે કિંમત આપે છે તો તેઓ કદી સોની કે કંસારાને વેચે નહિ અને આમ એ ઐતિહાસિક સાધનો કમોતે મરતાં બચી જાય. વળી સિક્કા કે તામ્રપત્રો શોધવાનું કામ વ્યવસ્થિતરીતે થવું જોઈએ. મોટા શહેરનું કોઈ મ્યૂઝિયમ અગર કોઈ ઇતિહાસસંશોધક સંસ્થા તેનું કેંદ્ર હોય ને તેના એકબે માણસો ગામડેગામડે ફરી હમેશ શોધ કરતા રહે તો જ ઇતિહાસસંશોધન માટે ઉપયોગી સંગ્રહ કરી શકાય. કમનસીબે આપણે ત્યાં આ પદ્ધતિએ કોઈ કામ કરતું નથી. પરિણામે, ઉત્તર હિંદના મ્યૂઝિયમોના એજન્ટો આવીને આપણે ત્યાંના સિક્કાઓ લઈ જાય છે. અમદાવાદ, રાજકોટ અને જૂનાગઢમાં એવા એજન્ટો નિયમિત આવે છે તેની મને ખબર છે. એ શહેરોના અમુક કંસારાઓ ને સોનીઓ તેમના માટે સિક્કા ભેગા કરે છે. એ ઉપરાંત પ્રાચીન સમયના ધાતુના પાત્રો, મૂર્તિઓ વગેરે પણ એવી જ રીતે આપણે ત્યાંથી પરપ્રાંતોનાં મ્યૂઝિયમોમાં પહોંચી જાય છે ને તેની આપણને ખબર સુદ્ધાં પડતી નથી. ગુજરાતમાં ગોહિલોના સિક્કાઓ મળ્યા નથી એ નવાઈની વાત છે. પણ એ ન હોય તેવું નથી. આપણે ત્યાં એની તપાસ જ કોણ કરે છે? થોડાંક વર્ષો પર સિદ્ધરાજનો સોનાનો એક સિક્કો ગુજરાતમાંથી લખનૌના મ્યૂઝિયમમાં પહોંચી ગએલો એ વાત પ્રસિદ્ધ છે.

ચા પીતાંપીતાં આયરની પાસેથી હું તેના દુઃખસુખની વાતો સાંભળવા લાગ્યો. એવી વાતોમાં વખત તો પસાર થાય છે જ, પણ શહેર પરના માણસોને એથી સમાજશાસ્ત્રનું પણ ઘણું જ્ઞાન મળે છે. ગુજરાતની આવી ફરતી રહેતી તથા માલધારી (pastoral) કોમો વિષેનું આપણું જ્ઞાન નહિવત્ છે. એ જ્ઞાન વૃદ્ધિ પામે તે સમાજશાસ્ત્ર તથા સમાજસુધારે બંનેની દૃષ્ટિએ અગત્યનું છે, ને એ જ્ઞાન એ લોકોના સમુદાયોમાં સાથે રહીને મેળવાય તો જ ઉત્તમ પરિણામો નીપજાવી શકાય. ઉત્તર ગુજરાતમાં જ્યારે દુષ્કાળ પડે છે ત્યારે આ માલધારીઓ પોતાનાં ઢોરઢાંખર લઈ ઉત્તરે છેક જેસલમેર ને સિંધ સુધી પહોંચી જાય છે ને દક્ષિણ તરફ છેક ખાનદેશ ને ડાંગમાં મહિનાઓ પસાર કરી આવે છે. એ પ્રદેશોની આ આયરને એટલી સરસ ને ઝીણી ભૌગોલિક માહિતી હતી કે મને તો તે સાંભળી નવાઈ જ લાગી.

એ બધી વાતોમાં હું રોકાએલો હતો ત્યાં તો આયરાણીએ મારી સામે ધીમેથી તરભાણ સુખડીની થાળી સરકાવી દીધી. 'આ શું?' આયર બોલ્યો: 'મહારાજ, બપોર થવા આવ્યો. તમારે પંથ કાપવો છે. અમારું પાણી તમને ખપે નહિ. એટલે ઘીનો આ પાક બનાવ્યો છે.' મને તો તાવ ચડેલો હતો, એટલે ભૂખ શાની હોય? વળી એવી સ્થિતિમાં આવો ભારે ખોરાક પેટમાં જવાથી અનર્થ જ થાય; પણ જો આને ન્યાય આપવામાં ન આવે તો આ આયરની લાગણી દુભાય. અંતે ભગવાને જે ધાર્યું હશે તે થશે એમ વિચારી એઠું મોઢું કરવા પૂરતો થોડોક પાક મેં આરોગ્યો.

આયરની વિદાય લઈ હું તરેણુ ગામ ભણી ઊપડ્યો. કુવરથી અર્ધો માઈલ પશ્ચિમે પહોંચતાં રણનો જૂનો કાંઠો આવ્યો. સામેની બાજુમાં ઝાંઝવાનાં જળનાં દૃશ્યો ધરાવતી રણની સપાટી છેક ક્ષિતિજ સુધી પથરાએલી પડી હતી. કોલાપુરપાટણના બંદરની ગોદીના અવશેષો ધરાવતો ટેકરો નજીકમાં જ દેખાયો. હું તેના શિખર ઉપર જઈને બેસી ગયો, રણના વિશાળ વિસ્તાર ઉપર એક લાંબી નજર નાખી અને પાછળના કુવર ગામ ઉપર દૃષ્ટિપાત કરી વિચાર કરવા લાગ્યો. અને મારા અંતરપટ પર ધીમેધીમે આ સ્થળના પ્રાચીન ગૌરવનું ચિત્ર ખડું થતું ગયું.

એલેક્ઝાન્ડરના મરણ પછી તેના સેનાપતિઓએ બૅક્ટ્રિયામાં જે રાજ્ય સ્થાપિત કરેલું તે વંશવેલામાં બીજા સૈકામાં મીનાન્ડર નામનો તેજસ્વી રાજા થયો હતો. એ ઉત્તર અને પશ્ચિમ હિંદ પર વિજય પ્રાપ્ત કરતો કરતો છેક ગંગાના તટપ્રદેશ સુધી જઈ પહોંચ્યો હતો. ગુજરાત પર પણ તેનું આધિપત્ય થયું હતું. એ મીનાન્ડરે ભારતીય સંસ્કૃતિ ઉપર મુગ્ધ બની બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો અને ત્યારથી તે મિલિન્દ કહેવાતો થયો હતો. આ મિલિન્દે એક સંતને પૂછેલા પ્રશ્નો અને તેના એમના તરફથી અપાએલા ઉત્તરોનો સંગ્રહ પાલી ભાષાના 'મિલિન્દ પન્હો' નામના ગ્રંથમાં કરવામાં આવ્યો છે. એ બીજા-ત્રીજા શતકની કૃતિ છે. એમાં એક સ્થળે *પશ્ચિમ હિંદના દરિયાકાંઠે આવેલા બંદરોની યાદી આપેલી છે, તેમાં અનુક્રમે ભરુકચ્છ, સુરઠ, કોલ્લાપત્તન અને સુવીર આ ચાર બંદરોનાં નામો આવે છે. આ બંદરો પર ગ્રીક વહાણોની ખૂબ અવરજવર થતી હતી એમ એ ગ્રંથમાં જણાવેલું છે. આ ચારેમાંના 'કોલ્લાપત્તન'નું નામ કુવરના પ્રાચીન નામ 'કોલા (પુર) પાટણ' સાથે મળતું આવે છે. ખરું જોતાં તો એ નામ સંસ્કૃતનું શુદ્ધ પ્રાકૃત રૂપ છે. એની પહેલાંનું નામ સુરઠ એટલે કે 'સુરાષ્ટ્ર' બંદરનું છે જે કાઠિયાવાડના માંહેનું બંદર હતું. કોલ્લાપત્તન પછી સુવીરનું નામ છે. એ સુવીર, સૌવીર

*Milind Panho (English translation), Vol II, P. 269




કચ્છના રણ ઉપરનો પ્રાચીન સમુદ્ર અને તે વેળાનો
ગુજરાતનો દરિયાકાંઠો—ઈસ્વી સનની શરૂઆતમાં

દેશનું બંદર હતું સિંધુ નદીની પૂર્વે લૂણીના પ્રવાહ સુધી આ પ્રદેશ વિસ્તરેલો હતો ને તેની દક્ષિણ સીમા કચ્છના રણસાગરને ઉત્તરે આવી મળતી હતી. એ વિસ્તારમાં હાલના નગરપારકરની નજીક આ સુવીર બંદર આવેલું હતું આમ, કોલ્લાપત્તનની સ્થિતિ કાઠિયાવાડ ને લૂણીના મુખ વચ્ચેના વિસ્તારમાં હોવાનું જણાય છે ને બરોબર તે જ વિસ્તારમાં આપણું આ કોલ્લા(પુર)પાટણ આવેલું છે. એટલે હું એમ માનવા પ્રેરાયો છું કે એ જ સ્થળ બીજા સૈકાનું કોલ્લાપત્તન બંદર છે, જ્યાં ગ્રીકોના વહાણો આવતા જતા. બીજા સૈકામાં કચ્છના રણસમુદ્રમાં વહાણો ચાલતા એ વાત પેરીપ્લસે પણ નોંધી છે.

આપણે ત્યાં મધ્યકાળમાં રચાએલા ગ્રંથોમાં પણ એ સ્થળનું માહાત્મ્ય મળી આવે છે. સરસ્વતીમાહાત્મ્ય અને સરસ્વતીપુરાણ પ્રમાણે 'સરસ્વતી (કુવારિકા) નદી સિદ્ધપુરના બિંદુ સરોવર પછી દધીચિઆશ્રમ, ચક્રતીર્થ, પ્રાઙ્મુખી, પીલપર્ણિક, સ્વર્ગદ્વાર (પાટણ પાસે) ગોવત્સ, લોહયષ્ટિ (લોટેશ્વર) અને ઝિલ્લાણ (ઝિંઝુવાડા)-તીર્થ થઈ ત્યાંથી કોલા નામના સ્થળે કે જ્યાં કોલાદેવીનું મંદિર છે ત્યાં આગળ કચ્છના રણને મળે છે' એ વાત તદ્દન સાચી છે. સરસ્વતી નદી એ જ ગામ આગળ હાલ પણ કચ્છના રણને મળે છે. જે સ્થળે હું મારા મજૂરને બેસાડી આવેલો ત્યાં જે બે પ્રવાહો હતા તે આ સરસ્વતી નદીના જ હતા એમ રસ્તામાં આયરે મને કહ્યું હતું નકશામાં પણ સરસ્વતી નદીને કુવર ગામ આગળ રણને મળતી દેખાડી છે. આમ આ સ્થળનું કોલ્લાપુર કે કોલ્લાપત્તન (પાટણ) નામ લોકવાયકા ઉપરાંત આ પૌરાણિક પુસ્તકો પરથી પણ જણાઈ આવે છે.

મિલિન્દ પન્હોમાનું આ કોલ્લાપત્તન બંદર હજી સુધી શોધાયું નહોતું તેના વિષે અનેક તર્કવિતર્કો ચલાવવામાં આવતા. આજે આ સ્થળની શોધ કરીને હું તેના અવશેષોના ટેકરાના શિખરે બેઠોબેઠો ગૌરવ અનુભવી રહ્યો હતો મારી જગ્યાએ કોઈ યુરોપિયન હોત તો દેશના ખૂણેખૂણામાં આ શોધના સમાચારો ચમકી ગયા હોત '

કોલ્લાપત્તન એટલે શું ? પ્રાચીન કાળમાં બંદરને પત્તન કહેતા. પ્રાચીન સાહિત્યમાં એજ અર્થમાં આ શબ્દ વપરાએલો મળી આવે છે પાછળથી એ 'પુર' માટે વપરાયો છે. કોલ્લા એ સંસ્કૃતનો શબ્દ નથી. દ્રાવિડી ભાષાઓમાં તેનો અર્થ પશ્ચિમ દિશા થાય છે. આમ કોલ્લાપત્તનનો અર્થ થયો 'પશ્ચિમ દિશાનું બંદર', જે કુ બન્નેને માટે યથાર્થ છે એની દ્રાવિડી ઉત્પત્તિ દર્શાવે છે કે ગુજરાતમાં આર્યોના આગમન પૂર્વે દ્રાવિડો વસતા તેમણે એની સ્થાપના કરેલી હોવી જોઈએ

સરસ્વતીપુરાણમાં જણાવ્યું છે કે સિદ્ધરાજે સહસ્રલિંગના કાંઠે કોલ્લાપુરપીઠની સ્થાપના કરી હતી વિદ્વાનો આ કોલ્લાપુરને દક્ષિણનું કોલ્હાપુર માને છે, પણ તે આપણા ઘરઆંગણાનું જ આ કોલ્લાપુર કેમ નહિ હોય ! આ સ્થળે વધુ શોધખોળ થાય એ ઈચ્છવાજોગ છે.

કોલ્લાપત્તન બંદરની શોધના એ ટેકરાનો મારે ત્યાગ કરવો હતો. તેના માટે યોગ્ય સ્થળ શોધતા એક જરાની ઝાડી નીચે બેઠો. ત્યાં બેસી એ માગ પતાવ્યું ત્યાં આશ્ચર્ય સાથે જોયું કે એ ઝાડીમાં એક ડોલમન પણ આવેલી હતી; આ ડોલમન વિષે પાછલા લેખાંકોમાં પુષ્કળ લખાઈ ગયું છે.

કામ પત્યું એટલે હવે મને ત્રણ માઈલ દૂર સરસ્વતીને કાંઠે મારો સામાન લઈ સવારનો રાહ જોતો બેઠેલો મજૂર સાંભર્યો ને મેં ત્યાં જવાનો પંથ પકડ્યો. ચાર વાગી ગયા હતા હવે મને જણાયું કે મારો તાવ ખૂબ વધી ગયો છે કઈ ઘડીએ પથારીમાં પડું એમ જ મને થવા લાગ્યું ઉપર સૂર્ય અંગાર વરસાવી રહ્યો હતો તરસથી ગળું સુકાતું હતું. પણ ચાલ્યા વગર છુટકો નહોતો અંતે લથડિયા ખાતો ખાતો માંડમાંડ હું એ સ્થળે પહોંચ્યો. મજૂર બિચારો ત્યાં જ બેઠો હતો. હવે મારામાં આગળ શકું જવાનું સામર્થ્ય નહોતું. કે નહોતી પાછા કુંવર જવાની શક્તિ મજૂરનો હિસાબ ચૂકવી મેં તેને વિદાય કર્યો. તેણે મને ચેતવ્યો કે રાતે અહીં પડી રહેતા નહિ અહીં વાઘવરુનો ભય છે. ઉપરાંત લુંટાઈ જવાની બીક પણ પૂરેપૂરી. નદીનું વહેણ પડખે છે, એટલે સર્પ વીંછી પણ રાત્રે ફરતા હોય છે વળી પાણીનું નામ નથી મારે એ બાપાનું સાંભળવું નહોતું, એટલે હું તો નદી પરની મહાદેવની નાની દહેરીમાં સામાન લઈને પેઠો દહેરીને કમાડ સુદ્ધાં નહોતાં ' તેના ગર્ભગૃહમાં પેઠો તો ત્યાં અઢી ફૂટ વ્યાસનું મોટું શિવલિંગ જણાયું તેની ચારે બાજુ ઠંડક જણાઈ ત્યાં ધોતિયું પાથર્યું. હવે તરસ અસહ્ય બની હતી નદીના પટમાં એક ખાબોચિયું દેખાયું. તેમાં થોડુંક તદ્દન ખારું-દરિયાના જેવું ડહોળું પાણી ભરેલું હતું. મારાથી ન રહેવાયું પેટ ભરીને એ પી ગયો પછી દહેરીએ આવ્યો. મારી તકલીફનો પાર નહોતો હું ક્યાં છું ને કેવી દશામાં છું તેનો વિચાર, હું તાવથી ધમધમી રહેલા મારા મગજને આવતો નહોતો ચારેકોર ભયંકર સૂનકાર વ્યાપેલો હતો ચોતરફી ક્ષિતિજ પર ક્યાંય કોઈ ગામડું કે કાળા માથાનું માનવી દેખાતું નહોતું એવા માણસનું હૈયું કાંઠે પડે તેવું બિહામણું એ સ્થળ હતું ને વળી તેના ઉપર હવે ઘોર રાત્રિના અંધારા જામવા લાગ્યા હતા હું દહેરીના ગર્ભગૃહમાં પેઠો પગ લંબાવવા પૂરતી યે જગ્યા નહોતી, પડખું પણ ફેરવી શકાય તેમ નહોતું; એટલે ધોતિયા પર ટૂંટિયું વાળીને હું સૂઈ ગયો ગર્ભગૃહની ઠંડકે મને થોડી શાતા આપી ને હું ઘસઘસાટ ઊંઘી ગયો

(ચાલુ) અમૃતલાલ વ. પંડ્યા

---

'તમે માનશો ? પેલો માણસ જે આટલો જબ્બર હનુમાન કુદકો લઈ શકે છે તે લગભગ આખું વર્ષ પગે તદ્દન પાંગળો હતો ''

'ખરેખર ? એ કેટલા વર્ષ પહેલા પાંગળો હતો ?'

'૨૧ વર્ષ પહેલા'

'આજે તેની ઉંમર કેટલી છે ?'

'૨૨ વર્ષ !'

# જીવનનું પરોઢ ભાગ ચોથો



## પ્રકરણ ૫મું

## માની શિખામણ

જેલની વાતો રોજ ઊઠીને સાંભળેલી, એની કલ્પના પણ બહુ યે કરેલી, પણ બહારથી જેલની ભીંતોના દર્શન તો મને તે જ દિવસે પહેલી વાર થયા, જ્યારે ફીનિક્સના સત્યાગ્રહીઓને અમે વધાવવા ગયેલા. દરવાજાના ખૂણાથી માંડી જેટલે દૂર નજર પહોંચે ત્યાં સુધી લંબાએલી એ ઊંચી ભીંતો મેં અવાક્ થઈ જોયા જ કરી.

ઊંચી હારમાં ફેલાયેલો વિસ્તાર જેમજેમ નજરે પડતો ગયો તેમતેમ મનમાં અકળામણ વધતી ગઈ. એના કાંગરા પર પાસેથી જતીઆવતી આગગાડીના ધુમાડાના ડાઘ પડવાથી એ વધુ બિહામણી દેખાતી હતી. મને થયું, 'શું મારા પિતાશ્રી આ ભીંતો પાછળ પુરાએલા રહેલા? રામદાસકાકા, રેવાશંકર અને બીજાઓએ છ છ દહાડાના ઉપવાસ કર્યા ને રેવાશંકરને ત્યાં ને ત્યાં કબર ભેગો કરી દેવાની ધમકી અપાઈ ત્યારે એમને આ ભીંત કૂદી જઈ બહાર આવવાનું મન નહિ થયું હોય?' આમ વિચારતો ફાટક સામે જોતો બીજાઓની સાથે હું ઊભો રહ્યો.

સૂરજ ઝપાટાબંધ ઉપર ચડતો જતો હતો. ફાટકની સામે લુખ્ખી સડક પર છૂટાછવાયા ટોળાં ટહેલી રહ્યા હતા. સડકની પાર રસ્તાની આ તરફના ટીંબાઓ ઉપર માણસની ભીડ જામી હતી અને હમણાં જ ફાટક ઊઘડશે ને રુસ્તમજી શેઠ આવશે એ આશાએ ટોળાં ફાટક તરફ તાકી રહ્યા હતા પણ ફાટક તો મૂઢની જેમ બંધ પડી હતી. એકેક રખેવાળ પાસે ઊભાઊભા એની જડતામાં વધારો કરતા હતા. પા અર્ધે કલાકે જ્યારે ફાટક ઊઘડતી ત્યારે તો સેંકડો માણસો ઊંચા થઈ આતુર બની જતા હતા, પણ ફાટ્યાતૂટ્યા કપડાં પહેરેલા એકાદ હબસીને પોતાની કેદ પૂરી કરી આવતો જોઈ નિરાશ થઈ બેસી જતા હતા. આમ બબ્બે પાંચપાંચ કેદીઓની ટુકડી યે ટોળીઓ એ દરવાજેથી બહાર આવી, પણ અમારા મંડળના વાવડ ન મળ્યા. છૂટનારા હબસી કેદીઓના ઉદાસ ચહેરા હજી મને ભૂલાયા નથી. પોતે ક્યાંક ખોવાઈ ગયા હોય એવા કઢંગ બન્યા તે દેખાતા હતા.

હબસી કેદીઓ છૂટતી વખતે ઘણીવાર ફાટક ઉઘાડી રહેતી ત્યારે અંદર જેટલે દૂર પહોંચે એટલે દૂર નજર દોડાવવાનું અમે ન ચૂકતા. દરવાજાની મેડી પર બારીના સળિયા ઘસતા કેદીઓને પણ અમે જોયા, પણ જેમને જોવા ને લેવા આવ્યા હતા એમની ઝાંખી ન થઈ.

એ'ક વાર વચ્ચે કૂપક જઈને પાણી પણ પી આવ્યા અને પછી એ અળખામણી ફાટક જોતા થાકી આસપાસના લોકોનું નિરીક્ષણ કરવા તરફ મારું ધ્યાન ગયું. એક જેન્ટલમૅન અમારી ડાબી બાજુએ ઊભાઊભા બહુ સ્ફૂર્તિ અને અમારાથી વધુ આતુરતા દાખવી રહ્યા હતા. ઝીણી કાળી ચોકડીવાળો અક્કડ સૂટ એના પાતળા લાંબા શરીરને વધુ અક્કડ બનાવતો હતો. એની ચામડીનો રંગ અબનુસને શરમાવતો હતો, પણ એ બધો ઠાઠ એના ચશ્મા આગળ સાંગે ચડી જતો હતો. દાંડી વિનાના એના ચશ્મા આંખ વચ્ચે નાકની બેસણીમાં અંદર લટકી રહ્યા હતા! એ માટે મને મોટી નવાઈ હતી. એ ભાઈ બીજા સાથે લટકાથી વાત કરવા જાય ને ચશ્મા પડી જાય! ચશ્માને છેડે બાંધેલા કાળા રેશમને આધારે એ લટકી પડે ને ફરી તે હાથમાં લઈ નાકે ચડાવે. એવામાં લોકોમાં ખળભળાટ મચ્યો ને 'આવે છે આવે છે'ના શબ્દો કાનોકાન ફરી વળ્યા. આખરે આશરે ત્રણ કલાકે એ અળખામણું ફાટક ઊઘડ્યું અને અમારા ફીનિક્સવાસી કેદીઓ બહાર આવતા દેખાયા.

એ બધાને કેદીના વેષમાં બહાર આવતા જોવાની મને આશા હતી; પણ સૌ તો પોતે જે વેષ પહેરી ફીનિક્સ સ્ટેશનેથી વિદાય થયા હતા એ અસલ વેષમાં કોટપાટલૂનમાં સજ્જ થઈ બહાર આવ્યા.

સૌને મોખરે મારા પિતાશ્રી હતા. એમની પાછળ રાવજીભાઈ, મગનભાઈ અને પછી એકમેકથી નાના એ ક્રમે બધા બહાર આવ્યા. સૌની પાછળ સૌના રખેવાળ અને ડરબનના હિંદીઓના માનીતા રુસ્તમજી શેઠ નીકળ્યા. 'વંદેમાતરમ્' અને 'હિપ, હિપ હુર્રે'ના પોકારોથી ગગન ગાજી રહ્યું. દૂરદૂરના છૂટાછવાયા ટોળાં ભેગાં થયાં ને માનવમેદનીનો પ્રવાહ ચાલ્યો. એ ભીડમાં મારા પિતાશ્રીને માંડ માંડ હું પગે લાગી શક્યો. એમનો એવો હસતો ને પ્રસન્ન ચહેરો એ પહેલાં મેં કદી જોએલો જ નહિ એમ કહું તો ચાલે. રાવજીભાઈ, રામદાસકાકા, રેવાશંકર વગેરેને જોઈ લેવાનો ને 'કેમ છે, કેમ છે' એમ એકબીજાને પૂછવા જેટલો જ સમય મળ્યો. વિનોદપ્રિય મિ. સેગને બધામાં સૌથી વધુ દૂબળું પાતળું શરીર લઈને આવેલા જોઈ મને નવાઈ લાગી. પણ હું એ બધાના ચહેરા જોઉં ન જોઉં ત્યાં તો માણસોની આખી ભીડ સ્ટેશને જવા ઊપડી. માણસોના એ પૂરમાં પોતાની નાની જાતને સમાળવી મને અઘરી પડી. એ તાણની અંદર ઘુમરીઓ ન ખાવી પડે એટલે ભીડની બહાર નીકળી રસ્તાને સાવ કિનારે અમે ચાલવા લાગ્યા. સ્ટેશને પહોંચવાની બધાને ઉતાવળ હતી, કારણ મૅરિત્સબર્ગની ગાડી આવવાની હતી તેમાં પૂજ્ય કસ્તુરબા, અને મારી બા વગેરે મૅરિત્સબર્ગ જેલમાંથી છૂટીને આવવાના હતા. બાપુજી ને કૅલનબેક સાહેબ તેમને લેવા મૅરિત્સબર્ગ ગયા હતા.

અમે સ્ટેશને પહોંચ્યા, પણ પ્લૅટફૉર્મ પર ન પહોંચી શક્યા. ત્યાં તો માનવસાગર ઊછળી રહ્યો હતો. ક્યાંયે ધરતી નજરે પડતી ન હતી. આથી જ અમે બાપુજી તથા કૅલનબૅક સાહેબ સાથે કસ્તુરબા, મારી બા, મારા કાકી અને જયાકુંવરબેનને જોયા. ઘડીભર તો અમે પૂ. કસ્તુરબા સામે જોઈ જ રહ્યા. એમના પોષાક પરથી જ તેઓ ઓળખાતાં હતાં, ચહેરો તો સાવ સુકાઈને બદલાઈ ગયો હતો. ચળકતો ચહેરો લાંબો ને કરચલીભર્યો થઈ ગયો હતો, ગાલ સાવ બેસી ગયા હતા. બાપુજીનું દૂબળાપણું જોઈ અચંબો થયો હતો, પણ બાનું હાડપિંજર જોઈને તો દરેકના મુખમાંથી ધીમી અરેરાટી સરી પડતી હતી. દેવદાસકાકાની તો આંખ ભીની થયાનું મને યાદ છે.

પણ લોકોના વવાળા આડે ઊભવા ને જોવાનો વખત ન હતો. હું ભૂલતો ન હોઉં તો લોકોએ બા બાપુ વગેરેને ખુલ્લી વિક્ટોરિયા ઘોડાગાડીમાં બેસાડ્યા ને ઘોડા છોડી દઈ માણસ વડે સરઘસ કાઢવાની ધમાલ કરી પણ બાપુજીએ રોક્યા ને ધીમેધીમે સરઘસ

રુસ્તમજી શેઠને ઘેર જવા ઊપડ્યું.

હું ને દેવદાસકાકા સરઘસ સાથે ડરબનના મોટા રસ્તાઓ પર ચક્કાવા ખાવાનું છોડી સીધા રુસ્તમજી શેઠને ઘેર પહોંચ્યા અને પાણી પી તાજા થઈ સરઘસના સ્વાગત માટે તૈયાર થઈ ઊભા.

સાંજ પડતાં સુધી રુસ્તમજીકાકાને ત્યાં ધમાલ ચાલતી રહી. વ્યાખ્યાનો થયાં, જલપાન ચાલ્યું ને ભારે મેળો ભરાયો હોય એવો આનંદ રેલાઈ રહ્યો. પણ એ આનંદમાં યે ઉદ્વેગ રહ્યો હતો. ‘પાછા જલદી જેલ જવું છે’ ‘રમટ્સના અપમાનભર્યાં કમિશનનો સચોટ બહિષ્કાર કરવો છે’ ઇત્યાદિ મુદ્દાની ચર્ચા પ્રસરી રહી હતી.

જેલના સાથીઓ ડરબન શહેરના પોતાના અનેક વેપારી મિત્રોને ત્યાં મળવા-ભેટવા ગયા તેમની સાથે દેવદાસકાકા ભેગો હું યે દિવસ આખો રખડતો રહ્યો. જેલમાં ન જવા છતાં જેલવાસી ભેગું અમે યે મોઢું મીઠું કર્યું. પણ મને વધુ સ્વાદ તો એ લોકોને મળતો આદર જોવામાં આવતો હતો. જેલ જઈ આવેલા, એટલે એ દિવસે એમની હાલચાલ, હલચલ, વાતચીત, બધામાંથી જાણે ડહાપણ જ ડહાપણ નીતરી રહ્યું હતું. એ ઝીલી લેવામાં મારું બધું ધ્યાન પરોવાયું હતું. પ્રશ્નો પૂછવાની મારે જરૂર ન પડતી, બીજાઓ પૂછતા તે હું મન ભરીભરીને સાંભળી લેતો.

સાંજે ફીનિક્સ પહોંચ્યા. બધા એટલા થાકયા હતા કે સ્ટેશનેથી ઝટ ઘર ભેગા થઈ વહેલા પથારીમાં પડ્યા. વાતચીત માટે તો અનેક દિવસો મળવાના હતા.

હવે મને રજાઓ પડી. મારી બા આવ્યાં, કાકી આવ્યાં, એટલે ઘર વાળવું, બધાં ભાંડરુનાં કપડાં ધોવા-સુકવવા-સાચવવા, પથારી ઉપાડવી, પીરસવું, રસોડું સાફ કરવું, એ બધા કામમાંથી છુટ્ટી મળી. દેવદાસકાકાને માથે છાપખાનાનું કામ હતું. પણ એમાં તો જેલમાંથી તાજા આવેલાઓ તથા ફરીથી જેલમાં જવાની તૈયારી કરનારાઓ કામે ન વળગી શકે, એટલે દેવદાસકાકાને છુટ્ટી ન હતી.

જેલમાંથી છૂટી આવેલા મિત્રોને સાતઆઠ દિવસનો વિસામો લેવા ઉપરાંત બીજે એટલા સ્વાદ કરી લેવાની ઉતાવળ હતી. પહેલાં તેઓ બગીચાઓનો ખૂણેખૂણો ખોળી વળ્યા. જે ફળ હાથ લાગ્યું તેનો સ્વાદ લીધો. મીઠા મસાલાની વસ્તી રસોડામાં પણ રાખવામાં ન આવી અને મસાલેદાર શાક, ફરસાણ, મિષ્ટાન્ન જે કંઈ થઈ શક્યું તે નિતનવું જેલવાસીઓને ગમ્યું પોતાની અબળખા પૂરી કરીને ફરી છ મહિના લૂખું કોરું દુર્જેર ભોજન અને બાજરાના પાણીનું જીવન તાજી હોંશથી વહોરી લેવા તેઓ તૈયારી કરવા લાગ્યા.

આમ અમારા વિદ્યાર્થી સાથીઓ ફરી સત્યાગ્રહ માટે કમર કસી રહ્યા હતા ત્યાં સમાચાર ફરી વળ્યા કે રેલવે હડતાલિયાઓએ બાપુજીને કહેણ મોકલ્યું છે કે ‘તમે પણ અમને સાથ આપો. તમે લે ક પૂર જોસમાં સત્યાગ્રહ આદરશો, ગિરમિટિયાઓની હડતાલ અને મોટીમોટી કૂચ કરશો ને અમે પણ રેલ હડતાલનું જોર બાંધીશું એટલે દક્ષિણ આફ્રિકાની સરકારને ગોઠણભેર થયા વિના છૂટકો નહિ થાય, ઇત્યાદિ’. આ સમાચારથી અમે બહુ ઉત્સાહમાં આવી ગયા અને અટકળો બાંધવા માંડી કે અમારી ફીનિક્સની ટોળીને હવે ફરીથી છ માસની કેદ મળશે એ પૂરી થયા પહેલાં જ આપણી જીત થવાની.

વિદ્યાર્થીઓ અને જુવાનિયાઓની જેમ મારી બા વગેરે પણ ફરી સત્યાગ્રહમાં ઝુકાવવાને તૈયારી કરી રહ્યાં હતાં. ડરબનની જેલ-ફાટકમાંથી છૂટી આવેલા પિતાશ્રીના અને ડરબન સ્ટેશન પર છૂટી-આવેલા માતુશ્રીના દર્શન અને દંડવત કરી લીધા બાદ હું તો કામ-માંથી છુટ્ટી મળવાને લીધે મારા બાળ ગોઠિયાઓમાં એટલો બધો ઓતપ્રોત થઈ ગયો હતો કે ‘આઠ દસ દિવસમાં જ તેઓ પાછા જેલ જવાનાં છે, ને ફરી કોણ જાણે ક્યારે એમના ચરણોમાં બેસવાનો વખત મળશે, માટે લાવ એમની પાસે જઈને બેસું’ એવી કશી બુદ્ધિ મને સૂઝી જ નહિ. સવારથી સાંજ ગોઠિયાઓ વચ્ચે જ મારી વીતતી.

પણ જવાનો દિવસ નજીક આવ્યો ત્યારે એક બપોરે મારી બાએ મને બોલાવીને પાસે બેસાડ્યો. પોતાની પાછળ નાના ભાઈ કૃષ્ણની કેવી સંભાળ રાખી હતી એ પૂછ્યું. બીજા યે પ્રશ્નો કર્યાં. બધી વાત તો યાદ નથી. કલાક ડેઢ કલાક એમની પાસે બેઠો હોઈશ. એ શિખામણ અક્ષરશઃ તો યાદ ન રહી શકે, છતાં એનો જે ભાવ મનમાં રહી ગયો છે તેની ટૂંકી નોંધ અનુચિત નહિ ગણાય.

‘બારે બુદ્ધિ, સોળે સાન, ને વીસે વાન. જો, હવે બેચાર દિવસમાં તને બારમું વરસ બેસશે. હવે તને બુદ્ધિ ન આવે તો તારી કોડીની યે કિંમત નહિ રહે. પછી તો ચંપુની પેઠે પેટ ભરી ખાતું રહે. (ચંપુ અમારા ઘરનું પાણી અને બગીચાની ખોદાઈનું કામ કરતો ને સાવ મૂઢ દેખાતો.) જેનામાં અક્કલનો છાંટો યે ન આવ્યો હોય તેનું શરીર વધે તોય એ શા કામનું? એવો માણસ કોઈના ખપનો ન રહે. આપણે તો એવા થવું જોઈએ કે જે મળે તે કહે ‘આવ ભાઈ, બેસ’. જો, દેવદાસકાકા કેવા ચકોર છે! એને બાર વરસ પૂરાં થયાં પહેલાં અક્કલ આવી ગઈ છે. બધા એને કેવા આદરથી બોલાવે છે ને વખાણ કરે છે! મગનકાકા પણ એની સમજણ ને ચતુરાઈના વખાણ કરે છે. તારે પણ સમજતા, ને ચતુરાઈથી વાતચીત કરતાં શીખવું જોઈએ.

‘સોળે સાન’ એમાં ‘સાન’ એટલે ઇશારો. બધી વાત ઇશારામાં સમજી લેવી જોઈએ. પછી એને ધમકાવીને કહેવાનું ન હોય. અને ‘વીસે વાન’ એટલે વીસ વરસમાં શરીર જેવું બંધાયું તેવું બંધાયું. વીસ વર્ષે છોકરો મોટા મરદ જેવો લાગે, એને મૂછો ઊગે. જો વીસમે વર્ષે યે એ ઠીંચુકડા શરીરનો, સોળ વર્ષે સાન વિહોણો ને બાર વર્ષે બુદ્ધિ વિનાનો રહે તો જનમભર ટપલા ખાવાનું એના નસીબમાં રહે.’

સૂત્રની આ ચર્ચા સિવાય બીજી ઘણી યે વાતો થઈ. આ પછી મગનકાકા કેટલી વાર વઢ્યા હતા, કેટલી વાર ને શું કામ સોંપ્યું હતું વગેરે પૂછી પોતાના તરફથી આજ્ઞા કરતાં કહ્યું: ‘હવે તને મારે ડરતા રહેવું જોઈએ. હું તને પહેલાં ચોંટિયો ભરતી, પણ હવે તું મોટો થયો. તું બધું સમજી શકે, સારી રીતે વર્તે તો અમારે શા સારુ વઢવું પડે?’

છેવટે બોલ્યાં: ‘આ જાનેવારીની પહેલી તારીખે દસ હજાર માણસોની ટુકડી ટ્રાન્સવાલ કૂચ કરવાની છે. અમારે બધાંને પણ એમાં જ જવાનું છે. એટલે એટલા દિવસ તો હું અહીં તમારી સાથે છું. પણ પછી કંઈ પાછા ત્રણ મહિને તમારું મોઢું જોવા આવી શકાવાનું નથી. એટલે બધે દૂર ટ્રાન્સવાલની જેલમાં જઈએ તો વરસે દહાડે મળાય તો યે ઘણું. તું તો હવે મોટો થઈ ગયો છે, પણ કૃષ્ણને તારે મારી ઊણપ જણાવા ન દેવી જોઈએ. જોકે મગનકાકા છે ત્યાં સુધી તો તમે બેય મજામાં જ રહેવાના.’

આમ મારી બાએ મને હેતુ ભરીભરી અમૃત પાયું. જો આખી જિંદગી કામ આવ્યું પૂરું પચાવી શક્યો હોત તો ઘણો આગળ વધ્યો હોત; પણ બાને પોતાના વર્તનથી ત્રાસ ન ઊપજે એની ચીવટ તો સદા મનમાં રહ્યા કરી અને અનેક ઝંઝાવાતમાંથી માર્ગ કાપી શક્યો.

પણ તે દિવસની આ આખી યે શિખામણ કરતાં મને એમાંથી વધારે આનંદની વાત તો એ લાગી કે ચાર્લ્સટાઉનથી પણ બાપુજી કૂચ કરવાના છે. ‘દસ હજારની કૂચ થશે’ એ મારી બા પાસેથી જાણ્યું એટલે હું વીજળીનો દડો મારા ગોઠિયાઓ પાસે દોડી ગયો.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

# જીવનનું પરોઢ ભાગ ચોથો



## પ્રકરણ ૫મું

## માની શિખામણ

જેલની વાતો રોજ ઊઠીને સાંભળેલી, એની કલ્પના પણ બહુ યે કરેલી; પણ બહારથી જેલની ભીંતોનાં દર્શન તો મને તે જ દિવસે પહેલી વાર થયાં, જ્યારે ફીનિક્સના સત્યાગ્રહીઓને અમે વધાવવા ગએલા. દરવાજાના ખૂણામાંથી માંડી જેટલે દૂર નજર પહોંચે ત્યાં સુધી ચણાએલી એ ઊંચી ભીંતો મેં અવાક્ થઈ જોયા જ કરી.

ભૂખરી કારમી દિવાલોનો વિસ્તાર જેમજેમ નજરે પડતો ગયો તેમ તેમ મનમાં અકળામણ વધતી ગઈ. એના ચણતર પર પાસેથી જ જતી આગગાડીના ધુમાડાના ડાઘ પડવાથી એ વધુ ભયાનક દેખાતી હતી. મને થયું, 'શું મારા પિતાશ્રી આ ભીંતો પાછળ પૂરાએલા રહેલા? રામદાસકાકા, રેવાશંકર અને બીજાઓએ છ છ દહાડાના ઉપવાસ કર્યાં ને રેવાશંકરને ત્યાં ને ત્યાં કબર ભેગો કરી દેવાની ધમકી અપાઈ ત્યારે એમને આ ભીંત કૂદી જઈ બહાર આવવાનું મન નહિ થયું હોય?' આમ વિચારતો ફાટક સામે બીજાઓની સાથે હું ઊભો રહ્યો.

સૂરજ ક્યારનોય ઉપર ચડતો જતો હતો. ફાટકની સામે લાંબી સડક પર છૂટાછવાયા ટોળાં ટહેલી રહ્યાં હતાં. સડકની પાર રેલપાટાની આ તરફના ટીંબાઓ ઉપર માણસની ભીડ જામી હતી અને હમણાં જ ફાટક ઊઘડશે ને રુસ્તમજી શેઠ આવશે એ આશાએ લોકો ફાટક તરફ તાકી રહ્યા હતા. પણ ફાટક તો મૂઢની જેમ બંધ પડી હતી. બેએક રખેવાળ પાસે ઊભાઊભા એની જડતામાં વધારો કરતા હતા. પા-અર્ધે કલાકે જ્યારે ફાટક ઊઘડતી ત્યારે તો સેંકડો માણસો ઊભા થઈ આતુર બની જતા હતા, પણ ફાટ્યાતૂટ્યા કપડાં પહેરેલા એકાદ હબસીને પોતાની કેદ પૂરી કરી આવતો જોઈ નિરાશ થઈ બેસી જતા હતા. આમ બબ્બે પાંચપાંચ કેદીઓની કંઈ યે ટોળીઓ એ દરવાજેથી બહાર આવી, પણ અમારા મંડળના વાવડ ન મળ્યા. છૂટનારા હબસી કેદીઓના ફીક્કા ચહેરા હજી મને ભુલાયા નથી. પોતે ક્યાંક ખોવાઈ ગયા હોય એવા કઢંગ ભર્યા તે દેખાતા હતા.

હબસી કેદીઓ છૂટતી વખતે ક્ષણવાર ફાટક ઉઘાડી રહેતી ત્યારે અંદર જેટલે દૂર પહોંચે એટલે દૂર નજર દોડાવવાનું અમે ન ચૂકતા. દરવાજાની મેડી પર બારીના સળિયા ઝાલતા કેદીઓને પણ અમે જોયા, પણ જેમને જોવા ને લેવા આવ્યા હતા એમની ઝાંખી ન થઈ.

બે'ક વાર વચ્ચે કૂચક જઈને પાણી પણ પી આવ્યા. ને પછી એ અળખામણી ફાટક જોતા થાકી આસપાસના લોકોનું નિરીક્ષણ કરવા તરફ મારું ધ્યાન ગયું. એક જેન્ટલમૅન અમારી ડાબી બાજુએ ઊભાઊભા બહુ સ્ફૂર્તિ અને અમારાથી વધુ આતુરતા દાખવી રહ્યા હતા. ઝીણી કાળી ચોકડીવાળો અક્કડ સૂટ એના પાતળા લાંબા શરીરને વધુ અક્કડ બનાવતો હતો. એની ચામડીનો રંગ અંગ્રેજને મળતો હતો, પણ એ બધો ઠાઠ એના ચશ્માં આગળ સગે ચડી જતો હતો. દાંડી વિનાના એના ચશ્માં આંખ વચ્ચે નાકની બેસણીમાં અધ્ધર લટકી રહ્યાં હતાં! એ માટે મને મોટી નવાઈ હતી. એ ભાઈ બીજા સાથે લટકાથી વાત કરવા જાય ને ચશ્માં પડી જાય! ચશ્માંને છેડે બાંધેલા કાળા દોરાને આધારે એ લટકી પડે ને ફરી તે હાથમાં લઈ નાકે ચડાવે. એવામાં લોકોમાં ખળભળાટ મચ્યો ને 'આવે છે આવે છે'ના શબ્દો કાનોમાં ફરી વળ્યા. આખરે આગરે ત્રણ કલાકે એ અળખામણું ફાટક ઊઘડ્યું અને અમારા ફીનિક્સ-વાસી કેદીઓ બહાર આવતા દેખાયા.

એ બધાને કેદીના વેષમાં બહાર આવતા જોવાની મને આશા હતી, પણ સૌ તો પોતે જે વેષ પહેરી ફીનિક્સ સ્ટેશનથી વિદાય થયા હતા એ અસલ વેષમાં કોટપાટલૂનમાં સજ્જ થઈ બહાર આવ્યા.

સૌને મોખરે મારા પિતાશ્રી હતા. એમની પાછળ રાવજીભાઈ, મગનભાઈ અને પછી એકમેકથી નાના એ ક્રમે બધા બહાર આવ્યા. સૌની પાછળ સૌના રખેવાળ અને ડરબનના હિંદીઓના માનીતા રુસ્તમજી શેઠ નીકળ્યા. 'વંદેમાતરમ્' અને 'હિપ, હિપ હુર્રેરે'ના પોકારોથી ગગન ગાજી રહ્યું. દૂરદૂરના છૂટાછવાયાં ટોળાં ભેળાં થઈને માનવમેદનીનો પ્રવાહ ચાલ્યો. એ ભીડમાં મારા પિતાશ્રીને માંડ માંડ હું પગે લાગી શક્યો. એમનો આવો હસતો ને પ્રસન્ન ચહેરો એ પહેલાં મેં કદી જોએલો જ નહિ એમ કહું તો ચાલે. રાવજીભાઈ, રામદાસકાકા, રેવાશંકર વગેરેને જોઈ લેવાના ને 'કેમ છે, કેમ છે' એમ એકબીજાને પૂછવા જેટલો જ સમય મળ્યો. વિનોદપ્રિય ગિ. એમને બધામાં સૌથી વધુ દૂબળું પાતળું શરીર લઈને આવેલા જોઈ મને નવાઈ લાગી. પણ હું એ બધાના ચહેરા જોઉં ન જોઉં ત્યાં તો માણસોની આખી ભીડ સ્ટેશને જવા ઊપડી. માણસોના એ પૂરમાં પોતાની નાની જાતને સંભાળવી મને અઘરી પડી. એ તાણની અંદર ઘુમરીઓ ન ખાવી પડે એટલે ભીડની બહાર નીકળી રસ્તાને સાવ કિનારે અમે ચાલવા લાગ્યા. સ્ટેશને પહોંચવાની બધાને ઉતાવળ હતી, કારણ મૅરિત્સબર્ગની ગાડી આવવાની હતી તેમાં પૂજ્ય કસ્તુરબા, અને મારી બા વગેરે મૅરિત્સબર્ગ જેલમાંથી છૂટીને આવવાના હતા. બાપુજી ને કૅલનબેક સાહેબ તેમને લેવા મૅરિત્સબર્ગ ગયા હતા.

અમે સ્ટેશને પહોંચ્યા, પણ પ્લૅટફૉર્મ પર ન પહોંચી શક્યા. ત્યાં તો માનવસાગર ઊછળી રહ્યો હતો. ક્યાંયે ધરતી નજરે પડતી ન હતી. આઘેથી જ અમે બાપુજી તથા કૅલનબેક સાહેબ સાથે કસ્તુરબા, મારી બા, મારા કાકી અને જયાકુંવરબેનને જોયાં. ઘડીભર તો અમે મૂ કસ્તુરબા સામે જોઈ જ રહ્યા. એમના પોશાક પરથી જ તેઓ ઓળખાતા હતા, ચહેરો તો સાવ સુકાઈને બદલાઈ ગયો હતો. ગોળ ચળકતો ચહેરો લાંબો ને કરચલીભર્યો થઈ ગયો હતો; ગાલ સાવ બેસી ગયા હતા. બાપુજીનું દૂબળાપણું જોઈ અચંબો થયો હતો, પણ બાનું હાડપિંજર જોઈને તો દરેકના મુખમાંથી ધીમી અરેરાટી સરી પડતી હતી. દેવદાસકાકાની તો આંખ ભીની થયાનું મને યાદ છે.

પણ લોકોના વધાવા આડે ઊભવા ને જોવાનો વખત ન હતો. હું ભૂલતો ન હોઉં તો લોકોએ બા-બાપુ વગેરેને ખુલ્લી વિક્ટોરિયા ઘોડાગાડીમાં બેસાડ્યા ને ઘોડા છોડી લઈ માણસ વડે સરઘસ કાઢવાની ધમાલ કરી પણ બાપુજીએ રોક્યા ને ધીમેધીમે સરઘસ



# પંચતંત્રની વાર્તાઓ



મેઘવર્ણે ફરીને વડ ઉપર સિંહાસનસ્થ થઈને સભા કરી, તથા સ્થિરજીવીને પૂછ્યું, 'શત્રુ વચ્ચે તું રહ્યો તે તને બહુ વસમું લાગ્યું હશે.' સ્થિરજીવી કહે, 'સાચું, શત્રુનો સહવાસ અસિધારાવ્રત જેવો છે પણ કહ્યું છે:

**શત્રુને વહતો ખાંધે સમો વર્તી સુબુદ્ધિમાન્ ।**
**કાળા નાગે જુઓ ભાઈ દેડકા બહુ મારિયા ॥**

મેઘવર્ણ કહે, 'એ કેમ?' સ્થિરજીવી કહે:

## કથા ૧૩

મન્દવિષ નામે એક બુઢ્ઢો કૃષ્ણસર્પ હતો. આમ ખાવાનું એને મળતું નહિ, એટલે બહુ દેડકાવાળા તળાવને કાંઠે જઈ અણગમો થઈને એ બેઠો. એને ઉદાસ જોઈને એક દેડકો બોલ્યો, 'મામા, આજ પહેલાં પ્રમાણે આહાર સારૂ કેમ વિહાર કરતા નથી?' સર્પ કહે, 'મને ખાવા ઉપર રુચિ રહી નથી, કારણ કાલ રાતે હું એક દેડકાને પકડવા ગયો તે સ્વાધ્યાય કરતા બ્રાહ્મણોની વચ્ચે કૂદી પડ્યો, પણ ક્યાં ગયો તે મારા ધ્યાનમાં ન રહ્યું, ને મેં ઝપટ મારી તથા એક બ્રાહ્મણપુત્રને અંગૂઠે ડંખ્યો. ડંખ્યા ભેળો એ મરી ગયો, એટલે એના શોકાકુલ બાપે મને શાપ દીધો. "દુરાત્મન્, મારા અનપરાધી દીકરાને તું કરડ્યો, એટલે જા, તું દેડકાઓનું વાહન થા, ને એનું દીધું ખા." એટલે હું તમારૂં વાહન બનવા આવ્યો છું.' દેડકે જઈને દેડકાના રાજા જાલપાદને વાત કરી. જાલપાદ આવીને સર્પની પીઠે ચડ્યો ને સર્પે એને આમતેમ ફેરવીને પ્રસન્ન કર્યો એક દિવસ મન્દવિષ ઢોંગ કરીને ધીમેધીમે ચાલ્યો. જાલપાદે પૂછ્યું, 'આજ તારી ગતિ કેમ મંદ છે?' સર્પ કહે, 'આહારવિરહથી હું દુબળો થયો છું.' વાહનપ્રિય જાલપાદ કહે, 'તો મારી આજ્ઞાથી નાના દેડકાઓને ખા.' હવે સર્પ દેડકાઓને ખાવા મંડ્યો, ને થોડા દિવસમાં દેડકામાત્રનો ઘાણ કાઢી નાખ્યો, જેથી એનું બીજમાત્ર પણ રહ્યું નહિ

એટલે કહું છું, 'શત્રુને વહતો ખાંધે' ઇતિ. હે રાજન્, જેમ મંદવિષે મંડૂકોને માર્યા એમ મેં વેરીને હણ્યા. વનમાં અગ્નિ પ્રકટે છે તે ઝાડને બાળે છે, તો ય મૂળિયાં એનાથી બચી જાય છે, પણ મૃદુશીતલ જલપ્રવાહ મૂળિયાં સોતાં ઉખેડી નાખે છે કહ્યું છે કે

**ઋણ અગ્નિ અરિ વ્યાધિ નિ શેષ કરતો સુધી ।**

રાજ્ય આમ નિષ્કંટક થયું છે, એને પ્રજાપાલનમાં તત્પર થઈને પુત્રપૌત્રાદિકમે ચિરકાળ ભોગવ.'

ઇતિ કાકોલૂકીય નામે ત્રીજું તન્ત્ર સમાપ્ત.

(ચાલુ) હેમાઇ વાલજી ગોવિંદજી

દેડકાનો રાજા જાલપાદ સર્પની પીઠે ચડ્યો અને સર્પે એને આમતેમ ફેરવીને પ્રસન્ન કર્યો

# મધુકરી

(મન્તૂપા)

સિદ્ધિ તણું પૂર્ણવિરામ દૂર હો;
મથામણોની નિતયૌવના લીલા,
ગને ગમે અમૃતપાન તેના'
એ ઘુંઘૂટ પીઉં હુ મસ્ત મોજમસ્ત,
ઝુલાવતો હું પૃથિવી સમસ્ત,
ટોળુ નહીં, ડોલવતો સદા રહુ
બ્રહ્માંડ કેરા દૂરના સિંહાસનો.

—મોહિનીચન્દ્ર

## સ્વ મણિલાલ ઈચ્છારામ દેસાઇ

ગુજરાતના પત્રકારત્વમા આજ ત્રેસઠ વર્ષથી પોતાની સેવા પી રહેલા મુબઈના જાણીતા સાપ્તાહિક 'ગુજરાતી'ના બાહોશ તંત્રી શ્રી મણિલાલ ઈચ્છારામ દેસાઈનુ ગયા માસ (જૂન)ની ૧૧મી તારીખે પક્ષાઘાતને પરિણામે અવસાન થયુ ગુજરાતના વિચારપ્રવાહ સસ્કારઘડતરમા અનન્યનો જે ફાળો એ પત્રે પૂર્યો એમા મનર સગીન કારકીર્દિનો સ્વ મણિલાલનો ફાળો ગુજરાતના પત્રકારત્વના ઇતિહાસમા એમના નામનો અમર આક મૂકી જાય એવો રાજકારણ, સમાજ અને અર્થકારણ ઉપરના નિશ્ચિત ને નીડર વિચારસરણી ધરાવતા એમના અગ્રલેખો, દેશના જીવનના વિવિધ પાસા પર દૃષ્ટિપાત કરીને તેનુ સાચુ સ્વરૂપ રજૂ કરી, વિગતો તથા વિનોદ ઓથી હાસીહાસીને ભરેલી 'સિંહાવલોકન'ની એમની લોકપ્રિય સાપ્તાહિક કટિકાઓ, ક્વચિત ક્વચિત પ્રકાશી ગએલા એમના ચોટદાર ને વિચારપ્રેરક ગ્રંથાવલોકનો, મુદ્રણ અને બીબા ઢાળવાની ઉદ્યોગકળામા સ્પર્શી ને સ્વાનુભવનુ જ્ઞાન ધરાવતી એમની કલમના મૂલ્યવાન લખાણો, પ્રાચીન તેમજ અર્વાચીન ઉભય કાળના ગુજરાતી, અગ્રેજી સંસ્કૃત સાહિત્યનું એમનુ બહુશ્રુત વાચન દર્શાવતા એમના લેખો એમના પિતાશ્રીના પુસ્તકોના સસ્કરણો અને 'ગુજરાતી' પત્રના દિવાળીના અંક' જેવા અનેક અગો ખીલવવામા રહેલી એમની દૃષ્ટિ— સૌ, આજે પણ નજર ફેરવતા, એમની શક્તિના દ્યોતક સમા લાગી રહે છે એમના અવસાનથી ગુજરાતે એક વિરલ વિદ્વાન તથા સ્વતંત્ર વિચારસરણીવાળો બુદ્ધિશાળી પત્રકાર ગુમાવ્યો છે એમના આત્માને પરમ શાંતિ ઈચ્છી એમના જીવનની આછી રેખા 'ગુજરાતી'માથી તારવીને આ નીચે આપીએ છીએ

'ગુજરાતી' પત્રના મૂળ સ્થાપક અને મોટી મુશ્કેલીઓ વચ્ચેથી ઝઝૂમી તથા નામનાભર્યું જીવન ઘડનાર સ્વ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના જીવનમાઈ ૧૮૮૦ના જૂન માસમા બે પુત્રોનો જન્મ થયો' એક 'ગુજરાતી' પત્રનો અને બીજો સ્વ મણિલાલનો 'ગુજરાતી' પત્ર ૨૦મી જૂનથી નીકળવા માડ્યુ હતુ, અને મણિલાલનો જન્મ ૨૮મી જૂન ૧૮૮૦ (સ ૧૯૩૬ના જેઠ વદ ૪)ને દિવસે થયો હતો પોતાને ત્યાં આ દૈહિક અને માનસિક એવા થએલા બે પુત્રોત્સવને સ્વ. ઇચ્છારામ પોતાના જીવનમા એક શુભ શુકન માનતા

ઈચ્છારામભાઇના મમરાને કોઇ પ્રજા નહિ હોવાથી સુરતમા મોસાળમા માતામહ મા મોતીરામ લલ્લુભાઇ મપારાને ત્યાં ઈચ્છારામના બે પ્રથમ પુત્રો બાનુભાઈ ને મણિલાલ તથા એક પુત્રી ઉદ્દવર મોટા થના હતા આરભની કેળવણી નાગરી શાળામા મહેતાજીને હાથે તેમણે લીધા બાદ ઈ સ. ૧૮૯૦–૯૧મા સ્વ ઈચ્છારામ તેમને મુબાઈ તેડી લાવ્યા અને એલ્ફિન્સ્ટન મિડલ સ્કુલમા ભણવા મૂક્યા, જ્યાંથી ૧૮૯૯મા તેઓ મૅટ્રિક્યુલેશનની પરીક્ષામા પાસ થયા આ વિદ્યાર્થીકાળમા તેમના સહાધ્યાયી શ્રી મંગળદાસ પકવાસા (મુબઈની ઉપલી ધારાસભાના માજી પ્રમુખ) અને વિનાયક નદશકર મહેતા હતા

આ અભ્યાસકાળ દરમ્યાન સ્વ મણિલાલને તેમના પિતાના મુદ્રણના ધધામા રસ પડવા લાગ્યો હતો ને માફ ઉપોદ્ઘાત કેમ થાય, મારા દેખાવવાળીઓ પડીઓ ગુજરાતીની પ્રેસમાથી કેમ બહાર પડે, છાપખાનાની મુશ્કેલીઓ શી શી છે, એ સર્વમા ગામ ખાગી તેઓ સમજવા લાગ્યા હતા તે-

મા એમને એમ જણાયુ હતુ કે અંગ્રેજી ભાષાના સીસાનાં બીબા (ટાઈપો)માં જેવી જુદીજુદી ક્રમબદ્ધ અને વિવિધતાવાળી નાની-મોટી જાતો અને સરળતા છે, તેવી હિન્દની ભાષાઓમા અને ખાસ કરીને ગુજરાતી તથા સંસ્કૃત ભાષામા નથી. તે કેમ લાવવામા ન આવે, તે માટે તેમણે વિચાર કરવા માંડ્યો અને તે માટે ઇંગ્લંડ અને અમેરિકાથી પુસ્તકો અને ચોપાનિયા મગાવી તેમણે વાચવા માંડ્યાં તથા તેના સિદ્ધાંતો તે સમજવા લાગ્યા

નાની ઉમરના છતાં તેમણે કરેલો આ અભ્યાસ અને મનન એટલા ઉત્તમ હતા કે તેમના વિચારો સ્વ. ઈચ્છારામને ખૂબ પસંદ પડ્યા અને ૧૯૦૦ની સાલમા 'ધી ગુજરાતી ટાઇપ ફાઉન્ડ્રી'ની સ્થાપના રા. મણિલાલને હસ્તે કરવામાં આવી. પ્રથમના ૩-૪ વરસોમા જ એ નવી ફાઉન્ડ્રીએ ઘણુ સારૂ કામ કરી બતાવ્યુ અને જ્યાંત્યાં તેના માલના વખાણ થવા લાગ્યા આ સમયે પ્રચારકામ માટે જે નાના-નાના હસ્તપત્રો કાઢવામાં આવ્યા હતા તે ઉપરથી તેની ખાત્રી થાય છે પણ આમ ધીમેધીમે સારી પ્રગતિ કરી રહેલી ફાઉન્ડ્રી નાણાભીડને અંગે ઝડપ કરી શકતી નહોતી, તેથી ઈચ્છારામે પોતાના ભાગીદાર તરીકે પોતાના મિત્ર મગનલાલ ઠાકોરદાસ મોદી પાસેથી નાણા ઉછીના લીધાં, અને તેમણે પોતાના ભત્રીજા રા. મણિલાલ મોદીને તેમા પોતાના તરફથી નીમ્યા.

આ દરમ્યાન સ્વ. મણિલાલે કૉલેજના અભ્યાસનુ કાર્ય ચલાવ્યુ હતુ; જોકે તેમા જોઈએ તેવું લક્ષ તેઓ આપી શકતા નહોતા ઈ સ. ૧૯૦૫માં તેઓ મુંબાઈ વિદ્યાપીઠના સ્નાતક થયા, અને તે પછી એમ એ નો અભ્યાસ ચાલુ રાખ્યો, પણ તેમનુ દિલ તેમા બરાબર ચોંટતુ નહિ, તેથી આખરે ઈ સ ૧૯૦૮મા તેઓ 'ગુજરાતી' પ્રેસમા પિતાશ્રી સાથે ધંધામાં જોડાયા. ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો તેમનો અભ્યાસ સારો હતો ને વાચન વિશાળ હતુ, તેથી પત્રકારત્વમા જોડાવાનુ તેમણે પસંદ કર્યું; પણ જો તેઓ સ્વહસ્તે સ્થાપેલા ને ખીલવેલા ટાઈપ બનાવવાના ધંધામાં જોડાયા હોત તો આજે એ દિશામા અપૂર્વ કામગીરી કરી બતાવી હોત, અઢળક લાભ મેળવ્યો હોત અને ગુજરાતી તથા સંસ્કૃત ભાષાના અક્ષરોમા જે વિવિધ શ્રેણીબદ્ધ ટાઈપરચના જણાતી નથી, તેમા મોટુ પરિવર્તન કરી દેખાડ્યુ હોત.

ઇ ૧૯૦૮મા સ્વ મણિલાલ 'ગુજરાતી' પત્રમા જોડાયા એ વખતે સ્વ ઇચ્છારામને હસ્તકંપ અને હૃદયરોગની વેદના થવા લાગી હતી; તેથી લખવાના કામમા તેઓ મણિલાલ, નટવરલાલ અને પ્રાણજીવન શાસ્ત્રી વગેરેની મદદ લેતા સ્વ મણિલાલે તે વખતે 'સિંહાવલોકન'ના મથાળા નીચે પ્રચલિત રાજકીય, આર્થિક વગેરે વિષયો ઉપર ટીકાત્મક અને વિચારાત્મક નાના નાના ફકરા રૂપ લેખો લખવા માંડ્યા હતા, જે દિવસે દિવસે લોકપ્રિય થતા હતા ૧૯૦૯મા તેમણે પિતાશ્રીને વિનતિ કરી કે અંગ્રેજી પત્રોના ક્રિસ્ટમસ અંકની માફક દર વરસે દિવાળીને પ્રસંગે એક સાહિત્ય વિષયક ખાસ અંક જો ગ્રાહકોને ભેટ આપવામા આવે તો લોકપ્રિયતા વધે અને આકર્ષકતા પણ વધે તેમની આ સૂચના કેટલાક ઉહાપોહને અંતે મંજૂર થઈ. અને ૧૯૦૯મા ગુજરાતીનો પ્રથમ દિવાળીનો ખાસ સાહિત્ય અંક પ્રકટ થયો. આજે તો લગભગ દરેક છાપું, પત્ર કે માસિક કોઈ ને કોઈ પણ રૂપમા ખાસ અંક આપવા લાગ્યુ છે, પણ તેનો આરંભ ગુજરાતી પત્રકારત્વમા કરવાનો મૂળ યશ 'ગુજરાતી' પત્રને જાય છે

તેમણે ઉપાડી લીધેલા કામથી સ્વ ઇચ્છારામ પોતાના જીવનના પાછલા કાળમા વિશેષ કરીને નિવૃત્તિ ભોગવતા. આખરે ઈ સ ૧૯૧૨ ના ડિસેમ્બરમા સ્વ ઈચ્છારામે પોતાનો દેહ સાચોસાચ સ્વ મણિલાલભાઈના હાથમા પડીને છોડ્યો, ત્યારે કુદરતીરીતે આખા કુટુંબનો અને ગુજરાતી પ્રેસ તથા પત્ર, કારખાનુ, ટાઈપ ફાઉન્ડ્રી વગેરે ચલાવવાનો ભાર સ્વ. મણિલાલના શિરે આવી પડ્યો આ બોજો તેમણે ઇશ્વર પર શ્રદ્ધા રાખીને ૧૨ વરસ સુધી હિમ્મતથી ઉપાડ્યો, અને તેમા સારો યશ મેળવ્યો. ઈ સ ૧૯૧૪-૧૮ના પ્રથમ મહાયુદ્ધના સમયમા નાણાની પુષ્કળ મુશ્કેલીઓ વચ્ચે તેમણે 'ગુજરાતી' પ્રેસ અને પત્રનુ નાવ નિર્વિઘ્ને હંકાર્યું હતુ અને લોકપ્રિયતા જાળવી હતી

૧૯૦૧મા સુરતમા તેમના મોટાભાઈ બાલુભાઈનુ મરકીની જીવલેણ બીમારીમા મૃત્યુ થયુ. તેમનાં નાના સગીર બાળકો માટે ૧૯૧૪ મા સ્વ મણિલાલને હાઇકોર્ટમા પ્રોબેટ લેવો પડ્યો હતો, પણ ૧૯૧૯ મા સુરતમા રહેતાં સગાઓએ કોઈ દુષ્ટ માણસોની શિખવણીથી ફોજદારી ખટલો ઊભો કર્યો તેમા મણિલાલને અને કુટુંબીઓને ઘણા ખર્ચના ખાડામા ઊતરવું પડ્યું અને ભત્રીજાને મોટી રોકડ રકમ આપી છૂટા કરવા માટે પ્રેસને માથે મોટુ દેવુ થઈ ગયુ આ દેવામાથી મુક્ત થવાને માટે આખરે ગુજરાતી ટાઇપ ફાઉન્ડ્રીનો ભાગ તેમને બીજા ભાગીદારને વેચી નાખવો પડ્યો

સને ૧૯૨૪માં મણિભાઇ પોતાનો ભાગ લઇને તથા 'ગુજરાતી' પત્ર લઇને પોતાના ભાઇઓ સાથેથી છૂટા પડ્યા તેમણે પોતાની પાસેની બધી રોકડ મૂડી એક નવી ટાઈપ ફાઉન્ડ્રી-ધ બૉમ્બે લેટર ફાઉન્ડ્રી-કાઢવામા અને તેને અદ્યતન સુધારાવાળી પદ્ધતિ પર મૂકવામા રોકી દીધી, અને સાહસ વેઠીને-દેવુ પણ કરીને પુસ્તકો પ્રકટ કરવાનુ શરૂ કર્યું તેથી તેઓ નાણાભીડમા આવી પડ્યા, અને 'ગુજરાતી' પત્રને ગીરો મૂકવુ પડ્યુ તે પછી તેમના નાના ભાઇઓ સાથે બાકી રહેલો હિસાબ કરતા તેમને કેટલીક રકમ આપવાની નીકળી તેથી તે મુઝાઈ ગયા, અને ગીરોમાથી તેમજ બીજા વેપારી વગેરેનાં દેવામાથી છૂટવાનો કોઈ માર્ગ દેખાયો નહિ ત્યારે આખરે નછૂટકે તેમને ઇ સ ૧૯૨૯મા નાદારીમાં નોંધાવવું પડ્યુ

આખરે 'ગુજરાતી' પત્ર, તેમનુ પ્રેસ, ટાઈપ ફાઉન્ડ્રી વગેરે જાહેર લીલામથી હરરાજ થયા તેમાથી 'ગુજરાતી' પત્ર તેમના નાના ભાઈઓએ બીજાની મારફતે ૧૯૩૦મા વેચાતુ લીધુ સ્વ મણિલાલે 'વીસમી સદી' સાપ્તાહિક ચલાવવા માડ્યુ, પણ તેમા કોઈક લખાણ માટે સરકારે વાંધો લેતા તે પત્ર બંધ પડ્યુ તે પછી તેમણે 'નવી રોશની' નામનું પત્ર કાઢ્યુ, પરંતુ તે પણ થોડો સમય ચલાવીને બંધ કરવુ પડ્યુ તે પછી મુબાઈના મોટા મંદિરના મહારાજ શ્રી ગોકુલનાથજીના આશ્રયે 'વિશ્વદર્શન' પત્ર કાઢવા માંડ્યુ, પણ સ્વ મણિલાલ સ્વતંત્ર બુદ્ધિના અને સનાતન હિંદુ ધર્મના ચુસ્ત હિમાયતી હોવાથી તેમનાથી સાંપ્રદાયિક વાડામા પુરાઈ ન રહેવાયુ અને કેટલીક નાણાસબંધી ખટપટ જાગવાથી તેમને 'વિશ્વદર્શન'માથી પણ ખસી જવુ પડ્યુ

આ પ્રમાણે જીવનના મોટામોટા ઝંઝાવાતો તથા લીલીસૂકી ખમીને સ્વ મણિલાલ કેમ જાણે થાકી ન ગયા હોય તેમ નાદુરસ્ત તબિયતને કારણે જાહેર પ્રવૃત્તિમાથી કારેગ થયા. ઈ સ ૧૯૨૭મા અમદાવાદમાં મળેલી બીજી ગુજરાતી પત્રકાર પરિષદના પ્રમુખસ્થાને તેઓ ચૂંટાયા હતા તે વખતે તેમણે આપેલુ ભાષણ પત્રકારત્વ, તંત્રીત્વ, કારખાનુ, છાપખાનુ વગેરે વિષયોને અંગેનુ વિદ્વત્તાભર્યું હતુ, અને અમદાવાદની પ્રજાએ તેમનુ સારૂ ગૌરવ-માન કર્યું હતુ આ પ્રસંગે તેમની જાહોજલાલીની ચરમ ટોચ હતી તે પછી તેમને ઘણી આસમાનીસુલ્તાનીના ચકરમાથી પસાર થવુ પડ્યુ હતુ ઈ સ.૧૯૩૭



**એકલ દેતા દાન જે એકલ જૂઝતા જંગ**
**એકલ જગનિંદા સહે એ વીરોને રંગ**



—રા વિ પાઠક—



ફ્રાન્સની રાજ્યક્રાન્તિ બાદ સોળમા લુઇને વધસ્તંભ પર ખડો કરવામા આવ્યો ત્યારે શાંતિપૂર્વક પોતાના અંતક સમીપ જઈ, એકઠી થએલી મેદનીની તરફ નજર નાખતા તે સગર્વ બોલ્યો, 'સજ્જનો, મારા પર જે આરોપ મૂકવામા આવ્યો છે એમા હુ નિર્દોષ છુ, છતા મારા દેહાતથી ફ્રાન્સ વધુ સુખી નીવડો '

અનેકાર્થી શબ્દ ' કૂચ'—રવાના થવુ તે, લશ્કરી ઢબની ચાલ, છૂપી વાત અથવા રહસ્ય, કુંજો કે બોરયો

કહેવતો કેમ પડી. 'દાઢીના દોકડો ને ચોટલીના ચારસો ' સકટ વેળા સમયસૂચકતા વાપરવાનુ બોધની આ કહેવત પાછળ એક વેરાની ચતુરાઈની એવી વાત છે કે રાત્રે બહાર નીકળેલા એક વેરાજી ચોરના હાથમા સપડાઈ ગયા અને ચોરે તેમની દાઢી પકડી, દોકડો રૂપિયા છુટકારા માટે માગ્યા ચતુર વેરાજીએ યુક્તિ કરી પોતાની સ્ત્રી પાસે રૂપિયા મગાવતા જણાવ્યુ કે 'આ દાઢીના દોકડો માગે છે તે ઝટ લાવ, નહિતર એ ચોટલી પકડશે તો ચારસો આપવા પડશે ' મૂઢ ચોર આનો મર્મ ન સમજતા ચારસોની લાલચે દાઢી છોડી ચોટલી પકડવા ગયો, પણ વેરાજીને માથે તો તાલો હતો, તેથી હાથ ભોઠો પડ્યો ને વેરાજી છટકી ગયા

ગણિતગમ્મત—કોઈપણ રકમ ધારો અને તેને ઉલટાવી એ બનેની બાદબાકી કરો તો બાકી રહેતી સખ્યાના આકડાનો સરવાળો હમેશા ૯ જ આવશે

આ મહિનાનુ નામ જુલાઈ—તે આ માસમા જન્મેલા જુલિયસ સીઝરના નામને સ્મરણાંકિત કરવા તેની પછી તેના સરદાર માર્ક ઍન્ટનીએ એના પર આપીને પ્રચલિત કરેલુ

આખી દુનિયાની વસ્તીનો પાચમો ભાગ હિંદમા વસે છે એ તો કદાચ ઘણા જાણતા હશે, પણ દુનિયાના નિરક્ષરોનો ત્રીજો ભાગ હિંદમા વસે છે એ ઓછા જ જાણતા હશે

સ્વિટ્ઝર્લૅન્ડ અને ફ્રાન્સમા વહેતી ર્‌હોન નદી દુનિયાભરની નદીઓમા સૌથી વેગીલી છે ઉંડવાક ભાગમા તો તે કલાકે ૪૦ માઈલને વેગે વહે છે

ઘોડો ને હાથી ઊભાઊભા ઊંઘે છે, કૂતરો અર્ધું જાગૃત જ સૂએ છે, સાપ ને માછલાની આખો ખુલ્લી પરતુ સ્થિર રાખીને નિદ્રા લે છે

ચેમ્બરલેન આ લડાઈમા 'રોજનુ' જેટલુ ખર્ચ કરે છે તેટલા ખર્ચમા હિંદુસ્તાનની પ્રાંતિક સરકારોને ૩ વર્ષ સરકારનુ કર્ણોગોને આપવામા આવતું ક્રૅન્જન ખર્ચ 'પહેર વરસ લગી'ની જો ને છતા પૈસા વધે (હરિજનબધુ)

**શબ્દપરિચય**

શાલિધાન્ય=ચોખા, ઘઉ, જવ, મકાઈ, બાજરી, જુવાર વગેરે એકદલ ધાન્યો માટે સસ્કૃત ભાષામા આ શબ્દ વપરાય છે

દ્વિદલધાન્ય=બે ફાડિયાવાળા—ચણા, વાલ, વટાણા, અડદ, મગ, ચોળા વગેરે કઠોળ ધાન્યો માટે સસ્કૃતમાં આ શબ્દ છે

હાઇડ્રોજન ગૅસની ગેટને દર ચોરસ ઇંચે ૬ લાખ પાઉન્ડના દબાણથી છોડવામા આવે તો તે ૩૦૪ જાડા પોલાદના પતરામા પણ આરપાર ગાબુ પાડી શકે

ટમાટા પહેલા ઝેરી મનાતા એ વહેમને ન ગણકારના ટમાટાનો પ્રથમ આસ્વાદ કરી એક આરોગ્યવર્ધક શાકતરીકે દુનિયાને તેની ભેટ ધરનાર મિચેલ ફેલિમ ગૉવે હતો રોડ-ટાપુ પર ન્યૂપૉર્ટમા તેનો સ્મરણસ્તભ છે

ટૉર્પિડોની શોધ ઈ ૧૭૭૭મા ડેવિડ બુશનેલે અમેરિકામા કરી

**અશુદ્ધ જોડણીના અનર્થ**

કડુ—એક વનસ્પતિ ઔષધિ
કડુ—ગોળ વાળેલો ધાતુનો સળિયો
કૂચી—કૂચડી . કૂંચી—ચાવી, કુપાય
આનલુ—ઝબલુ. . . . આગળુ—આગળી
પલ—ગાસ, ચારતોલા જેટલુ માપ. પળ—ક્ષણ
—રમણ અબાલાલ શાહ

હામ્બુર્ગ (જર્મની)ના ડૉ બ્રાન્ડરે ઈ ૧૬૬૯મા ફૉસ્ફરસની શોધ કરી



દેશદેશના શિરવેષ—અરબનો

એ દાબમા ગરમ ગાનના પડીકા સાથે છત્ર સભાળવી ચોમાસામા કેટલી મુશ્કેલ છે, જાણનારાઓને આનવી 'છત્રી ટોપી'ની શોધ આશીર્વાદ રૂપ લાગશે ગામામ મદ્દદ આ એમ નેવી ટોપી પર છત્રીના સળિયા જડેલ હોય છે ને હડપચી નીચે આવતી ચામડાની પટ્ટી વડે તે મજબૂતીથી પકડાઈ રહે છે

ઑસ્ટ્રેલિયા પર પહેલવહેલો પગ મૂકના ગોરે ટોમસબ્રા ઈટ હતો ૧૬૨૨મા ઑસ્ટ્રેલિઆની પશ્ચિમના એક ટાપુ પર એ ઊતરેલો

માણસની હોજરી પૂરી બરાબર ફૂલે ત્યારે લગભગ ફૂટબૉલ જેવડી થાય છે, અને તદ્દન ખાલી રહને સમાચાય છે ત્યારે એક આગળ જેવડી બની જાય છે

રેલવે લાઈનની બાજુએ જોવામા આવતા આવા જે




પાટિયા રેલવે લાઇનની સપાટી દર્શાવવા મૂકલા હોય છે તેના બે હાથમાનો એક લેવલ બતાવનો હોય છે, જ્યારે બીજો ઊચો અગર નીચો હોય છે ને એ દિશાની લાઈનનુ ચઢાણ કે ઢોળાવ દર્શાવે છે ઉપરના ચિત્રમા એ ઢોળ દર્શાવતા હાથમાંના આકડાનો અર્થ એ થાય છે કે હવે આવતી જમીન ૧૯૦ ફૂટે ૧ ફૂટ ઢોળાવવાળી છે

નેપાળમાથી કોસી નદી બિહારમાં ઊતરે છે ત્યા તે એક મઈલનો પટ બનાવી વારવાર પૂર્વમાથી પશ્ચિમમાં અને પશ્ચિમમાથી પૂર્વમા પોતાનો પ્રવાહ બદલે છે

કાગળના બારસોમા ભાગ જેટલો પાતળો સોનાનો વરખ થઈ શકે છે રા તોલા સો ના-માથી એનો વરખ ૧૪૬ ચોરસ ફૂટ જગ્યા પર પાથરી શકાય

હિંદુસ્તાનના દ્રાક્ષના વેલાઓ પરથી આખા દેશની ગણીને માત્ર ૧૧ હજાર રતલ દ્રાક્ષની પેદાશ થઇ શકે છે કૅલીફૉર્નિયા જેવા પેદાશી દેશ એક એકરે ૮ હજાર પૌંડ દ્રાક્ષ આપે છે

શેઠ (નોકરીના ઉમેદવારને સવાલો પૂછતા પૂછતા)—હુ, તમે કદી નૂ હુ બોલ્યા છો ?

ઉમેદવાર—નાજી, પણ શીખી શકીશ ખરો



બે
શિલ્પપ્રતિમાઓ
હિંદની અને મિસરની



સારનાથ મ્યૂઝિયમમાંનું શિવમસ્તક

મિસરનો પ્રાચીન બાદશાહ રામેસિસ-બીજો

હિંદ અને મિસર—જગતની જૂનામાં જૂની સંસ્કૃતિઓના અવશેષો ધરાવતા આ બે દેશોની પુરાતન શિલ્પમૂર્તિઓ જોતા એક સ્પષ્ટ તફાવત નજરે તરી આવે છે. ઉપર આપેલું સારનાથનું શિવમસ્તક જુઓ કે સારનાથની મૈત્રેય બુદ્ધની કે વિષ્ણુની બીજી પ્રતિમાઓ જુઓ; ભારતે તેમાં કોઈ અનેરી આધ્યાત્મિક શાંતિ ઉતારી જણાશે. જ્યારે બીજી બાજુ મિસરની પ્રતિમાઓ અજબ ચેતન અને તાદૃશતા સાથે ગંભીર ભભક, જોમ અને સત્તા દર્શાવતી ત્રિકાળમાં માનવશક્તિનો સર્વોત્તમ ડંકો વગાડતી જણાય છે. પ્રસન્ન શાંતિ અને સ્વાસ્થ્યનો અનુભવ કરાવતી મુદ્રાઓ તથા ધ્યાનસ્વરૂપો સર્જનાર ભારતના શિલ્પીઓએ એના દર્શન કરનાર પર ભય સત્તા કે પ્રભાવની છાપ પાડવા કરતા તેના હૃદયમાં શાંતિ ને ભક્તિ પ્રેરવા પ્રત્યેક રેખા ને વળાંકને નવી જ મૃદુતા અર્પી છે અને નશ્વર તાદૃશતા કરતા અમર શાંતિ-સમાધિને આદર્શ બનાવી છે. આ રીતે મિસર ને ગ્રીસની પ્રાચીન કળાઓ કરતા ભારતની કળાએ કલાપ્રગતિની સીમા આગળ વધારી છે.

# કુમાર કાર્યાલયનાં કલાત્મક પ્રકાશનો

**અજવાળી રાત**
કિંમત ૨-૦-૦
રજી પોસ્ટેજ ૦-૮-૦



પંદર અજવાળી તિથિઓ સમી પંદર રસભરી ચુનંદી વાર્તાઓનો આ સંગ્રહ, અજવાળી રાતની મધુર ચાંદનીની પેઠે, નાના-મોટાં, ગરીબ તવંગર, શહેરી ગ્રામજન, સૌને એકસરખો રસ આપે એવો સર્વગ્રાહી છે ઘરનાં સ્ત્રીજન કે ઓછુ ભણેલાં ગ્રામજન પણ સમજી શકે એવી સરળ સુબોધ, અને સૌ વિનોદ પામે એવી ખેંચાણકારક પંદર વાર્તાઓ, વિવિધરંગી ચિત્રો અને મનોહર રૂપ-રંગની સજાવટ સાથે બેરંગી મજબૂત પૂંઠાવાળા સુંદર પુસ્તકમાં.

**અજંતાના કલામંડપો**
કિંમત ૧-૮-૦
રજી પોસ્ટેજ ૦-૫-૦



હિંદભરના સાહિત્યમાં આ વિષયનું આટલું ચિત્રભર્યું ને છતાં આટલું સસ્તુ આ પહેલું જ પુસ્તક છે શ્રી રવિશંકર રાવળે લખેલો અજંતાની કલાની વિસ્તૃત સમાલોચના કરતો લેખ, એના પાનાંને રંગમય કરતાં ૬ ત્રિરંગી ચિત્રો, તથા આર્ટપેપર ઉપર છાપેલાં ૧૬ પાનાં ભરીને આલેખનો અને ફોટોગ્રાફો, તેમજ પાનેપાને અજંતાનાં શોભનોનાં રેખાંકનો,—આ બધું ધરાવતા આ અપૂર્વ કલા ગ્રંથની ગુજરાતી તથા હિંદી બન્ને આવૃત્તિઓ મળે છે

**ગુજરાત કલા-કલાપ**
કિંમત ૧-૦-૦
રજી પોસ્ટેજ ૦-૬-૦



કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવો ચિત્રસંગ્રહ વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો હેતુ આ પ્રકાશન પાછળ છે પાંચ અગ્રણી ગુજરાતી કલાકારોનાં છ પૂર્ણરંગી ચુનંદાં ચિત્રોનો આ સંપુટ, ૧૧×૧૪ના માપનાં આર્ટકાર્ડ પર, ફ્રેમ માટે તૈયાર રૂપમાં આપવામાં આવ્યો છે એક રૂપિયામાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ હજી આપ્યાં નથી અને તેથી જ તેની બે આવૃત્તિઓ થઈ ગઈ એવો જ બીજા છ ચિત્રોનો નવો સંપુટ (કલાકલાપ બીજો) પણ તૈયાર થાય છે

**કુમારના ખાસ અંકો ૧૦૦ અને ૨૦૦**
દરેકના ૨-૦-૦
બન્ને સાથે ૩-૮-૦
રજી પોસ્ટેજ દરેકના ૦-૪-૦




'કુમાર'ના આ બન્ને ખાસ અંકો ગુજરાતના પત્રકારત્વમાં અનોખા યુગવર્તી પ્રકાશનો મનાયા છે લબ્ધપ્રતિષ્ઠ ચિત્રકારો, કવિઓ અને લેખકોની ચૂંટેલી કૃતિઓથી ભરચક એવા, બીનહરીફ કલાત્મક રૂપરંગે મઢેલા અનુક્રમે ૧૬૦ અને ૧૭૫ પાનાં, પૂર્ણરંગી તથા વિવિધરંગી ૨૦-૨૨ ચિત્રો, ફોટોગ્રાફો, નકશા, આલેખો, વાર્તાઓ, નાટકો, લેખો, કાવ્યો, ટુચકા વગેરે શિષ્ટ, સુંદર અને વિપુલ જ્ઞાનસામગ્રીથી મંડિત આ અદ્વિતીય અંકો ઘરમાં કાયમી બોધક સાહિત્ય તરીકે સંગ્રહ યોગ્ય છે

**ગુજરાતનું પાટનગર અમદાવાદ**
કાચું ૧-૦-૦
પાકું ૧-૪-૦
રજી પોસ્ટેજ ૦-૫-૦



અમદાવાદના બાવન નામચીન સ્થાનોના ફોટોગ્રાફોનું આલ્બમ જે જગતના સ્થાપત્યમાં અદ્ભુત કારીગરી તરીકે સ્થાન પામ્યા છે, જેણે પશ્ચિમના નામચીન કલામીમાંસકોને મુગ્ધ કર્યા છે, જેની પ્રશસ્તિ સાંભળી જગત-યાત્રીઓ અમદાવાદ આવે છે, એ શિલ્પ અને સ્થાપત્યનાં કાવ્યો સમાં અમદાવાદનાં મકાનોનું આ આલ્બમ દરેક ગુજરાતીના ઘરમાં હોવું જોઈએ. દરેક ચિત્ર નીચે ઐતિહાસિક અને લાક્ષણિક માહિતી આપતી નોંધ તથા શ્રી રત્નમણિરાવ ભીમરાવ જેવા વિદ્વાને લખેલા, અમદાવાદની ચડતી પડતી ને વિકાસ વર્ણવતા વિદ્વત્તાભર્યા નિબંધ સાથે

**ગોવાલણી અને બીજી વાતો**
કિંમત ૨-૦-૦
રજી પોસ્ટેજ ૦-૬-૦



ગુજરાતના શરૂઆતના નવલિકા-લેખકોમાં જે મોખરામાં પ્રકાશ્યા તે 'મલયાનિલ'ની રસનીતરતી બાવીસ વાર્તાઓ—જેમાં દસ મર્માળા હાસ્યની અને બાર મત્ત પ્રણયની છે 'ગોળમટોળ શર્મા'ના નામથી કટાક્ષકથાઓમાં અને 'ગોવાલણી'ની વાર્તાથી પ્રણયકથાઓમાં નામના મેળવનાર અને પોતાના મૃત્યુ પછીથી વધુ મશહૂર બનનાર એ લેખકનો આ સંગ્રહ ગુજરાતના જાણીતા કલાકારોનાં બેરંગી ચિત્રોથી વધુ સુંદર બન્યો છે.

કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ · તથા બધા જાણીતા બુકસેલરો

KUMAR Reg No B. 1803

# સ્વ. મહાદેવભાઈ

છેલ્લા પચીસ વર્ષથી મહાત્મા ગાંધીજીના અંતેવાસી, તેમના જમણા હાથ જેવા તેમના રહસ્યમંત્રી, અને તેમના સિદ્ધાન્તો તથા વિચારોનું રહસ્ય સમજનાર તથા પ્રચારનાર વિરલ અને શક્તિશાળી પુરુષો પૈકીના મુખ્ય શ્રી મહાદેવ હરિભાઈ દેસાઈનું, ગઈ તા. ૧૫ મી ઑગસ્ટ ૧૯૪૨ ને શનિવારે સવારે ૮-૪૦ વાગ્યે હૃદય બંધ પડવાથી કારાવાસમાં અવસાન થયું. 'મહાદેવભાઈ' તરીકેના એ પ્રિય પરિચિત અને માનભર્યા નામથી દેશ આખાના હૃદયમાં મિઠાશભર્યું અસ્તિત્વ જગાવનાર મહાત્માજીના એ મંત્રી પોતાના વિશિષ્ટ સ્થાનને લીધે મહાત્માજીના જેટલા જ જગજાણીતા પણ હતા, ને જગતભરના પત્રકારો, વિચારકો તથા રાજકારણી પુરુષો એમના તેજસ્વી વ્યક્તિત્વનું મધુર સ્મરણ પોતાની સાથે લઈ ગયા છે. આપણે પણ હવે માત્ર એનું સ્મરણ જ સાચવવાનું રહ્યું!

સુરત જિલ્લાના ઓલપાડ તાલુકાના દિહેણ ગામના તેઓ અનાવિલ બ્રાહ્મણ. એમનો જન્મ ૧૮૯૨ના જાન્યુઆરીની પહેલી તારીખે થયો હતો. એમના પિતા હરિભાઈ સુરભાઈ દેસાઈ કેળવણીખાતામાં હતા. અભ્યાસકાળથી જ તેજસ્વી બુદ્ધિ દાખવીને એમણે છેક કૉલેજના છેલ્લા વર્ષ સુધી સ્કૉલરશિપો મેળવી હતી; અને ઉત્તમ અંગ્રેજી તથા ગુજરાતી ઉપરાંત બંગાળી તેમજ મરાઠી ભાષાનું પણ જ્ઞાન ધરાવતા હોવાથી બી. એ. થયા બાદ તરત જ તેમને સેક્રેટરિયેટમાં ઓરિયેન્ટલ ટ્રાન્સલેટરની ઑફિસમાં જગ્યા મળી હતી. એ કામગીરીની સાથોસાથ કાયદાનો અભ્યાસ કરીને તે એલએલ. બી. થયા અને પછી નોકરી છોડી અમદાવાદમાં એકેક વર્ષ વકીલાત કરીને સરકારના કો-ઑપરેટિવ સોસાયટીઓના ખાતામાં ઇન્સ્પેક્ટર તરીકે જોડાયા, જ્યાં આમજનતાના પ્રશ્નનું સાચું જ્ઞાન તેમણે મેળવ્યું. એવામાં ઇ. ૧૯૧૬માં મહાત્મા ગાંધીજી આફ્રિકાથી આવ્યા. તેમના સિદ્ધાન્તોથી આકર્ષાઈ તે પોતાની ઉજ્જ્વલ આશાઓ આપતી નોકરી છોડી તેમના આશ્રમમાં જોડાયા અને તેમના અંતેવાસી બનીને રહ્યા. ત્યાર પછીનું તેમનું જીવન મહાત્માજીના જીવનની સાથોસાથ જ વહેતું રહ્યું હોઈ દેશભરની જનતા તેથી પરિચિત છે.

છેક તરુણ વયથી તે સાહિત્યના રસિયા ને અભ્યાસી હતા. સુરત જિલ્લાના લોકકવિ અર્જુન ભગતના ભજનોની 'અર્જુનવાણી'ના સંપાદનથી માંડીને કવિવર રવીન્દ્રનાથના 'ચિત્રાંગદા' નાટક જેવી ઉત્તમ કૃતિના શ્રેષ્ઠ



સ્વ. મહાદેવભાઈ (સ્કેચ બન્સીલાલ વર્મા-હરિપુરા મહાસભા વખતે)

સાહિત્યક્ષમ અનુવાદ સુધીની એમની પચીસેક કૃતિઓ એમની સાહિત્યસેવાની સાક્ષી પૂરે છે. મહાત્માજીની ગુજરાતી 'આત્મકથા'ને અંગ્રેજીમાં ઉતારનાર અને ભલભલા અભ્યાસીને પણ સમજવામાં અઘરી નીવડે એવા મોર્લેના 'On Compromise' જેવા ગ્રંથને 'સત્યાગ્રહની મર્યાદા'ના નામથી સુલભ ગુજરાતીમાં ઉતારનાર એ કલમની શક્તિ અજોડ હતી. સરળ અને પ્રવાહી છતાં પ્રાસાદિક મધુરપવાળી એમની શૈલીથી કયો ગુજરાતી અજાણ્યો છે? કલમકસબ તો તેઓ શરૂથી જ હતા; અને 'નવજીવન', 'યંગ ઇંડિયા' તથા 'હરિજન'ના પાનાંઓ પર રમી રહેલી તેમની કલમ પાછળ જે કાબેલ હાથ અને તેજસ્વી બુદ્ધિનું દર્શન થતું તેણે એક ધ્યેયનિષ્ઠ ને સત્ત્વશીલ પત્રકારની કીર્તિ તેમને પ્રાપ્ત કરી હતી. દેશપરદેશના સાહિત્યનું તેમનું વાચન પણ વિશાળ હતું અને જગતસાહિત્યની અદ્યતન કૃતિઓ તથા વિચારોથી તેઓ સુપરિચિત રહેતા.

મહાત્માજીના અંતેવાસી તથા રહસ્યમંત્રી તરીકે ગાંધીજીની વિરાટ પ્રવૃત્તિઓને અંગેના સંપર્ક-વ્યવહારનો ભાર તે સંભાળતા. તેમાં તત્ત્વજ્ઞાનથી માંડીને રોજિંદી ગૃહપ્રવૃત્તિઓ સુધીની અનેક ચર્ચાઓ અને મહાસમાધાનો આવી જતા. એમની શક્તિઓ અને નિષ્ઠા જોઈને ગાંધીજી એમને કેટલીયે વાર મહત્ત્વની વાટાઘાટોનાં નાજુક કામોમાં પણ પોતાના પ્રતિનિધિ તરીકે મોકલતા. આવા ગાંધીજીના બીજા દેહ જેવા એ મહાદેવભાઈના અકાળ અવસાનથી ગાંધીજીને જે અપાર ખેદ અને ખોટ જણાયાં હશે તેની કલ્પના નથી થઈ શકતી. દેશમાં પણ એમની ખોટ ઐતિહાસિક ગણાશે.

'મીરાંની ભક્તિ' જેવી અનન્ય ગાંધીજી પ્રત્યેની ભક્તિથી એમણે પોતાનું જીવનસર્વસ્વ એમને ધરી દીધું હતું ને પોતે એમનામાં જ જાણે સમાઈ ગયા હતા. જીવિતની ક્ષણેક્ષણ સ્વરાજ-સાધનાના તપમાં વિલીન કરીને દેશકાર્યના આરસિયા ઉપર સુખડની માફક ઘસાઈ ગયેલા એમના જીવનની માત્ર મહેક જ હવે રહી છે.



ગામડાની ફુરસદ

ચિત્રકાર: ચન્દ્રકાન્ત ત્રિવેદી

વર્ષ ૧૯મું



અંક ૮મો

ઑગસ્ટ · ૧૯૪૨

## પંથ દેજે!

આપજે મારગ, આપજે મારગ,
આપજે મારગ ભાઈ!
પંડ પોતાનો લોકને કાજે હોમનારાને
આપજે મારગ ભાઈ!

નીરવતાને પોપચે બેસી વગડા ને વેગન,
પ્હાડ ફાડીને રમતાં આવે ઝરણાંનાં જે ગાનઃ
એને તું આપજે તારાં તાન!

પ્રેમસમુંદર ભેટવા જતી છલકાવીને તીર,
લાખ તુફાનો લઈને આવે નદીયુંનાં જે નીરઃ
એને તું આપજે મારગ ધીર!

જિન્દગાનીના લોહ કશેડા વીંઝતો જાજે ભાઈ,
કુરબાનીમાં રાચનારાંનાં ગીત તું લેજે ગાઈઃ
એવાંની આંખમાં લેજે ન્હાઈ!

સૌને આપજે મારગ જેને હૈયે હોય ભલાઈ,
માનવના મનના દવ બાળે માનવની વનરાઈ
એને એક ના'પજે મારગ ભાઈ!
ભલે વાય આખરની શરણાઈ!
આપજે મારગ, આપજે મારગ, આપજે મારગ, ભાઈ!

વેણીભાઈ જ. પુરોહિત

## દીવાદાંડી

· મિશ્ર ·

હિમાંશુનું રૂપ ન આજ ધારવું;
ને ધૂમકેતુ બની આજ મારે
નહીં નહીં પૂંછડીઓ હલાવવી!
કે ના બની દીપક થાળ-પૂજને
મારે જવું કોઈક દેવમંદિરે.
નહીં બની કોડિયું ગોખલામાં
ગરીબનાં ઝૂંપડલાં ઉજાળવાં.

આકાશ મારે દૂર એક જગતીઃ
મનુજના જીવનમાં બની કો
દાંડી દીવાની દિન દિન બાળવું
અજ્ઞાન મારે ચીંધી વાટ સીધી.

ભૂલેલ કો માર્ગ તણા પથિકને
ચેતાવવા હું મુજ તેજ પાથરું
કરાડ જ્યાં દ્વીપ તણી સ્વમુખમાં
લેવા મથે દોડલીને જ કોઈની
ત્યાં મારું તેજ અખંડ પાથરી
ચહું બનું દીપક દાંડી કેરો.

પડ્યા હશે પત્થર જ્યાં તૂટેલ કે
સવસ છે વિચિત્રાલય જ્યાં, હું
ત્યાં ચેતવી મુજ શરીરદીવડો
પ્રકાશના પુંજ બધે ય પાથરું
ક્ષિતિજની કોર સુધી તહીં તો
પ્રસારીને તેજ અનોખ મારું
રાચું અને તૃપ્તિ અનુભવું હું.
ને ભોગિયો માર્ગભૂલેલનો કો
બની ગયું હું નિજ ધન્ય જીવને

લલિત ગિ. ભટ્ટ

## ભરતીઓટ

· તોટક ·

દિનરાત કર્યાં બહુ ક્લેશ કદે,
જન ભૂલી ગયો નિજ યત્ન વિષે,
અફસોસ નિસાસ પછી વદતુ છુઃ
'શુરૂ વીતક શેં થયુ જીવનને?'

હસવું રડવું સમજાતુ નથી,
મન શાન્તિ હજી પણ થાતુ નથી;
પછી અંતર એક અવાજ ઉઠે,
સહુ ગ્લાનિ નિશાણુ તહીં સરતી,
'અતિ નાશ પછી પણ ઘરતી
ભરતી પછી ઓટ પછી ભરતી.'

તનસુખ ભટ્ટ

આંખો ભરી ભરી પીધો રસ રૂપનો એ
ને જે વધ્યો નયનના જલમાં વહ્યો' તો
(ને એજ માત્ર તમને સહુને જણાયું)

હરિશ્ચન્દ્ર ભટ્ટ

# મારી નજરે

## પ્રવાસરેખા

ઉત્તર ભારતનાં કલાકેન્દ્રોની તંત્રીની સરેકારયાત્રામાં આ સાથેના નકશામાંની પેની લીટીની રેખાએરેખાએ કરેલી શાન્તિનિકેતન, કલકત્તા, ઝરિયા, નાલંદા, પટણા ને બનારસની મુલાકાતો પછી આગળનો હપ્તો.

### લખનૌ

પાર્સલ ટ્રેન ગનસ્વીપણે લખનૌના ચારબાગ સ્ટેશનમા આવી પહોચી ત્યારે સ્ટેશને અમને લેવા કોઇ પણ હાજર હોય તેવો સભવ નહોતો. શ્રી કૃષ્ણવલ્લભ દ્વિવેદીજીને એક કાર્ડ લખ્યુ હતુ, પણ તેમા અમે ટ્રેનનો સમય લખી શકયા નહોતા તેઓ સ્ટેશનની પાસે જ રહે છે એવી માહિતી બનારસથી મેળવી લીધી હતી લખનૌનુ ચારબાગ સ્ટેશન આખા હિંદુસ્તાનમા તેની સુન્દર ઇમારતને લીધે પ્રખ્યાત છે મુબાઇના સેન્ટ્રલ સ્ટેશન જેટલું જ વિશાળ એ સ્ટેશન મુસાફરની આખ ઠારે છે મજૂરો પાસે સામાન ઉપડાવી અમે નિશાની પ્રમાણે અવધ પ્રિન્ટિંગ પ્રેસ પાસે પહોચ્યા, ત્યા દરવાજાના ઓટલા ઉપર જ એ પ્રેસના સુજ્ઞ મૅનેજર ઊભા હતા દ્વિવેદીજીનુ નામ પડતા જ કહે 'ચાલો, હુ તમારી સાથે આવુ છું ' પ્રેસની સામેની ગલીમા મકાનોના નવા બ્લૉક પાડેલા છે, ત્યા લખનૌના મધ્યમ વર્ગના પરદેશી સરકારી નોકરો અને સરકારી વર્ગના કુટુબો વસેલા છે એક નાની ગલીને છેડે જઇ અમે અટકયા, અને અમારા પથદર્શકે અવાજ દીધો એટલે કૃષ્ણવલ્લભજીએ પોતે જ દ્વાર ઉઘાડયુ

### કૃષ્ણવલ્લભ દ્વિવેદી

● 'વિશ્વભારતી' નામનો હિંદી જ્ઞાનકોષ એમની દેખરેખ અને સપાદન નીચે ચાલુ પ્રકાશન રૂપે અવધ પ્રિન્ટિંગ પ્રેસ તરફથી નિયમિતપણે બહાર પડે છે આ કામથી યુ પી (યુક્ત પ્રાંતો)મા તો તેમનુ નામ જાણીતુ છે પરંતુ મારી સાથેનો તેમનો સબધ તો ગુજરાતમાં જાણીતા (હાલ સીનેમાખ્યાત) હિંદી કવિ પ્રદીપજી (રામચદ્ર દ્વિવેદી)ને લઇને છે એઓ કવિના મોટા ભાઈ થાય માળવાના રહીશ હતા અભ્યાસ માટે અલ્લાહાબાદ યુનિવર્સિટી કૉલેજમા ભણવા આવેલા ત્યારથી યુ પી ના વિદ્વાનો, પ્રોફેસરો વગેરેના ગાઢ સસર્ગમા આવ્યા અને શિક્ષણના ક્ષેત્રમા ત્યા જ ખૂંચી ગયા એમના જ છાયાછત્ર નીચે કવિ પ્રદીપનું શિક્ષણ વિકસ્યુ અને હિંદી સાહિત્યના ઊચા સસ્કાર એને મળ્યા એમ કહીએ તો ખોટું નથી અલ્લાહાબાદ અને લખનૌની વિદ્યાપીઠોના પીઢ વિદ્વાનોના ગાઢ સસર્ગ સાથી કૃષ્ણવલ્લભજી પોતાના સાહિત્યપ્રેમને અખડ સરસ્વતી-ઉપાસનાથી જાગૃત રાખી શકયા છે, એટલુ જ નહિ પરતુ 'વિશ્વભારતી' જ્ઞાનકોષ દ્વારા તેને વધુ વ્યાપક ક્ષેત્રમા વહેવડાવ્યો છે એઓ ધારત તો ઘણો કરીને કે મિત્ર-પ્રોફેસરોની સહાયથી જીવનમા એક સરસ અને સુખપૂર્ણ સ્થાન મેળવી શકયા હોત. પણ સ્વતત્રતા અને સિદ્ધાન્તોનો ભોગ આપવો પડે એવુ કશુ નહિ કરવાનુ દઢ વ્રત લઇ પોતાના કાર્યક્ષેત્રમા એકાન્ત મૂક પર એ મસ્ત રહ્યા છે પોતાના નાનકડા બ્લૉકના દ્વાર ઉપર, બે મજૂરો પર બિસ્તરા સામાન લઇ આવી ઊભેલા અતિથિઓને જોઇને તે જરા વાર તો અચબો પામ્યા, પણ નામ દીધુ કે તુરત ઉમગમા આવી ભેટી પડયા પહેલા ખબર આપેલી તે વાયદાથી દસબાર દિવસ અમે મોડા પડયા, એટલે તે તો આશા છોડી બેઠા હતા, અને બનારસનુ પત્ર પહોચ્યુ નહોતુ. અમે તો જાણે ઘરની હૂફમા આવી પહોચ્યા હોઇએ એમ જ લાગ્યુ મારે શું કરવું, કેમ કરવુ, કયા જવું, કોને મળવું, તેની ચર્ચા હું કરતો હતો ત્યા તેમણે કહ્યુ, 'અબ યે સબ ઝંઝટ આપ છોડ દીજીએ, મેરેકો હી આપના પડા સમજ લો ' અમને ચા, સ્નાન વગેરેમા રોકી તેઓ એક કલાકનો ગાળો બહાર કાઢી આવ્યા એટલા વખતમા એમણે શહેરના મિત્રોને ચિઠ્ઠીઓ લખી નાખી, ટેલીફોન કરી દીધા અને જે ગૃહસ્થોને હુ મળવાનો હતો તેમને મળવાના સમય નક્કી કરી નાખ્યા. લખનૌમા કળા, વિજ્ઞાન, પુરાતત્ત્વ વગેરે વિષયોના નિષ્ણાત જગપ્રસિદ્ધ પુરુષો વસેલા છે વનસ્પતિશાસ્ત્રના નિષ્ણાત પ્રો શહાની, પુરાતત્ત્વના અગ્નિહોત્રી જેવા શ્રી વાસુદેવશરણ અગ્રવાલ અને યુનિવર્સિટીની અનેક શાખાઓના જાણીતા વિદ્વાનોની નામાવલિ તેઓ બોલી ગયા જમવાનુ તૈયાર થાય એટલામા અમે લખનૌનું મ્યૂઝિયમ જોવાનુ અને સરકારી આર્ટ સ્કૂલની મુલાકાત પતાવી દેવાનુ ઠરાવ્યું કલાકમા દિલાસે એક ટાગો ઉપાડયો લખનૌની વસ્તી થોડી છે, પણ વસાહતનો વિસ્તાર બહુ મોટો છે ત્યાના રસ્તાઓની સફાઈ અને મકાનોની શોભા આખા હિંદુસ્તાનમા પ્રસિદ્ધ છે

લખનૌના અમારા યજમાન, હિંદી સાહિત્ય તથા સસ્કાર-મડળોમા લબ્ધપ્રતિષ્ઠ, હિંદી જ્ઞાનકોષ 'વિશ્વભારતી'ના સપાદક, અને સીનેમાખ્યાત કવિ 'પ્રદીપ'જીના મોટાભાઈ શ્રી કૃષ્ણવલ્લભ દ્વિવેદી

★

### લખનૌ મ્યૂઝિયમ

● લખનૌ મ્યૂઝિયમમા સંઘરાએલું પ્રાચીન શિલ્પ મથુરાથી બીજે

નજરે આવે એવું છે. જૂના નવાબી મકાનોનો ઉપયોગ મ્યૂઝિયમ માટે બધબેસતો થયો છે આજે તો મ્યૂઝિયમનો સંગ્રહ એટલો વધ્યો છે કે તેની બે શાખાઓ કરવી પડી છે. તેના પ્રધાન અધિકારી શ્રી વાસુદેવશરણ અગ્રવાલજી પ્રથમ મથુરા મ્યૂઝિયમના ક્યુરેટર હતા અને મથુરાનું હાલનું પ્રખ્યાત મ્યૂઝિયમ તેમના જ હાથે ગોઠવાયું છે. શિલ્પ ઉપરાંત પુરાણા સિક્કાઓનું જ્ઞાન ધરાવતા વિરલ પુરુષોમાંના તેઓ એક છે પરંતુ એમના જ્ઞાન અને શક્તિને વધારે દીપાવનાર તો તેમનું પરમ સાત્વિક શીલ છે. એ શાંત, સ્થિર નેત્રવાળી દૂબળી-પાતળી મૂર્તિને ક્યાંક એકલા મળો તો ખબરે ન પડે કે તેઓ અધિકારી હશે પણ જ્યારે તેમનો વાર્તાપ્રવાહ શરૂ થાય ત્યારે થોડી જ વારમાં શૃંખલાબદ્ધ વિવિધ માહિતીઓના કથારસથી તમને મંત્રમુગ્ધ કરી દે. અપ્રત્યક્ષ રૂપે અમે એકબીજાને પિછાનતા હતા મથુરાનિવાસી મારા સ્નેહી શ્રી રાધેશ્યામજી દ્વિવેદીએ મને તેમની બધી વાતો કરેલી. તેમણે મારા અજંતાના પુસ્તક ઉપર ખૂબ આશીર્વાદ વરસાવેલા. આજે તેમને મળવાની ધન્ય ક્ષણ પ્રાપ્ત થતાં હું પ્રેરણાની સાર્થકતા અનુભવતો હતો. મ્યૂઝિયમમાં જતા આવતા ટોળાને વીંધી અમે તેમના ખંડનું બારણું ઉઘાડી દાખલ થયા તે વખતે તેઓ નવા આવેલા સિક્કાઓ તપાસવામાં મશગૂલ હતા. પણ કૃષ્ણવલ્લભજીએ પાસે જઇ ધીરેથી કંઈક કહ્યું એટલે તુરત કામ પડતું મૂકી ભાવાવેશમાં આગળ વધી દેશી રીતે મળ્યા. એવા પંડિતજન અતિથિ માટે વિવેકવાક્યો કહે તે તેમને માટે સ્વાભાવિક ગણાય; પણ તેની યોગ્યતા મારામાં સિદ્ધ કરવાની મને હોંશ હતી. થોડી પળો પૂર્વસ્મરણોને મારા પ્રવાસની હકીકતમાં ગાળી તેમણે મને શિલ્પ-વિભાગ જોવાનું કહ્યું, અને તેમના હાથ નીચે ત્યાં રહેલા અધિકારી શ્રી ઉપાધ્યાય વિષે પ્રશંસાપૂર્વક કહ્યું કે એ શિલ્પવિભાગ એમની સોબતમાં જોશો ત્યારે જ મજા પડશે ફરી રાત્રે તેમના ઘર પર મળવાનું ઠરાવી છૂટા પડ્યા અને નજીક બીજા મકાનમાં શિલ્પસંગ્રહ હતો ત્યાં ગયા. લખનૌનો આ સંગ્રહ સંભાળનાર શ્રી ઉપાધ્યાય તાજા જ આ ખાતામાં જોડાએલા છે પોતે એમ. એ. થએલા છે અને આ વિષયમાં ઓતપ્રોત બનેલા એક ઉચ્ચ શ્રેણીના સાહિત્યકાર પણ છે.




**સંસાર ચિત્રાવલિ—(૯) શુદ્ધિનો અત્યાચાર**

ધાર્મિક શુદ્ધિના અત્યાચારે માનવધર્મને કેટલી ભયંકરરીતે દબાવી દીધો છે તેનું દર્શન હિંદુ સમાજમાં દિનપ્રતિદિન થયા જ કરે છે પૂર્વકાળની કોઈ દ્વેષભાવના કે દુશ્મનાવટે લાખો માનવ-બંધુઓને યુગોના યુગોથી નાગરિકના સર્વસાધારણ હક્કોથી પણ વંચિત કરી દીધા છે તેમની સેવાઓ સમાજને અનેકરીતે અનિવાર્ય બની ચૂકી છે છતાં ગાય, કૂતરાં કે ગધેડાંને સમાજમાં ફરવાની જેટલી છૂટ છે તેટલી હદમાં પણ તેમને રોકનારા ધર્માંધોનો દંડો તેમની ઉપર તાકેલો તૈયાર જ રહે છે, તેમની દુભાએલી અપમાનિત હાલતમાં અસહાય બની તેઓ બીચારા મૂંગે મોંએ યાતનાઓ સહન કરી રહે છે આ સ્થિતિમાં ધર્મની વિટંબના કરનારાઓના યજ્ઞ, આરાધના કે અર્ચા ક્યા ઈશ્વરને પહોંચતા હશે ?

તેમણે પ્રાચીન સુપ્રસિદ્ધ મૂર્તિઓના કલાવિધાનની યોગ્ય કદર અને દર્શન આપતી કેટલીક કથાઓ લખી છે, જે ત્રણેક ભાગમાં પ્રકટ થએલી છે મ્યૂઝિયમમાં આજે કોઇ ખૂણે પડેલી એ કલાકૃતિઓ જે સમયમાં નિર્માણ પામી તે વખતે તેના સર્જક કલાકારને તે કેવા સંતોષપ્રદ હર્ષ આપતી હશે, લોકોને તે જોતાં કેવો આનંદ થતો હશે, એ કલાકારના આશ્રયદાતા તેને કેમ વધાવતા હશે, તેનાં તત્કાલીન કાલ્પનિક કથાનકો, તે સમયનું વાતાવરણમાં ખડું કરતા મનોહર

દૃક પ્રસંગો રચીને તેમણે તેમા આપ્યા છે. એવા સુસપન્ન અને સુયોગ્ય પુરુષના સગમા લખનૌની શિલ્પપ્રતિમાઓ જોતા વખતનો શુમાર ભુલાઈ જવા લાગ્યો આ મૂર્તિઓનુ સ્થાન દેશની કલાશાળાઓમા હોવુ ઘટે, તેના યોગ્ય ફોટોગ્રાફો કે પ્રતિકૃતિઓ દ્વારા તેનુ નવપ્રતિષ્ઠાપન કરવુ જોઇએ, એવાએવા વિચારો હુ કરતો હતો ત્યા યજમાને યાદ આપ્યુ કે હજી તો સરકારી કળાશાળા જોવી બાકી છે, અને પાકશાળામા મોડુ ન થવુ જોઇએ!

## લખનૌની આર્ટ-સ્કૂલ

● લખનૌની જાણીતી 'સ્કૂલ ઓવ આર્ટ્સ ઍન્ડ ક્રાફ્ટ્સ'ની સ્થાપનામા ગુજરાતના ત્રણ વિદ્વાનોનો અગ્ર ભાગ છે સ્વ વિનાયક નદશકર મહેતા, સ્વ શિવલાલ પાનાચંદ શાહ અને શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા જેવા ગુજરાતી સિવિલિયનોના પ્રયાસથી આ કળાશાળા અસ્તિત્વમા આવી છે, અને પ્રથમથી જ તેનુ નિયમન હિંદી અધિકારીને હાથ હોવાથી તેના પહેલા પ્રિન્સિપાલ શ્રી અસીતકુમાર હાલદાર નિમાયા છે શ્રી અવનીન્દ્રનાથ ટાગોરે હિંદી કલાનું જે અભ્યુત્થાન કર્યું તેની પ્રબળ સાક્ષી રૂપ એ શાળા બની રહી છે અને ત્યાથી ઘણા સુપ્રસિદ્ધ કલાકારો બહાર પડ્યા છે એ શાળાના અધ્યાપકો પણ નિષ્ણાત અને પ્રસિદ્ધ કલાકારો છે એક જ શાળામા વિશેષ વ્યક્તિત્વવાળા ઘણા માણસો જો કયા યે હોય તો તે લખનૌ આર્ટ સ્કૂલમા છે એ શાળાના હેડમાસ્તર શ્રી વીરેશ્વર સેન પ્રખર કલાવિદ અને નિર્માતા છે શ્રી એલ એમ સેન ચિત્રવિભાગમા પાશ્ચિમાત્ય તાલીમ પામેલા નિષ્ણાત છે એ જ પ્રમાણે શિલ્પવિભાગમા પણ યુરોપની કલાપીઠમા પાર ઊતરેલા વિશારદો છે પેઢીઓથી ત્યા જઇ વસેલા ગુજરાતી નાગર કુટુંબના શ્રી હરિહરલાલ મેઢ પણ એ શાળામા લાક્ષ (લાખ)—ચિત્રકળાના વિશેષ જ્ઞાતા તરીકે અધ્યાપક છે લખનૌ કળાશાળામા પહોચતા પહેલા મેં કઇક ખ્યાલો કરેલા ત્યાના પ્રિન્સિપાલ અસીતકુમાર હાલદાર, શ્રી વીરેશ્વર સેન વગેરેને મારા વિષે પત્રથી માહિતી હતી, મને તેમની દૂરની માહિતી હતી કલાક્ષેત્રમા અને કળાના અધ્યાપનમા જીવનભરનો અનુભવ પામેલા એ પુરુષોને મળતા ઘણા ખુલાસા અને નિર્ણયો મળશે એવી આશા મેં બાધી હતી પરતુ શાળાના દરવાજ પાસે પહોચતા જ ખબર મળ્યા કે શ્રી હાલદારને અચાનક સ્ટેશન પર જવુ પડ્યુ છે શ્રી વીરેશ્વર સેન, જેને વિદ્યાર્થીઓ ગુરુજી કહે છે, તેઓને આગલે દિવસે એક તાર મળેલો એટલે તે અલ્લાહાબાદ ગએલા પણ મારા જૂના મિત્ર શ્રી હરિહરલાલ મેઢ હસતે વદને અમારુ સ્વાગત કરવા આગળ આવ્યા ને બડા સાહેબોનો ચાર્જ પોતે સંભાળી લેશે એવી ખાત્રી આપી

શ્રી મેઢ એક સરકારી તરુણ કલાકાર છે. શ્રી કૃષ્ણવલ્લભજી જેવા સાહિત્યપ્રેમી સાથે તેમને ઘાડો સબધ હતો, એટલે મને આનદ થયો તેમને આ શાળા તરફથી ખાસ શિષ્યવૃત્તિ આપીને સરકારે બ્રહ્મદેશમાથી લાક્ષરસના ચિત્રો કરવાનું શીખવા મોકલેલા, અને તે કળા હાલ તેઓ ત્યા શીખવે પણ છે એમની સાથે ચિત્રશાળાના વર્ગો નિરાતે જોવાને મળ્યા લખનૌ કળાશાળાનુ મકાન અને બીજો વિસ્તાર બહુ મોટા છે. કલકત્તા કે મુબાઇ તેની આગળ ઓછા લાગે, પરતુ તેના પ્રમાણમા વિદ્યાર્થીઓનો સમુદાય નહોતો ચિત્ર અને શિલ્પમા સારા અધ્યાપકો છે. લખનૌનુ ડિઝાઇનિંગ વખણાય છે. ધધાર્થી ચિત્રકામ (કમર્શિયલ આર્ટ) ત્યા સક્રિય શીખવાના વિપુલ સાધનો છે લીથોગ્રાફી સંપૂર્ણપણે શીખવાનો સરજામ અને અધ્યાપકો ત્યા છે, એટલે પોસ્ટરો, ચિત્રો ને રગીન કામ છાપવાની સક્રિય અને પ્રત્યક્ષ તાલીમ ત્યા મળે છે. આ જરૂરની વિદ્યા હિંદની બીજી કોઈ આર્ટ સ્કૂલમાં શીખવાતી મેં જોઈ નથી લીથોગ્રાફીની સાથે લાઈન તથા હાફટોન બ્લૉક્સ, રંગીન બ્લૉક્સ અને તેનુ છાપકામ પણ ત્યા શીખવાય છે. તે બને માટે સરસમા સરસ સામાન સામગ્રી અને ગોઠવણ ત્યા જોવામાં આવી

લખનૌ આર્ટસ્કૂલની બીજી વિશેષતા પકવેલી માટીની મૂર્તિઓને પાત્રો કરવાની કળા છે તળ લખનૌની એ તો જૂની કળા છે, પણ શાળામા સસ્કાર પામી આજના કળાકારોની કાવ્યમય મૂર્તિઓ સસ્તામાં ત્યાં તૈયાર થવા લાગી છે એ શુદ્ધ હિંદી કળા છે તેમા વિશેષતા અને પ્રચૂરતા લાવવા આચાર્ય શ્રી હાલદારે ઉગણો શ્રી મહાપાત્ર જેવા પુરાણી શૈલીના ઉસ્તાદ કલાકારને અપનાવી લીધા છે એ શ્રી મહાપાત્રની હકીકતો 'કુમાર'ના વાચકો જાણે છે (જુઓ અક ૨૧૨) એમને ત્યા મળવાની મને ચોક્કસ આશા હતી, પરંતુ તે પણ તે દિવસે બીમાર હોવાથી ન આવી શકવાના ખબર મળ્યા બીજી તરફ અમારો વખત તોળીતોળીને વાપરવાનો હતો એટલે એ મુલાકાત પણ નિરુપાયે ન થઈ શકી

લખનૌ કળાશાળાને લગતી વર્કશૉપ હાલ યુદ્ધ-ઉપયોગી સામગ્રી બનાવવામાં રોકાએલી છે શાળાના પ્રવેશદ્વાર પાસે એક મોટા પાટિયા પર આજસુધીમા એ શાળામાથી ઉત્તમ પદક(distinction) પામેલા વિદ્યાર્થીઓની નામાવલિ આપેલી છે એ નામોએ શાળાને ઘણી નામના અપાવેલી છે તે પૈકીના શ્રી પી રૅાય, શ્રી જિજ્ઞા વગેરે લખનૌમા જ વસ્યા છે. પણ હુ માત્ર શ્રી પી. રૅાયને જ મળી શક્યો. એમને પણ મારા આવ્યાના સમાચાર મળ્યા હતા અને અમે બહાર નીકળ્યા તે પહેલાં મળી ગયા હતા, એટલે પાછા વળતા એમને એમના મુકામે—લખનૌની પ્રસિદ્ધ એમ્પાયર હૉટેલમા—જઇ મળ્યા. આ એકલપથી કલાકારની કૃતિઓ એટલી તો લોકપ્રિય બની છે કે એમની પાસે ભાગ્યે જ ત્રણ કે ચારથી વધુ ચિત્રો સગ્રહમા હોય છે 'કુમાર'ના વાચકોને એમની કલમનો આજ સુધીમા સારો પરિચય મળી ગયો છે (અક ૨૧૩ અને ૨૧૯)

બીજા મળવા જેવા કલાકારો શહેરમા નહોતા મને સૌથી વધુ ખેદ તો એ થયો કે ગુજરાતના કલાકોવિદ શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા (I.C.S) પણ ન મળી શક્યા તેઓ અલ્મોડા શ્રી ઉદયશકરના નવરાત્રના ઉત્સવમા ગએલા હતા એમની ગેરહાજરીની ઊણપ ખરેખર મને સાલી બીજી બધી રીતે શ્રી કૃષ્ણવલ્લભજીએ ત્યાના સરકારી મડળમાં જે પ્રચારકામ કર્યું તેનો હુ સરસ લાભ પામ્યો.

લગભગ બે વાગ્યા સુધી શ્રીમતી દ્વિવેદીજીને રાહ જોવડાવી અમે એ નાનકડી પાકશાળાનો પ્રસાદ પામ્યા એ નાના નમણા મકાનમા આ ભાવભર્યા દપતીના આશ્રયે અમને ઘર જેવું સ્વાસ્થ્ય મળ્યું જમીને રાતની ઊંઘની ખોટ પૂરી કરી, ત્યા સાજ પડી હવે એક અગત્યની મુલાકાત પાર પાડવાની હતી. અમદાવાદમા કલાપ્રેમી શેઠ ગિરિજાપ્રસાદ ચીનુભાઇના નાના બેન સૌ સૌદામિનીબેન લખનૌના આગેવાન ગૃહસ્થ ડૉ વ્યાસના સુપુત્ર શ્રી ડૉ નિરજન વ્યાસના સૌભાગ્યભાગી છે સર ચીનુભાઈના કુટુંબ સાથે મારો અગત નાતો હોવાથી ત્યા મારે પહેલુ જવું જોઇતુ હતુ, પણ લખનૌના લાબા અતર જોતા અમારો મુકામ યોગ્ય સ્થળે થયો લાગ્યો ડૉ. શ્રી નિરજન વ્યાસને મળતા તેમણે બીજે દિવસે પોતાને ત્યાં કેટલાક કલાકારો સાથે મળવાનો ઈરાદો જણાવ્યો, પણ સમય અને તબિયતના કારણે તેમને હુ સમતિ આપી શક્યો નહિ

ત્યાથી રજા લઈ આપણા બીજા ગુજરાતી સિવિલિયન સ્વ શિવલાલભાઈના સુપુત્રી શ્રીમતી કુસુમબેન પાલને મળવા અમે ગયા

એ બહેનમાં તેમના પિતાનું સૌજન્ય અને વિદ્યાનો વારસો ઊતરેલાં જોયાં. તેમણે સ્વ. શિવલાલભાઈના સ્મરણમાં એક વિદ્વત્તા ને કલાપૂર્ણ સ્મારકગ્રંથ બહાર પાડ્યો છે, જેમાં હિંદી, બંગાળી ને ગુજરાતી વિદ્વાનો તેમજ કળાકારોએ સરસ ફાળો આપ્યો છે. એમનું મકાન પણ ક્યાંનું ક્યાં દૂરના પરામાં હતું. એમને મળી લઈ થાકતાથાકતા રાત્રે મુકામ ભેગા થયા અને બીજા દિવસે નીકળી જવાનો સંકલ્પ કર્યો.

**બીજે દિવસે**

● પણ શ્રી દ્વિવેદીજીના મનમાં તો કંઈ ઓર જ તૈયારીઓ થઈ રહી હતી. બીજે દિવસે સવારમાં નાહીધોઈ સાયકલ લેતાક ને કહે કે 'હું બે કલાકમાં આવું છું. કેટલાક ખાસ મિત્રો સાથે આપનો મેળાપ ગોઠવવો છે; નહિ તો તેઓ મને અપરાધી ઠરાવશે.' એ ગયા તે ગયા. લગભગ એક વાગ્યે થાક્યાપાક્યા આવ્યા, પણ મોં પર ખૂબ ઉલ્લાસ હતો. 'સાંજે બહુ સરસ મેળાવડો કાન્યકુબ્જ કૉલેજમાં થશે. તેના પ્રિન્સિપાલ મારા મિત્ર છે. બીજા કવિઓ અને કલાકારો ત્યાં મળશે અને થોડા કૉલેજના વિદ્યાર્થીઓ હશે.' મારે તો જલદી નીકળી જવું હતું, પણ તેમણે બંધન નાખ્યું. પ્રવાસમાં અમે અલ્લાહાબાદ છોડી દીધું હતું, પણ બધેથી ત્યાંનું મ્યુઝિયમ જોવાનો એકસરખો આગ્રહ થયો, એટલે નક્કી કર્યું કે મોડા થયા છીએ તો એ તીર્થ પણ કરી લેવું. પણ અલ્લાહાબાદમાં કોઈ પિછાન નહોતી. કલકત્તાથી 'વિશાલભારત'વાળા શ્રીરામ શર્માએ એક મિત્રનું સરનામું આપેલું, પરંતુ કાનપુરમાં ઘણા ગુજરાતીઓનું સંસ્થાન છે અને મારા નિકટના સ્નેહીઓ પણ ત્યાં સારી સ્થિતિમાં ધંધા ચલાવે છે તેથી, તેમજ ઝરિયાથી પણ આગ્રહ થએલો કે મારે તે બધાને મળ્યા વિના જવું યોગ્ય નથી તેથી, ઝરિયામાં ખાણોના ધંધામાં અગ્ર ભાગ લેનાર સ્નેહી મુ. ગોરધનદાસભાઈના સુપુત્ર મુકુંદલાલને કાનપુર તાર કરી દીધો. આમ, ત્રીજા દિવસે સવારે તો કાનપુર માટે નીકળી જવાનું નિશ્ચિત જ થઈ ગયું હતું.

**કાન્યકુબ્જ કૉલેજમાં**

● આગલા દિવસના થાકની અસરને લઈને આખો દિવસ ક્યાંય પણ જઈ શકાયું નહિ. મનની અને શરીરની શક્તિઓ વિશ્રાન્તિ માગી રહી હતી એટલે સાંજ પૂરતો મોરચો સંભાળવા અમે મુકામ બહાર પગ જ મૂક્યો નહિ. સાંજે છ વાગ્યે દ્વિવેદીજીએ ઉપાડ્યા કાન્યકુબ્જ કૉલેજ તરફ. લખનૌની એ સુપ્રસિદ્ધ કૉલેજ છે. અમે પહોંચ્યા ત્યારે કેટલાક વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો ત્યાં રાહ જોતા હતા. અહીં શી રીતે અમારો વિચારવિનિમય થશે તેનો કોઈ જ અંદાજ નહોતો, પણ પ્રસંગને કંઈક રૂપ આપવા મેં મારી પાસેના ચિત્રો અને ચિત્રપટો બે મોટા લાયબ્રેરી ટેબલો ભેગાં કરી તે પર પાથરી દીધાં અને તે વિષે અવિધિસર વાતો અને ખુલાસા આપવા માંડ્યા. એટલામાં તો કવિમંડળ, પ્રોફેસરમંડળ અને શ્રી વાસુદેવશરણ અગ્રવાલજી આવી પહોંચ્યા. તેમણે પણ એમાં ખૂબ રસ લીધો. થોડી વારે પ્રિન્સિપાલ મહાશયે દરખાસ્ત મૂકી કે આપણે કંઈક વિધિસર વાર્તાલાપ અને પરિચય કરીએ. એમ કહી સભાનું અધ્યક્ષસ્થાન લેવા શ્રી અગ્રવાલજીને વિનતિ કરી. મારી પિછાન આપવાને દ્વિવેદીજીએ કંઈકઈ પૂર્વતૈયારી કરી હતી,—'વિશાલ ભારત'ના અંકમાંથી ને 'કલાકલાપ'માંથી પણ પ્રમુખશ્રીએ પોતાના અરધા કલાકના પ્રારંભિક વ્યાખ્યાનમાં મારા વિષે એટલી બધી માહિતી અને કલાની ભૂમિકા આપી દીધી કે મને બોલવાનું રહ્યું જ નહિ. પણ મારા માટે પછી વિમાસણ થઈ કે એટલા વિદ્વત્તાપ્રચુર ભાષણ પછી મારે કઈ રીતે સભાનું રસરંજન કરવું. વળી સભા આખી હિંદીમાં બોલવાનું હતું. પ્રવાસના આગમના અનુભવો યાદ કરી મારા વક્તવ્યમાં સરળતા ને નિખાલસતા જાળવી જે કંઈ અનુભવસિદ્ધ હતું તે જ મેં કહ્યું. પોણા કલાક પછી કૉલેજના પ્રિન્સિપાલ આભારદર્શન માટે ઊભા થયા ત્યારે જ સમજી શક્યો કે ઈશ્વરે મને કસોટીમાંથી પાર ઉતાર્યો હતો. એમણે તો બીજે દિવસે કૉલેજની મોટી સભા ઠરાવી મને રોકી પાડવાનો અનુરોધ કર્યો, પણ તે મારા માટે તદ્દન અશક્ય હતું. રાત્રે મુકામ પર આવ્યા ત્યારે દ્વિવેદીજીએ જણાવ્યું કે એ લોકોએ એમના પર બહુ દબાણ કર્યું કે મારે અહીં વધારે માણસોને મળવું. પણ તેમણે જ મારી તબિયતમાં ફેર પડેલો જોયો હતો, એટલે ટેકો ન આપ્યો.

સલૂણા દ્વિવેદી દંપતીથી રજા લેતાં કુટુંબ વિખૂટું પડતું હોય એવી લાગણી થઈ. કોઈ સાધનસંપન્ન યજમાન કરતાં યે વધુ મેવા અને સ્વાસ્થ્ય તેમને ત્યાં અમને મળ્યા હતા. સવારે કાનપુર જતી ટ્રેનમાં અમે ઠસાઠસને અડી ગયા ત્યાં સુધી દ્વિવેદીજીના શ્રમ ને કાળજીનો પાર નહોતો. બે કલાકની જ મુસાફરી હતી. દસ વાગ્યે તો કાનપુરના વિસ્તારવંતા જંકશનમાં મુસાફરોની ભરપૂર ગિર્દીમાં અમે ઊતર્યા (ચાલુ)

**સ્વ. ઑન. જે. બી. પંડ્યા, સી. બી. ઈ.**

● સ્વ. જગન્નાથભાઈ ભવાનીશંકર પંડ્યાનું જીવનક્ષેત્ર આફ્રિકામાં વિકાસ પામ્યું હતું, પણ તેઓ એક એવા પુરુષ હતા કે પોતાની આત્મશ્રદ્ધા અને સંકલ્પશક્તિ વડે જગતના કોઈ પણ ખૂણે સ્થાન સર કરી શકે. ભાવનગર રાજ્યના શિહોર પાસેના ઘાંઘળી ગામના એક સુજ્ઞ શિક્ષકના એ પુત્ર હતા. ઘરની જરૂરિયાતને અંગે મૅટ્રિક થયા પહેલાં જ ભાવનગરની હાઈસ્કૂલ છોડી તેઓ આફ્રિકા ગયા અને ત્યાંના કસ્ટમખાતામાં પચાનેર રૂપિયાના પગારે કારકુન થયા. પણ એક જ વર્ષમાં તેમની મહત્ત્વાકાંક્ષાએ એ બંધન તોડી નાખ્યું અને વેપારના ક્ષેત્રમાં ઝુકાવ્યું. ક્રમેક્રમે તે કેન્યાના મંડળમાં અગ્રસ્થાન પામ્યા, 'કેન્યા ડેલી મેલ' નામનું વર્તમાનપત્ર શરૂ કર્યું અને રાજદ્વારી નેતા બની પ્રજા તેમજ સરકારમાં એવી જબ્બર લાગવગ ધરાવતા થયા કે આફ્રિકાના હિંદી મુત્સદ્દીઓમાં તેમનું નામ પ્રથમ પંક્તિમાં આવ્યું. તેઓ એક વખત આફ્રિકાની ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસના પ્રમુખ થયા હતા અને 'ઇસ્ટર્ન ગ્રૂપ' પરિષદ હિંદમાં આવી તેમાં તેઓ એકલા જ હિંદી પ્રતિનિધિ હતા. એ પ્રસંગે અમદાવાદ આવતા શાળાના સહાધ્યાયી અને અંગત મિત્ર તરીકે આ લખનારને ત્યાં અચાનક એકલા જ આવી ચડ્યા અને પોતાની સરળતા તથા સ્નેહની પ્રતીતિ આપી. ત્યાર પછી તેઓ અહીં હતા ત્યાં સુધી વખતોવખત એ જ ભાવપૂર્વક મળતા. ગુજરાતના કવિઓ, ચિત્રકારો તથા સાહિત્યકારોનું એક મંડળ આફ્રિકાની મુલાકાતે આવે તો તેનો સર્વ ખર્ચ ત્યાં રહેલા ઉત્સાહી સરકારી જનો ઉપાડી લેશે એવું એમણે ઠરાવ્યું હતું, અને તે માટે ત્યાંના 'તરુણ મંડળ'ના પ્રમુખ, મારા મિત્ર શ્રી મહમદઅલી રતનસીભાઈએ મંડળ તરફથી પત્ર પણ પાઠવેલો.

મર્હૂમ હિંદના રાજકારણમાં પણ સારો ભાગ લેવા ઇંતેજાર હતા પરંતુ જીવનની ક્ષણભંગુરતા અને વિધિના ભાવ કોણે સમજ્યું છે? જીવનભર તેમણે પોતાના સિદ્ધાન્તો વ્યવહારમાં ઉતારવા પ્રયત્ન કર્યો હતો અને જાતે બહુ જ નીડર તથા સાહસમાં ઝંપલાવનાર હોઈ અનેકવાર મૃત્યુપ્રસંગોમાંથી પાર ઊતર્યા હતા. પણ તા. ૩૦-૮-૪૨ ની સાંજે મુંબઈમાં હૃદય બંધ થતાં અવસાન પામ્યા. તેમનું રોમાંચક જીવન આત્મકથા તરીકે 'કુમાર'માં આપવા તેમને વિનતિ થએલી, પણ હવે તો એમણે વિસ્તારેલ અનેક વેપાર અને ઉદ્યોગની સંસ્થાઓ તેમજ રાજદ્વારી લાગવગ જ માત્ર સ્મરણરૂપ રહેશે. એમના જેવા આત્માની તો પરમ ગતિ જ હોઈ શકે. ૐ શાન્તિઃ ર. મ. રા.



# બાપુની શોધમાં

★ નાટિકા



## પ્રવેશ પહેલો

[સ્થળ• શહેરનો ભીડવાળો રસ્તો. દસ વર્ષનો એક કુમાર ચકિત થએલા માણસો વચ્ચે હાંફતોહાંફતો ચાલ્યો આવે છે]

છોકરો મુસાફર, ઓ મુસાફર! અરે ભાઇ' તમે સાંભળતા કેમ નથી? શું મારો સાદ ધીમો છે કે તમને પહોંચતો નથી? મુસાફરભાઈ! ઓ મુસાફરભાઈ!

મુસાફર તેં મને બોલાવ્યો?

છોકરો હા, હું જ બોલાવું છું

મુસાફર હું શું જાણું કે તને મારો જ ખપ છે? નામ દીધા વગર કોણ બોલે? અહીં તો બધા મુસાફરો છે કોઈ આમ જાય છે તો કોઈ બીજી જગ્યાએ જાય છે હવે કહેવું હોય તે ઝટ કહી દે મારે મોડું તો થયું છે અને હજી ઘણે દૂર જવાનું છે

છોકરો: ભાઈસાહેબ' કૃપા કરીને મને મારા બાપુનું ઘર બતાવો હું મારગ ભૂલ્યો છું હું તેમની આંગળીએ અહીં આવ્યો હતો, પણ શહેરની મેદનીમાં તેમનાથી છૂટો પડી ગયો અહીં તો બધા રસ્તા એકસરખા જ લાગે છે, અને બધે ચોક પણ સરખા જ દેખાય છે કયે રસ્તે થઇ હું બાપુને ઘેર પહોંચીશ તે સમજી શકતો નથી

મુસાફર (હસીને) ઓ બચ્ચા' હું તારા બાપુનું નામ ન જાણું, તારા ગામનું નામઠામ ન જાણું અને તને મારગ કેવી રીતે બતાવી શકું?

છોકરો (અજબ થતો) હેં' તમે મારા બાપુજીને ઓળખતા નથી? હું તો ધારતો હતો કે સૌ તેને ઓળખે છે (જરા થોભી, વિચાર કરી) બધા તેને 'બાપુ' કહે છે મારા ગામના નામની તો મને ય ખબર નથી લોકો તેને સ્વર્ગ કહીને ઓળખે છે પણ મારા ગામની કેટલીક એંધાણીઓ હું જાણું છું

મુસાફર તો એ બધું કહે તો તને હું કંઈક દિશા બતાવી શકીશ

છોકરો મારું ગામ એક સુંદર ટેકરી ઉપર છે અને ત્યાં સ્ફટિક જેવા જળવાળી એક સુંદર નદી વહી રહી છે તેના બીજે કાંઠે લીલી હરિયાળી અને ઘટાદાર વૃક્ષો છે. ગાય, ભેંસ અને હરણાં ત્યાં ચરી રહ્યાં છે, સસલાં ફરી રહ્યાં છે, બકરી અને સિંહ એક આરે પાણી પી રહ્યાં છે, રંગબેરંગી ફૂલો રોજરોજ ત્યાં ખીલી રહે છે પંખીઓનો કલરવ ચાલુ છે. બધા સુખ અને સ્નેહમાં જીવન વીતાવે છે

મુસાફર (અકળાઇને) ભાઈ' તારી વાતો તો મજાની છે, પણ એટલાથી તારું ગામ હું શોધી શકીશ નહિ જો કે એવું કોઇક ગામ મેં જોયું હોય અથવા તેની વાત સાંભળી હોય એવું થોડુંથોડું યાદ તો છે

છોકરો (વચ્ચે બોલી ઊઠે છે) અહા હા કેવી મજાની એ જગ્યા છે? તમે મારી સાથે ત્યાં ચાલોને' હું ખાત્રીથી કહું છું કે તમે ત્યાં આવશો પછી પાછા આવવાનું મન જ નહિ થાય

મુસાફર (વધુ અકળાઇને) અરે એ તે કદી બને? મારે ય મારા બાપનું કામ છે એ કાંઈ રઝળાવાય નહિ લાચાર છું, ભાઇ

છોકરો (ફરી વચ્ચે બોલે છે) હેં! તમારે પણ બાપુ છે? તે શો ધંધો કરે છે?

મુસાફર (ગરમ થઇને) એની તારે શી પંચાત? તારી સાથે વાત કરવામાં મારો મોંઘો વખત બગડે છે તું તારે જમણે હાથે ચાલવા માંડ ત્યાં એક મહાદેવનું મંદિર આવશે, ત્યાં લોકોને પૂછી લેજે ત્યાંથી તારા બાપુને ઘેર પહોંચવાનો રસ્તો મળશે.

છોકરો• અરેરે, તમે તો અકળાઈ ગયા વારુ, કૃપા થઇ, જય જય

[છોકરો બોલતો રહે છે અને મુસાફર ચાલતો થાય છે એક કુમારિકા પૂજાનો થાળ લઇને ચાલી આવે છે

છોકરો ઓ બહેન! જરા કહેશો મહાદેવનું મંદિર ક્યાં છે?

કુમારિકા: ચાલ મારી સાથે, બતાવું

છોકરો અહો! તમારી પાસે તો મધુરાં ફૂલો છે! પણ મારે ગામ હોય છે એવાં સરસ નહિ જ. તમે એ કોના માટે લીધાં છે

કુમારિકા (જરા નવાઇથી રસ લેતી) એટલી યે ખબર નથી એને હું એ મહાદેવને ચડાવવા લઈ જાઉં છું તારી બાને કદી પૂજા કરતાં જોયાં નથી?

છોકરો• ના, અમારા ગામમાં કોઈ એવું કરતું નથી ફૂલો છોડ પર ઊગે છે અને છોડને ખોળે જ ખરે છે અમારાથી તે તોડાય નહિ. પણ તમારા હાથમાં બીજું કાંઈક છે તે શું છે?

કુમારિકા• શું હોય વળી? પ્રસાદ તું ય કોઈ બુધો બાઇ છે, કે કશી ખબર નથી તું કોઇ વિચિત્ર ઠેકાણેથી આવ્યો લાગે છે

છોકરો• એ બધાંને દેવ શું કરશે?

કુમારિકા દેવ તેનો સ્વીકાર કરશે

છોકરો બહેન, મને ખૂબ જ ભૂખ લાગી છે એમાંથી થોડો પ્રસાદ આપોને!

કુમારિકા• એવું બોલાય? દેવને ધર્યા પહેલાં તેને અડાય પણ નહિ

છોકરો એમ છે? દેવને તમે આવો પ્રસાદ દરરોજ ધરો છો!

કુમારિકા• કેવું પૂછે છે? રોજ ક્યાંથી અપાય? આપણને તેની કૃપા જોઈતી હોય, કંઇ માગવું હોય ત્યારે પ્રસાદ ધરીએ મારો ભાઈ પરીક્ષામાં બેઠો છે ને તે પાસ થાય એવું માગવા હું મંદિરે જાઉં છું

છોકરો આ પ્રસાદ આપવાથી પરીક્ષામાં શી રીતે પાસ થવાય?

કુમારિકા• દેવ પ્રસન્ન થાય એટલે તે આપણું માગેલું આપે જ ને!

છોકરો આપણે માગીએ તે મેળવવાનો આ રસ્તો બહુ સહેલો છે પણ છતાં તે નાપાસ થાય તો?

કુમારિકા• જા જા, એવું ગાંડું ન બોલ જો આ મંદિર આવ્યું હાથ જોડીને ભાવથી દેવનાં દર્શન કર [બંને અંદર જાય છે]

છોકરો• (અંદર જોતો) આ તો કાળો પથ્થર છે'

કુમારિકા. (ચમકીને) હેં ! શું મારા દેવને પથ્થર કહે છે ! નીકળ અંહીથી.

છોકરોઃ મારી ભૂલ થઈ. તમને દુઃખ લાગ્યુ ? પણ મને તો કોઇએ કહ્યુ કે આ બાગમાં બીજી ઘણી સરસ મૂર્તિઓ છે. આ તો હાથપગ વગરના દેવ છે. એને પ્રસાદ ધરશો તો એ ખાશે કેવી રીતે ? અને આ ફૂલો પણ કેવી રીતે લેશે ?

કુમારિકા: તારે શું કામ છે, વાનરા ! નીકળ અહીંથી મને ન બોલાવ (કુમારિકા હાથ જોડી ધ્યાન કરે છે અને પૂજારી બારણેથી પ્રસાદ લઈ લે છે.)

છોકરોઃ જો, જો, આ બાપડો તારો પ્રસાદ જરૂર લઇ ગયો. તુ આંખો મીંચી માને છે કે દેવ આરોગી જશે. આંખો છતાં જોતી નથી ? અરેરે, મને કકડીને ભૂખ લાગી છે, છતા એક કકડો યે તેં મને ન આપ્યુ.

કુમારિકાઃ તારે તોફાન જ કરવુ છે. તને પ્રસાદ નથી મળ્યો એટલે બળતરા કરે છે. પણ હવે જો વધુ બોલીશ તો માર ખાઈશ

- [પૂજારી પાછો આવી થોડો પ્રસાદ અને ફૂલો કુમારિકાને આપે છે]

છોકરોઃ જો જો આ તો આખું બધુ પોતે રાખીને તને માત્ર થોડુ જ આપે છે. એની મોટી ફાંદ ભરવાને તો વધારે જ જોઇએ ને ? તુ અને તારા ભગવાન મને તો વિચિત્ર લાગે છે. અહીં તે મને કોણે મોકલ્યો ? મારા બાપુ આવી જગ્યાએ હોય જ નહિ.

પૂજારીઃ બદમાશ છોકરા ! ખરૂં જ બોલ્યો તુ. તારી જાતના લોકો અહીં હોય જ નહિ. નીકળ અહીંથી; નહિ તો જોયો છે આ ધોકો ?

છોકરોઃ જોયો જોયો. પણ તમારા કરતા હુ વધારે સાચુ કહુ છુ

[પડદો]

## પ્રવેશ બીજો

સ્થળ : નદીકાંઠો

છોકરોઃ અહા ! કેવું રમણીય સ્થાન છે ! મારા બાપુનુ ઘર આ-કાશમાં નજીકમાં જ હોવું જોઇએ. આ નદી વહી રહી છે (નજીક પહોંચતા) આ દેખાવ પણ કેવો અજબ છે ! પણ અહીં આટલા બધા લોકો શા ? એ બધા શું કરતા હશે ? કોઇ નાહી રહ્યા છે, કોઇ ગાઇ રહ્યા છે, કોઈ સ્થિર થઈ બેઠા છે. કોઇએ તો આંખો બંધ કરીને નાક પકડી રાખ્યું છે. તેઓ આવા સુંદર દૃશ્ય તરફ નજર પણ કેમ કરતાં નહિ હોય ? (એક સાધુની પાસે જઈને) મહારાજ ! ઓ મહારાજ !

સાધુઃ (ધ્યાન છોડીને) ક્યા હુવ બચ્ચા ?

છોકરોઃ આ તમારી આંખે અથવા નાકે કંઇ થયુ છે, વારુ ?

સાધુઃ (ગુસ્સે થઇને) બેવકૂફ ! જોતો નથી, હું પૂજા કરૂ છું.

છોકરોઃ પૂજા ? શેની પૂજા ?

સાધુઃ ભગવાનની વળી; બીજા કોની ?

છોકરોઃ ભગવાન ક્યાં છે ?

સાધુઃ ભગવાન ઇંદ્રિયોથી અગોચર અને અજ્ઞેય છે. એ અનંત છે. પણ તુ તો બાળક છે; તારાથી આ બધા ધર્મરહસ્ય નહિ સમજાય. ચાલતો થા, મારી પૂજામાં ભંગ પડે છે.

છોકરોઃ ભલે જાઉં છુ, તમને વધારે કષ્ટ નહિ આપું પણ એક વાત પૂછી લઉ ? હું મારા બાપુથી વિખૂટો પડી ગયો છુ. મને મારા ઘરનો રસ્તો બતાવશો ?

સાધુઃ લાચાર છું. આ સંસારની કોઈ વાત હું જાણતો નથી. ભગવાનને પ્રાપ્ત કરવાને ઉંચ્ચકોટીના વર્ષથી દુનિયાનો મેં ત્યાગ કર્યો છે.

છોકરોઃ તો પછી ભગવાન મળ્યા ?

સાધુઃ ના રે ના.

છોકરોઃ ત્યારે મારી સાથે પાછા સંસારમાં ચાલો ને ? ત્યાં ભગવાન જરૂર મળશે. પોતે રચેલા સંસારથી ભગવાન પોતે જુદા કેમ રહી શકે તે તમે જ કહોને ?

સાધુઃ (હસીને) ધન્ય છે તને કે આવી અક્કલ છે ! પણ તુ માને છે એવો સંસાર નથી ત્યાં શોક, દુઃખ ને વિપત્તિઓ ભરી છે, એટલે તો એ માર્ગ છોડી હું અહીં આવી બેઠો છુ હવે ત્યાં પાછા ન જવાય. પણ તુ જ અહીં મારી પાસે રહે તો ?

છોકરોઃ ના, ના; મને મારા બાપુ વગર ચેન પડે નહિ હુ ગમે ત્યાંથી તેમને ઢૂંઢી કાઢીશ; જયજય

[જરા દૂર જાય છે, ત્યાં કોઈ પંડિતજીનો વેદપાઠ સાંભળે છે ]

છોકરોઃ (સ્વગત) કેટલો સુંદર અવાજ ! હું તેમને જઈને પૂછુ (મોટેથી) મહાશય ! તમે આ બોલો છો તેનો અર્થ સમજાવશો ?

પંડિતઃ (ડાબે જોઇને) ઓ તારી ! તુ વેંત જેવડો થઇને આ પવિત્ર મંત્રનો અર્થ શું જાણવાનો હતો ? અરે ! મને પોતાને ય હજુ સમજણ પડી નથી. પ્રાચીન પવિત્ર સંસ્કૃત વાણીમાં તે લખાએલા છે મારા પિતાએ પણ અર્થ સમજાવ્યા વિના મને મુખપાઠ કરાવ્યો છે તારી જેમ મેં પણ તેમને અર્થ પૂછ્યો હતો, ત્યારે તેમણે કહ્યુ કે તેઓ પોતે પણ અર્થ જાણતા નથી, અને મને ચાવળો છોકરો ગણીને કાઢી મૂક્યો. એનો અર્થ કોઇએ જાણવાની જરૂર નથી. માત્ર તેનુ વારંવાર પારાયણ કરવાથી જ સર્વ પાપોનો નાશ થઈ જાય છે ને આત્માને મોક્ષપ્રાપ્તિ થાય છે એ આખો યે ગ્રંથ મને મુખપાઠ થઈ ગયો છે

છોકરોઃ આપ મહાશક્તિમાન છો; પણ રોજરોજ અર્થ સમજ્યા વિના આટલુબધુ બોલતા કંટાળતા નથી ? આપને કદી થાક લાગતો નથી ?

પંડિત મને કદી એવું લાગ્યુ નથી. હવે તેની ટેવ પડી ગઈ છે

છોકરો તો તો પછી તમને એમાંથી કંઈ પ્રાપ્તિ થઈ હશે, અને મોક્ષ જડી ગયો હશે ? મારી આપને વિનંતિ છે કે હુ મારા બાપુથી વિખૂટો પડી ગયો છુ, તો આ ગ્રંથોમાંથી તમને ખબર પડશે કે હુ તેમને કેવીરીતે પ્રાપ્ત કરી શકુ ?

પંડિતઃ અ હું શુ જાણું ? તારા બાપુની ખોજ તો તુ જ કરી લે અને મને મારૂ કામ કરવા દે

છોકરો મને લાગે છે કે આપ માર્ગ ચૂક્યા છો અને કોક ઠેકાણે ભટકાશો. જયજય (જરા દૂર એક તાપસને જોઈ સ્વગત) અરે કેવો દેખાવ ! સૂર્ય તપી રહ્યો છે, છતા ચારે બાજુ તાપણી કરી છે ! (મોટેથી) તમને સૂર્યની ગરમી ઓછી લાગે છે કે આ તાપણાં કર્યાં છે ?

તાપસઃ તુમ ક્યા જાનો ? તુમ બડે હોગે તબ સબ સમજોગે યે પંચાગ્નિ હય. ઈસસે પાપ સબ જલ જાયગા, ઔર પવિત્ર હોનેકે બાદ પરમાત્માકા દર્શન હોગા.

છોકરોઃ હું એ કાંઈ ન સમજુ મને તો લાગે છે કે આથી તમારૂ



શરીર બળશે, પણ તમારી વાસનાઓ નહિ બળે અને જો તમારી બધી વાસનાઓનો નાશ થઈ જાય તો પરમાત્મા મેળવવાની જરૂર નહિ રહે મને તો હીરા જેવું લાગે છે કે પરમાત્માને મળવુ હોય તો તેની તેના વિશ્વમાં શોધ કરવી જોઇએ એ તમે નહિ માનો એવે સ્થાને સંતાઇને આ બધી

અને અંદરથી એક વ્યક્તિ બહાર નીકળી ગુસ્સે થઇ બોલે છે.]

વ્યક્તિ: આ પચાત વળી ક્યાંથી ઊભી થઈ? આવડી મોડી રાતે આમ રસ્તા ઉપર લાંબા થઇને સૂએ તે આપણને શું ખબર પડે? સાલા ભિખારાને બીજી જગ્યા પણ ન મળી? હવે તો પોલીસ આવે તે પહેલા અહીંથી રવાના થવામાં જ સલામતી છે.

[મોટરમાં બેસી ઝડપથી હાંકી મૂકે છે.]

છોકરો: (દર્દભર્યા અવાજે) ઓ બાપુ! આવોને! તમે ક્યાં છો? ઓ... હું મરી ગયો. ઝટ આવો, ઓ બાપુ.....

(રસ્તે જતી કોઇ એક અજાણી વ્યક્તિ તેને લઇ જાય છે)

[પડદો]

## પ્રવેશ ચોથો

[છોકરો એક ઝૂંપડીમાં ખાટલા પર પડ્યો છે. તેની આંખ અને માથા પર પાટો બાંધેલો છે એક વ્યક્તિ તેના હાથ પકડી ખાટલાની ઈસ પર બેઠેલી છે ને બારણા તરફ આતુરતાથી નજર નાખે છે.]

છોકરો: ઓ....હ! ઓ....હ! હું ક્યાં છું? બધે અંધારું છે. મને કંઈ દેખાતું નથી મને બહુ દર્દ થાય છે

સહાયક: ભાઇ! તુ જ્યાં છે ત્યાં સહીસલામત છે. તુ શાન્તિથી સૂઈ રહે જરાય ગભરાઈશ નહિ. તને એક મોટરનો ધક્કો વાગવાથી ઇજા થઈ છે; પણ ઈશ્વર સૌ સારાં વાનાં કરશે. જો હમણા જ ડૉક્ટર સાહેબ આવી પહોચશે, હો!

છોકરો: (તેનો હાથ વધુ આવેશથી દબાવીને) હેં? તમે કોણ છો? તમે બાપુ છો?

સહાયક: ભાઈ! હું તારો મિત્ર છું હુ તારો બાપુ નથી.

છોકરો: પણ તમારો અવાજ તો મારા બાપુના જેવો છે તમે મને ખરું કહોને? તમે મારા બાપુ નથી? મારી આંખે પાટા કેમ બાંધ્યા છે? મને તમારું મોઢું જોવા દો. તમે મારા બાપુ જ છો.

સહાયક: (વાત્સલ્યથી) ભાઇ! જરા ધીરજ ધર. જો, જરા પણ હલીશ નહિ તારે તારા બાપુને મળવું છે ને? તો, જરાક તને સારું થઇ જશે, એટલે જરૂર તને હું તારા બાપુ પાસે લઈ જઇશ. પણ અત્યારે તુ પાટાને જરા પણ અડકીશ નહિ. તારો પાટો જરાક પણ ઢીલો થઈ જશે તો બધું લોહી વહી જઇને ખલાસ થઈ જશે. માટે મારું કહ્યું માનજે.

છોકરો: હેં?.... ખરેખર, તમે મને બાપુ પાસે લઈ જશો? તમે મને બહુ ગમો છો? બાપુને મળવાની મને બહુ મજા પડશે

[થોડી જ વારમાં તે થાકીને સૂઇ જાય છે. બારણે ટકોરા થાય છે અને ડૉક્ટર અંદર આવે છે]

સહાયક: (ધીરેથી) ડૉક્ટર તમે આવ્યા? આને જરા જુઓ. (ડૉક્ટર છોકરાની નાડી તપાસે છે.)

ડૉક્ટર: (સહાયક તરફ જોઇને) અરે! આ કોણ છે? આને તમે ક્યાંથી લાવ્યા?

સહાયક: કાલે રાત્રે રસ્તા પરથી હું પસાર થતો હતો ત્યારે તે રસ્તા પર આ સ્થિતિમાં પડ્યો હતો. આનાથી વધુ વાતની મને ખબર નથી.

ડૉક્ટર: (નાડી તપાસી ગંભીર ચહેરે) કેસ બહુ સીરિયસ છે. હવે એ થોડા કલાકનો મહેમાન લાગે છે. અત્યારે તો તેને શાન્તિથી એમ ને એમ પડી રહેવા દેજો અને આ દવા આપી રાખું છું તેમાંથી દર અર્ધા કલાકે થોડીથોડી આપ્યા કરજો. તેના માથામાં કંઇક સખત અફળાયું લાગે છે. હું ધારું છું કે મોટરનો અકસ્માત થયો લાગે છે કોની મોટર હતી?

સહાયક: એનો કંઈ પત્તો નથી લાગતો

ડૉક્ટર: મને લાગે છે કે આ બાબતનો રીપોર્ટ તો આપણે કરવો જોઇએ. ચાલો એક કાગળ લાવો. નકામી આપણને પાછળથી તકલીફ નડે નહિ.

સહાયક: અરે, પણ અત્યારે એની શી ઉતાવળ છે? વખતે એ બચી પણ જાય. હજુ આપણે આશા ન છોડીએ (કટાક્ષથી) તમે ડૉક્ટરો તો અમને પરમ શાન્તિ આપવાને જ ઉતાવળ કરો છો

ડૉક્ટર: (હસતાં હસતા) તમને મારું કહેવુ ગળે ન ઊતર્યું, ખરું? ચાલો ત્યારે હું તો જઇશ મારે તો ખાતાને ખબર આપવાની મારી ફરજ બજાવવી જ પડશે. (એવામાં છોકરો એકાએક જાગી ઊઠે છે)



છોકરો. ઓ બાપુ! આવ્યા? બાપુ! ઓ બાપુ! અંતે તમે આવી પહોચ્યાને!

(બેઠો થઈ જઈ એકદમ હાથ લાંબા કરે છે ડૉક્ટરે ઢીલો કરેલો કપાળ ઉપરનો પાટો સરી જઈ આંખ ખુલી જાય છે અને બેઠેલા મિત્રને જોઈ પહોળા હાથ કરી છોકરો તેને બાઝી પડે છે. અને તેની છાતી ઉપર માથું નાખી દઈ આંખ બંધ કરી બબડે છે)

બાપુ! હું જાણતો જ હતો કે તમે આવશો. મને બહુ થાક લાગ્યો છે. પણ હવે હુ નિરાંતે ઊંઘી જઇશ. મેં તમને ઓળખી લીધા છે હે બાપુ, આ આપણું જ ઘર છે ને? (આટલું બોલીને છોકરો ઢળી પડે છે.)

સહાયક: હા બેટા! તું હવે સદાને માટે તારા મહાન બાપુને ઘેર પહોચી ગયો છે. (તેનુ માથુ ઓશીકા ઉપર ગોઠવે છે અને કપાળ પર ચુંબન લે છે.)

[શ્રી હરિશ્ચંદ્ર જોષી, એમ. એ. (પ્રિન્સિપાલ સંગીત હાઇસ્કૂલ, પંજાબ)ના મૂળ અંગ્રેજી નાટક ઉપરથી, 'કુમાર' માટે તેમણે ખાસ આપેલી અનુમતિથી]

---

માણસાના બે વહેપારી શહેરના એક શેઠિયા મિત્રને ત્યાં જમી રહ્યા પછી વાતે ચડ્યા શેઠે પૂછ્યું: 'તમને કલાપી ગમે કે?'

'ના ભાઇ, આપણને તો તડબુચ ભાવે' એકે જવાબ દીધો.

શેઠે જાણ્યું કે સાહિત્યમાં એ લોકોને ગમ નથી, એટલે વાત પડતી મૂકી. પાછળથી પેલા બે ઘેર જવા નીકળ્યા ત્યારે બીજાએ પહેલાને કહ્યું: 'અલ્યા તને કોઇ વાતની ગમ ન હોય ત્યારે ના ન પાડીએ તારા મનથી કે કલાપી એ કાંઈ ગીમડાં જેવું ફળ હશે, પણ તેં ના પાડીને સારી મિઠાઇ ખાવાની ખોવડાવી!'

# વી. શ્રીનિવાસ શાસ્ત્રી



હિંદમાં એવા વિરલ પુરુષો છે જેના ચારિત્ર્યની અભેદ્યતાને શ્રીનિવાસ શાસ્ત્રી કરતા ઊંચુ સ્થાન આપી શકાય રાજકારણમા એમનાથી મતભેદ ધરાવનારાઓ પણ એમની નિષ્ઠા સામે કદિ સવાલ નથી ઉઠાવતા. આ એક જ હકીકત એમની સમગ્ર ઓળખાણ આપવા બસ છે

સ્વ ગોખલે સર્વન્ટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટી (ભારત સેવક સમાજ) માટે પોતાના ઉત્તરાધિકારી તરીકે એમને નીમવામા ખરેખર પોતાનુ શુદ્ધ આત્મદર્શન બતાવી ગયા છે ગોખલેની પેઠે જ એમનામા બૌદ્ધિક પ્રમાણિકપણા સાથે ઉચ્ચ આદર્શવાદિતા છે, ચાહે તેવા વિરોધના સામનો કરવાની તૈયારી અને ઊર્મિના વેગમા તણાઈ ન જવાની મક્કમતા છે

શ્રીનિવાસ શાસ્ત્રીનો જન્મ ઈ ૧૮૬૯ના સપ્ટેમ્બરની ૨૪મીએ થએલો મહાત્મા ગાંધીનો જન્મ પણ એ સાલના ઑક્ટોબરની ૨જીએ થએલો હોઈ બન્ને સમવયસ્ક છે હિંદુ કોમની સર્વોચ્ચ વર્ણમા તેમનો જન્મ થએલો હોઈ દક્ષિણની બ્રાહ્મણ સંસ્કૃતિના સર્વ ઉચ્ચ અંશો શ્રી શાસ્ત્રી ધરાવે છે. એમની શાળા ને કૉલેજની કારકિર્દી બહુ તેજસ્વી હોવા છતા એમને બહુ વિખ્યાતિ આપી શકેલી નહિ એમને વિખ્યાતિ તો *એમના પાછલા જીવનમા વણમાગી મળી છે*

યુનિવર્સિટીનો અભ્યાસ પૂરો કરીને શાસ્ત્રીએ કેળવણીના ક્ષેત્રમા ઝંપલાવ્યુ, કારણ પહેલેથી જિંદગીનો એ આદર્શ એમણે નક્કી કર્યો હતો આખરે દક્ષિણ હિંદની એક અગ્રગણ્ય હાઈસ્કૂલના હેડમાસ્તર તેઓ નિમાયા તેઓ પોતાના એ ઇપ્સિત આદર્શને જ ગનીમત માની લેત, પરંતુ ગોખલેજીએ એમની પ્રચ્છન્ન પ્રતિભાને શોધી કાઢી અને અથી ઉદાત્ત સેવાકાર્યમા ધસડચા.

લૉર્ડ કર્ઝનની રાષ્ટ્રવિરોધી કારકિર્દીનો વિરોધ કરીને ગોખલેજી ત્યારે ગજવારી કીર્તિની ટોચે પહોચ્યા હતા યુનિવર્સિટીની કામગરી તથા નાણા વિષયક લૉર્ડ કર્ઝનના આકડા સામે એમણે આહવાન કેંક્યુ અને એમા વાઇસરૉય કરતા પણ એમની તજ્જ્ઞતા વિશેષ પુરવાર થઇ કર્ઝન પણ એમની પ્રસશા કરવા જેટલો ઉદારદિલ હતો આથી કર્ઝનની જગ્યાએ જ્યારે લૉર્ડ મિન્ટો ને ઇન્ડિયા ઑફિસમા જૉન મૉર્લી આવ્યા ત્યારે ગોખલેજી હિંદી શાસન પાછળની એક સબળ સત્તા બની ગયા હતા

અને પોતાના જીવનની એ સર્વોચ્ચ કારકિર્દી દરમ્યાન એમને માલૂમ પડયુ કે અસાધ્ય દર્દના ભોગ થવાના કારણે એમનુ જીવન હવે બહુ ટૂકુ રહ્યુ છે આથી એ સમાપ્ત થાય તે પહેલા પોતાનું સઘળુ નૈતિક ને આધ્યાત્મિક બળ ઠાલવી એમણે એક સંસ્થા ઊભી કરી, જે પાછળથી 'સર્વન્ટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટી' તરીકે ઓળખાઈ રાજકારણની સક્રિય પ્રવૃત્તિમાથી એમના ટૂકા જીવનગાળાનો જે સમય બચતો તે તેઓ આ સંસ્થાને સમર્પતા રહેતા આ સંસ્થામા જોડાનાર સભ્યે જીવનભરનુ સેવાવ્રત સ્વીકારવાનુ હતુ બ્રિટિશ કૉમનવેલ્થનુ હિંદને સમાન ભાગીદાર બનાવવાના પ્રયત્નમા એમને પોતાની જાત સમર્પવાની હતી આ બીજા મુદ્દામા ગોખલેની વિનીતતા દેખાઈ આવે છે છતા એ દષ્ટિબિંદુ ધરાવતા અનેકોને એ સંસ્થાએ આકર્ષેલા.

ઇ. ૧૯૧૨માં દક્ષિણ આફ્રિકામા ગાંધીજીને મળ્યા પછી એમને પોતાની સંસ્થાના ઉત્તરાધિકારી માટે ચિંતા થવા લાગી. એમના એક શબ્દથી ગાંધીજી એ સસ્થામા જોડાઈ જાત, પરંતુ એથી પોતાની સંસ્થાનો હેતુ જેમ ને તેમ જળવાઈ શકે એમ નહોતો આથી ઊલટુ, શાસ્ત્રી અનેકરીતે ગોખલે સાથે સામ્ય ધરાવતા હતા બન્ને જીવનના આરંભમાં શિક્ષકો હતા, બન્ને વિદ્વાનો હતા, નાની નાની બાબતોમા બન્ને ઝીણવટભરી ચોકસાઈ ધરાવનાર હતા અને બન્ને રાજકારણમાં વિનીત દૃષ્ટિબિન્દુ ધરાવતા હતા.

પરંતુ કઈ આખરી નિર્ણય થતાં પહેલાં જ ગોખલેનું અવસાન થયુ. *એમના પછી એ સંસ્થાની સભામા સર્વાનુમતે ગાંધીજીને બદલે શાસ્ત્રી*ને ચૂંટી કાઢવામા આવ્યા આખા હિંદે એ નિમણુક વધાવી લીધી

૧૯૧૪ના મહાયુદ્ધમા કાર્ડિનલ ચેમ્બરમા સરકારને પડખે રહી એમણે પોતાની શક્તિ વાપરી હતી, છતા રોલેટ ઍક્ટનો વિરોધ કરતા તે અચકાયા નહોતા એમની પ્રમાણિકતા અને વફાદારીને લઈ સરકારે ઈ ૧૯૨૧મા એમને ઈમ્પીરિયલ કૉન્ફરન્સના પ્રતિનિધિ તરીકે લંડન મોકલ્યા આ કૉન્ફરન્સમા દક્ષિણ આફ્રિકાના પ્રાઇમ મિનિસ્ટર જનરલ સ્મટ્સ અને એમના વચ્ચે ઝગડો જામ્યો ખૂબ તડાતડી થઈ શાસ્ત્રી સંસ્થાનોમા વસેલા હિંદીઓ માટે સમાન નાગરિકત્વ માગતા હતા જનરલ સ્મટ્સ તેમા આર્થિક કારણો આગળ આણી ના પાડતા હતા પરંતુ સ્મટ્સની દલીલો પાંગળી હતી, ને બધા સમજી ગયા કે એ નકાર પાછળ રંગદ્વેષ જ રહેલો છે.

હિંદીઓમાટેના આ સમાન નાગરિકત્વને શાસ્ત્રીએ હવે પોતાનો જ પ્રશ્ન બનાવી લીધો ને બધા સંસ્થાનોમા હિંદીઓની હાલત તપાસવા એ જાતસફરે નીકળ્યા એક માત્ર દક્ષિણ આફ્રિકાએ તેમને પ્રવેશવા ન દીધા એ સફર દરમિયાન જ વૉશિંગ્ટન કૉન્ફરન્સમા એમણે હિંદી પ્રતિનિધિ તરીકે ભાગ લીધો એવી જ રીતે ૧૯૨૩માં હિંદી સરકારની વતી કૉલોનિયલ ઑફિસમા કેન્યામાના હિંદીઓના સંપૂર્ણ નાગરિકત્વની માગણી એમણે મૂકેલી

કેન્યાની લડતમાં લૉર્ડ ડેલામીઅર એમનો જબરો પ્રતિસ્પર્ધી હતો સરકારના આર્થિક રીપોર્ટમા હિંદીઓના ચારિત્ર્ય પર એણે સખત ટીકાઓ કરેલી શાસ્ત્રીને એ પ્રતિસ્પર્ધી ઉપરાંત આખી અવસ્થિત લડતનો પણ સામનો કરવાનો હતો પૂર્વ આફ્રિકામા હિંદીઓના આગમન સામે અંકુશ મૂકી દેવાયો 'ડર્બને આફ્રિકાનો પ્રાચ્ય દરવાજો બંધ કર્યો છે તો મોમ્બાસાએ આગલો દરવાજો બંધ કરવો જોઈએ' એ દલીલ ત્યારે યુરોપિયનો આગળ કરતા હતા આ પરિસ્થિતિ પર શાસ્ત્રીએ હિંદમા તાર કર્યો કે 'If Kenya is lost, all is lost.'

એ લડત દરમિયાન જ એમના પર ગંભીર માંદગી આવી પડી અને લંડનના એક નર્સિંગ હોમમા એમને જવુ પડયુ. ડૉક્ટરોએ

એમને આરામ લેવા કહ્યું, પણ એમનું અંતર એટલું કકળી ઊઠયું હતું કે એ સલાહ છતાં ક્વીન્સ હૉલની સભામાં એમણે ભાષણ આપ્યું એથી હૃદયરોગ વધુ ગંભીર બન્યો. એમની તબિયત લથડી ગઈ ને હિંદ આવી એક વરસની સારવાર લીધા પછી જ તે સાજા થયા.

વ્હાઈટ પેપર બહાર પડયાં ત્યારે તેનો ચુકાદો હિંદની તરફેણમાં આવ્યો. કોલોનિયલ ઑફિસે જાહેર કર્યું કે જાતીય ભેદોને લગતો કોઈ કાયદો હિંદીઓ પર નહિ નાખવામાં આવે. કેન્યામાં સ્વતંત્રતાપૂર્વક હિંદીઓ જાય એટલે યુગાન્ડામાં પણ જઈ શકે. અને ટાંગાનિકા તો મૅન્ડેટેડ પ્રદેશ હોઈ, સમગ્ર પૂર્વ આફ્રિકાનાં દ્વાર હિંદીઓ માટે ખુલ્લાં રહ્યાં. પરંતુ આ સિવાયની બીજી બાબતોમાં વ્હાઈટ પેપરમાં જાતીય વિશેષતાનો સ્વીકાર થયેલો જોઈ શાસ્ત્રીને બહુ ખેદ થયેલો.

બ્રિટિશ કૉમનવેલ્થને આપેલી આ સેવાની કદર કરીને સરકારે શાસ્ત્રીને પ્રિવી કાઉન્સિલર બનાવ્યા અને રાઈટ ઑનરેબલનો ઇલકાબ આપ્યો. પરંતુ બ્રિટિશ પાર્લમેન્ટના સીધા કાબૂ હેઠળ રહેલા કેન્યા જેવા દેશમાં પોતાના લોકો ઉપેક્ષિત થતા હતા એ વાતને એથી કશું સાંત્વન ન મળ્યું. થોડાઘણા યુરોપિયનો ત્યાં જમીનના મોટામોટા ટુકડા લઈ બેઠા છે જ્યાંથી હિંદીઓને તદ્દન બાકાત રાખવામાં આવ્યા છે. એ અન્યાયને કાઉન્સિલે તાજેતરમાં જ ન્યાય્ય ઠરાવી એ પ્રશ્ન વધુ વિકટ બનાવ્યો છે.

આ આખી લડતથી થએલા આઘાતે શાસ્ત્રીનો આખો જીવનક્રમ બદલાવી નાખ્યો. મોકો મળતા જ એ દક્ષિણ આફ્રિકા ગયા. ૧૯૨૧માં જનરલ સ્મટ્સના પોતે કરેલા વિરોધને કારણે ત્યાં બહુ સફળતા નહિ મળે એમ તે ધારતા હતા. પરંતુ ત્યાં પહોંચતા જ જનરલ સ્મટ્સે એમને હાર્દિક આવકાર આપ્યો. કેપ ટાઉનની પહેલી કૉન્ફરન્સ પછી તુરતમાં જ એમને દક્ષિણ આફ્રિકાના એજન્ટ જનરલ બનાવી દેવામાં આવ્યા. ખુદ મહાત્મા ગાંધીએ વાઈસરૉયને એમના નામની ભલામણ કરેલી. થોડા જ વખતમાં એ ત્યાં એટલા લોકપ્રિય થઈ પડયા કે સર્વ જાતિના લોકોના ટોળેટોળાં એમને સાંભળવા ઉભરાતા. ત્યાંના હિંદીઓમાં પણ એ એટલા પ્રિય થઈ પડેલા કે ડર્બનમાં હિંદીઓ માટે એક કૉલેજ ઉઘાડવામાં આવી તેનું નામ શાસ્ત્રી કૉલેજ રાખવામાં આવ્યું.

હિંદના નવા રાજબંધારણ માટે ભરાએલી ગોળમેજીમાં એ પ્રતિનિધિ તરીકે ગએલા ને પહેલી તથા બીજી બન્ને બેઠકમાં ભાગ લીધેલો.

દક્ષિણ આફ્રિકાથી પાછા આવી હું શાસ્ત્રીને મળ્યો ત્યારે એ પૂનામાં રહેતા હતા ને દૂધ તથા ભાજી પર જ રહી મોટો ભાગ ચિંતનમાં ગાળતા હતા. મેં એમને હસતાંહસતાં કહ્યું, 'તમે તો સંન્યાસી બની ગયા.'

'તમને ખબર છે? હું નાનો હતો ત્યારે એક જ્યોતિષીએ મારું એવું જ ભવિષ્ય ભાખ્યું હતું!' એમણે જવાબ આપ્યો.

જોકે હજુ એ સંન્યાસીની જેમ બિલકુલ નિવૃત્ત બની નથી બેઠા, પણ એમના રખડપાટના દિવસો પૂરા થયા છે. અન્નામલાઈ યુનિવર્સિટીનું વાઇસચાન્સેલર પદ એમણે સ્વીકાર્યું છે, છતાં એની કામગીરી એટલી બધી ન હોઈ, એમને ધ્યાન અને અભ્યાસનો પૂરતો સમય મળી રહે છે.

એમની માતૃભૂમિ ભારત ને જગતના કલ્યાણ અર્થે એ દીર્ઘાયુ થાઓ. (સી. એફ. ઍન્ડ્રુઝના લેખ પરથી)

---

શ્રમજીવીઓના બાળકો માતપિતાના કાર્યમાં હમેશાં મદદ કરતાં રહેતા જણાય છે. એવા એક પ્રસંગના ભાઈ ગંગારામના 'હળવી મજૂરી' ચિત્રમાં ધોબીનું બાળક છીછરા પાણીમાં મેલાં કપડાંનો ગાંસડો તેની લાક્ષણિક ઢબે ઘસડી જતું નજરે પડે છે. ફોકસિંગ ખામીવાળું ન હોત તો એ સુંદર ચિત્ર બનત. બળવન્ત ભટ્ટ




## હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'સૂર્યાસ્ત'—મઝહર માસ્તર (પાલણપુર), બીજું ઇનામ: મોકૂફ; ત્રીજું ઇનામ: 'ઘર ભણી'—ચીમન મેવાડા (કલોલ) નોંધપાત્ર (૧) 'પાંખો વિનાનું પક્ષી'—હાસમ સુતાર (નડિયાદ); (૨) નામ વગરનું—જમનાદાસ પંચોલી (અમદાવાદ), (૩) રાજહંસ આર. એમ. મિસ્ત્રી (નડિયાદ), (૪) 'હળવી મજૂરી'—ગંગારામ પ્રજાપતિ (અમદાવાદ)

પહેલું ઇનામ જીતનાર 'ટેબલ ટૉપ (Table-Top) ફોટોગ્રાફી'નો ઠીકઠીક નમૂનો ગણાય. ઊંટ, ઝાડ અને મુસાફરોની પૂઠામાંથી કાપીને બનાવેલી આકૃતિઓને તદ્દન સફેદ પશ્ચાદ્ભૂમિ આડે ટેબલ કે એવી બીજી સપાટ વસ્તુ ઉપર ગોઠવી સિલ્હુએટ નેગેટિવ ઉપજાવી જણાય છે, અને પછી સૂર્યાસ્ત સમયનું વાદળાંવાળું આકાશ, બીજી નેગેટિવમાંથી ફરીથી પ્રિન્ટિંગ કરીને આ ચિત્રમાં ઉતાર્યું હોય એમ લાગે છે. પહેલી નજરે જોતાં ચિત્ર કુદરતી દૃશ્યનો ખ્યાલ ઉપજાવે છે, આ જ તેની વિશિષ્ટતા છે. ફોટોગ્રાફીનો ક્રિયાભાગ અને સંયોજન સારાં છે. ચોમાસાના દિવસોમાં ઘરમાં બેઠાં, આ પ્રકારના અખતરા કરવામાં છબિકારની કલ્પના ને સર્જનશક્તિને પુષ્કળ અવકાશ રહે છે, સાથેસાથે સંયોજન અને ટેકનિકનો અભ્યાસ પણ થાય છે. આ ચિત્રમાં પશ્ચાદ્ભૂમિના વાદળાંના આકારો તથા આકાશના વર્ણભેદ વિષયની સમગ્ર યોજનાના પ્રમાણમાં ઉગ્ર છે અને એથી ચિત્ર જોઈએ તેટલું રસપ્રદ ને આકર્ષક બનતું નથી. કોમળ ભાવ રજૂ કરતી બૅકગ્રાઉન્ડ ચિત્રમાં સુસંવાદ (harmony) લાવત. ખાસ કરીને ઊંટની ડોક વાદળમાં ભળી જાય છે એ બીના ચિત્રમાં ક્ષતિ ઉપજાવે છે.

ગામડાના સીમાડે ગોરજ સમયે સીમમાંથી પાછા વળતાં ઢોરના ટોળાં ફોટોગ્રાફીનો સરસ વિષય બની રહે છે. ભાઈ ચીમન મેવાડાએ 'ઘર ભણી'માં એવા જ પ્રસંગનું ચિત્ર રજૂ કર્યું છે. તેમાં વાતાવરણની જમાવટ છે. મૂળ વિષયમાં કલાતત્ત્વો હતાં જ; પરંતુ અભ્યાસની કચાશના કારણે ચિત્ર ફતેહમંદ નીવડયું નથી. ઘાસનો ભારો માથે લઈ આવતા પાત્રને ચિત્રનું કેન્દ્ર બનાવવામાં ભાઈ મેવાડા નિષ્ફળ ગયા છે. જમણી ધારથી ચિત્રને સવા બે ઇંચ કાપી નાખો. આથી ભેંસોને હાંકતી છોકરી ચિત્રનું મુખ્ય લક્ષ્ય બનશે. રસ્તાનો વળાંક તથા પાછળ ધૂળ ઉડાડતાં આવતાં ઢોર વિષયને અનુરૂપ વાતાવરણ જમાવવામાં મદદરૂપ થશે ને ચિત્રના ગુણમાં અનેકગણો વધારો થશે.

ભાઈ હાસમ સુતારનું 'પાંખો વિનાનું પક્ષી' ચિત્ર-ઝડપ (high speed) ફોટોગ્રાફીનો નિષ્ફળ પ્રયાસ કહેવાય. વિષય માટે એક્સ્પોઝરની ગતિ (speed) પૂરતી ઝડપી છે, પરંતુ પ્રકાશના પ્રમાણમાં તે ઓછી હોવાથી નેગેટિવ 'અન્ડર' આવી છે. પાત્રોના પરિધાન ને યોજના યોગ્ય સ્વરૂપમાં રજૂ થયાં ન હોઈ ચિત્ર નીરસ લાગે છે. શહેર કે ગામડાની પોળોમાં રમકડાની ગાયોનું રોજનું સામાન્ય દૃશ્ય ઝડપીને ભાઈ જમનાદાસ પંચોળીએ નામ વિના હરીફાઈમાં મોકલ્યું છે. ગાયોની ગોઠવણ સુરુચિકર નથી, પણ ચિત્ર વિષયની મૌલિકતા સૂચવતું લાગવાથી ઉલ્લેખપાત્ર બન્યું છે. ભાઈ મિસ્ત્રીના 'રાજહંસ' ચિત્રનો ક્રિયાભાગ બહુ સારો છે, પણ અયોગ્ય દૃષ્ટિકોણથી અને કવખતે કૅમેરાની ચાંપ દાબી હોવાથી હંસનું નૈસર્ગિક લાવણ્ય (grace) તે દાખવતું નથી. (જુઓ ફોટોનું ફોલ્ડર)

કાઠિયાવાડી ગ્રામ કુમારોના બીનજવાબદાર બાળપણનાં રમુજી પરાક્રમોનો એક વધુ પ્રસંગ: જેમાં

# નંદો અને કુર્ણો

## મુંબાઈની પાઠશાળાએ પંડિત થવા જાય છે



ચૈત્ર-વૈશાખનો ધોમ ધખતો હતો. એમાં જો પા અરધો કલાક ફર્યા હોઇએ તો જરૂર લૂખરકી થઈ જાય. પણ નદાને તેની ચિંતા ન હતી. ગમે તેવી ઠંડી કે ગરમીના મારણનો પ્રયોગ નદો બારે માસ એકાતરે કર્યા કરતો. ઘી, ગોળ અને ઘઉંના લોટની પોણો-શેરીયા ગોળીઓનું સેવન એ સર્વે રોગનું મારણ હતું. ખસખસ ચોપડેલી આ ગોળીઓમાં નમેલેવા હઠીલા રોગને નાબૂદ કરવાની શક્તિ હોવાની તેની પૂરી ખાત્રી હોવાથી, માંદા પડેલા મિત્રો, સગા-વહાલા વગેરેને આ ગોળીઓ જ લેવાનુ તે સૂચવતો, અને પુરાવામાં પોતાનુ ત્રાંબાના રંગ જેવી સુરખીવાળુ શરીર બતાવતો. નદીએ સ્નાન કરી પાછા ફરતા નંદાને બન્ને ખભા ઉપર પાણીના હાંડા ઊંચકી ઝડપથી ચાલ્યો જતો જોઈ પાણી જતી સ્ત્રીઓ પણ થોડી ક્ષણ પાછું વાળી જોઈ લેતી, ને અચરજ પામી હોઠે હાથ મૂકી વાતો કરતી: 'લે બાઇ, નદો તો એના ઘરનુ બધુ ય કામ ઉપાડી લે છે!' ત્યાં તો બીજી બોલી જ હોય: 'રસોઇ કરવાથી તે વાસીદુ સુદ્ધાં નદો જ કરે. એના બાપને તો ઘણી નિરાંત. આવા દીકરા તો ભાગશાળીને જ હોય બાઈ!'

નદાને જનોઈ દીધા પછી તેના બાપાએ મુંબાઈ સદાને માટે છોડયુ હતુ અને દેશમાં રહી યજમાનવૃત્તિ કરી ગુજરાન ચલાવવાનુ નક્કી કર્યું હતુ. મુંબાઇ છોડયા પછી નદાએ વતનની શાળામાં મોટા માસ્તરને વિનંતિ કરી મહામુસીબતે નામ નોંધાવ્યુ હતુ. નિશાળમાં નદાનો જરાક આગેરો મામો કુર્ણો નદાથી એક જ ચોપડી આગળ હતો. તેની સાથે નદાને દોસ્તી થઈ ગઈ હતી. ઉંમરમાં કુર્ણોમામા નંદા કરતા બેત્રણ વર્ષ મોટા, અભ્યાસમાં બેજુ, અને સ્વભાવ માટે તો આખા ગામે જ એના પગની ખોડને લીધે 'સત્તર ફદા લગડા'ની કહેવત એમને લગાડી દીધી હતી.

મામોભાણેજ જ્યારે મળતા ત્યારે ફિક્ર ખોવીને વાતો કરતા અને કંઇકંઈ બેત રચતા. એક દિવસ અચાનક કુર્ણાના ભેજામાથી નીકળ્યુ: 'નદા, આપણે સંસ્કૃત ભણવા જઇએ તો? પછી તો મોટા મોટા પંડિતોને પણ શાસ્ત્રાર્થમાં હરાવી દઇએ. આપણા ગામમાં પેલા વનરાળી દવે કેવા વિદ્વાન અને જ્યોતિષના જાણકાર છે? મહારુદ્ર વખતે કેવી પથોઠી વાળી બેસે છે? આપણા કુબેરકાકાને જ જોને? ભાગવતનો એકેએક શ્લોક એમને મોઢે, અને લોકો પણ એમને પૂજે છે! આપણે જો પંડિત થઈ જઇએ તો આબરૂ કેટલી વધે? શાસ્ત્રમાં પણ કહ્યુ છે "સ્વદેશે પૂજ્યતે રાજા, વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે".' નદાને પંડિત થવાની તો બહુ ઉમેદ નહોતી, પરતુ પંડિત થયા પછી થાળી ભરીને દક્ષિણા મળે અને વખતોવખત ઘેર ફળો, પેંડા, કોપરા, ધોતી-જોટા વગેરે આવતુ રહે એ લાલચે એની કલ્પનાને બહેકાવી મૂકી. તરત કુર્ણામામાના મતને એણે મંજૂરી આપી અને ત્યારથી પંડિત થઈ સૌથી આગળના પાટલે બેસવાના સ્વપ્ના એ રચવા લાગ્યો.

નિશાળમાં ઉનાળાની રજાઓ હતી. પીપળા શેરીના ઢાળે આવેલા કુબેર તરવાડીના ઘરના બારણાની તડમાંથી નદો અને કુર્ણો કંઇક કૌતુક જોતા પેટ પકડીને હસતા હતા. ચાર હાથ પહોળી ને પાંચ હાથ લાંબી ઓરડીમાં ખાટલા ઉપર કુબેરદાદા ઘસઘસાટ ઊંઘતા હતા. તેમનુ પ્રિય પુસ્તક ભાગવત તેમની છાતી ઉપર પડ્યુ હતુ. દાદા બપોરે જમ્યા પછી કે નમે ત્યારે આ રીતે સૂતા સૂતા જ ભાગવતના પાનાઓનુ અધ્યયન કરતા, ને એ જ સ્થિતિમાં એમને ઘારણ વળી જતુ. ઢીંકણીભર્યા નસકોરાની અંદર ખેંચાતી ને બહાર છૂટતી હવાને લીધે ધમણના પાટિયાની જેમ દાદાની છાતી પર પડેલા પાના ઊંચાનીચા થતાં હતા. ઉંદરના નાના નાના બચ્ચા એક બે ક્ષણ દાદાની ફાંદ પર બેસવાનો લહાવો લઈ પાછા નાસી જતાં. ખૂણામાં પડેલા ઘડા પર મૂકેલા કોડિયામાં બે દિવસ પહેલા યજમાનમાંથી આવેલો પાકો લાડવો પડયો હતો; તે એક બિલ્લીબાઈ નિરાંતે આરોગતાં હતા.

'નદા, હવે કયા સુધી જોયા કરીશ? કુબેરદાદા એમ ઊઠે એમ લાગતુ નથી. એ તો નો હિલોળે ચડયા છે. હાલ્ય, સાજે આવીશું.' કુર્ણાએ નદાનુ બાવડુ પકડી ખેંચ્યુ.

'હવે શી ઉતાવળ છે? દાદા હમણાં જાગ્યા સમજો.'

'એલા કોણ છે ઇ?' બહારનો અવાજ સાંભળી દાદાએ પડખુ ફેરતા પૂછ્યુ.

'એ તો હુ નદો ને કુર્ણો છીએ, દાદા.'

'કેમ આવ્યા છો, અટાણે?'

'કાલે સ્મશાનમાં આભડવા ગ્યા ત્યારે તમે અમને પાસે બોલાવી નો'તુ કહ્યુ કે, આવની કાલે બપોરે ઘરે આવજો, તમને પાઠશાળા વિષે કાંઈક કહીશ?' નંદાએ કારણ આપ્યુ.

ભાગવતનાં પાના છાતી ઉપરથી એક બાજુ મૂકી દાદાએ બારણુ ઉઘાડયુ. ઓરડીમાં પોણા ભાગની જગ્યા તો ખાટલે જ રોકી લીધી હતી, એટલે કુર્ણો ખાટલાની ઇસ ઉપર બેઠો અને નંદો ઉંબરા આગળ જ બેસી ગયો.

ગામમાં દાદાની એક પંડિત તરીકે સારી શાખ હતી. ભાગવતના ભણેલા ને વ્યાકરણના જ્ઞાતા કુબેરદાદા શેરીનુ નાક અને બ્રાહ્મણ જ્ઞાતિનું ભૂષણ ગણાતા. ગામમાં કોઇને ત્યાં લગ્ન પ્રસંગે ગાદલાગોદડા, ખાટલા કે પાણીના માટલાંની જરૂર પડે તો અરધી રાતે કુબેરદાદાને ત્યાંથી જ મળી શકે. ઉનાળામાં પરબ માટે માટલા જોઈતા હોય ને કુંભાર પાસે અછત થઇ હોય તોપણ દાદાનો ભંડાર એ ભીડ ભાંગી શકે. કુબેરદાદા ગોર રહ્યા, એટલે શુભ અશુભ પ્રસંગે યજમાનોને ત્યાંથી મેળવેલી આ સમૃદ્ધિના તે સ્વામી હતા. મરી ગએલાઓને સ્વર્ગમાં પણ વગર મુશ્કેલીએ દરેક વસ્તુ મળી શકે તે માટે પહેલેથી જ યજમાનો પાસેથી આ વસ્તુઓ મેળવી ચિઠ્ઠીઓ ફાડી આપતા. ન્યાતની વાડીમાં બ્રહ્મભોજન વખતે તેમનો પરિચય 'એકાદશ રુદ્ર' તરીકે અપાતો, કારણકે અગિયાર લાડવાનો આંક તો દાદા માટે સામાન્ય ગણાતો. એ જ પ્રમાણે બીજાના પણ ઉપનામો હતા. કોઈ 'મહારુદ્ર' ગણાતા;

કોઇ વળી 'દ્વાદશ જ્યોતિર્લિંગ' હોય, તો કોઈ 'શુક્રાચાર્ય'; કોઇ 'દશમ સ્કંધક' હોય તો કોઈ 'પંચ ત્યાં પરમેશ્વર'માં માનતા હોય પણ કોઇ 'દ્વિવેદી' કે 'ત્રિવેદી' ન મળે. નાનો બટુક બ્રાહ્મણ પણ 'ચતુર્વેદી' તો ખરો જ. ચાર લાડવા ખાવા એ તો નાતમાં પ્રવેશશ્રી ગણાતી!

'જુઓ, એક પાઠશાળા તો મુંબઇમાં વાલકેશ્વર—બાણગંગાને કાંઠે આવેલી છે. ત્યાંના શાસ્ત્રીજી મારા સ્નેહી છે, અને વ્યાકરણ તથા કર્મકાંડના પ્રખર વિદ્વાન છે. ત્યાં કહે તો ભલામણચિઠ્ઠી લખી આપું' દાદાએ પોથી પરનું પૂઠું ઉપાડી હવા ખાતાં કહ્યું.

નંદાએ કુર્ણામામા સામે જોયું સંસ્કૃતમાં 'વ્યાકરણ' અને વળી 'કર્મકાંડ' અને 'પ્રખર વિદ્વાન' એવા શબ્દોમાં એની બુદ્ધિ તો ગૂંચવાઈ ગઈ, એટલે નિર્ણય કરવાનું એણે મામા ઉપર છોડ્યું. નંદાને તો નવા ભાઈબંધો, નવું વાતાવરણ, રખડવા માટે નવી જગ્યા મળશે એ જ ઉત્કંઠા હતી. અભ્યાસનો પ્રશ્ન એણે પોતાની જાત માટે છેલ્લો ગોઠવેલો.

કુર્ણાએ તુરત નિર્ણય કર્યો: 'અમારે તો, દાદા, ગમે ત્યાં જઇને અભ્યાસ કરવો છે ને? એટલે જ્યાં ભલામણ કરી આપશો ત્યાં જઈશું અભ્યાસ માટેનું સ્થળ સારૂ હોય તો બસ ' કુબેરદાદા પણ કુર્ણાની અભ્યાસ માટેની ધગશ જોઇ ખુશ થઈ ગયા અને ભલામણચિઠ્ઠી લખવા હાથમાં કાગળ-કલમ લીધા.

આટલા જલદી કોલકરાર થઈ જશે એમ નંદાએ ધાર્યું જ નહોતું બધી જાતની ચોખવટ કુર્ણામામા કરી નાખશે એ ભરોસે એ ટાઢક વાળીને બેઠો હતો. પણ મૂળ મુદ્દો જ રહી જતો જોઇ એ વચ્ચે પડ્યો: 'મામા, ભણવાનુ તો ઠીક; પણ ખાવુ, પીવુ ને રે'વુ ક્યાં?'

'શુ ક'યુ નંદા?' અરધી ચિઠ્ઠી લખી રહ્યા પછી નાકના ટેરવા ઉપર ઉતરેલા ચશ્માને ભમર ઉપર ટેકવી દાદા બોલ્યા

'એ તો ગાંડો, દાદા; તેને થયું કે ખાવા ને રે'વાના પૈસાનુ શુ?'

'ગાંડો થયો, ગાંડો! બામણના છોકરાને તે વળી ખાવા-રે'વાના કે ભણવાના પૈસા આપવાના હોય? એ તો બધુ શ્રીમંતોએ આપેલી રકમોના વ્યાજમાથી નીકળે.'

'તો જ, દાદા, ભણી શકાય ને?' નંદાના કોઠામા ટાઢક વળી ચિઠ્ઠી લઇ બંને બહાર નીકળ્યા.

કાલે પોણા અગિયાર વાગ્યે નિશાળનો ઘંટ વાગે ત્યારે નિશાળે જવાનુ બહાનું કાઢી ખટારાવાળે લીંબડે તુ તૈયાર થઇને ઊભો રે'જે. જો ઘરમા કોઇને ખબર પડી તો તુ ને હું બન્ને પકડાઈ રહ્યા!' મામાએ સલાહ આપી

'નંદાને એવી બાબતમાં કે'વુ પડે, મામા? તમે જ સંભાળથી નીકળજો.'

દફતરપેટીમાંથી ચોપડીનાં થોથાં કાઢીને અનાજના કોઠલામા સતાડી, દફતરપેટીમા એકેક જોડ કપડા ગોઠવી, તથા દક્ષિણાના મળેલા એકેક બબ્બે રૂપિયાની ખાનગી મિલકત લઇને મામો ભાણેજ નીકળ્યા અને ધોળા સ્ટેશનની જાળી વટાવી પ્લૅટફૉર્મમાં પેસી એક વાગ્યાના મેલમા બેઠા. 'ટિકિટ-ચેકરો'ની ગેરહાજરીને લીધે જુદાંજુદાં ગામોમા રાતવાસો ગાળતા અઠવાડિયા પછી મુંબઈ પહોંચ્યા અને કાંદાવાડી-મા કુર્ણાની બહેન રહેતાં હતા તેમને ત્યાં પહોંચ્યા નંદાને એકાએક આવેલો જોઈ તેનાં માશી ખૂબ નવાઈ પામ્યાં અને ખુશી પણ થયાં. નંદો પહોંચ્યાનો કાગળ પણ તેના બાપાને તેમણે લખી નાખ્યો. થોડા દિવસ મુંબઈના 'હેવાયા' થવામાં ગાળી મામો ભાણેજ વાલ-કેશ્વરની પાઠશાળામાં ઊપડ્યા.

બાળપણના સ્નેહીના અક્ષરો વાંચી પાઠશાળાના શાસ્ત્રીજીએ મો મલકાવ્યું: 'ઠીક ઠીક, બહુ સારુ કર્યું. તમે આવ્યા તો ખરા; પણ બરાબર અભ્યાસ કરશોને?'

'જી હા; આપના ગુરુપદ નીચે કેમ નહિ કરીએ?' અંગલગા ખોરંગ-ધોતી બરાબર ભરાવી કુર્ણાએ ભક્તિભાવે હાથ જોડ્યા. નંદાએ મામાની હામા હા મેળવતુ માથુ હલાવ્યુ. કુર્ણો કોઈપણ સ્થળ કે વ્યક્તિના પરિચયે એકદમ આકર્ષાઈ જતો, જ્યારે નંદો પરિસ્થિતિનુ માપ કાઢવાના વિચારમાં પડતો.

'અલ્યા ગણપતિશંકર! આમ આવ જોઇએ.' શાસ્ત્રીજીએ ચિઠ્ઠી તકિયા નીચે મૂકતા બૂમ મારી. તાજા જ કરાવેલા ક્ષૌરકર્મથી ચળકતો મુંડો, કપાળે ઉત્તરથી દક્ષિણ ધ્રુવ સુધી ખેંચેલુ ત્રિપુંડ અને શેષનાગની ભૂલની પૂંછડી જેવી ચોટલી ઝુલાવતો ગણપતિશંકર 'જી ગુરુજી' કહેતોક ને ઓરડામા આવી પહોંચ્યો.

'જો, આ બન્ને વિદ્યાર્થીઓ ખૂબ દૂરથી ભણવા આવ્યા છે તેમને માટે આસનો, પુસ્તકો વગેરેની વ્યવસ્થા કરી આપ '

જ્યાંત્યાં ખાડા પડી ગએલી લીંપણવાળી જમીન ઉપર ફાટેલા કોથળાના બે ટુકડા ગણપતિશંકરે બિછાવી દીધા. ચીનથી કેટલાં યે વર્ષો પૂર્વે 'પૅક' થઇને હિંદુસ્તાન આવેલી ચાના રદ્દી ખોખા તેમને સંસ્કૃત પુસ્તકો અને કપડા વગેરે રાખવા આપવામાં આવ્યા દેશી રજવાડાની જેલમા કેદીઓને ભોજન માટે અપાય છે તેવી ભાતના કાંઠાની થાળી ને ગોબાવાળા વાટકા તેમને સુપ્રત કરવામાં આવ્યા આ બધુ જોઇને નંદો તો આભો જ બની ગયો તેમાં વળી જ્યારે તેણે થાંભલે લટકાવેલી નોંધપોથીમા આ આપેલા સાધનોની નોંધ કરતો ગણપતિશંકરને જોયો ત્યારે તો તેને ખૂબ ચાડી ગઇ સવાર-મા આઠલા વાગ્યે જ ઊઠવાનુ, ત્યાર પછી નિત્યકર્મથી પરવારી નાક દાબી અમુક વખત સુધી સંધ્યાવંદન કરવાનું, પછી અમુક કલાક વર્ગ-મા હાજર રહેવાનુ, ભોજન પછી વારા પ્રમાણે ગુરુજીની સેવા કરવાની, બપોરના સ્વાધ્યાય કરવાનો, અને વળી પાછુ અમુક વખત વર્ગમા, આમ આખા દિવસના કાર્યક્રમની સૂચના દારોગાના દમથી આપીને ગણપતિશંકર બીજા વિદ્યાર્થીઓના આસન પાસે ગયો. શાસ્ત્રીજીનો એ પ્રિય વિદ્યાર્થી હોઈ એ ગૃહપતિની ગરજ સારતો. તેની પાછળપાછળ જમાદારની માફક બીજો વિદ્યાર્થી ચાડીઓ ખાતો ને ગણપતિશંકરના કાન ભંભેરતો ફરતો હતો.

'અલ્યા પીતાંબર! આજે ખીચડી વીણવા કેમ નહોતો ગયો? શાસ્ત્રીજીને ત્યાં પાણીનો દેગડો પણ નહોતો ભર્યો ખરૂ ને? રસોડાના વાસણ સાફ કરવામાં પણ ભાઇએ આજ ગાપચી મારી'તી અને અમારૂ એક પંચિયુ ધોતા જોર પડ્યુ'તુ, કેમ? જોઉં છુ ક્યાં સુધી ગઢિયાગીરી ચાલે છે તે. અલ્યા અંબલા! આજે બપોરે ને સાંજે બને વખત પીતાંબરને પાછળ જમવા બેસાડજે ' તેની પાછળપાછળ ફરતા અંબલા ઉર્ફે અંબાશંકરે આ હુકમ ઝીલી લઈ, લાંબા વખતની દાઝ કાઢ્યાથી થાય તેવા આનંદ ભરેલી મુખમુદ્રા વડે પીતાંબર સામે જોઈ સંતોષ વ્યક્ત કર્યો

'મામા! આ જોયુ ને? આવી બન્યુ બિચારા પીતાંબરનું આ બધા પ્રતાપ પેલા અંબલાએ ચાડી ખાધી તેના. જોઇએ હવે સાંજે જમવામા પીતાંબરની શી દશા થાય છે તે! આ સબેકડાને સંભા-ળવું પડશે, મામા.' નંદાએ કુર્ણાના કાનમા ફૂંક મારી

સાડા દસ વાગ્યે જમવાનો ખોટી થાળીનો ઘંટ સંભળાયો અને રસોડા તરફ નજર રાખી બેઠેલા સૌ વિદ્યાર્થીઓ પોથીના પાના ધબોધબ બંધ કરી થાળીવાટકો લઈ રસોડા તરફ દોડ્યા એક ખંડેર જેવા ઓરડામા રસોડુ હતું, ઉગેના બારિયામાંથી થોડોથોડો પ્રકાશ આવતો હતો. બાકીનો પ્રકાશ ચુલામાંના લાકડા જ પૂરો પાડતા

કોઇએ ઇંટનું તો કોઇએ પથ્થરનુ એમ જુદાજુદા આસનો બનાવી સૌએ પગત પાડી દીધી. આ નવા ભાગ પડાવનારા તરફ અણગમો બતાવી સૌએ પોતાની થાળી સભાળી કુર્ણામામા શ્રદ્ધાળુ હતા તેમને આ બધુ સ્વાભાવિક લાગતુ, એટલે એમણે તો નમ્રતા દાખવી પગતને મોથી છેડે આસન જમાવ્યુ નદાએ તો પાઠશાળામાં પગ મૂક્યો ત્યારથી આ પ્રવૃત્તિઓ જોતા પોતાનુ ને પોતાના અભ્યાસનું ભાવિ નક્કી કરી નાખ્યુ હતુ; પણ મામાને ન દુભાવવા ખાતર તેમજ તેમના ભોળપણને લીધે કપરો વખત આવ્યે મદદરૂપ થવા ખાતર એ તેની પાછળ ઘસડાતો હતો.

પહેલી વખત ગણીને ત્રણત્રણ રોટલી અને દુણાઈ ગએલો ભાત બધાને પીરસાયો એટલામા તપેલાનુ તળિયુ દેખાયુ ચારપાચ કૂતરા વચ્ચે એક રોટલી નાખ્યા પછી જેવો ખેલ થાય તેવો ખેલ આજે નદાએ સગી આખે જોયો પોતાની સાથે બેઠેલા વિદ્યાર્થીઓ જમતા જમતા ઊભા થઈ ગયા અને ત્રાસમા પડેલી છ-સાત રોટલી માટે ખેચાખેંચ કરી શોરબકોર કરી મૂક્યો જને જેમ ફાવ્યુ તેમ, કોઇએ ભાતના તપેલામા હાથ ફેરવી જોયો તો કોઇએ તપેલામા બાજુએ ચોટેલી દાળ વાટકા વતી ઉખેડી લીધી

નદો અને કુર્ણો અરધુ જમીને ઊઠી ગયા સૌ જમી ઊઠયા પછી આજનો ગુનેહગાર પેલો પીતાબર, એની પાછળ જમાદાર જેવો અબલો અને મોથી પાછળ, પગલા ભરવામા શાસ્ત્રીજીનુ અનુકરણ કરતો ગણપતિશકર રસોડામા દાખલ થયા પીરસવાવાળા બે જણ-ની સામે પીતાબર નીચુ મોઢુ રાખી જમવા બેઠો ગણપતિશકર અને અબાશકર તો ધ્યાન રાખવા જ આવેલા બાકી તેમણે તો ગરમ ગરમ રોટલી થતી હતી ત્યારનુ ભોજન પતાવી દીધુ હતુ બને જણા પીતાબરની બે બાજુ ઊભા રહ્યા બીજા વિદ્યાર્થીઓ માટે તો આ રોજનો તમાશો હતો, એટલે એ સૌ તો વાસણ ઉટકી પોતાને સ્થાને ચાલ્યા ગયા, પણ નદાને આ 'જલસો' જોવાની ખૂબ ઉત્કઠા હતી, એટલે વાસણો પડતા મૂકી એ બારણા આગળ આવી ઊભો રહ્યો

પીરસવાવાળા બને વિદ્યાર્થીઓએ પોતાની થાળી આગળથી જ ઢાકી રાખી હતી એટલે એ બન્નેએ તો જમવાની શરૂઆત કરી દીધી બીચારા પીતાબર આગળ બળી ગએલા ભાતનુ તપેલુ તથા શાક ને દાળનુ ખાલી તપેલુ પેલા લોકોએ હડસેલી દીધુ થોડોઘણો બળી ગએલો ભાત તવેથા વતી ઉખેડી દાળના તપેલામા તે ઘસીઘસી પીતાબરે જમવાની શરૂઆત કરી ફાટી આખે નદો આ બધુ દૃશ્ય જોતો હતો પેલા જેલર અને જમાદાર જેવા દેખાતા ગણપતિશકર અને અબજાની ચોટલીઓ બાથી તેમના માથા ભટકાવવાનુ તેને શૂર ચડી આવ્યુ પણ અહીં આવ્યે હજી એક જ દિવસ થયો હોવાથી આ વિચાર તેણે મનમા જ સમાવી દીધો

રાતના લગભગ દસનો શુમાર થવા આવ્યો હતો નિયમ મુજબ વિદ્યાર્થીઓ પોતાના આસને બેસી પાઠ ગોખતા હતા દસ વાગતા એક પછી એક સૌ લાબા થવા લાગ્યા થોડી વારમા સૌ સૂઈ ગયા નદાને તો આવી રીતે દેહકષ્ટ કરી ભણવાનો મહાવરો જ નહોતો, એટલે એણે તો ક્લાક પહેલાથી વબાવેલુ, પરતુ અરધા ભોજનને લીધે પેટમા કુરકુરિયા બોલતા હતા એટલે ઊંઘ નહોતી આવતી કુર્ણામામા વફાદારીપૂર્વક માર્ગોપદેશિકાનો પહેલો પાઠ ગોખતા હતા

નદાથી હવે ન રહેવાયુ, મામીએ પાકના લાડવાનો ડબ્બો ભરી દીધો હતો તે ઓશીકે જ હતો. તેણે હળવેથી તે ઉપાડયો મામાનુ મન પણ લાડવો જોઈ પીગળી ગયુ ને બને જાણે ગોદડા માથે તાણી ડબ્બામાથી એક એક લાડવો ઉપાડયો

દૂર ખૂણામા એક જૂનો આગળપડતો વિદ્યાર્થી મોડે સુધી સિદ્ધાતકૌમુદી અને રઘુવશનુ અધ્યયન કરતો હતો તેને થોડી વારે પાકના લાડવાની વાસ આવી, અને તેણે અબલાને ઉઠાડયો 'અબા-શકર! અહીં કોઈ મોઢેથી બચકારા બોલાવતુ હોય તેમ લાગે છે અને પાકના લાડવાની વાસ પણ આવે છે' અબાશકર પણ ક્યારનો બચકારા અને વાસનો અનુભવ કરી રહ્યો હતો, પણ કઈ દિશામાથી તે આવે છે તેની ખાત્રી કરતો હતો ઊઠીને એ ધીરેધીરે દરેક વિદ્યા-ર્થીના બિછાના પાસે ફરી વળ્યો. છેવટે, ભર ઉનાળે ગોદડુ માથા પર ઓઢી સૂનેલા પેલા બે નવા વિદ્યાર્થીઓ ઉપર તેને શક આવ્યો. નદાએ સહેજ ગોદડુ ઊંચુ કરી જોયુ તો અબલો બિલ્લીપગે પોતાના આસન તરફ આવતો હતો તેણે તુરત નિર્ણય કર્યો કે જરા યે જો અબલો ધાલમેલ કરે તો તેને તો (મેથી)પાકનો લાડવો ચખાડી દેવો! પાસે આવીને અબલાએ નદા અને કુર્ણામામાની પથારી પાસે કાન ધર્યા અને પછી ધીરે રહીને ગોદડાનો એક છેડો ઊંચો કર્યો પણ ત્યા તો ભર ઊંઘમાથી ઊઠયો હોય તેમ નદાએ ગોદડુ ફગાવી દઈ અબલાના ગાલ ઉપર સનસનાવીને એક ચોડી દીધી અને 'ચોર! ચોર!'ની બૂમો પાડી ધમસાણ મચાવી દીધુ આ અરધી રાતની બૂમો સાભળી બધા વિદ્યાર્થીઓ સફાળા જાગી ગયા ને 'શું થયુ? શું થયુ?' કરતો ગણપતિશંકર પણ ધોતિયુ સરખુ કરતો આવી પહોચ્યો 'કેમ નદા, શેની બૂમો પાડે છે?' તેણે ભારે અવાજે પૂછ્યુ

'અમે ભર ઊંઘમા હતા, ત્યા કોઇએ મારૂ ગોદડુ ઊંચુ કરી અદર હાથ નાખ્યો હુ ઊંઘમાં ઝબકી ગયો એટલે ઊઠીને મેં તમાચો લગાવી દીધો ત્યા તો આ અબલો નીકળ્યો હરામખોર! અત્યારે શું કામ અમારી પથારી પાસે આવ્યો?' નંદાએ તકનો પૂરો લાભ લીધો

અબાશકર ખસિયાણો પડી એક બાજુ ઊભો હતો બધા છોક-રાઓ આ ચુગલીખોરને માર પડયો એટલે અંદરખાનેથી રાજી થતા હતા નદો બેપરવાઈથી ઊભો હતો ગણપતિશંકરથી આ સહન ન થયુ તેણે નદાને ધમકાવવા માડયો

'પણ આવી રીતે કોઈ વિદ્યાર્થીને તારાથી મરાય જ કેમ?' વિદ્યા-ર્થીઓ તમાશો જોવા આજુબાજુ વીંટળાઈ વળ્યા હતા નદાની આંખ ફરી ગઈ કુર્ણામામાએ એ રાતી આખો ઉપરથી પ્રસગ પારખી લીધો અને ધોતિયાનો કછોટો મારી નદાની જમણી બાજુ આવી ઊભા રહ્યા.

'કેમ માર્યો, નદા!' ગણપતિશકર ફરી તાડુક્યો

'કેમ? એ .. .. જો આમ!' કહી નદાએ અબલાના ડાબા ગાલ ઉપર એક બીજી ધરી દીધી! 'પહેલો ઘા પરમેશ્વરનો' કર્યા પછી નંદો



'ખબરદાર, જો એક ડગલુ આગળ ભર્યુ છે તો'



ઉપરનું દૃશ્ય જોઈ નંદો દાદરામાં જ થંભી ગયો

જરા જોરમાં આવી ગયો. બાબલો પણ નાઈ એમ લીધો જાય એમ નહોતો પણ પહેલો વા ખાધા પછી એ ખગચી ગયો, ને એમાં વળી આ બીજો વણનોતર્યો પડ્યો, એટલે તો એ સાવ ઢંડો પડી ગયો મનમાં પામી ગયો કે આ પીતાંબર ન હોય. આ તો કોઈ બીજી મૂર્તિ છે.

વાતાવરણ ગરમ થઈ ગયું હતું ગણપતિશંકર અને બાબલો નંદાને પકડવા ધસ્યા. સમય પારખી નંદો બે ડગલાં પાછો હટી ગયો અને ઓશીકા પાસે પડેલો તાંબાનો મોટો બોઘરિયો લોટો હાથમાં પકડીને કર્યો: 'ખબરદાર, જો પાસે આવ્યા છો તો ! અસ્થા અબલા ! તારો તાલિયો તો આ લોટાથી હમણાં ફૂટ્યો સમજ. અને મહાદેવપુત્ર ! તમે અહીં જ રઘુવંશનું અધ્યયન પૂરું થયું જાણજો'' કુર્ણીમામા પણ કાંડાફુટલી થાળી સુદર્શન ચક્રની જેમ ફેરવતા રંગમાં આવ્યા હતા નંદાની સિકલ પણ ફરી ગઈ હતી. ત્રણશેરિયો લોટો તેણે અબલાના માથા પર તોળ્યો હતો એક જ ક્ષણની ઢીલ થઈ હોત તો ગણપતિશંકરના માથાની ધારી ને અંબલાનો ચકચકતો તાલો ખંડિત થઈ ગયા હોત; પણ એટલામાં શાસ્ત્રીજી જાગીને ખોંખારો ખાતા આવ્યા તેમણે હકીકત સાંભળી ને નંદાના બેધડક જવાબ પરથી ધાર્યું કે અબલાના ડહાપણે આ બધું કર્યું છે તેમણે બધું થાળે પાડ્યું ને સૌ ઊંઘી ગયા

બીજા દિવસથી નંદાની ખ્યાતિ વધતી ચાલી. પણ એને અહીં ગોઠતું નહોતું. મામાના આગ્રહને લીધે જ એ અહીં રહ્યો હતો. ત્રીજા દિવસે મામોભાણેજ પાઠશાળામાં જવા નીકળ્યા પહેલે પગથિયે પગ મૂકતાં જ નંદો સ્થિર થઈ ગયો પાછો રૂપ ગોખતા ગોખતા કુર્ણીએ પૂછ્યું 'કાં નંદા, દાદરે કેમ નથી ચડતો ?' દાદરમાં જ વાંકા વળી નાક ઉપર આંગળી મૂકી નંદાએ ચૂપ રહેવા ઇશારત કરી કુર્ણીએ ઉપર જોયું તો દુર્ગાશંકર શાસ્ત્રીજી એક વિદ્યાર્થીને ચોટલો ઝાલીને જમીન ઉપર પટકતા હતા બિચારો વિદ્યાર્થી ધ્રૂજતો ધ્રૂજતો માંડ ઊભો થતો કે ફરી પાછો જમીન ઉપર પટકાઈ પડતો મારની બીકે અવાજ કરી રોઈ પણ નહોતો શકતો આજે એ વિદ્યાર્થીએ પોતાના પાઠ તૈયાર નહોતા કર્યા. વળી બે દિવસ પર ખીચડી સાફ કરવાના અને વાસણ ઉટકવાના વારા તેણે પાડ્યા હતા નંદાએ પીતાંબરને ઓળખી લીધો એક બાજુ ગણપતિશંકર અદબ વાળી ઊભો હતો બીજી બાજુ અંબાશંકર રસોડાના પોયાણા મોઢું રાખી ત્રાંસી આંખે આ દૃશ્ય જોતો હતો.

બાકીનાં પગથિયાં ચડ્યા વગર જ નંદાએ મામાનો હાથ પકડી નીચે ઊતરવા માંડ્યું

'કાં, નંદા, ઉપર નથી જવું ?' મામા મુંઝાયા

'ઉંહુ'

'કેમ ?'

'એ બધું વિગતવાર પછી અહીં કાંઈ ભણાય એમ નથી ' કહી મામાને ઘસડતો જતો હતો

થોડી વાર પછી કુર્ણી બગલમાં ધોતિયું ને હાથમાં પેટી લઈ, તથા નંદો હાથમાં માટીના લાડવાવાળો ડબો લઈ સ્ટેશનના રસ્તે ભીડ કાપતા હતા

વ્રજલાલ ત્રિવેદી

## કહેવત - કથન - કવિતા

### 'નાનો તોપણ રાઈનો દાણો'

કોહ્યા તો યે સાગનાં લાકડાં
વાંકો તોપણ ઘઉંનો રોટલો
નાનું તોપણ સિંહનું બચ્ચું
ભાગ્યું ભાગ્યું તો એ ભરૂચ
ખોખરી ઠીંગ પણ હાથી જોગ તો ખરી

હાથી પાણી પીએ તોપણ ઢીંચણ સમા પાણીમાં
હાથીનો દુશ્મન મચ્છર, મણિધરનો દુશ્મન કીડી

નાનો કણ પણ રાઈનો, પાખી તો યે મૂછ;
ઘરડો તો ય ગરાશિયો, ભાગી તો ય ભરૂચ
ઘરડો તોપણ બળદિયો, તોફાની પણ નાગ;
વકરેલો પણ વાણિયો, રૂઠેલી પણ માગ.
મોળો તોપણ મહીપતિ, શઠ પણ સત્તાધીશ;
સૂનો તો યે કેસરી, ઉઘતો તો ય ફણીશ

### 'અતિની ગતિ નથી'

અતિ સર્વત્ર વર્જયેત્

રગના કુદન ન હોય, ચટકા જ હોય
અતિ તાણે તૂટી જાય.

卐

સબકુ રસમેં રાખીએ
અત લીજિયે નાહિ

卐

અતિ ઘણું ન તાણીએ, તાણ્યે તૂટી જાય;
તૂટ્યા પછી જો સાંધીએ, ગાંઠ પડે વચમાંય.

卐

અતિ ભલો નહિ બોલવો, અતિ ભલી નહિ ચૂપ;
અતિ ભલો નહિ બરસવો, અતિ ભલી નહિ ધૂપ.

આ ઉપરાંત ત્રીજો એક વર્ગ છે જે સજીવભક્ષી તેમજ મૃતભક્ષી છે

**બૅક્ટીરિયાનાં કાર્યો**

તેમના કાર્યો પ્રમાણે બૅક્ટીરિયાના ચાર વિભાગો પાડવામા આવ્યા છે: (૧) પરાવલંબી (Parasitic), (૨) કોહવાટ પેદા કરતા (Saprophytic), (૩)છૂટો નત્રવાયુ વાપરતા(Nitrogen fixing), (૪) નત્રવાયુ છૂટો કરતા (Nitrifying)

પરાવલંબી બૅક્ટીરિયા પ્રાણીઓ તથા વનસ્પતિમા થતા અનેક રોગો માટે જવાબદાર છે એક જાતના ઝેરી પદાર્થો (poisonous toxins) ઉત્પન્ન કરે છે, જેથી પ્રથમ આપણી કોષદીવાલ (cell-wall) નાશ પામે છે અને ત્યાર બાદ ચેતનરસના (protoplasm) તત્ત્વો જુદા પડે છે આમાથી રોગની ઉત્પત્તિ થાય છે. પણ આમા કેટલીક નિર્દોષ જાતો પણ હોય છે આપણા આંતરડામા પરાવલંબી બૅક્ટીરિયાની એક જાત એવી છે જે બીલકુલ હાનિકારક નથી.

કોહવાટ પેદા કરતા બૅક્ટીરિયા અનેક કાર્યો કરે છે. (૧) મૃતશરીરમા કોહવાટ પેદા કરી, દેહતત્ત્વો છૂટા પાડી, જગતની સ્વચ્છતા જાળવે છે, (૨) દહીં, છાશ, પનીર (cheese) વગેરેનો આપણે જે ઉપયોગ કરીએ છીએ તે વસ્તુઓમા આવતો આથો આ સુમિત્રોને આભારી છે, દૂધ ફાટી જાય છે તે આ બિરાદરોના જ પરાક્રમથી (૩) અનેક ઉદ્યોગો (દા ત તમાકુનો, ગળીનો વગેરે) પણ એ ગુણને લીધે આ વર્ગના બૅક્ટીરિયાના કાર્યો પર જ આધાર રાખે છે

છૂટો નત્રવાયુ વાપરતા બૅક્ટીરિયા અમુક જાતની (Leguminous) વનસ્પતિના મૂળમા રહે છે તેઓ વનસ્પતિએ તૈયાર કરેલા કાર્બોદિત ખોરાકમાથી પોષણ મેળવે છે તેનો વાઈક બદલો તો આપવો જોઈએને? એટલે તેઓ હવામાનો છૂટો નત્રવાયુ (Nitrogen) વાપરી નત્રવાયુવાળા પદાર્થો (મુખ્યત્વે Nitrates) બનાવે છે આ પદાર્થો ઝાડને અતિ ઉપયોગી છે જમીન કસ વગરની હોય તો આ પ્રકારની Leguminous વનસ્પતિ વાવવાથી તે ફળદ્રુપ બને છે

નત્રવાયુ છૂટો કરતા બૅક્ટીરિયા જમીનમાના નત્રવાયુવાળા પદાર્થોમાથી નત્રવાયુ છૂટો પાડી નાખે છે અને આથી જમીનનો કસ ઘટી જાય છે

**અરુણ મહેતા**

---

એકવાર સિંધમા એક નામીચા જાદુગરે સર ચાર્લ્સ નેપિયર, સમક્ષ પોતાના આવાકીભર્યાં ખેલો કરી બતાવ્યા તેમા તેણે પોતાના સાથીની હથેળીમા લીંબુ રાખી હથેળીને જરાયે ઇજા પહોંચાડયા વિના તલવાર વડે એ લીંબુના બે ટુકડા કરી બનાવ્યા તેથી નેપિયરને જાદુગર અને તેના સાથી વચ્ચે કશા પ્રપચની ગધ આવી અને તેણે પોતાનો જમણો હાથ ધરી જાદુગરને પેલો પ્રયોગ ફરી કરી બતાવવા કહ્યુ જાદુગરે નેપિયરનો હાથ બારીકીથી તપાસી ના પાડી એટલે નેપિયરે કહ્યુ કે મને ખાતરી જ હતી કે હુ તને પકડી પાડીશ એ સાભળી જાદુગરે નેપિયરનો ડાબો હાથ જોવાની માગણી કરતા નેપિયરે પોતાનો ડાબો હાથ બતાવ્યો જાદુગરે એને તપાસી કહ્યુ કે જો તમે તમારો હાથ બરાબર સ્થિર રાખો તો હુ પ્રયોગ કરવા તૈયાર છુ 'પણ જમણા હાથને બદલે ડાબા હાથમા શા માટે?' 'કારણકે જમણી હથેલી વધારે ઊંડી હોઇ એમા અગુઠો કપાઈ જવાનુ જોખમ છે જ્યારે ડાબી હથેલી સહેજ છીછરી હોઇ એમા વધારે સલામતી છે' જાદુગરે જવાબ આપ્યો અને ચાર્લ્સ નેપિયર લખે છે, 'ખરેખર હું તો ભયભીત થઇ ગયો કારણકે એ એક ખારીક શમશેરબાજીનો પ્રયોગ હતો છતાં મેં હથેલીમા લીંબુ ગોઠવી મારા હાથને સ્થિર કર્યો અને જાદુગરે એક લસરકે લીંબુના બે ટુકડા કરી નાખ્યા તલવારની ધાર એક શીતળ દોરાની પેઠે મારી હથેલીને સ્પર્શો પસાર થઇ ગઈ'

---



# પાંદડાંની

અનેક વૃક્ષો જોયા હશે, વૃક્ષોની અનેક કવિતાઓ વાચી હશે અને અનેક ચિત્રો જોયા હશે જીવનના અનેક સમયે વૃક્ષો નીચે જ વિસામો લીધો હશે પુષ્પોના સૌંદર્ય કે માધુર્યે, પાદડાઓની કુમાશે કે વૃક્ષોની ભવ્યતાએ જીવનની અનેક મધુર ક્ષણોને વધારે મધુર બનાવી હશે. બાળવયમા વૃક્ષોને હેરાન કર્યાં હશે, યૌવનમા અનેક પૂર્ણિમાની રાત્રિઓએ તેની નીચે બેસીને મીજબાનીઓ ઉડાવી હશે અને વૃદ્ધાવસ્થામા તો મનુષ્યો કરતાં ઘણાને વૃક્ષો જ અબોલ અચલ ભેરુઓ લાગતાં હશે. છતા યે જીવનની પળેપળ જે વસ્તુ પર ટકી રહી છે, દરેક જીવત પ્રાણી પોતાની ચેતના જેને આધારે વિકસાવી રહ્યુ છે, એ વૃક્ષો શી રીતે જન્મે છે, શી રીતે પોતાની વૃદ્ધિ સાધે છે, એ બહુ થોડા જ જાણતા હશે

ખરેખર, આપણી દરેકે દરેક ક્ષણ આ વૃક્ષોને જ આભારી છે જગતમા જો વૃક્ષો ન હોત તો બીજા કોઇ પ્રકારનુ જીવન સભવી શકત કે કેમ એ ય પ્રશ્ન છે પૃથ્વી પરનુ દરેક પ્રાણી સીધી કે આડકતરી રીતે આ વૃક્ષો સૂર્યની જે શક્તિનો પોતાનામા સચય કરે છે તે શક્તિ પર જ પોતાનુ અસ્તિત્વ ટકાવી રહ્યુ છે અલબત્ત, આખરે તો જીવન સૂર્ય પર જ અવલંબે છે, છતા યે વચમા જો વૃક્ષો રૂપી દલાલો ન હોત તો આ પ્રાણીશેઠોનું શુ થાત એ અકલ્પ્ય છે

પરતુ આ દલાલોનુ કામ છે શુ—જે વડે પ્રાણીમાત્રનુ જીવન ટકી રહ્યુ છે? જો વૃક્ષો વિશ્વની યોજનામા આટલો મહદ્ ભાગ ભજવતા હોય તો તે કયે રસ્તે? નથી તેમને ગતિ કે નથી તેમને પ્રાણીઓને મળી છે તેવી કુદરતની મહત્તમ ભેટ-મગજ. પ્રત્યક્ષ રીતે તદ્દન નિષ્ક્રિય જણાતા આ વૃક્ષો શી રીતે પોતાનુ આ કાર્ય આપણાથી તદ્દન બેમાલૂમ રીતે ચલાવી રહ્યા છે? તેના મુખ્ય અગો કયા છે?

એ અગો છે નાના સાદાં પાદડા, જેને બકરીઓ અને ગાયો સ્વાહા કરી જાય છે, બાળકો જેના પપૂડા બનાવે છે અને ચિત્રકારો જેના પર ચિત્રો દોરે છે તેવા પાદડા પર જ સમગ્ર જીવમાત્રનુ જીવન અવલબે છે આ પાદડા વૃક્ષોની પ્રયોગશાળાઓ છે, એ એમના રસોઇગૃહો છે, એ એમનું સર્વસ્વ છે

સમસ્ત પ્રાણિજીવન જેમ એક જ ઉદ્દેશ તરફ મહાવેગથી દોડયુ જાય છે—જે વેગને જીવનપ્રવેગ નામ આપી શકાય—તેમ સમગ્ર વૃક્ષજીવન પણ એક જ ઉદ્દેશ પાછળ દોડયુ જાય છે. આ ઉદ્દેશ તે સ્વરક્ષણ અને જાતિસરક્ષણ (Self preservation and Race-Continuation). કોઇ દિવસ પણ કોઇને શકા આવી છે ખરી કે ઝાડને આટલી બધી શાખાઓ ફૂટે છે, એક શાખામાંથી આટલી ઉપશાખાઓ પ્રગટે છે, તેમાથી આટલા પાદડા અને પુષ્પો પરિણમે છે, એ બધુ આ એક જ મહાન ઉદ્દેશ પાર પાડવા માટે છે—જે ઉદ્દેશને કુદરતે પોતાનો કરી અપનાવ્યો છે? ચીભડા અને કારેલાના વેલ જમીન પર પથરાઈ જાય છે, વેલીઓ બીજા વૃક્ષોને ઓથે પ્રકાશ મેળવવા મથે છે, દાડમના પાદડાં પખાની માફક જમીન પર પથરાઇ જાય છે અથવા તો આકડાનાં પાંદડાં ડાળની ત્રણે બાજુ ગોઠવાઈ જાય છે—એ સર્વે પણ માત્ર આ જ ઉદ્દેશની પરિપૂર્ણતા અર્થે

તો પછી આ ઉદ્દેશ પરિપૂર્ણ થાય છે શી રીતે? સમસ્ત પ્રાણિચેતનાનો ભાર આ નાના કુમળા પાદડા શી રીતે વહન કરી શકે છે?

# પ્રયોગશાળામાં



એ માટે આપણે પાંદડાંના ગર્ભમાં જેવરવું પડશે વૈજ્ઞાનિક સૂક્ષ્મદર્શકયંત્રની મદદ વડે સીધો આપણને પાંદડાંના એ ખડોમાં લઈ જાય છે જેમાં અતિસૂક્ષ્મ લીલાં કણો ઠાસી ઠાસી ભર્યાં છે. આ કણોને અંગે જ આપણને પાંદડાં લીલા લાગે છે. આ લીલાં કણો તે હરિદ્રરંજિકા અગર ક્લોરોફિલ(chlorophyll). આ સૂક્ષ્મ કણો (જે કુદરતના અનેક સત્યોની માફક નરી આંખથી દૂર જ રહે છે) પાંચ વસ્તુનાં બનેલા માનવામાં આવે છે; કાર્બન, આર્દ્રવાયુ, પ્રાણવાયુ, નત્રવાયુ ને મૅગ્નેશિયમ. આ ઉપરાંત જ્યારે વૃક્ષોનું જીવનતત્ત્વ (protopalsm) બીજાં અનેક તત્ત્વોમાંથી આ રંજિકા તૈયાર કરે છે ત્યારે તેને લોઢની પણ જરૂર પડે છે. લોઢ વિના આ રંજિકા તૈયાર થઈ શકતી નથી.

એ રંજિકાનું કાર્ય છે આકાશ, વાતાવરણ ને જમીનમાંથી વૃક્ષોને માટે ખોરાક સર્જવાનું પરંતુ સર્જનમાં હંમેશાં શક્તિ (energy) તો જોઈએ જ. એ શક્તિ તેને સૂર્યમાંથી સૂર્યપ્રકાશ દ્વારા મળે છે. તે વડે રંજિકા વૃક્ષો માટે મહત્ત્વ ઉપયોગની વસ્તુઓ–ખાંડ અને મેદ (starch) ઉત્પન્ન કરે છે.

• રંજિકા એક એવો પદાર્થ છે જે પ્રકાશ મળતાંની સાથે જ, તોપમાંથી વછૂટતા ગોળાની માફક ભાંગી જાય છે અને મકાનોના મકાન જમીનદોસ્ત કરી શકે તેટલી શક્તિ મુક્ત કરે છે. આ શક્તિની મદદ વડે કોષ–cell, (નાના નાના અનેક સૂક્ષ્મ કોષોનું પાંદડું બનેલું હોય છે)ના કોઈ છાના ખૂણામાં છુપાએલ જીવનઅણુ હવાના અંગારવાયુ–carbon dioxide (જેને ઘણી વખત આપણે મોટરની બહાર નીકળતો જોઈએ છીએ)માંથી કાર્બન અને પાણીમાંથી આર્દ્રવાયુ તથા પ્રાણવાયુ છૂટા પાડી તેમાંથી ખાંડ પેદા કરે છે

અનેક વૃક્ષોની વચ્ચે આવેલાં મકાનોમાં કે ઝાડપાનથી ભરેલા મુલકમાં હવાફેર કરવા જવાની ડૉક્ટર સલાહ આપે છે તે આ જ કારણથી, કે ત્યાં સારા યે દિન દરમિયાન આ ક્રિયા ચાલતી હોવાને અને મનુષ્યની પ્રત્યેક ક્રિયામાં જે વસ્તુની વધારેમાં વધારે જરૂર પડે છે તે પ્રાણવાયુ ત્યાં વધારે હોય છે કારણકે પાણીમાંથી આર્દ્રવાયુ અને અંગારવાયુમાંથી કાર્બન લીધા પછી પાછળ પ્રાણવાયુ જ રહે છે.

આપણે બધા જાણીએ છીએ કે સૂર્યપ્રકાશ જુદાજુદા સાત રંગોનો બનેલો છે. પણ આ પ્રકાશસંમિશ્રણ (photo synthesis–ખાંડ બનાવવાની ક્રિયાને આ નામ આપવામાં આવ્યું છે)ની ક્રિયામાં તો માત્ર એક બે રંગો જ ભાગ ભજવે છે તેમાં રાતો પ્રકાશ જ આ સંમીકરણ માટે વધારેમાં વધારે જવાબદાર છે જેથી અગર આકાશી રંગો જો કશો ભાગ ભજવતા હોય તો પણ તે નહિ જેવો જ એમ આજ સાબિત થઈ શક્યું છે બીજા કોઈ પણ રંગનો પ્રકાશ આ ક્રિયા માટે જરા પણ જવાબદાર નથી આટલા માટે જ રંજિકાને બે રંગ છેઃ રાતા પ્રકાશમાં લીલો અને પરાવર્તિત પ્રકાશમાં આકાશી

જે ખાંડ પાંદડાંઓ બનાવે છે તેને દ્રાક્ષખાંડ (grape sugar) કહેવામાં આવે છે. જ્યારે રાત્રિના ઓળા પૃથ્વી પર ઊતરે છે, સૂર્યદેવ પોતાની લીલા સંકેલે છે અને પ્રકાશના અભાવે સમીકરણની ક્રિયા અટકી પડે છે ત્યારે આ ખાંડને મેદમાં ફેરવી નાખવામાં આવે છે.

પરંતુ આ દ્રાક્ષખાંડ પણ રંજિકા જેવો જ પદાર્થ છે. જ્યારે તેનાં તત્ત્વો છૂટાં પડે છે ત્યારે તેમાંથી પણ શક્તિનો ધોધ વહે છે આ શક્તિ, જીવનઅણુ, વૃક્ષોને જરૂરના બીજા પદાર્થો તૈયાર કરવામાં વાપરે છે. એ ઉપરાંત જાતજાતની અને ભાતભાતની નવી ખાંડ ઉત્પન્ન કરવામાં પણ આ શક્તિનો ઉપયોગ થાય છે.

ખાંડને મેદમાં ફેરવી નાખવાનો ઉદ્દેશ એ છે કે ખાંડ દ્રાવ્ય છે જ્યારે મેદ પાણીમાં અદ્રાવ્ય છે. વૃક્ષની ભીતરમાં સારો યે દિવસ પાણીની આવજા થયા જ કરતી હોય છે આમાં કોઈ પણ જગ્યાએ ખાંડ રહી શકે નહિ. તો પછી વધારાની ખાંડ નાખવી ક્યાં? એટલે મેદ તૈયાર થાય છે જે મૂળમાં, ફળમાં, થડમાં કે પાંદડાંમાં પણ સંઘરી રખાય છે,–ભવિષ્યમાં જરૂર પડે ત્યારે વાપરવા માટે.

એવી જ રીતે આ રંજિકાની અને પ્રકાશની મદદથી જ જીવનઅણુ વૃક્ષોને અને પ્રાણીઓને અતિ મહત્ત્વના એવા બીજા પણ અનેક પદાર્થો બનાવે છે.

આટલામાં જ પાંદડાંની પ્રયોગશાળાનું કાર્ય પૂરું થઈ જતું નથી એને એક બીજું કામ કરવાનું છે અને તે શ્વાસોચ્છ્વાસનું અલબત્ત, આ શ્વાસોચ્છ્વાસ આપણા શ્વાસોચ્છ્વાસ જેવો તો નથી જ, કારણકે આમાં તો વૃક્ષોના મૂળ જે પાણીને જમીનમાંથી સતત ચૂસ્યા કરે છે તેને પાછું મુક્ત કરવાનું હોય છે આટલા બધા પાણી માટે જગ્યા ન જ હોય એ સ્વાભાવિક છે.

આ માટે પાંદડાની નીચલી–અને કોઈકોઈ વખત ઉપલી પણ–સપાટી પર અતિ સૂક્ષ્મ કાણાંઓ હોય છે અંગ્રેજીમાં આવાં છિદ્રોને stomata કહે છે એ દરેક છિદ્રની આસપાસ બે રક્ષક કોષ (guard-cells) હોય છે તેમનું કાર્ય પાંદડામાંથી વરાળ રૂપે ઊડી જતા પાણીના જથ્થાનું નિયમન કરવાનું છે. આ છિદ્રો બીજાકાર હોય છે અને તેમાં હરિદ્રરંજિકા ઉપરાંત જીવનતત્ત્વ, બીજ (nucleus) વગેરે પણ હોય છે. પરિણામે એ જ્યારે ઈચ્છે ત્યારે છિદ્રોનું કદ નાનુંમોટું કરી શકે છે અને એ રીતે પાંદડાની બહાર જતી વરાળનું અથવા તો ઝાડની અંદર રહેલા પાણીનું નિયમન કરે છે.

આ તો પાંદડાંનું આડ-કર્તવ્ય જ માત્ર છે આ કર્તવ્ય તો વૃક્ષના જમીનની બહારના બીજા ભાગો પણ ચલાવી શકે છે,–ફૂલો પણ. પરંતુ પાંદડાનું જીવનકર્તવ્ય તો છે, જીવન જે પર ટકી રહ્યું છે તે વસ્તુઓ બનાવવાનું.

મનુષ્ય કે પૃથ્વીમાં મળી આવતા કોઈ પણ બીજા પ્રાણીમાં સાદાં તત્ત્વોમાંથી ખોરાક તૈયાર કરવાની શક્તિ નથી અનેક પ્રયત્નો છતાં યે હજુ મનુષ્ય સંપૂર્ણપણે વૃક્ષો વગર ખોરાક ઉત્પન્ન કરવાનું કહેવાની હિંમત પણ કરી શક્યો નથી હજુ યે તેને કુદરત અને વૃક્ષો પર સંપૂર્ણ આધાર રાખવો પડે છે. ક્ષણે ક્ષણે અને પળે પળે આ મહાન ક્રિયા આપણી નજર સામે આપણી આસપાસ સર્વત્ર ચાલી રહી છે છતાં એટલી મૂકતાથી, એટલી નીરવતાથી, કે અનેક વર્ષો સુધી આપણે એ સાંભળી શક્યા નહિ તેમ જોઈ શક્યા પણ નહિ

અને જ્યારે જોઈએ છીએ કે સાંભળીએ છીએ ત્યારે એ ક્રિયાની પ્રણેતા કુદરત તરફ આપણું મસ્તક ભક્તિભાવથી નમે એમાં શી નવાઈ?

શિરીષ

# વર્ધા આશ્રમ

વર્ધા આશ્રમ' એટલે કોઈ એક આશ્રમ ન સમજશો એમાં તો, મહાત્માજીની દેખરેખ નીચે અથવા એમની પ્રેરણાથી, ઠેઠ વર્ધામાં યા આજુબાજુ જે રચનાત્મક પ્રવૃત્તિઓ ચાલે છે તે બધીનો સમાવેશ થાય છે.

વર્ધા સ્ટેશન પર ઊતર્યા એટલે ત્યાંથી દસ મિનિટને પનરરને સુંદર ફૂલવાડીવાળા થોડાક નાના મકાનોનું જૂથ આવે છે એ મગનવાડી સેવાગ્રામ જતા પહેલાં સુધી ગાંધીજી અહીં રહેતા હતા જુઓ પેલું જે મોટું મકાન છે એમાં અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘનું કાર્યાલય છે આ સંઘ ઘણા પ્રાંતોમાં પથરાએલો છે ભારતના ગામડાઓમાં જીવનની એક નવી લહેર ફેલાવવી, મૃત પ્રાય ઉદ્યોગોને સજીવન કરવા ને ગ્રામસંસ્કૃતિનું રક્ષણ કરવું એ આ સંઘનું કામ છે આ સંઘના મંત્રી શ્રી જે સી કુમારપ્પા એક હિંદી ખ્રિસ્તી છે. અંગ્રેજીના સારા લેખક ને અર્થશાસ્ત્રના વિદ્વાન છે અહીં હાથકાગળ બનાવવો, હાથછડ ચોખા તૈયાર કરવા, ઘાણીથી તેલ કાઢવું, મધમાખીઓ પાળવી, અરીઠાનો સાબુ બનાવવો વગેરે ગામડાની ભુલાતી કારીગરીનું કામ શાસ્ત્રીય રીતથી થાય છે એ સંબંધમાં સંશોધન પણ થતું રહે છે અહીં 'મગન મ્યૂઝિયમ' પણ છે, જેમાં ખાદી, ગ્રામોદ્યોગ વગેરે સંબંધે જરૂરી બધી જાતની વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે એની સામે 'ટ્રેનિંગ સ્કૂલ' છે, જ્યાં આ બધી વાતોનું શિક્ષણ અપાય છે. દૂર-સુદૂર પ્રાંતોના વિદ્યાર્થીઓ અહીં આવે છે વારંવાર અહીં પરદેશોના કેટલાય અધ્યાપકો આવીને રહી ગયા છે

હવે શહેરથી લગભગ દોઢ માઈલ દૂર બીજી તરફ ચાલો આ નાલવાડી નામે ગામ છે ઘણીખરી વસતિ હરિજનોની છે જુઓ, લંગોટી પહેરીને એક દૂબળો-પાતળો માણસ તકલી કાંતી રહ્યો છે આજુબાજુ કેટલાક કાર્યકર્તાઓ વાત કરી રહ્યા છે એ માણસ દિનરાત સેવામાં જ રત રહે છે કીર્તિથી એ દૂર ભાગે છે એ આજન્મ બ્રહ્મચારી છે એ ચિત્રકાર છે અને સંગીતકાર પણ છે। સંસ્કૃત, ફ્રેંચ, અરબી વગેરે ભાષાઓનો એ 'પંડિત' છે એ હમેશાં મૌલિક રીતે જ વિચારે છે ને વર્તે છે એણે ખાદી ને હરિજનસેવાના કાર્ય પાછળ પોતાની જાતને ભુલાવી દીધી છે ગાંધીજીની ઘણી કલ્પનાઓનો સુઝાડનાર એ છે એ આચાર્ય વિનોબા ભાવે છે

આ તરફ આવો, જુઓ, ચામડાને રંગ ચડાવાય છે, ત્યાં ચંપલ, જોડા, ચમરખા વગેરે ચામડાની ઘણીખરી વસ્તુઓ બને છે એ ગોસેવા ચર્માલય છે ચામડાના આ કામમાં ખાસ વાત તો એ છે કે ફક્ત મૃત ઢોરના ચામડાનો જ ઉપયોગ કરવામાં આવે છે એની પાછળ બે ભાવના છે એક તો એ કે જેટલી ગાયોની કતલ હિંદુસ્તાનમાં થાય છે એથી ઘણી વધારે ગાયોને અને બીજાં દૂધાળાં જાનવરોને જોડા-ચંપલ-સૂટકેસ અને ચામડાની એવી બીજી વસ્તુઓ માટે મારી નાખવામાં આવે છે. બીજું એ કે મૃત ઢોરનું ઘણું ચામડું એમ જ બેકાર ચાલ્યું જાય છે ને દેશને નુકસાન થાય છે આ રીતે જો મરેલાં ઢોરના ચામડામાંથી ઉપયોગી ચીજો બનાવવામાં આવે તો, દૂધાળા જાનવરોની કતલ ઘણી ઓછી થઈ જાય અહીં કારખાનું અને તાલીમશાળા બને છે અને સામે જે દૂબળા જેવા સજ્જન બેઠા છે એ જ એના પ્રમુખ કાર્યકર્તા છે એમણે ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી છે અને એમનું નામ શ્રી ગોપાળરાવ કાળુસ્કર છે ચર્માલયની બાજુમાં જ ખાદી સરંજામ કાર્યાલય છે, જ્યાં ચરખા, તકલી ને કાંતણપીંજણની બધી વસ્તુઓ તૈયાર થાય છે બાજુમાં જ ગોસેવા



[સેવાગ્રામની પોતાની કુટિરમાંથી બહાર નીકળતા ગાંધીજી

સંઘનું કાર્યાલય છે જ્યાં એક દુગ્ધાલય પણ છે.

હવે તમને શહેરની બીજી બાજુ અહીંથી લગભગ બે માઈલ દૂ નવભારત વિદ્યાલય (ભૂતપૂર્વ મારવાડી હાઈસ્કૂલ) પાસે લઈ જઉં ત્યાં કેટલાય એકર જમીન પર ઘણી સારી ઈમારતો બની છે અ હાલમાં મહિલાશ્રમ છે વચ્ચેની મોટી ઈમારતમાં લેખનવાચન થા છે ગાંધીજી જ્યારે વર્ધા આવ્યા ત્યારે સૌથી પહેલાં અહીં જ રહેત હતા એક બાજુ ભોજનાલય, શિક્ષકોના મકાન ને મહિલાઓ મા છાત્રાવાસ વગેરે છે ઘણી વિશાળ જગ્યા છે. લગભગ છઠ્ઠ બહેનો દસબાર અધ્યાપકો શિક્ષણ આપે છે આ બહેનોમાં બધા ધર્મની બધી જાતિની અને બધા પ્રાંતોની બહેનો છે એમની વચ્ચે કો જાતનો ભેદભાવ નથી રસોડાથી માંડીને શૌચસ્થાન સફાઈ સુધીન બધાં કાર્યો વારા પ્રમાણે આ બધી બહેનો જ કરે છે અહીં કતામણ ગ્રંથબંધામણ, ચિત્રકલા, સંગીત વગેરે કલાઓની તાલીમ પણ અ પાય છે. એનો હેતુ બહેનો પોતાનું ઘરબાર સંભાળતા સમાજન જરૂર પડયે પોતાના પગ પર ઊભી રહી શકે અને દેશસેવાનું કો ને કોઈ કામ કરતી રહે એવી બનાવવાનો છે અહીં ખાસ નોંધપા વસ્તુ તો સાદાઈભર્યું વાતાવરણ અને પોતાનું કામ સ્વહસ્તે કરવામ દરેકની તલ્લીનતા ને પ્રેમ છે આ સંસ્થાનું બંધારણ લાખો રૂપિયા છે, જે મુંબઈના શ્રીમતી શાન્તાદેવીએ આ કામ માટે સરક્ષ અર્પણ કરેલું છે એના સંચાલકોમાં સ્વ. શેઠ જમનાલાલ બજાજ શ્રીમતી શાન્તાદેવી, શ્રી દામોદરદાસ ને શ્રી કમલાબાઈ મુખ્ય છે

મહિલા-આશ્રમથી શહેર તરફ પાછા ફરતા બે-અઢી ફર્લાંગ પ સડકની ડાબી બાજુએ જે બંગલો છે તે સ્વ શેઠ જમનાલાલ બજાજ નો છે એની પાછળ કેટલાં યે મકાન છે—જેમાં એક ગાંધી સેવ સંઘનું કાર્યાલય છે ગાંધી સેવાસંઘ એ, પહેલાં, ગાંધીજીના પરખે કાર્યકર્તાઓની મોટી સંસ્થા હતી; પણ જ્યારે એમ માલૂમ પડ્યું એમાં પણ હોડની ભાવના આવી રહી છે ત્યારે એને 'તોડી' ને એ

નાની સંસ્થાના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યો. હવે એનું મુખ્ય કાર્ય અહિંસા સંબંધે શાસ્ત્રીય શોધ અને પ્રયોગ કરવાનું છે. ગાંધીજીની જીવનપ્રણાલિકામાં વિશ્વાસ ધરાવતી વ્યક્તિઓની આ સૌથી વધુ મહત્ત્વપૂર્ણ સંસ્થા છે. કાર્યાલય-વ્યવસ્થાપક શ્રી રઘુનાથ ધોત્રે છે.

બીજી મોટી—અને વિસ્તારની દૃષ્ટિએ સૌથી મોટી—સંસ્થા, જેનું કાર્યાલય અમદાવાદથી હવે અહીં આવી ગયું છે તે, અખિલ ભારત ચરખા સંઘ છે. હિંદના સેંકડો શહેરો અને હજારો ગામોમાં એનું કાર્ય પથરાએલું છે, અને સૌથી મોટો મરતો ગ્રામોદ્યોગ એનાથી નવું જીવન પામી રહ્યો છે તથા દિનપ્રતિદિન આગળ વધી રહ્યો છે. આજકાલ શ્રી કૃષ્ણદાસ જાજૂ એનું કામકાજ સંભાળે છે. આ ઉપરાંત, પ્રાન્તીય હરિજન સેવક સંઘનું કાર્યાલય વર્ધામાં છે. રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિનું મુખ્ય કાર્યાલય પણ વર્ધામાં જ છે.

હવે સેવાગ્રામ જઈએ—જ્યાં બાપુજી રહે છે. વર્ધાથી પૂર્વ તરફ સાડા ચાર માઈલને છેટે સેવાગ્રામ છે. ૪૦૦ માણસની વસતિ છે. આ ગામ પહેલાં શેઠ જમનાલાલજીનું હતું, પણ હવે આશ્રમને અર્પણ કરવામાં આવ્યું છે. જુઓ, ગામથી થોડેક ફર્લાંગ છેટે કેટલીક સ્વચ્છ ઝૂંપડીઓ દેખાય છે. એ જ આશ્રમ છે. શરૂઆતમાં તો અહીં એકજ કુટિર હતી. એમાં જ ગાંધીજી, મીરાંબહેન વગેરે રહેતાં હતાં અને બધું કામ થતું હતું. પણ હવે તો કેટલી ય ઝૂંપડીઓ બની ગઈ છે. આપ જોઈ શકો કે હવે તો સેવાગ્રામ સુધી પાકી સડક બની ગઈ છે, ટપાલઘર—તારઘર આવી ગયાં છે; ટેલિફોન પણ છે. પહેલાં આ કંઈ ન હતું. એ જ ઝૂંપડીમાં સ્વ. લૉર્ડ લોધિયન અને સર સ્ટૅફર્ડ ક્રિપ્સ જેવા 'અતિ આધુનિક' પુરુષો આવીને રહી ચૂક્યા છે.

આ છે ગાંધીજીની કુટિર—માટી, ઘાસ ને વાંસની બનેલી. એ માટે એક મેદાનની ચારે બાજુ વાંસની વાડ બનાવી લેવામાં આવી છે. ગાંધીજીનો ખંડ કંઈક મોટો છે—૧૦'×૧૨' હશે. અહીં જ એઓ બધું કામ કરે છે ને મળવાવાળા પણ અહીં જ આવે છે. ઓરડાની એક બાજુએ ઓસરી છે ને બીજી બાજુએ કેટલીક ઓરડીઓ—જેમાં અતુલબહેન ને રાજકુમારી અમૃતકુંવર રહે છે, તથા ગાંધીજીના 'ખાસ મહેમાન' ઊતરે છે. ગાંધીજીના ખંડની પાછળ એક બીજો ઓરડો છે જેમાં ટેલિફોન છે—વર્ધા નંબર ૪૧. એમાં સહાયકોનું દફતર છે. આશ્રમમાં બધા લોકો કોઈ પણ જાતના ભેદભાવ વગર રહે છે અને ત્યાં જ ખાયપીએ છે. પેલી તરફ બકરીઓ બંધાય છે—જેને ગાંધીજી ઘણી વાર મજાકમાં 'મા' કહે છે. બકરીનાં બચ્ચાંઓને ભરપેટ દૂધ મળી ગયા પછી જ જે થોડું દૂધ વધે છે તે જ ગાંધીજી પીએ છે, એટલે ઘણી બકરીઓ રાખવી પડે છે. પચાસેક ફૂટ છેટે પેલી ઝૂંપડી શ્રી પરચુરે શાસ્ત્રીની છે. એ ઘણાં વર્ષોથી કોઢથી પીડાય છે. ડૉક્ટરોએ આશા મૂકી ત્યારથી ગાંધીજી એમને પોતાની પાસે રાખે છે. એ ખૂબ જ વિદ્વાન છે. ગાંધીજી પોતે જ એમની ઝૂંપડી સાફ કરે છે, એમના ઘા ધૂએ, લોહીપરુ કાઢે છે, ને દવા લગાવે છે. ગમે તેવું જરૂરી કામ હોય પણ આ કામમાં ગફલત ન થાય!

ગાંધીજી હંમેશાં ખુલ્લી જગ્યામાં સૂએ છે. સવારે ચાર વાગે ઊઠે છે. ૪–૨૦ સુધીમાં શૌચાદિથી પરવારી અર્ધો કલાક પ્રાર્થના ને ગીતાપાઠ કરી એક કલાક આરામ કરે છે. ખૂબ જરૂરી કામ હોય તો તે પ્રાર્થના બાદ તરત જ શરૂ થાય છે. સાડા છ વાગ્યે 'નાસ્તો' લે છે—જેમાં બકરીનું દૂધ ને ફળોનો રસ હોય છે. બાકીના લોકો સગવડ પ્રમાણે ચાયનું દૂધ વગેરે લે છે. ગાંધીજી સાડા સાતે ફરવા નીકળે છે. કંઈ પણ સંજોગોમાં ગાંધીજીનું ફરવું બંધ રહેતું નથી! લંડનમાં ગોળમેજી પરિષદ વખતે ઊંઘને વખત નહોતો મળતો ત્યારે રાતના અઢી વાગે પરિષદમાંથી પાછા ફરતી વખતે ફરવા જતા! આજકાલ ફરતી વખતે મોટે ભાગે આંખો બંધ રાખે છે અને છોકરાઓ કે આશ્રમની બહેનોની મદદ લઈ ચાલે છે. કોઈ ન હોય તો લાકડીનો આશરો લે છે. પોણો માઈલ ચાલી પાછા ફરતી વખતે બીમારોની ખબરઅંતર પૂછે છે. પછી એક કલાક સુધી સરસવના તેલની માલિશ થાય છે. ત્યારે પણ આંખો બંધ રહે છે. થાક લાગ્યો હોય તો થોડુંક ઊંઘી પણ લે છે, અને જરૂરી કામ વખતે માલિશ કરાવતાંકરાવતાં લખે છે પણ ખરા! તે પછી અર્ધો કલાક સુધી ગરમ પાણીના 'ટબ'માં સ્નાન કરે છે ને જરૂર હોય તો ટબમાં પણ બેઠાબેઠા લખે છે. સ્નાન પછી પત્રવ્યવહાર ને ૧૧ વાગે ભોજન, જે સમયે પણ સલાહ-સૂચના તો ચાલુ જ રહે છે. ભોજનમાં ૧૦ તોલા લોટમાં સોડા નાખીને પાપડની જેમ શેકેલી સખત રોટી, (જેને ત્યાં 'ખાકડી' કહે છે) ને કાચી ભાજી ને અંતમાં કાચી શાકભાજીનો રસ. દૂધ નથી લેતા, પણ તોલોભર તાડનો ગોળ ને તોલોભર માખણ લે છે. દાળ તો બનતી જ નથી ને ભાત પણ એમને જ અપાય છે જેમને એના વગર ચાલતું જ નથી. ભોજન પછી પત્રવ્યવહાર ને આરામ. ગાંધીજીની આંખોનું તેજ ઘટતું જાય છે, એટલે વૈદકીય સલાહ અનુસાર આરામ વખતે તાળવામાં ઘીની માલિશ થાય છે. એક કલાક આરામ બાદ ચાર વાગ્યા સુધી પાછો પત્રવ્યવહાર ચાલે છે. ૪ થી ૫ ભેટ-મુલાકાત, ૫ થી ૬ ભોજન વગેરે. સાંજના ભોજનમાં ફક્ત દૂધ અને ભાજી અથવા કાચી ભાજીનો રસ લે છે. તે પછી ફરવાનું ને ૭ વાગ્યે પ્રાર્થના. ભોજન પછી ને ફરવા જતા પહેલાં, તથા ફરી આવીને ને પ્રાર્થના પહેલાંના વચ્ચેના સમયો દરમિયાન બાકી રહેલો પત્રવ્યવહાર થાય છે. સાંજની પ્રાર્થના વખતે રામાયણ પણ વંચાય છે. સવારસાંજ બંને વખત કુરાન પણ વંચાય છે. સાયંપ્રાર્થના બાદ ફરી એક કલાક પત્રવ્યવહાર. ૯ વાગ્યે બધા સૂઈ જાય છે—એ વખતે ગાંધીજીના મસ્તક પર એરંડિયાના તેલની માલિશ થાય છે. ગરમીના દિવસોમાં ગાંધીજી માથે ને પેટ પર માટી રાખે છે.

આશ્રમમાં બધા પ્રાંતના, બધા ધર્મના બધી જાતિના અને વિદેશી લોકો પણ કશા યે ભેદભાવ વગર રહે છે. ઉચ્ચ કેળવણી પામેલા અને મોટીમોટી નોકરીઓને લાતમારીને સાદીસાદી સેવામય જિંદગી વિતાવનાર આદમીઓ અહીં છે.

સેવાગ્રામમાં બીજાં પણ ઘણાં કામ થાય છે. અહીં હિંદુસ્તાની તાલીમી સંઘનું દફતર છે. જેને વર્ધાયોજના કહે છે એ શિક્ષણના નવા ઢંગને આ સંઘ ચલાવે છે અને એ સંબંધે શોધ-વિચાર કરે છે. એના પ્રમુખ દિલ્હીની જામિયા મિલ્લિયાના આચાર્ય શ્રી ઝાકીરહુસેન છે અને મંત્રી એક ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરેલ તામિલી સજ્જન શ્રી આર્યનાયકમ્ છે. એઓ સિલોનના રહેવાસી છે ને સ્વ. ગુરુદેવ સાથે કાંઈ સમય રહી ચૂક્યા છે.

વર્ધા અને સેવાગ્રામમાં બીજાં પણ કેટલાં ય કામ થઈ રહ્યાં છે, પણ એનો પરિચય આપવાનો સમય નથી. અહીં કાર્ય એ જ દેવ છે. કોઈ બેકાર નથી અને બધા એક વિશાળ કુટુંબની માફક રહે છે. જિંદગીના વહેણમાં અહીં કોઈ રુકાવટ નથી અને એટલે એમાં મેલ પણ નથી. અહીંના 'વિચિત્ર' ધૂની જેવા દેખાતા લોકો સાથે તમારો મત મળે કે ન મળે, પણ એક વાત નક્કી છે કે એ લોકો પોતાના પ્રત્યે ઈમાનદાર છે—અને તેથી જ બીજાના પ્રત્યે પણ ઈમાનદાર થઈ શકે છે. ઈમાનદારીનું આ વાતાવરણ જ 'વર્ધા આશ્રમ'ની સૌથી મોટી વિશિષ્ટતા છે!

મઞ્જુલ

(ઑલ ઇંડિયા રેડિયો, દિલ્હીથી શ્રી 'સુમને' કરેલા વાયુવાર્તાલાપ ઉપરથી)

# જીવનનું પરોઢ ભાગ ચોથો



પ્રકરણ ૬૯

## પૂ૦ બાની મરણપથારી

જેલમાંથી ફીનિક્સવાસીઓના છૂટ્યા પછી ટોગી કમિશનનો બહિષ્કાર, ડરબનથી નવી મહાન કૂચ, પીઅર્સન અને ઍન્ડ્રૂઝ સાહેબના સ્વાગત અને કૅલનબૅક સાહેબના આગમન વગેરે પ્રસંગોની ધૂમ મચી હતી. હવે શું થાય છે, કુરબાનીની જ્વાળાઓને હજુ વધુ ભીષણ બનાવવા આપણે કેટકેટલું કરવું પડવાનું છે એ વિમાસણમાં નાનામોટા સૌ પડ્યા હતા, ત્યાં, બધાંના જેલથી છૂટી આવ્યા બાદ સાતમે-આઠમે દિવસે, આખા ફીનિક્સમાં દુઃખ ને ચિંતા ફેલાઈ ગયાં. કોઈને બોલવાનું કે વાતો કરવાનું સૂઝતું ન હતું. નીચી આંખે, ચિંતાતુર ચહેરે સૌ આઘાપાછા થતા હતા અને હાથમાંનું કામ જેમતેમ ઉકેલતા હતા. પૂ૦ બાની માંદગીએ બીહામણું રૂપ લીધું હતું.

પોતાના શરીરનું બધું માંસ મૅરિત્સબર્ગની જેલમાં દક્ષિણ આફ્રિકાની સરકારને દાનમાં દઈને બા આવ્યાં હતાં. આવતાંની સાથે એમણે ખાટલો લીધો અને દહાડે દહાડે માંદગી વધતી જ ચાલી. ભારેભારે મંદવાડમાંયે ફીનિક્સમાં ડાક્તર ન ફરકતા, પણ મને યાદ છે કે એ સમયે એક અવારી રાતે મગનકાકા અને દેવદાસકાકા જંગલ વટાવી સ્ટેશને પહોંચ્યા, નિદ્રાધીન સ્ટેશન માસ્તરને ઘરમાંથી ઉઠાડ્યા અને સ્ટેશન ઉઘડાવી રાતોરાત ડરબન ટેલીફોન કરી ડાક્તરને પરોઢની ટ્રેનમાં ફીનિક્સ આવવા વીનવણી કરી.

બાપુજીના મકાનમાં જ્યાં પ્રાર્થના અને સામુહિક ભોજન માટે અમે ભેગા મળતા એ જ મોટા ઓરડામાં ઉત્તર તરફના ભાગમાં પડદો કરીને બાને માટે ખાટલો ગોઠવવામાં આવેલો. એમની પાસે કોઈને જવાની છૂટ ન હતી. માત્ર દેવદાસકાકા અંદર જાય ને પાછા નીમાણા બની બહાર આવે એ જોઈ મારી અકળામણ વધતી. પૂ૦ બાની અશક્તિ એટલી બધી વધી ગયેલી કે એમનાથી અવાજ મુદ્દલ સહન ન થતો. અમે જમવા બેસતા ત્યારે માગવાનું ને પીરસવાનું કામ કેવળ ઇશારાઓથી જ થતું. કોઈને હાથે વાસણનો જરા પણ ખખડાટ થઈ જાય તો તેના પર ચોતરફથી બીજાઓની એવી ઠપકાભરી નજર વરસતી કે એવી ભૂલ કરનારો ડઘાઈ જતો. આવી અકળામણભરી સ્થિતિ એકબે દિવસ કે એકબે અઠવાડિયાં જ નહિ, પણ મહિનો દોઢ મહિનો ચાલુ રહી એવો મારો ખ્યાલ છે. સાધારણ રીતે સવાર-બપોર-સાંજ જ્યારે પણ ભણતર ને કામમાંથી પરવારતા ત્યારે અમારી ખેલવાકૂદવાની જગ્યા બાપુજીવાળા મોટા ઘરના આંગણા પાસે રહેતી, પણ આ માંદગીને વખતે અમે ત્યાંથી દૂર નીકળી જતા. ક્વચિત્ એ મકાન પાસે કાંઈ ગોઠડી ચાલતી તો અવાજ ત્રણચાર પગલાંથી વધુ આગળ ન જાય તેની સાવધાની રાખવી પડતી.

બાપુજી, મગનકાકા, મારા પિતાજી, રાવજીભાઈ વગેરે જરૂર મુજબ શુશ્રૂષામાં રોકાએલા રહેતા. મારી બાનો તો ઘણોખરો વખત પૂ. બાની સેવામાં જતો. પણ એ વેળાનું જે એક દૃશ્ય મારા મનમાં કોરાઈ રહ્યું છે એની અસર દિલ પર જેમ ઉંમર વધતી જાય છે તેમ વધુ ને વધુ પડતી જાય છે. તે એ કે બાની સેવામાં બાપુજીની મદદ માટે આટઆટલાં સેવકસેવિકાઓ ઊભે પગે તૈયાર રહેવા છતાં ઝીણામાં ઝીણું કામ બાપુજી જાતે કરવાનો આગ્રહ રાખતા. બાને માટે કંઈ ઉકાળો બનાવવો હોય તો તે કરવાને મારી બા આતુર રહેતાં અને બાપુજીના હાથમાંથી કામ મેળવવા વીનવણી કરતાં, પણ બાપુજી હસીને ના પાડતા અને કહેતા 'મને જ કરવા દો, બાને સંતોષ કેમ આપવો એ હું વધારે જાણું છું. અત્યારે તો મેં સમય મેળવી લીધો છે. હું ન પહોંચી શકું ત્યારે તમે કરજો.' બાની થૂંકદાની સાફ કરવી, પથારી ફેરવવી, મળમૂત્રના વાસણો સાફ કરવાં, ખાટલા પાસે વધુમાં વધુ હાજરી આપવી, એ સઘળું વગર થાક્યે, વગર કંટાળ્યે, વગર નિરાશ થયે, બાપુજી કર્યે જ જતા હતા. બાના ખાટલા પાસે એમને ખુરશી, સ્ટૂલ કે સાદડી નાખી બેઠેલા જોયાનું મને યાદ નથી આવતું. પાગત પાસે હાથમાં કંઈ ને કંઈ સેવાની વસ્તુ લઈને ઊભેલું બાપુજીનું દૃશ્ય જ મારી સ્મૃતિમાં ખડું થયા કરે છે.

ફીનિક્સ સંસ્થાના બધા કામ ચાલુ હતા. દરેક કામ નિયમસર ચલાવવાનો પૂરો આગ્રહ રહેતો. બાની સેવામાંથી મળી શકે એટલો સમય મેળવી બાપુજી પડદા બહાર બેઠાબેઠા બધા કામની દોરવણી આપતા. ફીનિક્સના નિત્યકર્મોની, છાપાના સંચાલનની અને ફીનિક્સ બહાર આખા દક્ષિણ આફ્રિકાની રાજકીય ચળવળની દોરવણીનું પોતાનું કામ બીમારીના આ ખાટલા પાસે યે એમણે પૂરી જવાબદારી, ચીવટ અને ઊંડા ચિંતન પૂર્વક ચાલુ રાખ્યું હતું.

ગીતાનું ભાષ્ય 'અનાસક્તિયોગ' રૂપે બાપુજીએ પોતાની ઢળતી ઉંમરમાં લખ્યું, પણ એ પહેલાં દાયકાઓથી તેમણે જીવનમાં એનો અમલ કર્યો છે. વધુમાં વધુ આસક્તિવાળી ગણાય એવી પ્રૌઢાવસ્થામાંયે બાના બિછાના પાસે બાપુજીએ જે કુશળ કર્મયોગ અને તે સાથે અનાસક્તિ સેવી છે એનું સ્મરણ ગીતાના મહાભાષ્યોથીયે વધુ હૈયાના ઊંડાણમાં પહોંચી જાય એવું છે. જગતે જોયું છે કે બાપુજીની સેવામાં પોતાની કાયા નીચોવવામાં બાએ કંઈ બાકી નથી રાખ્યું. જિંદગીના લાંબા દાયકાઓ સુધી સેવા કરીને આર્ય સતીની ઉજ્જ્વળ પરંપરા બાએ સાચવી છે. પણ એ સેવા લેતાં બાપુજીએ વળતરમાં પણ એવી જ સેવા કરીને મરદોને સારુ ઉજ્જ્વળ ઉદાહરણ નોંધ્યું છે.

બાની તબિયત બહુ ધીમે ધીમે સુધરી રહી હતી. આશંકા ઓછી થતી ન હતી. બીજી તરફ બાપુજીને સત્યાગ્રહની લડાઈ અને સમાધાનીને અંગે વારેવારે ડરબન, જોહાનિસબર્ગ, પ્રિટોરિયા અને કેપટાઉન જવાનું થતું. બાપુજી બહાર હોય તે વેળા બાની માંદગી વધી જતી તો ચિંતા બહુ ફેલાઈ જતી. પણ છેલ્લી વારે જ્યારે બાપુજીને કેપટાઉન જવાનું થયું ત્યારે તો તેઓ બાને પણ પોતાની સાથે લઈ ગયા. ત્યાંનું કામ આઠદસ દિવસને બદલે મહિનોદોઢ મહિનો ચાલ્યું. સમયાનુક્રમ તૂટવાની ધાસ્તી છતાં વચગાળાની વાતો કરી જઈને, બાની માંદગીને અંગે બાપુજીના કેપટાઉનથી આવેલા એક પત્રની વાત અહીં આપી દઉં એ જ ઠીક રહેશે.

બાપુજી કેપટાઉન હતા, સત્યાગ્રહની લડતની છેવટની સમાધાનીની આશા બંધાઈ રહી હતી અને સૌની [illegible] પાછા ફિ

સ્તાન પહોંચવાને વખતી જતી હતી; ત્યાં એક સવારે નવેક વાગ્યે પોરબંદરથી તાર આવ્યો. એમાં બાપુજીના સૌથી મોટા ભાઈ કાલિદાસ ગાંધી ગુજરી ગયાના ખબર હતા. આ અગાઉ છઆઠ મહિના પહેલા નરોતમભાઈ કરસનદાસ ગાંધીના ગુજરી ગયાના ખબર આવ્યા જ હતા, ત્યાં વળી આ બીજો આકરો ફટકો બાપુજી ઉપર પડ્યો. કરસનદાસ ગાંધી વેળાએ બાપુજી ફીનિક્સમાં હોવાથી સાંજે પ્રાર્થનામાં ભજન-પ્રવચન ચાલ્યાં હતા. આ વખતે એવું કશું ન થયું. માત્ર કુટુંબીઓએ સ્નાન કર્યું. દેવદાસકાકા પોતાના બંને કાકાઓમાંથી એકને પણ જોવા ન પામ્યા એનો ખેદ એમને વધુ થયો; અને એથી યે વધુ એમના મનમાં પૂજ્ય બાની જિંદગી વિષે ધાસ્તી વધી ગઇ. એ દિવસે એકલા બેસી એ જેટલા રોયા એટલા પહેલાં કદી દેવદાસકાકાને રોતા જોયાનું મને યાદ નથી. એમની દશા કફોડી હતી. બા કેપટાઉનમાં માંદા હતા, છતાં બાપુએ એમને કેપટાઉન જવા દીધા ન હતા. એમને ફીનિક્સમાં રહેવું પડ્યું હતું.

બાપુજીને ખબર પહોંચ્યા પછી તેમણે કેપટાઉનથી જે કાગળો લખ્યા તેમાં મોટાઓના પત્ર સાથે એક દેવદાસકાકા ઉપર પણ હતો. તેનો સાર નીચે મુજબ હતો.

'કાકા ગુજરી ગયાના ખબરથી તમને ખેદ થયો હશે. દેશમાં જઈ એમને મળવાનો દિવસ પાસે આવ્યો ત્યાં તેઓ ચાલ્યા ગયા એથી વધારે દુઃખ થાય. પણ આપણે મનમાં દુઃખ લાવવું જ ન જોઇએ. ઈશ્વરની એવી મરજી હશે. કાકા ગયા એમ બા પણ આ મંદવાડમાંથી ન ઊઠે, મારે બા વિના જ ફીનિક્સ આવવું પડે, તો યે તમે દુઃખી ન થાઓ, જરા પણ ન રડો એમ ઇચ્છું. બાને આટલી સખત માંદગી છતાં આપણે દાક્તરી કે કોઇ પણ દવાનો ઉપયોગ નથી કરતા. તમે યે મંદવાડ જાય કે ન જાય તો યે તેને દવાદારૂ ન આપવાની વાતમાં સમજીને હા પાડી છે. એટલે તમારે તો બહાદુર અને હિંમતવાન બનવાનું છે. આપણે કોઇના મરણથી રડવું તો ન જ જોઇએ.' મને એ વેળા બાપુજીના પત્રો વાંચવા મળતા નહિ, પણ એ પત્રો સવારથી સાંજ નાનામોટાઓ વચ્ચે ચર્ચાયા કરતા તેથી એના મુદ્દા મારાથી અજાણ્યા ન રહેતા. બાપુજીની આવી શિખામણો આવી પહોંચવાથી ધીરજ બંધાવાને બદલે ચિંતા વધી જતી. બા માંદગી-માંથી ઊઠશે જ નહિ એવી અમંગળ બીતિ ફેલાઇ જતી ને આખું વાતાવરણ વધુ ગમગીન બની જતું.

લાગલાગટ અઢીત્રણ મહિના સુધી મૃત્યુ સાથે આકરૂ યુદ્ધ ખેડી સદ્ભાગ્યે બાએ માંદગીની પથારી છોડી. તેઓ સાજા થયા ને શક્તિ પણ મેળવવા લાગ્યા. એમની તબિયત સુધરી એટલે એમની સેવા માટે ગયેલા મણિલાલ કાકા અને જમનાદાસ કાકાને બાપુજીએ કેપ-ટાઉનથી પાછા ફીનિક્સ મોકલી દીધા, કારણકે બાપુજીને હજુ ત્યાં વધુ રોકાણ થાય એમ હતું.

જમનાદાસ કાકાએ આવીને જે વાત કરી તેથી જણાયું કે બાપુજી-ની તપસ્યા કેપટાઉનમાં ખૂબ વધી ગઈ છે. બાની સેવા, ધારાસભાનું કામ, એક ટંક ફળ હાર અને ત્યાંના કોલટારના રસ્તાઓ ઉપર ઉઘાડે પગે મધ્યાહ્ને માઇલો સુધી પગે ચાલીને જવું, એ બધાથી કેપટાઉનના ગોરાઓનો પણ બાપુજી પ્રત્યેનો આદરભાવ વધી ગયો છે. વળી જ્યારે મેં સાંભળ્યું કે કાળાબાપુજીના સ્વર્ગવાસી થયાના સમાચાર જાણી બાપુજીએ એક પણ આંસુ ન સાર્યું અને ખૂબ કઠણ મન કરી એમણે એ આઘાત સહી લીધો ત્યારે મને થયું કે બાપુજી કેટલા બધા બળવાન છે! થોડા જ મહિના પર કરસનદાસ બાપુજી ગુજરી ગયાના ખબર આવ્યા ત્યારે એમનાથી રોવાઇ જવાયેલું. ત્યારે તેમણે પ્રાર્થનામાં કહ્યું હતું કે આમ કોઈના મરણ પાછળ રોવું એ નબળાઈ છે. આપણે એ નબળાઇ છોડવી જોઇએ. અને એમણે આટલા થોડા સમયમાં એ નબળાઇ પણ છોડી દીધી! (ચાલુ) **પ્રભુદાસ છગનલાલ ગાંધી**

**જીવી જાણનાર ] ૨૧ [ જે માનવજીવનનું સાચુ મૂલ્ય શીખવી ગયા**

## નગરગોપી

સ્વિટ્ઝરલૅંડ, જર્મની ને ઑસ્ટ્રિયા આ ત્રણ દેશને સીમાડે, નૈનીતાલની પેઠે, ચારે કોર ફરતા ડુંગરોની વચ્ચે આવેલું, એના જેટલું જ રમણીય પણ એના કરતાં ઘણું મોટું કૉન્સ્ટન્સનુ સરોવર છે. સરોવરને કાંઠે, હજારેક વર્ષ થયા વસેલું ટીરોલ (Tyrol) પ્રાંતનું બ્રેગેન્ઝ નામે શહેર છે. ટીરોલની એક છોકરી દેશ છોડીને સ્વિટ્ઝરલૅંડમાં નોકરી અર્થે ગઈ, અને ત્યાં એટલા બધા વર્ષ રહી કે ત્યાં એને સારૂં ગમ્યું, ત્યાંની ભાષા એને પારકી લાગતી મટી ગઈ, અને ઢોર ચારવા જતી ત્યારે પોતાનું પ્રિય બ્રેગેન્ઝ નગર કઈ દિશાએ હશે ને વિચારતી આમતેમ આંખ ફેરવતી આળસી ગઈ તો પણ પોતાના શેઠના છોકરાને તે સ્વદેશના ગીત સમજાવતી, અને રાતે પ્રાર્થના કરતા નાનપણમાં શીખેલા શબ્દો જ એને હોઠે ચડતા.

એક વાર એકાએક તે ચાકરી કરતી હતી તે ઠેકાણે લડાઈને ધીંગાણાની વાતો ચાલવા મંડી; પુરુષો વધારે ઠોર બન્યા, સ્ત્રીઓ કાંત-ણની ને ઘરકામની વાત નહોતી કરતી, અને નાના છોકરા પણ એકલાં બહાર રમવા જતાં ડરવા લાગ્યાં. એક રાતે સ્ત્રીઓ ને પુરુષોની સભા થઈ, ત્યાં શત્રુના ગઢ બ્રેગેન્ઝ ઉપર ગુપ્ત રીતે ચડાઈ કરવાની યોજના રચાણી. એ સાંભળીને ટીરોલની છોકરીનો તો જીવ જ ઊડી ગયો, અને એના અંતરમાંથી નાદ આવ્યો, કે 'તું નિકળી પડ, બ્રેગેન્ઝને બચાવી લે, ને પછી, જરૂર પડે તો મરી જા' એ ઉતાવળી ઉતાવળી કોઢમાં ગઇ, એને એ રોજ ખાણું દેતી તે બળવાન ધોળા ઘોડાને એણે છોડ્યો, તેના ઉપર એ ચડી, અને તેનું માથું બ્રેગેન્ઝની કોર વાળ્યું. અંધારામાં ઘોડો વાજેવાજ દોડ્યે જાય છે. એમ કરતાં કરતાં રાઇન નદી આવી, એની ગર્જના છોકરીએ સાંભળી. કાંઠો ઊંચો ને ઢાળો હતો એટલે ઘોડો બીકથી પાછો હઠ્યો, પણ તરત નદીમાં કૂદી પડ્યાં. અંધારામાં કાંઈ સૂઝતું નહોતું, ઘોડાની કેશવાળી ઉપર પાણી આવી ગયાં, પણ અંતે સામો કાંઠો આવ્યો. એના ઉપર ઘોડો ચડી ગયો. વળી ઘોડો દોડ્યો ને અર્ધી રાતે કુમારિકા બ્રેગેન્ઝ પહોંચી. બ્રેગેન્ઝ બચી ગયું. દિવસ ઊગ્યા પહેલાં ગામના રક્ષકો કોટ ઉપર સાવધાન-પણે ગોઠવાઈ ગયા. શત્રુનું લશ્કર આવ્યું, પણ એનું કાંઈ વળ્યું નહિ.

ત્રણસો વર્ષ પહેલાની આ વાત છે; પણ નગરની રક્ષા કરનારી કુમારિકાને માનાર્થે ટેકરી ઉપર ચણેલો પથ્થરનો દરવાજો હજી ઊભો છે. અને રાતે ચોકિયાત આંટા મારે છે તે મધરાતે વીર કુમારિકાનું ચિરસ્મરણીય નામ પોકારે છે.

(માર્ડિનના અવતરણ ઉપરથી) **દેસાઇ વાલજી ગોવિંદજી**

# પંચતંત્રની વાર્તાઓ

## ચોથું તન્ત્ર - લબ્ધનાશ

હવે આ લબ્ધનાશ નામે ચોથું તન્ત્ર આરંભાય છે, જેનો આ પહેલો શ્લોક છે:

**મળેલી વસ્તુ જે છોડે મોહથી સાન્ત્વકારણે।**
**છેતરાય સદા જેમ છળ્યો મગર વાનરે॥**

રાજપુત્રો કહે, 'એ કેમ?' વિષ્ણુશર્મા બોલ્યા.

સમુદ્રકાંઠે જાંબૂનું મોટું ઝાડ હતું, ત્યાં રક્તમુખ નામે વાનર રહેતો હતો. એક દિવસ કરાલમુખ નામે મગર સાગરમાંથી નીકળી એ ઝાડ નીચે બેઠો, એને અતિથિ જાણીને વાંદરાએ અમૃતતુલ્ય જાંબુ ખાવા આપ્યાં. આમ પરિચય થયો એટલે મગર નિત્ય ઊઠીને ત્યાં આવે, વાનર એને જાંબૂ આપે ને બેય જણા જાંબુની છાયામાં બેસીને ગોઠડી કરે. ખાતાં વધેલાં જાંબૂ મગર ઘેર લઈ જાય ને પત્નીને આપે. એક દિવસ પત્નીએ પૂછ્યું, 'નાથ, આવાં મધુર ફલ તું ક્યાંથી આણે છે?' મગર કહે, 'ભદ્રે, રક્તમુખ નામે વાનર મારો પરમ મિત્ર છે તે પ્રીતિપૂર્વક આ ફળ આપે છે.' તે બોલી, 'જે સદાય આવાં અમૃત-ફલ ખાય એનું કાળજું અમૃતમય હશે, એટલે તારે જો મારું કામ હોય તો વાનરનું હૃદય મને આણી દે.' મગર કહે, 'એક તો એ મારો ધર્મનો ભાઈ છે, વળી ફળદાતા છે. એને કેમ મરાય? એટલે આ દુરાગ્રહ છોડી દે.' મગરી કહે, 'તેં મારું વચન કદાપિ ઉથાપ્યું નહોતું, એટલે આ વાનરી હશે. એના ઉપર તને અનુરાગ છે, એટલે આખો દિવસ તું એની આગળ રહે છે. ગમે તેમ પણ એનું હૃદય ખાવા ન મળે તો હું અનશનથી પ્રાણ તજીશ.'

હવે શું કરવું, વાનરને કેમ મારવો એનો વિચાર કરતો મગર વાનર પાસે ગયો. વાનરે પૂછ્યું, 'આજ કેમ મોડો આવ્યો? ને કેમ આનંદથી બોલતો નથી, તથા સુભાષિતપાઠ કરતો નથી?' મગર કહે, 'આજ તારી ભોજાઈએ મને કહ્યું કે તમે રોજ રોજ વાનર પાસે જાઓ છો તો આજ એને આપણે ઘેર તેડી આવજો. એટલે ચાલો આપણે ઘેર.' વાનર કહે, 'તમારું ઘર તો પાણીમાં છે ત્યાં હું કેમ કરીને આવું?' મગર કહે, 'સમુદ્રની વચ્ચે બેટ છે ત્યાં અમારું ઘર છે, એટલે મારી પીઠે ચડીને તું આવ.' એટલે વાનર ગભરાઈને બેઠો ને મગર ચાલી નીકળ્યો. અગાધ પાણી આવ્યું એટલે મગરે વિચાર કર્યો. 'હવે આ મારે વશ છે, એટલે મારો અભિપ્રાય એને જણાવું જેથી ઇષ્ટદેવતાનું સ્મરણ કરે.' અને એ બોલ્યો, 'મિત્ર, પત્નીના કહેવાથી હું તને મારી નાખવા લઈ જાઉં છું, એટલે ઇષ્ટદેવને સંભારી લે.' વાનર કહે, 'ભાઈ, મેં તારું કે એનું શું બગાડ્યું છે જેથી મારો વધ કરવા ધાર્યું છે?' મગર કહે, 'અમૃતફળભક્ષણથી મીઠું બનેલું તારું કાળજું એને ખાવું છે.' પ્રત્યુત્પન્નમતિ વાનર કહે, 'ભદ્ર, એમ છે, તો મને ત્યાં જ કહેવું હતું ને, એટલે જાંબુની બખોલમાં મારું કાળજું સાચવીને રાખું છું તે ભાભીને સારુ આણત. અને આ ઠીક કર્યું છે

**પહેલાં છોડતા કાર્ય ને પછી પ્રાર્થના કરે।**
**તેને લોકો હસે સર્વે પલાંડુચોરને યથા॥'**

મગર કહે, એ કેમ? તે બોલ્યો:



મગર કહે, 'સમુદ્રની વચ્ચે બેટ છે ત્યાં અમારું ઘર છે, એટલે મારી પીઠે ચડીને તું આવ.'

## કથા ૧ (તન્ત્રાખ્યાયિકની)

કોઈ એક નગરમાં રૂંગળાનો ચોર ઝડપાઈ ગયો, એને બાંધીને રાજદ્વારે લઈ આવ્યા. ધર્માધિકારીએ એને કહ્યું, 'ભદ્ર, સો રૂપિયા દંડ દે, અથવા સો ચાબખા ખા, અથવા સો રૂંગળાં ખા. બીજી રીતે તારી મુક્તિ નહિ થાય.' મુગ્ધમતિ ચોર કહે, 'રૂંગળાં ખાઈશ.' એમ કહીને સાતઆઠ રૂંગળાં ખાધાં ત્યાં નાક ને આંખમાં પાણી આવી ગયાં તથા ઘ્રાણથી મોં પૂરાઈ ગયું, એટલે કહે 'રૂંગળાં ખાવા હું સમર્થ નથી, રૂપિયા પણ અપાય એમ નથી, એટલે ચાબખા ખાઈશ.' હવે થોડાક ચાબુક માર્યા ત્યાં તે બોલ્યો, 'એ મારાથી નહિ સહન થાય, એટલે હું રૂપિયા આપીશ.' આમ એ ઉપહાસપાત્ર બન્યો તથા શરીરે પીડા ભોગવી.

એટલે હું કહું છું 'પહેલાં છોડતાં કાર્ય' ઇતિ. ભાભી આગળ કાલે હાથે આવીને હું શું કરીશ?'' મગર કહે, 'તો કાંઠે જઈને ઝટ કાળજું લઈ આવીએ' એમ કરીને એ સમુદ્રકાંઠે પાછો આવ્યો, ને વાનર કૂદીને ઝાડની શાખાએ ચડી બેઠો. મગર કહે, ચાલો વાનર કહે, 'મૂર્ખા, શરીર બહાર હૃદય રહેતું હશે ખરું કે? હવે જા તારે ઘરે, અને આ જાંબુવૃક્ષ નીચે ફરીને આવતો નહિ.'

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિંદજી

શ્રી અનંત કાલેકરનો નિબંધ

# કાનમાં અને મનમાં

માણસના મનમાં ઘણા વિચારો હોય છે, પણ કેટલીક વાર તે એને જ સ્પષ્ટ થયા હોતા નથી. પરંતુ તે વિષે બીજા કોઈ જોડે ચર્ચા કરવાનો અવસર આવે તો એ વિચારો સ્પષ્ટ કરી બતાવવાની એને ફરજ પડે છે. અને બીજાને એ પોતાના વિચાર સમજાવે ત્યાર પહેલાં તે તો એને પોતાના મનમાં એ સ્પષ્ટ કરવા પડે છે.

ગણુકાકા વખતે-કવખતે મારી જોડે વાદવિવાદ કરે છે, તેથી મને બીજો કોઈ લાભ ન થતો હોય, તોપણ એક લાભ તો જરૂર થાય છે: મારા પોતાના જ વિચારો મારી આંખ આગળ અધિક સ્પષ્ટતાથી ખડા થઈ શકે છે.

પરમ દહાડે કોઈ એક વિદ્વાન સાહિત્યકારનું 'હળવું સાહિત્ય અને સમાજસુધારો' એ વિષે એક જાડું ભાષણ સાંભળી ગણુકાકા ઘેર આવ્યા, અને પેલા સાહિત્યકાર એમના પંજામાંથી સલામત છટકી ગયા હતા એટલે મારા પર જ સવાલોનો મારો શરૂ કર્યો!

'હું કહું છું,' એઓ જુસ્સાથી બોલવા મંડ્યા, 'તમારી નવલિકા અને નવકથાઓથી શો સમાજસુધારો થવાનો હતો? પથરા? પુનર્લગ્ન વિષેની નવલકથાઓના પ્રકાશન પછી કેટલાક પુનર્લગ્ન થયા, કહી શકશો? અને દારૂબંધી વિષેનાં તમારાં નાટકો જોઈ કેટલાક લોકોએ દારૂ મૂકી દીધો? મોટામોટા સમાજસુધારકો સમાજને સુધારવાનું કાર્ય કરી મોટાપણું મેળવે છે એટલે આ સાળા નવલિકાવાળા ને કાવ્યો ઘસડવાવાળા કહેવા લાગ્યા છે કે અમે ય મોટા છીએ, અમે ય સમાજસુધારો કરીએ છીએ.'

'ચાલો કાકા, થોડી વાર એમ જ માની લઉં કે તમારું કહેવું વ્યાજબી છે,' હું બોલ્યો, 'પણ તમારા મોટામોટા સમાજસુધારકો સુધારાનું કાર્ય કરે છે એમ તમે કહ્યું, તે તેઓ કેવી રીતે કરતા હશે? આ તો માહિતી માટે જ પૂછું છું.'

'હું ભોળો છું એવો ડોળ કરી મને બનાવી શકીશ એવું ગમે માનતો' કાકા બોલ્યા, 'તારા આ સવાલનો પણ જવાબ હું આપી શકું છું- ભાષણો કરી અથવા લેખ લખી પુનર્લગ્નનું કે દારૂબંધીનું મહત્ત્વ તેઓ લોકોને પૂરેપૂરું સમજાવે છે, અને આ કાર્ય પૂર જોસથી ચાલુ રહે એ ખાતર તેઓ જુદીજુદી સંસ્થાઓ સ્થાપે છે, એ વાત જ જુદી.'

'એટલે એમ, કે આવી સંસ્થાઓ સ્થાપતા પહેલાં કે સ્થાપ્યા પછી પણ ભાષણોથી કે લેખોથી, એટલે ભાષાનું સાધન વાપરીને જ, આ લોકો પોતાનું કાર્ય કરે છે.' હસતાંહસતાં મેં કહ્યું 'અને લેખક બીજું શું કરે છે? પુનર્લગ્ન પર શોકાન્ત નાટક લખી અથવા દારૂડિયાના સંસારનું વિદારક ચિત્ર આલેખી તે એ જ સાધન વડે લોકોના માનસ પર અસર કરે છે!'

'એ જ તો મારી તકરાર છે' ગણુકાકાએ ઘાંટો પાડી કહ્યું, 'અરે ભાઈ, દારૂનાં પરિણામ કેવાં ભયંકર આવે છે અથવા પુનર્લગ્ન સમાજનું કેટલું હિત કરી શકે એ લોકોને સીધેસીધું કહી દેવાની શક્યતા હોવા છતાં, તમે લોકો એ જ કહેવા ખાતર નાટકો લખી રંગભૂમિ પર ભજવવાનો અને નવલકથાઓ છપાવી બહાર પાડવાનો ખરચનો અને ત્રાસનો અવળો રસ્તો સ્વીકારો છો!'

ગણુકાકાના શબ્દ સાંભળી કોઈના પણ મનમાં એવો સવાલ ઊભો થશે કે, જીવનનું એકાદ સત્ય સીધેસીધું સમજાવી દેતો પ્રચારક અને એ જ સત્ય કહેવા ખાતર લાલિત્યભરી કૃતિનું આલંબન લેતો કળાકાર, એ બેમાં, જમણે હાથે ડાબો કાન પકડવા મથનાર કળાકાર ગાંડો જ નહિ તો શું? એક ક્ષણભર મને પણ એમ જ થયું. પણ એટલામાં મને એક વાત સાંભરી એક વિખ્યાત યુરોપિયન નટ વિષેની એ એક કથા છે. એક બુદ્ધિશાળી માણસને પોતાની પત્નીના ચારિત્ર્ય વિષે અકારણ જ શક પડ્યો હતો. એને દરેક પ્રકારથી સમજાવવા એના મિત્રો મથી રહ્યા હતા, ને એની પત્ની નિરપરાધ છે એમ પોતાથી બનતું કરી પુરવાર કરી બતાવતા હતા. પણ એના પર આ કશાની અસર ન થઈ પછી એક દિવસ એને સાથે લઈ અમસ્તા જ એ લોકો એક નાટક જોવા ગયા. અદેખાઈનો જ વિષય એ નાટકમાં ચીતરેલો હતો. નાટકમાં મુખ્ય કામ કરતા નટનું કાર્ય તે દિવસે એટલું સરસ થયું કે પેલો જુવાન દેહભાન ભૂલી જઈ સ્ટેજ પર દોડી ગયો અને નાહક પોતાની પત્ની વિષે શક લાવવા માટે પોતાને હવે ખૂબ જ પસ્તાવો થાય છે એમ પેલા નટને કહેવા લાગ્યો! કોઈક રંગભૂમિના ઇતિહાસમાં આ વાત વાંચ્યાનું મને ચોક્કસ સાંભરે છે.

પ્રચારકે કહેલું સત્ય અને કળાકારે કહેલું સત્ય એમાં આ જ ફેર હોય છે જીવનમાંની એકાદ દુઃખદ કે સંતાપકારક ઘટના પ્રચારક જુએ છે અને એને થએલું દુઃખ કે સંતાપ તે આપણને કહે છે, અને એનું દુઃખ કે સંતાપ જોઈ આપણને પણ દુઃખ થાય છે અથવા આપણે ગુસ્સે થઈએ છીએ. આમ અપ્રત્યક્ષ રીતે એ બનાવ આપણા મન પર અસર કરે છે. એ જ બનાવને સજીવન કરી કળાકાર આપણી આંખ આગળ ખડો કરી દે છે, ને એના પ્રત્યક્ષ અનુભવથી આપણે દુઃખિત અથવા સંતપ્ત થઈએ છીએ. આ રીતે કલાનો માર્ગ સીધો છે. જીવનનું સત્ય પ્રચારક તમારા કાનમાં કહે છે; કલા એ જ સત્ય તમારા મનમાં કહી દે છે!

વસન્ત જોષી

# Our Friends Abroad

—આ પત્રમિત્ર મેળવનાર પ્રવીણસાગર લવજીભાઈ ત્રિવેદી—અમદાવાદ

Frank C Bancroft Jr, Provincetown Mass (U S A)
July 20, 1939

પ્રિય પ્રવીણ,

મેરી અને અમારો પુત્ર કાર્ટર, તથા મેરીની માતા ને મારી બેન જૂન અને તેના પતિ તથા તેનો નાનો પુત્ર જૉન વગેરેની સાથે હુ દરિયાકાઠા ઉપર આખો મહિનો આનદથી વિતાવુ છુ. અમને સૌને અહી સાથે રહેવામાં કોઈ ઓર આનદ આવે છે, અને શહેરનાં ધાધલિયા જીવનમાથી દૂર હોવાથી આરામ મળે છે

ગઈ રાતના કેટલાક મિત્રોએ મને હિદ વિષે બોલવા કહ્યુ એવે વખતે હુ હિદ વિષે home-sick થઇ જાઉં છુ, ને ત્યા આવવાની તીવ્ર ઇચ્છા થઈ આવે છે આ જોકે હમણા અશક્ય છે, પરતુ હુ લખી તો શકુ છુ

તારા પત્રોનુ સ્વાગત ઘણી સારી રીતે થાય છે હાલ તો ઘણા મિત્રોમા તુ જ એક છે કે જેની સાથે હું પત્રવહેવાર રાખુ છુ બિનોય ચૅટરજી જોડેનો પત્રવ્યવહાર હુ ખોઈ બેઠો છુ. એથી હુ ઘણો જ નારાજ થયો છુ, કારણકે મને તેના પર પ્રેમ છે હુ ધારુ છુ બધા લોકોની ટેવ એવી જ હોય છે કે આસપાસ જેવી પરિસ્થિતિ પ્રવર્તે છે તેમા લય થઇ જાય છે. પરતુ હુ તો લખવાનો જ છુ, કારણકે તારી તથા હિદુસ્તાન જોડેનો વ્યવહાર હુ ખોવા માગતો નથી

જો આપણે ફરી અગાઉની જેમ શાન્તિનિકેતનમા મળીએ ને આખુ અઠવાડિયુ સાથે ગાળીએ તો શુ કરીએ તેની હુ મીઠી કલ્પનાઓ કરુ છુ પહેલે દિવસે આપણે તારા તથા તારા કુટુબ અને તારા મનોરથો બાબતની વાત કરીશુ, બીજે દિવસે હું જે કઈ કરુ છુ તે બાબત, ત્રીજે દિવસે હિદુસ્તાનની રાજકીય બાબત, જે વિષે તુ ઘણું કહી શકશે, ચોથે દિવસે અમારા અહીંના રાજકીય વાતાવરણ વિષે હુ કહીશ, પાચમે દિવસે બગાળની રમ્ય ભૂમિમા લાબે ચાલીશું, છઠ્ઠે દિવસે આશ્રમમા ફરીને જૂના તથા નવા મિત્રોને મળીશું, અને સાતમે દિવસે ઠીક પડે તેમ વર્તીશું અઠવાડિયુ એવી રીતે ગાળ્યું હોય તો?

ડૉ હૅરી તથા રેબેકા ટિમ્બર્સે એક ચોપડી છપાવી છે તે તારા જાણવામા આવ્યુ હશે? ડૉકટરે તેનો થોડો ભાગ મૃત્યુ પહેલા લખ્યો હતો, બાકીનો તેના પત્નીએ પાછળથી લખ્યો છે રશિયા બાબત એ લખાણ છે પુસ્તકનુ નામ છે 'We didn't ask Utopia' હુ ઇચ્છુ છુ કે તુ તે ગમે ત્યાથી મેળવીને વાચ હુ તેના નામ વિષે સમજાવુ કોઇ પ્રચારપક્ષના માણસે અમેરિકામા 'Assignment in Utopia' પર લખ્યુ છે તેણે રશિયાને મશ્કરી રૂપે નામ આપ્યુ યુટોપિયા—કાલ્પનિક સપૂર્ણ સમાજ. તેની કિતાબ એ મહાન દેશ વિષેના જુઠાણાથી ભરપૂર છે ટિમ્બર્સની કિતાબનો એ અર્થ છે કે તેઓએ રશિયામા જતા જોયુ તો તેઓએ સપૂર્ણ સમાજની આશા ન સેવી તેઓએ ત્યા જરૂર એક આશ્ચર્યકારક નવો સામાજિક પ્રયોગ જોયો. તે ત્યાના રોજિંદા જીવનનો હૂબહૂ ચિતાર આપે છે

તુ પણ ત્યા અમારી જેમ આતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ઘણા જ ખતપૂર્વક જોતો હશે અમોને ઘણી ફિકરગીરી થાય છે કે અમારી કૉંગ્રેસ મધ્યસ્થપણાનો કાયદો પસાર કરવામા નિષ્ફળ ગઈ છે—જેનાથી અમારા પ્રમુખને દ્રોહી દેશોને કહેવાની તથા તેમને લડાઈના સરજામ—પુરવઠો ન મોકલવાની સત્તા મળતે અમેરિકાની મોટી શરમ છે કે લડાઇનો નેવુ (૯૦) ટકા જેટલો માલ જાપાન ઘસડી જાય છે એ અમેરિકન જ લોહુ છે કે જે ચીની સ્ત્રી પુરુષો તથા બાળકોના હૃદયમા હવામાથી ચાચિયારીઓ કરતુ પેસે છે

અહીંના મજદૂર પક્ષના મોવડીઓ જાપાન, જર્મની તથા ઈટાલીના લડાઇના પુરવઠિયા—વહાણોને બારામા ન ઢૂકવા દેવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે થોડા વખત માટે અમો હાર્યા છીએ, પરતુ તુ સદા તે જાણે છે કે આજની હાર સતત કાર્ય તથા દૃઢ નિશ્ચયથી આવતી કાલે જીતમા પરિણમે છે આવુ હિંદુસ્તાનમા ઘણીવાર બને છે, અને અમારે તમારી પાસેથી શીખવાનુ છે મને ચોક્કસ આશા છે કે તમારે ત્યાના પક્ષો થોડા વર્ષોમા જ મતભેદ દૂર કરી સ્વરાજ્ય આણશે તે માટે એ અનિવાર્ય છે કે ખૂબ સહનશીલતા તથા અન્યોન્યની સમજણ મેળવવી જોઇએ તે માટે દરેક સમૂહનો બનેલો એક મહત્ત્વનો રાષ્ટ્રીય મોરચો હોવો જોઇએ કે જેઓ કબૂલ થાય કે હિદુસ્તાન સ્વતત્ર થઇને પોતાની જિંદગી માણી શકે ને પોતાનુ કલેવર ઘડી શકે

હવે અમારા કુટુબ બાબત એકબે વાત કહુ કાર્ટર અઢી વર્ષનો થયો છે બહુ જ સુન્દર, આનદી ને તદુરસ્ત છોકરો છે અમે તેના માટે ઘણા મગરૂર છીએ અને જો તેના પ્રવીણકાકા તેને જુએ, તો તે પણ મગરૂર થાય તેનો ફોટો નથી, પરંતુ ફોટો પાડીશ ત્યારે જરૂર મોકલીશ જો એકબે દિવસમા ફોટો લઇશ તો આ કાગળ સાથે જ મોકલીશ મેરી સામાજિક કાર્ય કરે છે, તેને એ બહુ જ ગમે છે

મને આશ્ચર્ય છે કે હજુપણ તુ મીલ ઉદ્યોગના એક કારકૂન તરીકે જીવે છે! મને ખાત્રી છે કે એ તારા સ્વભાવને અનુકૂળ નહિ જ હોય, પરતુ આજીવિકા માટે કરવાનુ રહ્યુ કોઈ એવી સામૂહિક મદદની સસ્થા હોય કે જેની અંદર દરેક મનુષ્ય સૌના પ્રગતિકારક કાર્યમા પોતાનું ઈચ્છાયુક્ત કામ સ્વતત્રપણે કરી શકે! એ સ્વપ્ન સિદ્ધ થયે કેટલો આનદ થાય? આ જાતની સસ્થા માટે આપણે મથવાનું છે એ આપમેળે નહિ જન્મે દરેક ચઢતી—ઉન્નતિ એક યા બીજી રીતે મથવા—કાર્ય કરવા—થી જ મળે છે

તેં કૉંગ્રેસ (મહાસભા) વિષે ઠીક માહિતી આપી ને મેં મારા મિત્રોને બતાવી અને તેઓએ તે સારીરીતે આવકારી છે.

બળવત તથા તારા પિતા તથા માતાને મારા ઘટિત કહેજે. મારો તેમને મળવાનો અધિકાર ન હતો, પરતુ મને હવે થાય છે કે તેમના પુત્રોમાનો એક હુ પણ છું, જ્યારથી હુ તારો મોટો ભાઈ થયો છુ

અત્યારે તો હુ અટકુ, કારણકે અમે વનભોજન (picnic) પર જઇએ છીએ અમારા સૌનો તને પ્રેમ પાઠવીએ છીએ. જો હુ તરત કાગળનો જવાબ ન આપુ તો ધારતો નહિ કે હું ભૂલી ગયો છુ મને કામનો બહુ બોજો છે, અને કોઈવાર મહિનાઓ સુધી પણ હું લખતો નથી કોઈ દિવસ જરૂર આપણે અમેરિકા કે હિદુસ્તાનમાં મળીશું તે અત્યારે અશક્ય લાગશે, પરતુ એમ નથી જ.

તારો વ્હાલો બધુ
બેનીદા



ફ્રેન્ક બૅન્ક્રૉફ્ટ (બેનીદા), તેની પત્ની મેરી અને પુત્ર કાર્ટર



# મધુકરી

હસતે હસતે જીના. . . . ઓ જીને વાલે.
આંસુ તેરે છલક ન આયે, છલક છલક કર ઢલક ન જાયે
આંખોંમેં હી પીના. . . . . ઓ જીને વાલે.—હસતે૦

સૂરજ કભી ન ડૂબે તેરા, જબ તૂ જાગે તભી સબેરા,
તેરા બદલે રંગ કભી ના. . . . .ઓ જીને વાલે.—હસતે૦

બિજલી તુઝકો રાહ બતાયે, બાદલ યહ સંદેશ સુનાયે:
સુખકે સ્વરમેં ભજ આપ રે અપની જીવનબીના. . . ઓ જીને વાલે.

(પુનર્મિલન)

—કવિ 'પ્રદીપ'

**લાલા શિવરામ કાશ્યપ, રાયબહાદુર**
એમ એસસી (પંજાબ), બી એ (કેમ્બ્રિજ), ડી. એસસી (પંજાબ),
આઇ. ઇ એસ., એફ. એ. એસ બી.

તક્ષશિલાના વિદ્યાપીઠમાં બાર વર્ષ રહી, આયુર્વેદ અને એના અંતર્ગત વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ પૂરો કરી, ગુરુકુલનો ત્યાગ કરવા તત્પર થયેલો જીવક, ગુરુ પાસે વિદાય માગવા ગયો. શિષ્યના જ્ઞાનરાશિનો તાગ કાઢવા, ભિક્ષુ આત્રેયે એને તક્ષશિલા ફરતા ચાર ચાર જોજનમાં ઊગતી પ્રત્યેક વનસ્પતિના સંગ્રહ, સ્વરૂપદર્શન ને ગુણદોષનું વિવરણ પૂછ્યું, ને જીવકે એના યથાગતિ ઉત્તર આપી ગુરુને સંતુષ્ટ કર્યા

એ વાતને આજે અઢી હજાર વર્ષ થયાં છે. એ પછી તો જીવકસમા શાસ્ત્રજ્ઞોની પરંપરા ચાલી: અગ્નિવેષ ને જાતુકર્ણ; ભેલ ને હારિત, ચરક ને સુશ્રુત; ધન્વંતરિ ને નાગાર્જુન વનસ્પતિઓના અંગઉપાંગની ચર્ચાને ગૌણ સ્થાને રાખી, આ તત્ત્વવિદોએ મનુષ્યના હિતાહિતની દૃષ્ટિએ વનસ્પતિવિદ્યા ખેડી હતી પરંતુ બૌદ્ધ ધર્મના અસ્ત સાથે ભારતીય વિદ્યાઓનો પણ અસ્ત થયો. એમાં અનેક શાસ્ત્રો ભેગી વનસ્પતિશાસ્ત્રમાં પણ જડતા આવી ગઇ નવીન મર્મોના આવિષ્કારોને બદલે જૂનાને સંઘરી સાચવી રાખવામાં જ પુરુષાર્થ મનાવા લાગ્યો.

આ જડતાનો અંત આવ્યો ઓગણીસમા શતકના આરંભકાળે. એક હજાર વર્ષની અંધકારભરી નિષ્ક્રિયતા પછી અંગ્રેજી રાજ્યના ઉદય સાથે ભારતીય વનસ્પતિવિદ્યાનો પુન: ઉદય થયો. યુરોપિયનોના હાથે આ પુનરુદ્ધારનું જૂનામાં જૂનું સ્મરણ તો સને ૧૫૭૮માં છપાયલા, એકોસ્ટા નામના લેખકના ભારતવર્ષની વૈદકીય વનસ્પતિઓ વિષેના લેખમાં મળી આવે છે; તેમજ એકોસ્ટા પછી કેટલાક છૂટા છવાયા પ્રયત્નો પણ થયા છે. છતાં આ નૂતન યુગપરિવર્તનનો યથાર્થ ઉદય તો થયો લીનીઅસના શિષ્ય કોએનીગના આગમન સાથે. ૧૭૬૮માં એ મદ્રાસથી દોઢસો માઇલ છેટે આવેલા ટ્રાન્કોબારની ડેનિશ વસાહતમાં આવ્યો. આવીને એણે દક્ષિણ ભારતમાં હેઇન, ક્લેબિંગ, આન્ડરસન, બ્યુકાનન, ભારતવર્ષની વનસ્પતિના પિતામહ મનાતા રૉક્સબર્ગ અને બંગાળની એશિયાટિક સોસાયટીના ઉત્પાદક જગપ્રીતિ સર વિલિયમ જોન્સ, વગેરેના સહકારથી, વનસ્પતિઓનો સંગ્રહ અને વિનિમય કરવાના હેતુથી 'યુનાઇટેડ બ્રધરહૂડ' નામનું મંડળ કાઢ્યું. કેવળ રોગશમન પૂરતો પરિચય કરી સંતોષ માનવાની પ્રાચીન પ્રથા છોડી દઇ, વનસ્પતિઓનાં અંગઉપાંગો ને પરસ્પરના સાધર્મ્ય-વૈધર્મ્યના વિવેક દ્વારા વર્ગીકરણાદિના અભ્યાસની નવીન પ્રણાલિકાનો એ દિવસથી ભારતવર્ષમાં આરંભ થયો અને ૧૮૪૮માં સર જોસેફ હૉલ્ટન હૂકરના ભારતનિવાસથી પરાકાષ્ઠાએ પહોંચ્યો.

આ રીતે સને ૧૭૮૬માં ભારતવર્ષની વનસ્પતિઓના પાશ્ચાત્ય પદ્ધતિએ અભ્યાસ, અવલોકન અને સંશોધનનો આરંભ તો થયો, પરંતુ એ બધું કરનાર કેવળ પરદેશીઓ જ હતા. ભારતવાસીઓનો એમાં ફાળો હોય તો તે અમેનોના આદેશાનુસાર વગડામાંથી છોડ વીણી લાવવા પૂરતો જ પચાસ પચાસ વર્ષથી આપણા દેશમાં વિદ્યાપીઠો સ્થપાયાં હતાં, છતાં વીસમા શતકના આરંભકાળના કેટલાંક વર્ષો સુધીમાં પણ વનસ્પતિવિદ્યા વિષેના સ્વતંત્ર અભ્યાસ તેમજ મહત્ત્વના આવિષ્કારો અને સંશોધન તો બધાં ય અંગ્રેજ વગેરે પરદેશીઓના નામે જ ચઢ્યા હતા.



પરંતુ ત્યાર પછી ભારતીય વિદ્વાનોમાં વનસ્પતિશાસ્ત્રના અભ્યાસની તમન્ના જાગી અને સ્થળે સ્થળે નવીન સંશોધનોનો ફાલ આવવા લાગ્યો. અનેક સદીઓ સુધી કુંઠિત રહેલી ભારતીય સંશોધક-

બુદ્ધિના વિકાસના આ નવીન યુગના આદિ પુરુષ તે રાયબહાદુર લાલા શિવરામ કાશ્યપ. આજના યુગના સૌથી વધુ પ્રસિદ્ધ અને અત્યંત પ્રતિભાવાન એ વિદ્વાનના અકાલ અવસાનથી ભારતવર્ષનો ખોળો ખાલી પડી ગયો અને જગતે એક પ્રખર વનસ્પતિવિદ્ ગુમાવ્યો.

મોટાઈની રજ પણ તૃષ્ણા રહિત, પરમ પરમતસહિષ્ણુ, કેવળ જ્ઞાનની ઉપાસના અર્થે જ અવતાર ધારણ કરનાર આ વનસ્પતિ-વિદ્યાવર ગુરુની ચરણરજ સેવીને, એમના શિષ્યગણે ભારતીય વનસ્પતિવિદ્યાની કીર્તિ દિગન્તગામી કરી છે ઉત્તર ભારતનાં વિદ્યાપીઠોમાં આ વિષયના પ્રથમ પંક્તિના અધ્યાપકોમાંના નેવુ ટકા તો એમના જ અન્તેવાસી છે. એમના જેટલા 'પ્રોફેસરો' ઉત્પન્ન કરનાર અન્ય ભારતીય વૈજ્ઞાનિક તો ડૉ. રામન એકલા જ. અશેષ ભારતવર્ષમાં સ્થળે સ્થળે વનસ્પતિવિદ્યાની આરાધના અને ઉદ્ધારનું જે તીવ્ર આંદોલન આજે ચાલી રહ્યું છે, એ શાસ્ત્રનું જે ગૌરવ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ભોગવતું આજે નજરે પડે છે, એ કેવળ ડૉ. કાશ્યપની પ્રેરણા અને વિદ્યાદાનનો જ પરિપાક છે એમના પ્રભાવથી પંજાબ આજે વનસ્પતિ-વિદ્યાનું મધ્યવર્તી કેન્દ્ર બની બેઠું છે

ડૉ. કાશ્યપનો જન્મ પંજાબના જેલમ ગામમાં એક કાયસ્થ કુટુંબમાં તા. ૬ નવેમ્બર ૧૮૮૨ના દિવસે થયો હતો. એમના કુટુંબમાં લશ્કરી નોકરી કરવાનો રિવાજ હતો, પરંતુ ભારતવર્ષના સદ્ભાગ્યે શિવરામે એ પરંપરા તોડી અને નિશાળમાં પગ મૂક્યો. સને ૧૮૯૯માં એમણે પંજાબ વિદ્યાપીઠની મૅટ્રિકની પરીક્ષા આપી અને ૧૯૦૦માં આગ્રાની મેડિકલ સ્કૂલમાં દાખલ થયા ત્યાંનો અભ્યાસ પૂરો કરી ૧૯૦૪માં એમણે દાક્તરી ડિપ્લોમા મેળવ્યો અને સંયુક્ત પ્રાંતમાં સરકારી નોકરીમાં જોડાયા. દાક્તરની પરીક્ષામાં એ પ્રથમ સ્થાને આવેલા અને સર્વોત્તમ ચંદ્રક પણ મેળવેલો.

મેડિકલ સ્કૂલમાં હતા તે વખતે જ એમણે ખાનગી વિદ્યાર્થી તરીકે પંજાબ વિદ્યાપીઠની ઇન્ટરમીડીએટ સાયન્સની પરીક્ષા આપી અને આખા વિદ્યાપીઠમાં પ્રથમ સ્થાને આવ્યા એમની પ્રતિભાથી આકર્ષાઈને વિદ્યાપીઠે એમને વિજ્ઞાનનો અભ્યાસ આગળ વધારવા શિષ્યવૃત્તિ આપવાનો ખૂબ આગ્રહ કર્યો, પણ શિવરામે એ લેવાની ના પાડી અને મેડિકલ સ્કૂલનો અભ્યાસ ચાલુ રાખ્યો. ૧૯૦૬માં દાક્તરની નોકરી કરતાંકરતાં એ ફરીથી ખાનગી વિદ્યાર્થી તરીકે પંજાબ વિદ્યાપીઠની બી. એસસી. ની પરીક્ષામાં બેઠા અને ફરીથી એ આખા વિદ્યાપીઠમાં પ્રથમ સ્થાને આવ્યા એ વરસે એમણે દાક્તરી નોકરીનું રાજીનામું આપ્યું અને લાહોરની સરકારી કૉલેજમાં બાયોલોજીના મદદનીશ પ્રાધ્યાપક તરીકે જોડાયા ૧૯૦૯માં એમણે વનસ્પતિશાસ્ત્રનો વિષય લઈ એમ. એસસી. ની પરીક્ષા આપી અને પુનઃ તે, એમ. એ. અને એમ. એસસી. માં બેઠેલા તમામ વિદ્યાર્થીઓમાં પ્રથમ વર્ગમાં પ્રથમ સ્થાને આવ્યા, એટલું જ નહિ પણ પ્રથમ વર્ગમાં ય એમણે અસાધારણ ગુણ મેળવ્યા એના પરિણામે એમણે મોંઘામાં મોંઘું, અત્યંત દુષ્પ્રાપ્ય ગણાતું પારિતોષિક—વિદ્યાપીઠના આર્નોલ્ડ અને મૅકલૅગન સુવર્ણચંદ્રકો—મેળવ્યું આટલું ઝળહળતું વિદ્યાર્થીજીવન ભાગ્યે જ અન્ય ભારતીય વિદ્વાનનું હશે. વનસ્પતિશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરવા એ ૧૯૧૦માં વિલાયત ગયા અને કેમ્બ્રિજ વિદ્યાપીઠમાં ૧૯૧૨માં નૅચરલ સાયન્સ ટ્રાઇપોઝમાં ઑનર્સ ડીગ્રી મેળવી

પરદેશથી પાછા ફર્યા કે તરત જ લાહોરની સરકારી કૉલેજમાં વનસ્પતિશાસ્ત્રના પ્રાધ્યાપક તરીકે એમની નિમણુક થઈ થોડાં વર્ષ પછી પ્રાંતિક સરકારના કેળવણી ખાતાના ઉચ્ચ વિભાગમાં એમને દાખલ કરવામાં આવ્યા અને ૧૯૨૦માં મધ્યસ્થ સરકારે ઇન્ડિયન એજ્યુકેશનલ સર્વિસમાં એમને લીધા. સને ૧૯૧૯માં પંજાબ વિદ્યાપીઠે વનસ્પતિશાસ્ત્રની ઑનર્સ સ્કૂલની સ્થાપના કરી ને એનું સુકાન કાશ્યપના હાથમાં મૂક્યું એ પદ એમણે જીવ્યા ત્યાં સુધી સંભાળ્યું એ જ વિદ્યાપીઠના ચુંટાયેલા સભ્ય તરીકે એ ઘણા વરસ રહ્યા.

ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસના સને ૧૯૩૦માં બૅંગ્લોરમાં ભરાયેલા અધિવેશનના એ પ્રમુખ હતા ૧૯૨૦માં સ્થપાયેલી ઇન્ડિયન બૉટેનિકલ સોસાયટીની સ્થાપના અને સ્થિરતા માટે એમણે અત્યધિક પરિશ્રમ કર્યો હતો અને એ સંસ્થાના એ પહેલા મંત્રી પણ હતા ૧૯૨૫માં એના એ પ્રમુખ થયા વળી ઇન્ડિયન બૉટૅનિકલ જર્નલના એ પ્રધાન સંપાદક અને તંત્રી હતા ૧૯૧૯માં મુંબઈમાં ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસનું અધિવેશન થયું ત્યારે વનસ્પતિવિભાગમાં એ પ્રમુખ હતા એમની આ સર્વતોમુખી પ્રવૃત્તિઓની કદર કરીને પંજાબ વિદ્યાપીઠે સને ૧૯૩૩માં એમને વિજ્ઞાનની સેવાના બદલા રૂપે ડૉક્ટર ઑફ સાયન્સની માનવંત પદવી અર્પણ કરી.

વિદ્યાપીઠના જીવનની આટઆટલી પ્રવૃત્તિઓમાં રચ્યાપચ્યા રહેવા છતાં પણ સદ્ગત શિવરામે કાર્યક્ષેત્રમાં સંકુચિતતા આવવા ન દીધી, કેમ કે એમણે પ્રયોગશાળાની ચાર દિવાલો વચ્ચે પરોઢ ગાળવાનું ઉચિત ધાર્યું હતું. વનસ્પતિશાસ્ત્રની અશેષ શાખાઓના એ સર્વતંત્રસ્વતંત્ર વિદ્વાન હતા એમાં પણ હિમાલયની વનસ્પતિઓ તો એમનો પ્રિયતમ વિષય હતો એ વિષયના એમના અન્વેષણો એટલાં તો અમૂલ્ય અને તેજસ્વી હતાં કે યુરોપ તેમજ અમેરિકાના વનસ્પતિ-વિદોમાં એમણે ઉચ્ચ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી આજે પણ એ અન્વેષણોને વનસ્પતિશાસ્ત્રીઓ અત્યંત મોટો ખજાનો ગણે છે અને કાળની વેદી ઉપર એ જ એમની ચિરંજીવ સ્મૃતિ બની રહેશે

એ સંશોધનો માટે સાહિત્ય એકઠું કરવા એમણે હિમાલયના બારબાર વર્ષ પર્યંતના પ્રવાસ દરમ્યાન, કાશ્મીરની પશ્ચિમ હદ પર આવેલા ઝોજીલાથી પૂર્વમાં ટાગલા અને કુગબીની વિસ્તૃત ગિરિમાળા, જુદાજુદા નવ સ્થળેથી ઓળંગી પેલે પાર તીબેટની યાત્રાઓ કરી હતી હિમાલયના પ્રદેશનો જેટલો પરિચય એમને હતો એટલો સ્વેન હેડીન, હૂકર અને કિંગ્ડન વૉર્ડ સિવાય અન્ય કોઈ યાત્રીએ આજ પર્યંત મેળવ્યો નથી એ ભૂમિનું એમનું જ્ઞાન અજોડ અને અદ્ભુત મનાતું હતું આ પરિભ્રમણ પ્રસંગે એમણે લડાખ, પંજાબની તમામ નદીઓનાં ઉદ્ભવસ્થાન, કૈલાસ, માનસરોવર અને રાવણહ્રદની પુણ્યભૂમિ, ગંગા અને યમુનાના ઉદ્ગમ સ્થળ, કાંચનજંઘાની પાર્શ્વભૂમિ વગેરે પ્રદેશો અનેક વખત ખૂંદી કાઢ્યા હતા જેમ પ્રત્યેક વ્યક્તિ પોતાના ઘરની ઈંટેઈંટ ઓળખે છે, એમ એ હિમાલયના વિરાટ દેહના અંગેઅંગથી પરિચિત હતા. એક વખત પાર્વતીય પ્રદેશોના પ્રતિકૂળ વાતાવરણમાં એમને હૃદ્રોગે સપડાવ્યા મરણોન્મુખ દશામાં ભારતવર્ષમાં પાછા લાવતાં યોગ્ય ઉપચારથી એમનો પ્રાણ તો બચી ગયો, પરંતુ હિમાલય-પ્રવાસની ધગશ મોળી ન પડી એ પછી નવા પ્રવાસે નીકળતી વખતે સ્નેહીઓ એમને રોકવાનો પ્રયત્ન કરતા ત્યારે એ જવાબ આપતા કે 'મારા કામ કરતાં મારા જીવનની કિંમત જરાય વધારે નથી' આ ઉત્સાહ, આ મમતા અને સંશોધન-વૃત્તિને પરિણામે એ પશ્ચિમ હિમાલય અને તીબેટની વનસ્પતિના અત્યંત દુર્લભ અને અમૂલ્ય નમૂનાઓ એકઠા કરી લાવી શક્યા હતા

પણ આ પ્રવાસોની અસર એમના શરીર ઉપર થઈ અને ૨૬મી નવેમ્બર ૧૯૩૪ના રોજ હૃદય બંધ પડવાથી અકાળે એમનું અવસાન થયું સંસારભરના વિદ્વાનોમાં લબ્ધપ્રતિષ્ઠ, સમર્થ વૈજ્ઞાનિક, મહાન શિક્ષક, અત્યાધિક પરિશ્રમ કરનાર, સહૃદયી મિત્ર, પ્રેમ અને

વિશ્વાસની મૂર્તિ સમા ડૉ. કાશ્યપના અવસાનથી એમના મિત્રો અને શિષ્યો હતભાગ્ય થયા, એ ભેળી ભારતીય વનસ્પતિશાસ્ત્રના અભ્યાસની તેજસ્વી શુક્રતારા પણ અસ્ત થઈ સદ્ગત કાશ્યપમા પ્રચંડ બુદ્ધિગત્તા હતી, તેજસ્વી દુર્ધર્ષ પ્રતિભા હતી, એ સાથે અત્યંત સ્નેહાળતા, સાહૃદયતા અને નમ્રતા પણ હતી. અસાધારણ બુદ્ધિપ્રભાવવાળા ભારતીય વૈજ્ઞાનિકો તો અનેક છે, પણ એ સર્વથી ડૉ. શિવરામ કાશ્યપ જુદા પડતા, તે એમના આ ગુણોથીઃ આભિજાત્ય, વિદ્વત્તા અને નમ્રતાના સરસ મેળને લીધે જ.

(પ્રકૃતિ) —હરિનારાયણ આચાર્ય



## ૩૦૦૦ વર્ષ પહેલાંની મજૂર હડતાળ

મજૂરો અને મૂડીદાર વચ્ચે અત્યારે જે ઝઘડાઓ થાય છે અને હડતાળો પડે છે તેનુ મૂળ ઠેઠ પુરાણા જમાનામા પણ મળી આવ્યુ છે

મિસરમા અલ–અમારા પાસે ખોદકામ કરતા નીકળેલા કેટલાક કોતરકામોમાં, ફારાઓના ઘઉંના ખેતરોમા કામ કરતા મજૂરોના સઘ તરફથી થએલા સગઠનના આલેખનો નીકળ્યા છે. એ જ અરસામાં, મજૂર પ્રવૃત્તિના ઇતિહાસમા અતિ મહત્ત્વની ગણાય એવી એક હડતાળ ત્યા પડેલી. વધુ પગાર મેળવવા તથા કામ કરવાના વખતમાં ઘટાડો કરાવવા અને જીવન માટે વધુ અનુકૂળ પરિસ્થિતિ કરી આપવા માટે એ હડતાળ પડી હતી

મિસરના ધર્મગુરુઓ અને રાજ્યકર્તાઓએ જમાનાઓથી આમ પ્રજાને તદ્દન ગુલામીમા રાખેલી. તે વખતે એવી માન્યતા પ્રચલિત હતી કે લોકનું કામ તો રાજ્ય માટે કાળી મજૂરી કરવાનું, લડાઇ જાહેર થાય ત્યારે લડાઈમા જોડાવાનું, અને તે સિવાય બીજી રીતે ભૂખમરો અને સંકટો વેઠવાનુ!

પણ અત્યારની જેમ તે વખતની ઉપરોક્ત હડતાળ નિષ્ફળ જવાને બદલે પૂરેપૂરી સફળ થઈ હતી! પરતુ નવાઈ તો એ હતી કે એ સફળતા મજૂરનેતાઓની કુનેહને કે મજૂરોની મક્કમતાને આભારી નહોતી, પરંતુ રાજ્યના જ જે પોલીસ-ઉપરીને આ હડતાળ દાબી દેવાનુ સોંપાયુ હતુ તેને આભારી હતી!

એ અમલદારનું નામ હતુ માહુ શ્રમજીવીઓનો પક્ષ મૂડીદારો પાસે સફળતાપૂર્વક રજૂ કરનાર તરીકે દુનિયાના ઇતિહાસમા તે સહુથી પહેલી વ્યક્તિ ગણી શકાય.

પોતાને મળેલી એ સફળતાના સ્મારક તરીકે માહુએ પોતાની કબરની દિવાલો ઉપર શ્રમજીવીઓએ મૂડીદારો સામે માથુ ઊંચક્યુ તે પ્રસંગનો સપૂર્ણ અહેવાલ કોતરાવ્યો છે

મજૂરોના માલિકોએ આશા રાખેલી કે રાજ્યનો આ પોલીસ-ઉપરી ખોટી ભૂમરાણ કરતા મજૂરોના બળવાને તુરત જ સખત હાથે દાબી દેશે તેની પાસે પૂરતા માણસો તો હતાં જ. તેમ છતાં સ્થાનિક પોલીસ માની ન જાય તો મજૂરોને સીધા કરવા માટે અને ચોડાકના માથા ભાગવા માટે અનામત પોલીસ અને લશ્કરનો ઉપયોગ કરવાની પણ માહુને સત્તા આપવામા આવેલી. પરંતુ માલિકો તો જોઇને અજબ થયા કે કામે જતા મજૂરોને રોકવા હડતાળીઆઓએ જે ચોકીપહેરા શરૂ કરેલા તેને તેણે જરા ય અટકાવ્યા નહિ. મજૂરોએ રાજાના મહેલ તરફ કૂચ કરી તોપણ તેણે મજૂરો સામે એક પણ તીર કે ભાલાનો ઉપયોગ ન કર્યો.

માહુ આટલેથી જ ન અટક્યો તેણે જોયુ કે માલિકો મજૂરોને જરા પણ નમતુ આપતા નથી અને તેથી મજૂરો અને માલિકો વચ્ચે ભારે ગડાગાંઠ ઊભી થઈ છે, ત્યારે તે સીધો રાજા પાસે પહોંચ્યો, અને તેણે, અગાઉ કદી કોઇએ રજૂ નહિ કરેલી એ રીતે, મજૂરોની તમામ હકીકત રજૂ કરી. રાજા ઉપર પણ માહુની દલીલો અને વાક્છટાની એટલી બધી ઊંડી છાપ પડી કે તેણે તરત જ મજૂરોની તમામ માગણીઓ મજૂર રાખની જાહેરાત બહાર પાડી.

(સૂચિત) —ચે૦

## હિંદમાં ચાના વાવેતરનો ઇતિહાસ

હિંદુસ્તાનમા ચાહનુ આગમન કેવી રીતે થયું એની બહુ થોડા લોકોને ખબર હશે ઈ ૧૮૩૪ની સાલની એ વાત છે એ વરસે સતીનો રિવાજ બંધ કરનાર લૉર્ડ બેન્ટિકે હિંદુસ્તાનમાં કયાકયા ધંધા ખીલવી શકાય એની તપાસ કરી હતી ખેતીવાડીના કેટલા યે નિષ્ણાતો અને બીજા ધંધાદારીઓએ ત્યારે અભિપ્રાય આપેલો કે હિંદમા ચાહનુ વાવેતર કરવાનો પ્રયોગ સફળ નહિ થાય. પણ ચાહદેવીએ એ બધાને છેતર્યાં, અને આ દેશમા કાયમને માટે ધામા નાખ્યા

આસામના જગલોના એક જગલી રોપને ભાવિમાં આટલુ બધુ મહત્ત્વ પ્રાપ્ત થશે એનો કોઇને ખ્યાલ ન હતો. ૧૭૮૦મા ઇસ્ટ ઇંડિયા કંપનીના કૅપ્ટનો કૅન્ટન (ચીન)થી ચાહનુ બી હિંદમા-કલકત્તામા લાવ્યા. વૉરન હેસ્ટિંગ્સે એ બી ભૂતાન મોકલ્યું લેફ્ટેનન્ટ કર્નલ રૉબર્ટ કીડે કલકત્તામા પોતાના ખાનગી બગીચામા પણ ચાના બી વાવ્યા. એ રોપ સારી રીતે ઊગ્યા પણ એ વખતે એનો એના કરતા વધારે કશો ઉપયોગ થયો નહિં ૧૭૮૮માં ફરીવાર ચાહની તપાસ કરવામા આવી સર જૉસેફ બૅંકસે બધા પ્રદેશનુ નિરીક્ષણ કરીને એવું ઠરાવ્યુ કે બિહાર, રંગપુર ને કુચબિહારમા ચાહનું વાવેતર થઇ શકશે એ વખતે આસામ તરફ કોઈનુ ધ્યાન ખેંચાયું ન હતુ એ વખતે વાવેતર થયુ નહિ

૧૮૨૩મા મેજર રૉબર્ટ બ્રૂસ ધધાને અગે સબસાગરમા ગયો હતો એ વખતે સબસાગર બ્રહ્મદેશની સરહદ પર આવ્યુ હતુ ત્યા પર્વતોમા તેણે ચાહના રોપ ઊગેલા જોયા, એટલે ઠર્યું કે ચાહ હિંદમા જ થતી હતી અને તેના છોડ ચીનમાથી અહીં લાવવામા આવ્યા નથી. બ્રૂસે આ પરથી હિંદુસ્તાનમા ચાહનુ વાવેતર વધુ પ્રમાણમા કરવાનો નિર્ધાર કર્યો; પણ તે કરતાકરતા તેને અગિયાર વરસ થયા લૉર્ડ બેન્ટિકે એક કપની સ્થાપન કરાવી ને એ કમિટીને માથે ધધો કરવાની જવાબદારી નાખવામા આવી. ચાહનુ વાવેતર કરવુ, ચાહ બનાવવી ને વેચવી, એટલાં કામ કપનીને કરવાના હતા ત્યારથી એ ધધો દર વરસે વિકાસ પામતો ગયો છે

ઇ ૧૮૩૮માં ચાહ જાહેરરીતે વેચાવામાંડી. એ વખતે ચાહ ૯ શિ. ૫ પેન્સ એટલે સાત–સાડાસાત રૂપિયે રતલ વેચાતી હતી અને એ ભાવે શરૂમાં ૪૫૮ રતલ ચાહ વેચાઇ. ચાહનો ભાવ સારો આવતો હતો, પણ તેના બગીચા ને કારખાનાંમા એટલી બધી મૂડી રોકવી પડતી હતી કે છેવટ ઇસ્ટ ઇંડિયા કંપનીએ એ ધંધો પોતાના હાથમા રાખવાને બદલે ખાનગી વેપારીઓને સોપી દીધો.

ઈ ૧૮૩૯માં આસામમા ઊગેલા એ જંગલી છોડનાં પાંદડા કલકત્તામા ખાનગી વેચાણ માટે મોકલવામા આવ્યા. એ ચાહની લહેજત ને સ્વાદ એટલા બધા સારા લાગ્યાં કે ત્યાર પછી નક્કી કરવામાં આવ્યું કે ચીનમાથી ચાહ કે ચાહના બી લાવવાની હવે જરૂર નથી અને આસામની ચાહનુ જ વાવેતર કરવું જોઈએ

ચાહનો ખપ દિવસે દિવસે વધવા લાગ્યો ૧૮૫૮માંથી કમિટીએ પસંદ કરેલો નફો વહેંચ્યો અને ત્યાર પછી બીજા લોકોએ પણ ચાહના ધંધામાં મૂડી રોકવા માંડી અત્યારે એમાં એક અબજ રૂપિયા કરતાં યે વધારે મૂડી છે આસામમાં વાવેતર કનેહમંદ થયું એટલે બીજે ઠેકાણે તથા હિમાલયના તળેટીના પ્રદેશમાં વાવેતર કરવા માંડ્યું અત્યારે હિમાલયની તરાઈ, દુઆબ, સુરમા ખીણ, કાચર, સિલ્હટ, છોટા નગર, કુર્ગ, મદ્રાસ, કોચીન, ત્રાવણકોર, કાંગરા ખીણ, દહેરાદૂન વગેરે ઠેકાણે ચાહનું વાવેતર થાય છે. આસામમાં ચાહના ૧૦૦૦ બગીચા છે ને એનું ક્ષેત્રફળ પાંચ લાખ એકર છે પંજાબમાં ૨૫૦૦ બગીચા છે ને ક્ષેત્રફળ દશ હજાર એકર છે બંગાળામાં ૩૫૦ બગીચા છે જે બે લાખ એકર છે મદ્રાસ ને ત્રાવણકોરમાં ૯૨૩ બગીચા ને ક્ષેત્રફળ અઢી લાખ એકર છે એટલે કે આખા હિન્દુસ્તાનમાં દસ લાખ એકર કરતાં પણ વધારે ક્ષેત્રફળમાં આજે ચાહ વાવવામાં આવે છે! જેટલી જમીન ચાહ વાવી શકાય એવી હતી એટલી બધી ઓગણીસમી સદીમાં જ ઉપયોગમાં લઇ લેવામાં આવી છે હિંદમાં અત્યારે ચાહના ૫૦૦૦ બગીચા છે ને એમાં ૪૦ કરોડ રતલ ચાહ પાકે છે

હિન્દુસ્તાનનો ચાહનો ધંધો દુનિયામાં ઘણો મહત્ત્વનો ગણાય છે દુનિયાના બધા વેપારમાં ચાહનો વેપાર એક ટકા જેટલો છે ને એ એક ટકામાં હિન્દી ચાહ ⅓ જેટલી છે દર વરસે દુનિયામાં લોકો ૨૦ હજાર કરોડ ચાહના કપ પીએ છે, જેમાંથી ઉત્તમ ચાહના કપ હિન્દી ચાહમાંથી બનાવવામાં આવે છે (ચિત્રમય જગત)

### જુદાજુદા દેશોની રાજસભાનાં નામ

| | |
|---|---|
| અમેરિકા–કૉંગ્રેસ | સ્પેન–કોર્ટીઝ |
| ઇંગ્લંડ–પાર્લામેન્ટ | પોલૅન્ડ–સેઇમ |
| જર્મની–રાઇષ્ટાગ | હોલૅન્ડ–સ્ટેટ્સ જનરલ |
| ફ્રાન્સ–ચેમ્બર ઑવ ડેપ્યુટીઝ | ડેનમાર્ક–રિગ્સડાગ |
| ઇટલી–સેનેટ | આઇસલૅન્ડ–આલથિંગ |
| જાપાન–ડાયેટ | સ્વિટ્ઝર્લૅન્ડ–ફેડરલ ઍસેમ્બ્લી |
| તુર્કી–ગ્રાન્ડ નૅશનલ ઍસેમ્બ્લી | નૉર્વે–સ્ટૉર્ટિંગ |
| આયર–ડેલ | યુગોસ્લાવિયા–સ્કૂપ્ટશ્તિના |
| મિસર–પાર્લામેન્ટ | ઈરાન–મજલિસ |

### જુદાજુદા દેશોનાં રાષ્ટ્રીય નામો

| | |
|---|---|
| પર્શિયા–ઇરાન | જાપાન–નિપોન |
| ઑસ્ટ્રિયા–ઑસ્ટરરાઇખ | સ્પેન–ઇસ્પાના |
| હંગેરી–મૅગ્યારઑરઝાગ | બેલ્જિયમ–લા બેલ્જિક |
| જર્મની–ડૉઇશલાન્ડ | ઍબીસીનિયા–ઇથિયોપિયા |
| ગ્રીસ–હેલાસ | હોલૅન્ડ–નીધરલૅન્ડ |
| ચીન–ચુંગ કુઓ | પોલૅન્ડ–પોલાસ્કા |
| ઇજિપ્ત–મિસર | સ્વિટ્ઝર્લૅન્ડ–હેલ્વેશિયા |
| ફિનલૅન્ડ–સુઓમી | આયર્લૅન્ડ–આયર |
| | નૉર્વે–નૉર્જ |

### તમે પોતે

તમારું શરીર એક હેરતભર્યું યંત્ર છે. નવાઇની વાત તો એ છે કે એ ખૂબ જ અટપટું હોવા છતાં ભાગ્યે જ હેરાન કરે છે. ૨૫,૦૦,૦૦૦ છિદ્રો એ ધરાવે છે–લગભગ દર ચોરસ ઇંચે ૩,૦૦૦ ને માનવીના મસ્તકમાં ૨૦૦થી વધુ હાડકાં હોય છે! દર મિનિટે તમારા શરીરનું તમામ લોહી તમારા હૃદય દ્વારા પંપ થાય છે એક મિનિટમાં તમારું હૃદય ૭૦ ધબકારા લે છે અથવા દિવસભરમાં 1,00800 વખત' સરેરાશ દરેક મનુષ્ય પોતાના ફેફસામાં ૨૩૦ ક્યૂબિક ઇંચ હવા સમાવી શકે દર ઉચ્છ્વાસ દીઠ ૨૫–૩૦ ક્યુ ઇંચ એ બહાર કાઢે છે ને અંદર લે છે. ઘણુંખરા માણસો દર મિનિટે ૧૮ વાર શ્વાસ લે છે, સ્ત્રીઓ એથી સહેજ વધારે લે.

વળી શરીરમાં ૫૦૦થી વધુ સ્નાયુઓ છે ને લગભગ એટલી સંખ્યામાં શિરાઓ તથા રક્તવાહિનીઓ છે ૯૮.૬ ડીગ્રી(ફેરનહીટ) જેટલી અસાધારણ ગરમી તમે ધરાવો છો દરરોજ તમારું શરીર લગભગ ૪૮ઔંસ (૪ પાઈન્ટ) પાણી બહાર કાઢી નાખે છે–૨૦ ઔંસ ચામડી દ્વારા, ૧૦ ઔંસ ફેફસાં દ્વારા ને ૫૦ ઔંસ મૂત્રાશય દ્વારા આ ઉપરાંત અર્ધો ઔંસ નાઇટ્રોજન (નત્રવાયુ), એક ઔંસ મીઠું (મિનરલ સૉલ્ટસ) ને આઠ ઔંસ કાર્બન પણ તમે ગુમાવો છો આ ખોટનો ખાડો પૂરવાને સરેરાશ દરેક મનુષ્ય લગભગ પાા રતલ ખોરાક ને પાણી લે છે જે લગભગ દર વર્ષે એક ટન જેટલું થવા જાય છે.

## નવાં પુસ્તકો

**સુદામાચરિત** (કવિ પ્રેમાનંદ અને નરસિંહ કૃત) સંપાદક મગનભાઈ પ્ર દેસાઈ, ૦–૧૦–૦, **નિર્ભયતા** (શ્રી મશરૂવાળાના ગુજરાતી પુસ્તકનું હિંદી) અનુવાદક' કાશિનાથ ત્રિવેદી, ૦–૨–૦, **બે ખુદાઈ ખિદમતગાર** મહાદેવ હરિભાઈ દેસાઈ, ૦–૧૦–, ત્રણેના પ્રાપ્તિસ્થાન–નવજીવન કાર્યાલય અમદાવાદ **મંજૂષા**(કાવ્ય સંગ્રહ) લેખક–પ્રકાશક. 'મોહિનીચન્દ્ર', મુખ્ય વિક્રેતા આર. આર શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ–૨, ૨–૦–૦, **હિંદનું નાણુંતંત્ર** લેખક–પ્રકાશક જયંતીલાલ હ. મહેતા, સોલ એજન્ટ મુકુંદલાલ એન્ડ મહેતા એન્ડ કં રાવપુરા, વડોદરા, ૩ ૮–૦, **ઉર્દૂ લિપિ પરિચય** લેખક યજ્ઞવલ્ક્ય સદાનંદ અગ્નિહોત્રી, પ્રકાશક' જયંતીલાલ વિ મહેતા, શ્રી હરિહર પુસ્તકાલય, ટાવરરોડ, સૂરત, ૦–૮–૦; **ત્રણ દીકરા** સંપાદક નાગરદાસ ઈ પટેલ, પ્રકાશક બાલ વિનોદ કાર્યાલય, મલાડ (મુંબાઇ), **અક્ષરમાળા** સંપાદક તથા પ્રકાશક ઉપર પ્રમાણે ૦–૬ ૦, **ગુજરાતનો જય** (ખંડ બીજો) લેખક–ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક–ફુલછાબ કાર્યાલય રાણપુર, ૨–૦–૦, **કુમારનાં સ્ત્રીરત્નો** સંપાદક–ઇન્દુલાલ ગ યાજ્ઞિક, પ્રકાશક–પુસ્તકાલય સ સ મંડળ લિ , વડોદરા, ત્રીજી આવૃત્તિ, કાચું પૂંઠું ૧–૪–૦, પાકું ૧–૮–૦, **અછૂત કોણ?** લેખક–પુરાતન લલિત બુચ, પ્રકાશક–રાષ્ટ્રીય સેવાસમિતિ, અમદાવાદ, વિનામૂલ્ય, **ચાંગ-કાઈ-શેક** લેખક–'શ્યામ' ('જગતના વિધાયકો' માળાનું ત્રીજું પુસ્તક) પ્રકાશક–સ્વસ્તિક બુકડેપો, ૪૫૧ કાલબાદેવી રોડ, મુંબાઈ–૨, ૦–૪–૦, **સીંગાપુર (પતન), ડચ ટાપુઓ, ઑસ્ટ્રેલિયા** ત્રણેના લેખક–ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશક ઉપર પ્રમાણે, દરેકના ૦–૮–૦, **પચવ્યાયામ** (લાઠી, મલખમ, દંડ, બેઠક અને લેજિમ) પ્રકાશક–ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, પો કરાડી (સુરત), ૦–૧૪–૦, **હિંદુ જીવનદર્શન** (રાધાકૃષ્ણનના 'હિંદુ વ્યૂ ઑવ લાઈફ' ઉપરથી) અનુવાદક–ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ, ૦–૧૦–૦, **ખેડૂતનો શિકારી અને મધ્યમસરની ચાલ** (બે નાટકો) લેખક–જુગતરામ દવે, ૦–૪–૦, **સ્વરાજ્યશાસ્ત્ર** (વિનોબા ભાવે કૃત) અનુવાદક–પાંડુરંગ ગણેશ દેશપાંડે, પ્રકાશક–ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૦–૬–૦, **ઉર્દૂ લિપિ શિક્ષિકા** હસરાજ જૈન અને ગિરિરાજ કિશોર, ૦ ૭–૦, **સુદામાજીના કેદારા** (નરસિંહ મહેતા કૃત) સંપાદક–મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, ૦–૧–૬, પાંચે પુસ્તકના પ્રકાશન તથા પ્રાપ્તિસ્થાન–નવજીવન કાર્યાલય, અમદાવાદ **૫ મહા** **રાણીશંકર શર્માનું જીવનચરિત્ર** લેખિકા–પ્રકાશિકા ઇચ્છાદેવી મ શર્મા, માળીવાળા જૂનાગઢ, મૂલ્ય–શ્રદ્ધા.

# આ મહિનો (ઑગસ્ટ) ઇતિહાસમાં

**તા. ૫** જગતના સાહિત્યમાં નામાંકિત નવલિકાઓ આપનાર ફ્રેન્ચ નવલ-નવલિકાકાર હેન્રી રેને આલ્બર્ટ ગાય દ મોપાસાં-નો જન્મ, ઈ ૧૮૫૦.

**તા. [illegible]** 'ધ રિડલ ઑવ ધ યુનિવર્સ' (વિશ્વપ્રપંચ)ના લેખક, મહાન ઉત્ક્રાન્તિશાસ્ત્રી અર્ન્સ્ટ હાઇનિક હેકલનું અવસાન, ઈ ૧૯૧૯.

**તા. ૧૨** વેલિંગ્ટને અહમદનગર પર હલ્લો કરી જીતી લીધું, ઈ ૧૮૮૩.

**તા. ૧૭** પ્રુશિયાના મહાન રાજા ફ્રેડરિકનું અવસાન, ઇ ૧૬૮૧

**તા. ૨૪** વિસુવિયસ જ્વાળામુખી ફાટવાથી થએલો પૉમ્પીઆઈ નગરનો વિનાશ, ઇ ૭૯.

**તા. ૨૬** સ્વ. લોકમાન્ય તિલક પછી તેમની રાજકીય પ્રવૃત્તિનું તેમજ તેમના 'કેસરી' પત્રનું સુકાન સંભાળનાર વિખ્યાત મહારાષ્ટ્રીય સાહિત્યકાર, પત્રકાર અને લોકનેતા નૃસિંહ ચિંતામણ કેળકરનો જન્મ, ઇ.૧૮૭૨.

**તા. ૨૭** અમેરિકાના આજના મહાનગર ન્યૂયૉર્કને ડચ લોકો પાસેથી અંગ્રેજોએ કબજે કરી તેનું મૂળ નામ ન્યૂ આમ્સ્ટર્ડામ બદલી ડ્યૂકનું નામ પાડ્યું, ઈ ૧૬૬૪

**તા. ૩૧** 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'ના રચનાર અંગ્રેજ લેખક અને ધર્મોપદેશક જૉન બનિયનનું અવસાન, ઇ. ૧૬૮૮ પોતાના સ્વતંત્ર ધર્મવિચારો ઉપદેશવા માટે રૂઢિચુસ્ત કાયદાએ તેને બે વાર જેલમાં નાખ્યો. તેનું ઉપલું વિખ્યાત પુસ્તક પણ ત્યાં જ લખાયું

### આ માસની વ્યક્તિવિશેષ

## ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર

ગુજરાતના આ પ્રમુખ અને પ્રતિભાશાળી રસાયનશાસ્ત્રીનો જન્મ સુરતની સુતાર જ્ઞાતિમાં અગ્રેસર ગણાતા ગજ્જર કુટુંબમાં ઈ. ૧૮૬૩ના ઑગસ્ટમાં થયો. ઉજ્જ્વળ બુદ્ધિશક્તિથી પોતાનો પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ પૂરો કરી સોળ વર્ષની વયે તે મૅટ્રિક થયા ને મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી રસાયનશાસ્ત્રના પ્રશ્નપત્રમાં ૩૦૦માંથી ૨૨૫ માર્ક મેળવી બી. એસસી.ની પરીક્ષામાં તેઓ પહેલા વર્ગમાં પાસ થયા અને કૉલેજના ફેલો નીમાયા. એ દરમિયાન એમ. એ. થઇને કાયદાનો પણ થોડો અભ્યાસ કર્યો. પરંતુ તેમનું ધ્યેય તો હિંદમાં લોકહિતાર્થ વિજ્ઞાનનો—ખાસ કરી રસાયનશાસ્ત્રના વિકાસ કેમ થાય એ જ હોવાથી તેમણે આગળ અભ્યાસ મૂકી દીધો, અને કરાંચીની સિંધ કૉલેજની રૂ. ૩૦૦ની પ્રોફેસરી સ્વીકરીને



શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ જેવા દેશભક્ત રાજવીના આશ્રયે રાસાયણિક ઉદ્યોગો ખીલવવાની પોતાની યોજનાનો અમલ થઈ શકવાની ભાવનાથી વડોદરા કૉલેજમાં રસાયણશાસ્ત્રના પ્રોફેસરની રૂ. ૨૦૦ની જગ્યા સ્વીકારી ત્યાં તેમણે રાજ્યના રંગાટી ઉદ્યોગોનો અહેવાલ તૈયાર કર્યો, તેના અમલ માટે છાપકામ ને રંગાટીકામની વિલાયતની સંસ્થાઓ સાથે સ્પર્ધા કરે તેવી પ્રયોગશાળા કાઢી, અને મોટા પાયા પર હુન્નરઉદ્યોગની સંસ્થાની યોજના ઘડી આપી, જે પરથી શ્રીમંત ગાયકવાડે ઇ ૧૮૯૦ના જૂન માસમાં હાલના 'કળાભવન'ની સ્થાપના કરી પ્રો ગજ્જર 'કળાભવન'ના આચાર્ય નીમાયા અને ત્યારથી તે ૧૮૯૬ સુધી એ સંસ્થાના કાર્ય અને કીર્તિ વધારવાના ચિંતન, યોજના અને કાર્યમાં એમણે અવિશ્રાંત જહેમત ખેડી. આ દરમિયાન તેમણે પાઠ્ય પુસ્તકો માટે ગુજરાતીમાં વૈજ્ઞાનિક સાહિત્ય પ્રગટ કરવા માટે સ્વ કવિ કાન્તને ત્યાં રોકાવ્યા ને શ્રીમંત સયાજીરાવ પાસે રૂ ૫૦,૦૦૦ જેવી મોટી રકમ કઢાવી. એ ઉપરાંત રંગાટની વિદ્યામાં પારંગત થવા તેઓ જર્મન ભાષા શીખ્યા અને પછી એ જ્ઞાનના બળે 'રંગરહસ્ય' નામનું ત્રિમાસિક પત્ર પણ કાઢવા માંડ્યું. કળાભવન વિકાસ પામી ધંધાઉદ્યોગની એક વિદ્યાપીઠ બને એ ઉદ્દેશ બર લાવવા રાતદિવસ તે પ્રવૃત્તિશીલ રહ્યા; પણ અંતે બીજાં ખાતાંઓની ડખલને લીધે સ્વમાની પ્રો. ગજ્જરે ૧૮૯૬માં કળાભવન છોડ્યું

ત્યાંથી મુંબઈ આવીને વિલ્સન કૉલેજમાં તે કેમિસ્ટ્રીના પ્રોફેસર નીમાયા ત્યાં 'યુનિવર્સિટી રીફૉર્મ'ની ચળવળ કરી રસાયનશાસ્ત્રનો જુદો વિષય બનાવ્યો, જેને પરિણામે એ શાસ્ત્રના નિષ્ણાત સ્નાતકો નીકળવા લાગ્યા એવામાં મુંબઈમાં અસાધ્ય ને સખત મરકી ફાટી નીકળી તેના ઉપચાર તરીકે પ્રો. ગજ્જરે 'આયોડિન ટરક્લોરાઈડ' નામની દવાની શોધ કરી જગતના અમુલ્ય ઔષધોમાં એકની વૃદ્ધિ કરી અને પરદેશી કંપનીઓએ મોટી કીમત આપવા છતાં તેનું પેટન્ટ ન લેતાં જનતા માટે તે ખુલ્લી રાખી ૧૮૯૮માં મુંબઈમાં મહારાણી વિક્ટોરિયાના બાવલાનું મુખ કોઈ સજ્જડ કાળા રંગે રંગી ગએલું તે ડાઘ ભલભલાથી પણ ન નીકળ્યા તે તેમણે કાઢી સૌને છક કરી નાખેલા દેશમાં વિજ્ઞાનશાસ્ત્રીઓ તૈયાર કરવાની જરૂર લાગવાથી ૧૮૯૯માં તેમણે 'ટેકનો-કેમિકલ લેબોરેટરી' નામની સ્વતંત્ર પ્રયોગશાળા મુંબઈમાં ઊભી કરી પોતાની અંગત આવક આ પ્રયોગશાળામાં નાખી તેમણે તેને સમૃદ્ધ કરી યુનિવર્સિટી ને મેડિકલ કૉલેજ પોતાના વિદ્યાર્થીઓને ત્યાં જ કામ કરવા મોકલતા એવી એની ખ્યાતિ હતી તે પછી ઝાંખા પડી ગએલા સાચા મોતી ધોવાનો અજબ નુસખો એમણે શોધી કાઢ્યો આથી તો દુનિયાભરના રસાયણશાસ્ત્રીઓ હેરત પામી ગયા! આ ધંધામાં એ લાખો રૂપિયા કમાયા જે તેમણે રસાયનશાસ્ત્રના પ્રચાર માટે વાપર્યા. ૧૯૦૨ પછી તેમની જ પ્રેરણા, યોજના ને અવિશ્રાંત શ્રમથી વડોદરાનું 'ઍલેમ્બિક કેમિકલ વર્ક્સ' સ્થાપવામાં આવેલું

૧૯૦૨ની સાલના યુનિવર્સિટી કમિશન સમક્ષ પણ તેમણે જુબાની આપી વૈજ્ઞાનિક કેળવણી વિષયક પોતાના વિચારો અને યોજનાઓથી કમિશનને છક કરી દીધેલું આ જ સાલમાં શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી સાથે તેમણે સુવ્યવસ્થિત સમાજ, કારખાનાં અને વૈજ્ઞાનિક પરખ કરી શાળાઓવાળું એક આદર્શ સંસ્થાન સ્થાપવાની 'કલ્યાણગ્રામ' નામની યોજના ઘડેલી, પણ પાછળથી આર્થિક સ્થિતિ નબળી થતાં એમની એ મુરાદ બર ન આવી ૧૯૧૦માં તેમના પત્ની કાશીબેન ગુજરી ગયાં, આંતરિક જીવન ક્લેશમય અને દુઃખી બની ગયું ને અશાન્ત ચિત્તને લીધે અંતે અનિદ્રાના ભોગ બનેલા પ્રો ગજ્જરના અંતિમ દિવસો ખૂબ કરુણ, એકાકી ને આર્થિક સંકડામણવાળા નીવડ્યા. ૧૯૨૦ના જુલાઈની ૧૬મી તારીખે આ વિખ્યાત ગુજરાતી રસાયનશાસ્ત્રીએ આ લોકનો ત્યાગ કર્યો



ગણેશજનની — શિલ્પી શ્રીધર મહાપાત્ર

# ૧૮ એપ્રિલ ૧૯૩૬

આ દિવસ ગુજરાતી શબ્દરચના હ-રીફાઈઓના ઇતિહાસમાં યાદગાર રહેશે, આ દિવસેજ જન્મભૂમિ ગુજરાતી શબ્દરચના હરીફાઈના પ્રથમ વ્યૂહના મંગળાચરણ થયાં એ બનાવને ૯ વર્ષ ૪ માસનાં વહાણાં વહી ગયાં.

### પ્રગતિની પારાશીશી

પ્રથમ વ્યૂહમાં રોકડા અને પુસ્તકો-નાં મળીને એક હજારનાં ઈનામો વહેંચાયાં હતાં. ત્યાર બાદ ગુજરાતી જનતાનો સહકાર ઉત્તરોત્તર વધવા સાથે ઇનામની રકમમાં પણ સંગીન વધારો કરવામાં આ-વ્યો. વ્યૂહ ૩૫માં, સુવર્ણ વ્યૂહ ૫૦માં અને વસંત વ્યૂહ ૫૪માં, દરેકમાં રૂપિયા ૫,૦૦૦નાં ઈનામો વહેંચાયાં. પ્રથમ વ્યૂહમાં પહેલું ઈનામ રૂા. ૫૦૦ (રોકડા)નું હતું. વ્યૂહ ૫૪માં પહેલું ઇનામ રૂા. ૩૦૦૦ (રોકડા)નું હતું.

### જનતાનો સહકાર

જ્ઞાન, ગમ્મત અને અર્થના ત્રિવિધ લાભની પ્રાપ્તિ માટે અદ્વિતીય એવા જન્મ-ભૂમિ હરીફાઇના શબ્દવ્યૂહોને જનતાએ સારી તરહ અપનાવી લીધા. ચૉરે ને ચૌટે ગામગપાટાનું સ્થાન જન્મભૂમિ હ-રીફાઈના વ્યૂહની ચર્ચાએ લીધું. ઘરમાં ને ઑફિસમાં અન્ય ગોષ્ઠિનુ સ્થાન વ્યૂહ ગોષ્ઠિએ અને ચાવીની બુદ્ધિયુક્ત દલીલો-એ લીધું. પહેલા વ્યૂહથી માંડીને વ્યૂહ ૫૭ સુધીમાં લાખો હરીફોએ ભાગ લીધો. જેમાં ૩૪૬૯૦ હરીફોને નાની રકમથી માંડીને ચાર આંકડાની રકમનાં ઇનામો જીતવામાં સફળતા સાંપડી. એ રીતે આજ સુધીમાં આશરે રૂા. ૧,૭૫,૦૦૦નાં ઈનામો વહેંચાયાં.

### અઠવાડિક મુખપત્ર

જનતાના સહકારની વધતી જતી માત્રા સાથે કદમ મિલાવવા માટે જન્મ-ભૂમિ હરીફાઈના સંચાલકોને એક અઠ-વાડિક મુખપત્રનુ પ્રકાશન આવશ્યક જણાયું. તા. ૧૦મી ઑગસ્ટ ૧૯૪૧ની આસપાસ "હરીફાઇ" અઠવાડિક પ્રસિદ્ધ કરવાનો નિર્ણય લેવાયો અને તા. ૧૭મી ઑગસ્ટના દિવસે હરીફ જનતાની સેવામાં "હરીફાઇ" અઠવાડિકનો પ્રથમ અંક સાદર થયો. ત્યારથી હરીફ જનતાનો ઉત્તરોત્તર વધુ ને વધુ ચાહ મેળવતું આ અઠવાડિક મક્કમ પ્રગતિ કરી રહ્યું છે.

### વ્યૂહ ૫૭નું પરિણામ

આ વ્યૂહના પરિણામ પર દૃષ્ટિપાત કરતાં જણાશે કે, (૧) કોઈપણ હરીફનો ઉકેલ સીલબંધ ઉકેલ સાથે મળતો નથી. (૨) બે ભૂલમાં બે હરીફો પહેલુ ઇનામ મેળવી જાય છે. (૩) એમાંથી એક હરીફે તો માત્ર એક જ પ્રવેશપત્ર ભર્યું છે. જન્મ-ભૂમિ હરીફાઈ વ્યૂહોના પરિણામ પરથી એક વસ્તુ સિદ્ધ થાય છે કે :—

**આ શબ્દવ્યૂહો લૉટરી નથી. પણ જ્ઞાન, ગમ્મત અને અર્થલાભની ત્રિવિધ પ્રાપ્તિનું બેમૂલ વાહન છે.**

KUMAR Reg. No B. 180

# SHIP BRAND FABRICS.

SELL ON THEIR MERITS!

## બર્મા, સીલોન અને દેશપરદેશમાં લોકપ્રિય




આપના વ્યક્તિત્ત્વની છાપ પાડવા, આપનું મન પ્રફુલ્લિત રાખવા, આપના મિત્રમંડળમાં આદર મેળવવા, તેમજ ઉપરી અધિકારીની ખુશી મેળવવા 'જહાજ છાપ' કાપડ અનિવાર્ય છે.

☆

કૉટનક્રેપ, લૉંગકલૉથ, પૉપ્લીન્સ, શર્ટીંગ્ઝ, ખાકીડ્રીલ્સ, ટવીલ્સ અને પંધરીકલૉથ્સ, સફેદ ડ્રીલ્સ અને ટવીલ્સ, સાટીન ડ્રીલ્સ, બ્લ્યૂ ડ્રીલ્સ, ગ્રે ડ્રીલ્સ, ડેસૂટીઝ, કેસમેન્ટ કલૉથ્સ, શીટીંગ કલૉથ્સ, ટેબલ કલૉથ્સ, ટૉવેલ્સ, નેપકીન્સ વિ. વિ.

## બાવા પ્રદ્યુમ્નસીંગ ઍન્ડ સન્સ.

હેડ ઑફિસ

કટરા આલુવાલીયા - અમૃતસર

શાખાઓ

ચંદરચોક મુ. જે. માર્કેટ - મુંબઈ · કલકત્તા · દિલ્હી · લાહોર · કેરા




ચિત્રો—



કાવ્યો—



ચરિત્ર—



વાર્તા—



લેખો—



વિભાગો—



---


મુદ્રક—બચુભાઈ રાવત, તંત્રી અને પ્રકાશક—રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂ. ૬, બ્રહ્મદેશના રૂ. ૬॥, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના, મુંબઈમાં - કુમાર ઑફિસ, ૧૩૬–૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, આર આર મોદીને અથવા રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ, વડોદરામાં નૂતન રેડિયો સપ્લાય, રાવપુરા



સિંહગુફામાં ડૅનિયલ — અંતની કસોટી

ચિત્રકાર • બ્રિટન રિવાયેરી, આર.એ.

(કથાપ્રસંગ તથા ચિત્રપરિચય માટે જુઓ પૃ. ૨૩૯)

# મારી નજરે

ઉત્તર ભારતનાં કલાકેન્દ્રોની તંત્રીની સંસ્કારયાત્રામાં આ સાથેના નકશામાંની રેલ્વેલાઈની રેખાએ રેખાએ કરેલી શાન્તિનિકેતન, કલકત્તા, ઝરિયા, નાલંદા, પટણા, બનારસ અને લખનૌની મુલાકાતો પછી આગળનાં દર્શનો




## કાનપુર

ઝરિયા જવું જ ગુજરાતનું બીજું મોટું મથક કાનપુર માગી રહ્યું. અમારા સ્નેહીસબંધી અને સાહસિક ઉદ્યોગનિર્માતા શ્રી ગોવર્ધનદાસ ભટ્ટ તથા તેમના સુપુત્રો અને હળવદવાળા હિંમતભાઈ એમ ચારપાંચ જણાએ ટ્રેનના ડબાઓ પર છુટીછુટી નજર રાખી હતી. સ્વદેશી મહેમાનોને હાથ કરતા તેમને વાર લાગી જ નહિ. દાદર પાસે વૃદ્ધ ગોવર્ધનદાસકાકા ઊભા હતા. અમને જોઈ તેમનું મન બહુ પ્રસન્ન અને ઊર્મિલ બનેલું લાગ્યું.

ઘેર પહોંચ્યા પછી સમજાયું કે અહીંના બંધુઓના પ્રેમપાશથી સહજમાં છૂટા થવાય એવું નથી. કાનપુરમાં એ સૌને મળવા સિવાય કંઈ પ્રયોજન નહોતું, એટલે ત્યાં મુકામ રાખી એક દિવસ અલ્લાહાબાદ માત્ર હાથથેલી લઈ જઈ આવવું અને અહીં જ સૌની સાથે વધુ વખતનો લાભ લેવો એમ ઠરાવ્યું. અલ્લાહાબાદના અજ્ઞાતમિત્રોને પણ ઓછામાં ઓછી તકલિફ થશે એ વિચાર પણ યોગ્ય લાગ્યો. કાનપુરમાં કળાવિષયક સંશોધન કે પરિચયો કરવાના હતા નહિ, પણ કાનપુરનો વ્યાપારઉદ્યોગ-વિસ્તાર જોવા જેવો લાગ્યો. ગુજરાતી બંધુઓએ ત્યાં સારી પ્રગતિ કરી છે અને હવે ઉદ્યોગો સ્થાપવાના મનસૂબા પણ કરી રહ્યા છે. મિલ સ્ટોર્સ અને સ્વદેશનું બજાર તો તેમના જ હાથમાં છે, એટલે શ્રી ગોવર્ધનદાસ ભટ્ટના સુપુત્ર મુકુટલાલે 'પીપલ્સ આયર્ન ઈન્ડસ્ટ્રીઝ' સ્થાપવાની પ્રવૃત્તિ હાથ ધરી છે. ધંધાની સાથે ગુજરાતી બંધુઓએ વેપારી તરીકે સારી શાખ પાડી છે. તેમનો શુદ્ધ વ્યવહાર, ચીવટ અને નિયમિતતા વખણાય છે. કાનપુર ઉદ્યોગનું કેન્દ્ર હોવાથી ત્યાં એક સારી ટેકનોલોજિકલ સ્કૂલ છે. તેના ગુજરાતી પ્રિન્સિપાલ શ્રી શ્રૉફ લોકપ્રિય વ્યક્તિ છે. તેમના જ સ્ટાફમાં શ્રી હરિલાલ નૂણાણી સાયન્સના પ્રોફેસર છે. બીજા સુપ્રસિદ્ધ ગુજરાતી ડૉ. લાભશંકર ભટ્ટ હું ગયો તે પહેલાં થોડા જ વખતે દિલ્હીમાં સરકારી ઈમ્યુનિઝેશન ખાતામાં ઊંચા હોદ્દા પર બદલી થવાથી ગએલા. ડૉ. ભટ્ટે કાનપુરમાં ગુજરાતી સમાજની સેવા બહુ કરી છે અને તેથી સૌ તેમને યાદ કરે છે. તેમના પ્રયાસથી કાનપુરની ગુજરાતી શાળાનું ત્રણ માળનું સુંદર મકાન બંધાયું છે અને કાનપુરની તે એક નમૂનેદાર શાળા મનાય છે. આ મકાનમાં ગુજરાતી મંડળે મારા જવાના પ્રસંગને એક મેળાવડા રૂપે વધાવ્યો. વિદ્યાર્થીઓ, તરુણો ને ગૃહસ્થોની મોટી હાજરી ત્યાં થઈ હતી. ગુજરાતી સમાજના પ્રાણસંચાલક શ્રીયુત ચંદારામજીએ તે પ્રસંગે સુંદર પ્રવચન કર્યું હતું અને મંડળે મારા પ્રવાસની હકીકત બહુ રસપૂર્વક સાંભળી હતી. કાનપુરનું ગુજરાતી યુવક મંડળ બહુ આશાસ્પદ

અલ્લાહાબાદમાં 'લીડર' પત્રની હિંદી આવૃત્તિના 'પુસ્તક પરિચય'કાર, અને લીડર પ્રેસ તરફથી પ્રકટ થતા પુસ્તકોના વ્યવસ્થાપક શ્રી વાચસ્પતિ પાઠકજી અમારા યજમાન હતા. સાહિત્ય અને કલાના રસિક આ વિદ્વાનનું મિત્રમંડળ બહુ બહોળું અને દેશની જુદાજુદા પ્રકારની પ્રવૃત્તિઓ સાથે સંકળાએલું હતું.



★

યુવકોનું બનેલું છે. તે બધાની શુભ પ્રવૃત્તિ અને વિચારો પ્રકટ કરતું એક હસ્તલિખિત માસિકપત્ર જોઈ મને બહુ આનંદ થયો. કાનપુરમાં વળી મારા એક પુરાણા મિત્ર લક્ષ્મીદાસભાઈ ઠાકર મળી આવ્યા. તે ગ્રૅજ્યુએટ થએલા છે, છતાં ધંધામાં સાહસિક હોઈ કાનપુરમાં 'ઠાકર બોર્ડિંગ હાઉસ' કાઢ્યું છે. તેમનો આશય એ છે કે વેપાર રોજગાર માટે આવતા ભાઈઓને ઘર જેવી ખાનપાનની સગવડ મળે તો પરદેશમાં તેમનાં શરીર સારાં રહે અને પ્રગતિ સાધી શકે. વાત તો ખરી છે કે ગુજરાતી રસોડાની લિજ્જત ઈતર પ્રાંતોની બજારુ ભોજનપ્રથામાં લગભગ સ્વપ્નવત્ છે. શ્રી ઠાકરના ભોજનાલયમાં ઘરની જેમ જ દાળ શાકમાં મસાલા સુરુચિ પ્રમાણે નાખવામાં આવે છે અને શાકપત્ર પણ ગૃહસ્થની રસવૃત્તિ અનુસાર તાજાં મેળવે છે. એમનો સંકલ્પ છે કે એવી આતરિક સ્વચ્છતા અને પ્રામાણિકતા ન જળવાય ત્યારે એ ધંધો બંધ કરવો. કાનપુરના ઉદ્યોગકેન્દ્રો અને સંસ્થાઓ જોવાને તો બહુ દિવસો જોઈએ, એટલે મેં મિત્રમેળાપથી સંતોષ માની અલ્લાહાબાદ જવાનું વચમાંથી સાધી લીધું.

## અલ્લાહાબાદ

● શ્રીરામ શર્માએ અલ્લાહાબાદ લીડર પ્રેસમાં શ્રી વાચસ્પતિ પાઠકજીનું સરનામું આપેલું ત્યાં મેં આગલા દિવસે કાર્ડથી ખબર આપેલી. એક અજ્ઞાત મિત્રને મોડી રાત્રે તકલિફ રૂપ ન થવાના વિચારે રાત્રે

દસ વાગ્યે ટ્રેનમાંથી ઊતરી અમે વેઈટિંગ રૂમમાં સવાર પાડી દેવા ધારેલું, પણ એ અજાણી દુનિયામાં યે મને આગળથી શોધી આપનાર એક ઓમિયો લઈ પાઠકજીએ આવી નમસ્કાર કર્યા! એ બાદથી મને ઓળખાવ્યા તેમને તો હું ન ઓળખી શકયો. તે સાબરમતી આશ્રમમાં કોઈની જોડે આવ્યા હશે અને મને જોયો હશે. તે પાઠકજીને ત્યાં ઊતરેલા અને બીજી ટ્રેનમાં જવાના હતા તેથી અમારી પિછાન કરાવી ચાલતા થઈ ગયા. અમે તો સ્ટેશનમાં રહેવાનો અમારો ઈરાદો જાહેર કર્યો, પણ પાઠકજી તો કાંઈ જાણી જ ગયા હતા. શ્રીમન શર્માની ચિઠ્ઠી વાંચે પછી કંઈ કહેવાનું હોય જ નહિ. 'આપ પ્રથમ મેરે મકાનપે ચલીએ. બહુત દૂર નહિ હૈ' રાતના દસ વાગ્યે આધળાને દોરનાર લાકડી મળે એવી તેમની હાજરી અમને પ્રિય થઈ પડી. લીડર પ્રેસના કૅમ્પાઉન્ડમાં ઘોડાગાડી પહોંચી ત્યાં સુધીના રસ્તામાં કંઈ જ સૂઝ નહોતી પડતી. લીડર પ્રેસના આલીશાન મકાનની બારીઓ ઝગમગતી હતી અને સવારની પ્રતનો ધમધમાટ કરતા મશીનો ગાજતાં હતા. પાછળના ભાગમાં સ્ટાફને રહેવાના ખંડ હતા. તેમાંના એકનું બારણું પંડિતજીએ ખખડાવ્યું. આગળનો નાનો ખંડ એક મોટી પાટથી રોકાઈ ગયો હતો. તે પર ચોપડીઓના ઢગલા પડ્યા હતા અને ભીંત પર હિંદી કલાકારોનાં નાનામોટાં ચિત્રો ચોટેલાં હતા. તેમાં મેં આકારી કમળફૂલો લઈ જતા હંસોવાળું મારું 'મેઘદૂત'નું ચિત્ર જોયું. (જુઓ 'કુમાર' અંક ૧૦૩નું મુખચિત્ર) તે ચીંધીને કહે: 'આપકા અપ્રત્યક્ષ પરિચય તો પૂર્વમેં ભી હો ગયા હય આજ આપકે સ્વયં પધારનેસે મેં ઔર ધન્ય હુવા.' એ પાટ, બેઠક, બિછાનું અને મેલાપની જગ્યા હતી. હું ત્યાં ગોઠવાયો. પંડિતજીએ દરેક કલાકારનું હસ્તકૃત અસલ ચિત્ર પ્રાપ્ત કર્યું હતું. આ તેમનો ખાસ નાદ હતો.

મેં પત્રમાં સ્પષ્ટ લખ્યું હતું કે રાત્રે અમે કશું ભોજન લઈશું નહિ, છતાં તેમણે પોતે કંઈ ખાધું નહોતું અને અલ્પાહારની તૈયારી રાખી હતી. એમણે અને ચિ. નરેન્દ્રે તેનો ન્યાય કરી લીધો. બિછાના તૈયાર હતા, પણ આવા વિદ્વાન યજમાનનો પરિચય કરવાની ઇચ્છાએ ઊંઘ ન આવી, એટલે વાર્તાલાપે ચડ્યા. એવામાં 'લીડર'ના રાત્રિના મૅનેજર આવી ચડ્યા, તેમને પાછો પરિચય આપ્યો. તેનું પરિણામ એ આવ્યું કે સવારની પ્રતમાં મારા આવ્યાના સમાચાર અને મળવાનો સમય બીબામાં ગોઠવાઈ ગયા! શ્રી પાઠકજી 'લીડર' પત્રની હિંદી આવૃત્તિના 'પુસ્તકપરિચય'કાર અને પ્રેસ તરફથી પ્રકટ થતા પુસ્તકોના વ્યવસ્થાપક હતા. શુ પીના વિદ્વાનો થોડી અને સાદી સામગ્રી પર ઘર ચલાવી શકે છે; પણ અભ્યાસના પુસ્તકો અને સંગ્રહ પર બહુ પ્રેમ રાખે છે. શ્રી વાચસ્પતિજીનું મિત્રમંડળ બહુ બહોળું અને દેશની જુદીજુદી વ્યક્તિઓ સાથે સંકળાયેલું હતું. કળા ઉપર તેમણે કેટલી યે વાતો ધન્ય‌રાપૂર્વક કરી. તેમણે મારો બીજા દિવસનો પ્રોગ્રામ ગોઠવી કાઢ્યો. સવારમાં પ્રયાગસંગમ જઈ આવવું, બપોરે વિશ્રામનો સમય રાખવો, સાંજે મ્યૂઝિયમ જોવું. અલ્લાહાબાદ મ્યૂઝિયમમાં મહર્ષિ રોરીકે કેટલાક ચિત્રો લોન તરીકે આપેલા હતા તે હું જાણતો હતો. મ્યૂઝિયમમાં તેની ગોઠવણ, સંવર્ધન અને પ્રચાર કરનારા કલાપ્રિય સજ્જન શ્રી રામચંદ્ર ટંડનને મારે મળવું છે એ વાત મેં પાઠકજીને લખેલી, એટલે સવારમાં પ્રાતઃ વિધિથી પરવારી બેઠા કે તુરત ચેક કાશ્મીરી તરણ કાળી ટોપી, લાંબો કાળો અચકન ને પહોળી બાંયના ઝભ્ભામાં પોતાની સાઈકલ બારણાં આગળ ખડી કરી અંદર આવ્યા. 'યે ટંડન સાહબ આ ગયે.' પ્રેમપૂર્વક નમસ્તે થયા. તેમના હાથમાં લીડરની સવારની પ્રત હતી, તેમાં અમારો પ્રોગ્રામ છપાયેલો બતાવ્યો. તે વાંચી તેઓ તરત ખબર કાઢવા આવ્યા હતા



અલ્લાહાબાદના મ્યૂઝિયમની ગોઠવણ, સંવર્ધન અને પ્રચાર કરનારા કલાપ્રિય સજ્જન શ્રી રામચન્દ્રજી ટન્ડન

કે તેમને નીરાંતથી મળવા ક્યો સમય રાખશો. મારી ઈચ્છા પ્રથમ પાઠકજીએ વિદાય લવાને સાંજની ટ્રેનનો ટાઈમ પણ બહાર પાડી દીધો હતો, એટલે ટંડનજીને ચિંતા થએલી. પણ અમે ટૂંકમાં જણાવ્યું કે અલ્લાહાબાદમાં તેમને જ મળવાનું અને રોરીક ચિત્રાલય તથા મ્યૂઝિયમ જોવાનું જ માત્ર કામ હતું અલ્લાહાબાદ મ્યૂઝિયમના પ્રસ્તાવક શ્રી વ્યાસજી પ્રવાસમાં હતા, એટલે તેમની ખોટ તો ભોગવવાની જ. ટંડનજીના ગયા પછી એક ટમ્ટમ ભાડે કરી અમે પ્રયાગતીર્થ તરફ હંકારી ગયા અલ્લાહાબાદ શહેરનો સરિયામ રસ્તો વીંધીને લગભગ ચાર માઈલ સુધી અમને લોકજીવન નીરખતા જતા વખત લાગ્યો લાગ્યો નહિ, પણ લગભગ સવા કલાકે ત્યાં પહોંચ્યા.

**પ્રયાગ સંગમ**

■ પ્રયાગ સંગમ આગળ બંને મહાનદીઓના પટ શહેરની સપાટીથી ઘણા નીચા-લગભગ વીસ ફૂટ જેટલા-ઊતરી ગએલા છે, પણ યુગોથી નદીનાં પૂરોએ તેનો વિસ્તાર એટલો બધો વધારી દીધો છે કે બે નદી મળે છે તેની વચ્ચેના રેતાળ પ્રદેશમાં બાર વર્ષે ભરાતો કુંભ મેળો તેમાં સમાઈ જાય છે. લગભગ વીસ લાખ માણસોની મેદની ત્યાં જમે છે અને આખા હિંદુસ્તાનના ધર્મ સંપ્રદાયોના સાત્વિક નરનારીઓ, વેશનીઓ, વેપારીઓ અને રખડુઓનો ત્યાં સંપર્ક જામે છે. એનો બંદોબસ્ત રાખવા ખાસ પોલીસ, ખાસ મ્યુનિસિપાલિટી તથા અનેક સેવાસંઘોનો પ્રબંધ થાય છે. આ મેળો જગતનો મહામેળો ગણાય છે, કારણ કે આ મેળા'ની સંખ્યા જેટલી બીજા કોઈ મેળાની સંખ્યા પર પરા થતી નથી. આખા આર્યાવર્તની એકતા સાધવા પ્રાચીન મહર્ષિઓ અને સંત મહાત્માઓએ આ સ્થાનનું માહાત્મ્ય કેવી રીતે જમાવી દીધું છે તે વિચારીએ તો આશ્ચર્યકારક પ્રકાર લાગે છે. અહીં સાલ કુંભમેળો થયો હતો, પણ યુદ્ધના પ્રસંગોએ નવા આવનાર પર અંકુશો મૂકી દીધા હતા. અમે ગયા ત્યારે તો એ પ્રદેશ સાવ ખાલી હતો. માત્ર પંડાઓની કુટિરો અહીંતહીં નાનો અને ચિહ્નોવાળા ધજાગરા ફરકાવી રહી હતી. અમે નદીના પટમાં ઊતર્યા કે તરત પંડાઓએ અમારો પીછો પકડ્યો, પણ અમે જાત્રાળુ નથી, જ્ઞાનપ્રવાસીઓ જ છીએ એવો ખુલાસો પાઠકજી સ્થાનિક હોવાથી આપી દેતા એટલે ચૂપ થઈ જતા. આ પંડાઓ જાત્રાળુઓને પોતાની કુટિરમાં મુકામ આપે, તેમના કપડા જોડા વગેરે સાચવે, વિધિપૂર્વક



અલ્લાહાબાદમાં પ્રયાગ સંગમ આગળ યાત્રાળુઓની હોડીઓ સ્નાન કરાવે અને શ્રદ્ધાપ્રમાણે દાન ઉઘરાવે છે અમારે કોઈનું કામ નહોતું, છતાં એક પંડ્યો જિદ કરીને પણ અમે સંગમ આગળ જવા એક હોડી કરી તેમાં ચડી બેઠા અને આશા હતી કે સ્નાન કરવી વેળા નો તેને તઃ મળશે હોડી સંગમમાં યમુનાના પ્રવાહમાં જ ઊભી રહે છે ગંગાનો પ્રવાહ બહુ વેગવંત હોવાથી કોઈ તે બાજુ નહાવા જતું નથી સંગમ નિકાળું આગળ લાકડાનો એક લાંબો ટૂકો બાંધેલો છે, તેને પકડીને લોકો સ્નાન કરી લે છે વળી ત્યાં યમુનાના સામેબાજુ પણ બહુ જોર છે ઘણી વાર તે માણસોને બચકાં ભરી જાય છે કપડાં ધોવાનું સાધન તો ત્યાં હોય જ શાનું? બીજે કપડે હોડીમાં ચડી કોરાં બદલી લેવાના અમે ઉપરની ચેતવણી અને સાવચેતીઓ પાળી સ્નાન કરી લીધું અને હોડી પાછી ફેરવી પૈસા પંડ્યાજીને કઈ આશ્વાસન ન અપાયું, પણ હોડીવાળાને એક આનો વધારે આપ્યો. પંડાઓનું જોર એટલું બધું હોય છે કે તેઓ હોડી કરાવી આપે તો હોડીવાળા પર તેમનો હક ચડે ' અમસ્તા બેસવા દેવાની તો કોઈ પંડાને ના જ ન પડાય આ પંડાઓ મુસાફરોની પ્રામાણિક સેવા કરે અને સંસ્કૃતિના આ દાનપ્રદાનના કાર્યમાં પ્રયાસ કરે તો આખા ભારતવર્ષને ઉપકાર કરી શકે બરાબર એક વાગ્યે અમે મુકામ પર પહોંચ્યા અને યાત્રાના તપથી ક્ષુધાદેવી પ્રસન્ન થયાં હતાં તેમને પાઠકજીની અન્નકુટિરમાં વધાવી લીધાં તે પછી શાકે પણ થોડો હક કરી આંખ મીંચાવી દીધી

## કલાકાર સુખવીરસિંહજી સંન્યાલ

● પંદરેક મિનિટ બાદ જાગ્યો તો કોઈ યુવાન સાથે પાઠકજીને વાર્તાલાપમાં ગૂંથેલા સાંભળ્યા લીડરની સવારની જાહેરાત વાંચી એ ભાઈ આવી પહોંચેલા લખનૌ આર્ટ સ્કૂલમાં કલાવિભાગમાં ડીપ્લોમા લઈ આવેલા એ યુવાન કલાકાર સુખવીરસિંહ સંન્યાલે ભાઈ છગનલાલ જાદવ પાસેથી મારો પરિચય મેળવેલો, એટલે આકર્ષાઈ સંપર્ક સાધવા ધાર્યું હતું એ ભાઈએ પોતાની કળાશાળા ઉઘાડી છે અને યુનિવર્સિટીના આશ્રયે એક કળાવર્ગ ચલાવે છે તેમણે આગ્રહ કર્યો કે મારે તેમની શાળા જોવી સમયની ખેંચ હતી, પણ નિરુપાયે તેમને વશ થવું પડ્યું શ્રી પાઠકજીએ બે મિત્રોને બોલાવી, બીજા મુલાકાતીઓને ચાર વાગ્યે મ્યૂઝિયમનો વાયદો આપવો ઠરાવી, અમારાં બિસ્તરા પોટલાં સાથે ટાંગો ઉપાડ્યો. સામાન પ્રથમ વેઈટિંગ રૂમમાં મૂકી દીધો અને પછી આગળ ચાલ્યા. અંતર બહુ લાંબુ જણાયું, પણ તેથી અલ્લાહાબાદની એક બીજી બાજુ જોવા મળી માર્ગમાં નહેરુજીના આનંદભવનના દર્શન કર્યાં સુખવીરસિંહજીની શાળા એક બગલાના નીચલા ભાગમાં હતી પ્રકાશની કે બેઠકની ગોઠવણ બરાબર નહોતી, પણ તેણે

---

## વિખ્યાત નૃત્યકાર ઉદયશંકરે, આલ્મોડાના પોતાના આ મંગલપ્રવચન સર્વ કક્ષાના

તમારા મનમાં ઘણી અભિલાષાઓ હશે શીખીને, શીખવીને તેમજ આત્મસુધારણા કરીને તમે મહાનૃત્યકાર બનવા ચાહતા હશો પરંતુ આ કેન્દ્રમાં તો ઘણું આપણેના સિદ્ધાન્તો પર આધાર રાખે છે આ કેન્દ્રનો ખાસ હેતુ મહાન નૃત્યકારો બહાર પાડવાનો નથી, તેમજ તમને ધંધાપ્રવીણો બનવા પણ રોકો નહિ જ મો એમ છતાં જો તમે પાયાના અમર ગુણોનો વિકાસ કરી નાખશો તો મહાન નૃત્યકાર થવાની આશા જરૂર રાખી શકો અને તે પૂર્ણ ન થઈ શકે તો ય તમને પસંદ પડતી કોઈપણ જીવનશ્રેણીમાં કૌશલ્ય દાખવી શકશો. આજની કેળવણીમાં જેનો અભાવ છે એવા ઘણા આંતરબાહ્ય સંસ્કારો તમે આ તાલીમથી મેળવી શકશો તમારી ગૌરિકતાને દાબી દઈ ઈતર તત્ત્વોનો બોજો તમારા પર અમે જરા યે લાદવા માગતા નથી તમારાપણું જ વિકાસ પામે, તમારો જ આત્મા પ્રકાશમાન થાય અને જીવનમાં તમારા માટે જે કંઈ કલ્યાણમય હોય તેને તમે પિછાની શકો એ જ અમારો આશય છે આટલું સહીજનું જેટલું સરળ છે તેટલું જ તે કર્તવ્યમાં મૂકવું કે પાર ઉતારવું એ દુર્ઘટ કાર્ય છે

અહીંની તાલીમમાં તમે ચિત્તને એકાગ્ર કરતાં શીખશો, કલ્પના પામશો, વસ્તુનું યથાર્થ દર્શન કરતા થશો અને કોઈપણ જાતના ભય વિના અન્વેષણ કરતા થશો આવી ક્રિયાઓ દ્વારા તમે તમારું આત્મસ્વરૂપ સ્પષ્ટપણે જોઈ શકશો આ સ્થાનમાં તમારા આરામ ખાતર, વૈભવ કે વિલાસ ખાતર આપીએ એવી કોઈ સામગ્રી નથી પણ તમને જ નાનકડાં ખંડ રહેવાને મળેલા હોય તે સ્વચ્છ, સુઘડ અને સાફસૂથરાં રાખજો તમારી પાસે સાધન હોય તો તમારો વાસ ભલે શણગારો, પણ જો તમે અકિંચન હો તો તમે વધ રે શ્રમ લઈ સ્વચ્છ અને ચપળ બની શકો છો ફૂલો, પાનો, વૃક્ષડાળીઓ કે બીજી સુંદર ચીજોથી તમારા સાદા અને ચોખ્ખા વાતાવરણમાં આનંદ અને સુંદરતાની ભેટ કરશો આ રીતે તમારા નિવાસગૃહ ઉપરાંત તમારું શરીર પણ બહારથી અને અંદરથી સ્વચ્છ અને પવિત્ર રાખજો એ અત્યંત મહત્ત્વનું છે ગમે તેવા ગંદા ગપાટાથી, બીજાને દુઃખ લાગે યા ગેરસમજ થાય કે યા વાક્પ્રહારોથી બચજો જે વાત તમે પૂરી જાણતા ન હો તેની ચર્ચામાં ઊતરી ન પડતા એવી વાતના વેગમાં તમે સારું કરવાને બદલે કંઈ અવળું જ કરી બેસશો.

વર્ગમાં આવો ત્યારે તમારા અભ્યાસના વિષય ઉપર જ વિચાર કરજો કળાતત્ત્વ બહુ ગહન અને ગંભીર છે તે દ્વારા આપણે જીવનનું સંશોધન અને નિરાકરણ સાધવાનું છે આજકાલ નો સમય બહુ ભૂંડો છે બધો દેખાવ નિરાશાયુક્ત છે અને તેનું કારણ એ પણ હોય કે આપણે જીવનમાં, સમાજમાં અને શાળામાં જોઈતો વિકાસ પામી શક્યા નહોતા આપણે નો અંદર કે બહારની દૃષ્ટતા અને મલિનતા જોઈતા પણ નથી. પણ કલા અને સંસ્કૃતિ દ્વારા જો આપણે આત્મદર્શન પામી શક્યા હોત, સમભાવપૂર્વક સૌંદર્યનું દર્શન કરી શક્યા હોત તો આ સર્વનાશના વંટોળમાં તણાયા ન જ હોત.

---

તેની સજાવટ બહુ સુંદર કરી હતી. લખનૌ આર્ટ સ્કૂલમાંથી તેણે રંગ અને રેખાની હથોટીમાં સારી પ્રવીણતા મેળવી હતી ચિત્રના વિષયો મોટે ભાગે રાધાકૃષ્ણ કે પુરાણોના હતા અદ્યતન જીવનની વિચારસરણી તેમાં પ્રવેશી નહોતી, તેમ શિક્ષણની કોઈ સ્થિર પ્રણાલિનો ખ્યાલ હજુ મળ્યો નહોતો પણ તેનો ઉત્સાહ ઘણો હતો તેણે

## કલા-સંસ્કાર-કેન્દ્રના સત્રારંભે વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કરેલું વિદ્યાર્થીઓને સર્વ કાળે ઉદ્‌બોધક નીવડે એવાં તત્ત્વો ધરાવે છે.



'તમે બધા તો અહીં કળા શીખવા આવ્યા છો, પણ આજે કળાકારને જે અર્થમાં આપણે ઓળખીએ છીએ તેવા થવા કરતાં તમે લોકવિધાતાઓ બનો એવું ચાહું છું. તમે પોતે એક તત્ત્વ છો. તમ પ્રત્યેકમાં મહાન અંશ છે પણ તમારી લાયકાત તમારે જ ઓળખીને તમારા ધ્યેયની સાધના પાછળ લગાડવી રહી

અહીં આપણે ત્યાં બધા જુદાજુદા દેશો અને જાતિઓનો મેળો થયો છે બીજાઓની જાતીયતા અને સંપ્રદાયને બરોબર સમજી તેની તરફ માનદૃષ્ટિ બતાવી આપણે ધર્મ અને જાતીયતામાં સમભાવ કેળવવો જોઈએ; એટલેકે એકબીજા પ્રતિ સદ્‌ભાવ જાળવવો જોઈએ

તમે તમારો પિતૃધર્મ પણ ન વીસરતા. કેટલાયે માબાપોએ પોતાનાં સગાંઓ અને પડોશીઓની ટીકા ને વિરોધ વહોરી પોતાના પુત્રપુત્રીઓને કંઈક નવો પ્રકાશ અને અનુભવ લેવા અહીં મોકલ્યા હશે. તમારી કળા અને સંસ્કૃતિની પ્રીતિ સાચી હોય તો તમારો એ ધર્મ છે કે તેમની પાસે પાછા જાઓ ત્યારે તમારું વર્તન, વાતચિત અને દૃષ્ટિબિંદુ એવાં થયાં હોવાં જોઈએ કે તેમને જ પ્રતીતિ થાય કે તમારી અંદર કંઈક વિકાસ થયો છે અને આ સંસ્થામાં તમને મોકલવામાં તેમણે કશી ભૂલ કરી નથી. તમારા મિત્રો અને શુભચિંતકો તમારામાં થએલું પરિવર્તન જોઈ શકે ત્યારે અમને પણ સંતોષ થાય કે તમે અહીંથી કંઈક પામ્યા છો. અમે તો અમારી પાસે જે કંઈ પદ્ધતિ છે તે પ્રમાણે તાલીમ આપીશું, પણ આ બધી જવાબદારી તો તમારી પોતાની છે

તમને ઘણી યે એવી વાતો મૂંઝવશે કે જેનો મને પણ ખ્યાલ ન હોય. સામે પડેલી એવી બાબત પર તમારે પૂરો વિચાર કરવો પડશે અને આપણું ધ્યેય લક્ષમાં રાખી તેનું ઉત્તમ નિરાકરણ કરવું પડશે. કાલ શું બનશે તે કોઈ જાણતું નથી પણ યાદ રાખજો કે આપણે પણ મનુષ્યજીવો છીએ, અને હિંદમાં કે હિંદ બહાર દુઃખી થતા એવા બીજા જીવો માટે આપણે અનુકંપા ધરવી જોઈએ. તમે અહીં સલામત ને આરામરક્ષિત છો, પણ લાખો પર આજે યાતના ગુજરી રહી છે તે ચિત્ર ભૂલતા નહિ. તમારા બંધુઓને સહાય કરવા કંઈક જરૂર કરજો. તમારા પોતાથી જ, માત્ર ભોજનશાળામાંથી જ, શરૂઆત કરો. તમને કોઈ ઓછું પીરસે કે પીરસવાનું ભૂલી જાય, કોઈ વીસરી જાય કે તમને જવાબ આપી ન શકે, તો ફફડી ન ઊઠતા કે મનમાં દાઝ ન રાખતા સામાની મુશ્કેલીનો વિચાર કરજો. આ એક નાનકડું સંસ્થાન છે, પ્રયોગશાળા છે. એકબીજાને મદદ કરો, ઉપકારક બનો; આનંદ આપો અને લ્યો. એમાંથી કોઈ દિવસે વધીને જગતું આખાના માનવીઓ સુધી તમારી લાગણી વિસ્તરશે ને દરેક દેશ, ધર્મ ને જાતિમાં રહેલ પરમાત્મ-અંશ જોડે એકતા પામશે. અહીં જ તમે તમારી જાતને ઓળખી તથા સાથે બીજાને ઓળખી તેની લાગણી પિછાનતાં શીખશો.

તમારા વર્ગોમાં નિયમિતપણે હાજર થજો. આવો ત્યારે અભ્યાસ માટે તાજગી, પ્રસન્નતા અને ગ્રહણ કરવા તથા શીખવાની તીવ્રેચ્છા સાથે આવજો. અમે અમારાથી બનતું બધું જ કરીશું. આ કલાગૃહમાં આવો ત્યારે દિલ પ્રફુલ્લ રાખજો, જે કંઈ શીખવાનું હોય તે માટે તત્પરતા રાખજો, અને બહાર જાઓ ત્યારે જે શીખ્યા હો તે પર ચિંતન કરજો અને ક્યાં જઈ રહ્યા છો તે સમજજો

કદી નિરુદ્યોગીપણે વખત જવા ન દેતા. તમે અતિશય બોજો ઊંચકો એવું હું નથી કહેતો, પણ તમારા સમયનો કંઈ ને કંઈ સદુપયોગ કરજો. જેમ તમે કંઈ કામ શોધશો તેમ તમને પ્રયોગની, વિચારવાની અને શીખવાની તકો મળતી જશે. તે સાથે તમને મોટો આત્મસંતોષ થશે અને સુખ જણાશે. કેટલાકમાં એવી શક્તિ હોય છે કે બતાવેલી વાત તુરત સમજી જાય છે કે પકડી લે છે. તેઓ ઘણીવાર માને છે કે હવે વધુ કંઈ કરવાનું નથી અને સમય જવા દે છે. આ તેમની ભૂલ છે; કારણકે કરવાનું, શીખવાનું, સમજવાનું એટલું બધું છે કે જેમને ભાન છે તેમને એક નહિ પણ અનેક જન્મો પણ પૂરતા લાગતા નથી.

છેવટે એટલું જ કહું છું કે આ આશ્રમમાં હો ત્યાં સુધી તમારા ઘરમાં જ છો એમ માનજો. જરા યે મૂંઝાશો નહિ. અમે તમારી પડખે જ છીએ. જૂના વિદ્યાર્થીઓને હું કહું છું કે નવા આવેલાને મદદ કરજો. તમે જે કંઈ શીખ્યા હો તે તેમને બતાવજો. તમારામાં સાચી ધગશ હશે, જીવન અને કળા એક જ છે એવું તમે માનતા હશો તો જ તમે શીખેલું સાર્થક થશે. અહીં તમે જે ગુરુઓ પાસે શીખવાના છો તે પ્રત્યેકને સંપૂર્ણ માન અને સદ્‌ભાવ અર્પજો. તેઓ એમના ક્ષેત્રના મહાન આચાર્યો છે. તમારા અંતઃકરણની આધીનતા વિના તમે એમની પાસેથી કશું શીખી શકવાના નથી. પ્રાચીન કાળમાં ગુરુશિષ્યો વચ્ચે એવો પવિત્ર અને ઉચ્ચ સંબંધ હતો અને તેથી જ આ દેશ મહાન બની શક્યો હતો. સદ્‌ગુરુનું માહાત્મ્ય અપાર ગણાયું છે

---

દેશના શિક્ષણવિધાયકો તથા ઘડાની રાષ્ટ્રીય શિક્ષા તરફ નજર રાખી પોતાના પ્રયોગો કરે તો તેને કાર્ય કરવાને મોટું ક્ષેત્ર હાથ લાગ્યું હતું ને તેમાં સફળ થાય એમ હતું. વિદ્યાર્થીઓને તો હું નજ મળી શક્યો, પણ ત્યાં આવવા જવામાં જે વખત ગયો તેના પ્રમાણમાં હું ત્યાં વખત ગાળી શકું એમ નહોતું એટલે જલ્દી વિદાય લઈ ચાર વાગ્યે મ્યૂઝિયમમાં ટંડનજી પાસે હાજરી આપવા ઉતાવળ કરી. માર્ચમાં મ્યુનિસિપાલિટી તરફથી દર વર્ષે ઔદ્યોગિક પ્રદર્શન ભરાય છે તેની તૈયારીઓ જોઈ. મ્યુનિસિપાલિટીએ ચોક્કસ જગ્યા નક્કી કરી રાખી છે, ત્યાં દર વર્ષે દુકાનો બાંધી આપે છે અને તેમાં સ્વદેશી માલની જ દુકાનોનું પ્રદર્શન ભરે છે. સાથે તમાશા, ગમ્મત અને રંજનના

સાધનો અને સસ્થાઓ પણ હોય છે મોટા શહેરોએ આ દાખલો લેવા જેવો ખરો

**અલ્લાહાબાદ મ્યૂઝિયમ**

• અમે જે કૉમ્પાઉન્ડમા દાખલ થયા ત્યાં મ્યુ ઝાડુવાળાઓની મોટી મેદનીએ ચોગાન રોકી લીધુ હતું તેનો ખુલાસો પૂછતા જણાયુ કે અલ્લાહાબાદના મ્યૂઝિયમને પોતીકુ મકાન નથી, એટલે મ્યુનિસિપાલિટીએ ઑફિસોના મકાનમા નીચેના ભાગમા થોડા ઓરડા કાઢી આપ્યા છે તેમા એજ્યુકેશનલ ઑફિસર શ્રી વ્યાસજીના પ્રયાસથી તેનો પ્રારંભ થયો છે, અને આજે નોકરોનો પગારનો દિવસ હોવાથી જ નોકરોની ત્યા ગિર્દી દેખાતી હતી.

મકાનના પાછળના ભાગમા જતા જ ચારે તરફ ખંડેરોમાથી આણેલી આખીપાખી મૂર્તિઓ તથા સ્થભોના ઢગલા ને ઢગલા દેખાયા. અત્યન્ત મહત્ત્વની મૂર્તિઓ જ મકાનમા મૂકવાની જગ્યા મળી હતી મકાનના દરવાજે ટંડન સાહેબ અમારી પ્રતીક્ષા કરી રહ્યા હતા હાથ પરની ઘડિયાળ જોઇ તુરત કહે 'મારે આપનો વખત વિચારવો પડશે વ્યાસજી પોતે અહીં હોત તો આપને આમ જવા ન દેત. આ મ્યૂઝિયમ જોવાને ઓછામા ઓછી ત્રણ દિવસ તમને રોકી શકે એટલુ તેમને દરેક વસ્તુ માટે કહેવાનુ હોય છે બોલો, ક્યાથી શરૂ કરીશુ? રોરીક ભવન પહેલુ જોઈ લઇએ ' ત્યા એક જ ખડમા વીસેક જેટલા અસલ રોરીક-ચિત્રોનો સમાવેશ સુદર રીતે કરેલો હતો મકાનની ગોઠવણ જોઈએ તેવી નહોતી, એટલે પ્રકાશ માટે વીજળીક રોશની ગોઠવેલી હતી ખડો નાના હોવાથી રોરીક-ચિત્રોને ઉચિત રચના તો નહોતી થઈ શકી, પણ તેમણે શક્ય એટલુ કરી નાખ્યુ હતુ ભીંત પર તેમના છપાએલા ચિત્રોની પ્લેટો મૂકી હતી ઉપરાત તેમના પરિચય સાથે ચિત્રો ઉપર વિવેચના કરતુ એક કૅટલૉગ પણ છપાવી નાખ્યુ હતુ શ્રી રોરીકનુ દૃષ્ટાંત લઈ લખનૌના કલાધ્યક્ષ શ્રી અસીત હાલદારે પણ પોતાનો કેટલોક ચિત્રસગ્રહ ત્યા આપી દીધો છે તેને હાલદાર ભવન નામ આપેલુ છે અહીં મને એ કલાકારના કેટલાક નાના સુદર કાવ્ય-ચિત્રો જોવાના મળ્યા તેમના મોટા ચિત્રો કરતાં એમા તેમણે વિશેષ ગીતપ્રતિભા બતાવી છે તેઓ સારા કવિ પણ છે એ મેં અહીં જાણ્યુ

ત્રીજા કલાકાર શ્રી અનાગરિક ગોવિન્દના સુદર ધાર્મિક ભાવના-વાળા ચિત્રોનો એક ખડ ત્યા જોયો આ કલાકાર જન્મે યુરોપીઅન અને ધર્માંતરથી બૌદ્ધ થએલા છે અને હિંદમા કાયમ માટે વસ્યા છે જન્મથી જ આ યાત્મિક ભાવનાવાળા હોઈ એ મહા પંડિત, કવિ અને જબરા પ્રવાસી છે એમની કળામા ચિંતન, સર્જકતા તથા શાંત આ યાત્મિક સૌંદર્યભાવ પ્રવર્તે છે રગ અને ચિત્રવિધાનમા તે પૂર્ણ કુશળતા દાખવે છે એમણે પોતાનો વિશાળ ચિત્રસગ્રહ અને પુષ્કળ સ્કેચ બુકો અહીં અર્પણ કર્યા છે અને સગ્રાહકોએ પણ બહુ કાળજીપૂર્વક તેનુ પ્રદર્શન ગોઠવ્યું છે તેમના વિષે અંગ્રેજીમા શ્રી રામચદ્ર ટંડને લખેલુ પુસ્તક કિતાબિસ્તાને પ્રસિદ્ધ કર્યું છે અહીંનુ કિતાબિસ્તાન આખા હિંદમા ઉત્તમ અને સુદર પુસ્તકો પ્રકટ કરનાર સસ્થા તરીકે જાણીતુ છે

આવા ભેટના સંગ્રહો ઉપરાત શ્રી જવાહરલાલજીએ પોતાને દેશોદેશમાથી મળેલા માનપત્રો અને ભેટપદાર્થો પણ અહીં આપી દીધા છે, તેથી તેનો આખો એક ઓરડો ભરચક બનેલો છે તેમા અમદાવાદની જાળીવાળુ માનપત્ર પણ ધ્યાન ખેંચતુ હતુ

**પ્રાચીન કૌશામ્બીના અવશેષો**

● અલ્લાહાબાદ મ્યૂઝિયમનુ ખાસ આકર્ષણ તો ૨૫૦૦ વર્ષ પૂર્વે જાહોજલાલી ભોગવી ગએલી પ્રાચીન કૌશામ્બી નગરીમાથી જથ્થાબધ મળી આવેલી મૃણ્મૂર્તિઓ છે, ને તેનું માન મ્યુનિસિપલ વિદ્યાધિકારી શ્રી વ્યાસજીને ભાગે જાય છે વિદ્યા અને કળાના એ મહા વિદ્વાન સેવકના દર્શન તો મને ન થઇ શક્યા, પણ તેમના સહધર્મીઓ તેમની વાત કરતા થાકતા ન હતા. આ કામ પાછળ વ્યાસજીએ નથી જોયા રાત કે દહાડો નોકરી ઉપરાતની આવી સસ્કૃતિસેવા બજાવનાર અધિકારીઓ વિરલ હોય છે. અલ્લાહાબાદથી ચાળીસ માઇલ ઉપર જંગલમાનાં ખડેરો ખોદીખોદી તેમણે હજારો માટીમૂર્તિઓ અને શિલ્પમૂર્તિઓ ગાડામા નાખી અહીં ભેગી કરી છે સરકારી પુરાતત્ત્વના વડા પાસેથી પણ મથુરા, સાચી, મોહેન્જો-ડેરો વગેરે સ્થળોના અવશેષોમાથી ભ ગ મેળવ્યો છે જગ્યાનો અભાવ હોવાથી કેટલાક તો બહાર પતરાની છત્રીઓ ને છાપરાં કરી ખડકી દીધા છે હવે મ્યૂઝિયમની કિંમત બહારની ગણત્રીમા આવી છે, એટલે મ્યુનિસિપાલિટીએ પણ એક અલાહેદું મકાન બાધવા તજવીજ આદરી છે હાલ તો એક કારકુન અને થોડા નોકરોથી કામ નભે છે વાર્ષિક માત્ર રૂા ૨૦૦૦ જેટલા નજીવા ખર્ચમા આ મહાન ઉપયોગી જનકાર્ય ચાલે છે તેનો યશ શ્રી વ્યાસ જેવા સેવાભાવી સજ્જન ને શ્રી રામચદ્ર ટંડન જેવા તેમના સહધર્મીઓને ઘટે છે કૌશામ્બીની માટીપ્રતિમાઓમા કેટલીક બાળકોએ કરેલી લાગે તો કેટલીકમાં કુસ્તાદી હાથોએ ભાવ • લાવણ્ય ને મુદ્રાની પરિપૂર્ણતા દાખવેલા લાગે આપણને એમ જ લાગે કે વેરવેર આ કળા હસ્તગત કરવાની રૂઢી પડી હશે. મૂઠી કે ખોબામા સમાય એવડી આ પૂતળીઓમાથી એ કાળનાં હજારો નરનારીઓના મો, વસ્ત્રપરિધાન, કેશગુફન, ચહેરાની દાઢી, મૂછો કે વાળની ઢબો વગેરે સ્પષ્ટ સમજતા વાર લાગતી નથી. એ ખડેરોમાથી કેટલીક માળાઓ ને મણકા નીકળ્યા છે, તેના આધારે મૂર્તિઓના આકાર પ્રમાણે એમણે સ્થાનિક કલાકાર પાસે સપૂર્ણ મોટા ચિત્રો કરાવ્યા છે, તે જોતા આજની વસ્ત્રરૂપની સજાવટ ઝાખી પડે છે આ વસ્તુઓના સુદર ચિત્રો વિના તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે અને એ કાર્ય તો ઘણા કુશળ કલાકારોનો સહકાર માગે છે મ્યૂઝિયમમા મુઘલ અને રાજપુત યુગના અસલ ચિત્રોનો પણ સારો સંગ્રહ જોયો શ્રી ટંડનજીએ મને બતાવવા યોગ્ય તસ્વીરો અને ચીજો આગળથી બહાર કઢાવી મૂકી હતી, એટલે એ ટૂંક વખતમા પણ કલાવૈભવના સામ્રાજ્યમા હું ડૂબકી મારી શક્યો, અને પેધડેપગનો બહારોપદેશ લઇ બહાર નીકળ્યો બહારના કૉમ્પાઉન્ડમા પણ કોઈકોઈ ચીજો મારી આખ ખેંચી પકડતી હતી હિંદનું કલાશિક્ષણ અને મોકળે ભાવના પ્રકટાવવાને આટઆટલો વિપુલ ભંડાર તૈયાર હોવા છતા તેનો પ્રયોગ કેમ નથી થઈ શક્યો તે જ વિમાસણ મને થઈ

મ્યુઝિયમ સ્ટેશનની નજીકમા જ છે, એટલે છેલ્લી ઘડી સુધી જોવાય તેટલુ જોયુ પા કલાક રહ્યાં એટલે ટંડનજીએ ઘડિયાળની સાક્ષી પૂરી અને સ્ટેશન તરફ સૌ ચાલી નીકળ્યા આ પરિચયસમય દરમ્યાન અમારે વચમા ઘણી વાતો થઈ એક જ ભાવનાવાળા સજ્જનો થોડા સમયમા પણ ચિરસબધી બની શકે છે તેનો અનુભવ થયો. ભવિષ્યમા કલાસમુદ્ધારની કોઈ યોજના થઈ શકે તો તેમા સપૂર્ણ સહાય અને સહકારની તેમણે ખાત્રી આપી ટ્રેન આવતા પહેલા તેમણે સ્ટેશન ઉપર પોતાની સાથે ઉપાહાર લેવાનો લહાવ અમને આપ્યો તેમણે ઘણી ઇચ્છા કરી કે વધુ રોકાઈ બીજાઓને મળવા સભા કરવી, પણ હુ હવે વધુ રોકાવા તૈયાર નહોતો ટ્રેન ઉપડી ત્યા સુધી શ્રી વાચસ્પતિ પાઠકજીની પણ હૃદયોર્મિઓ ઉછળતી જ જોઇ. સુજનતા તથા મિત્રતાનો પમરાટ મારા હૃદયપટ પર છવાઇ ગયો

(ચાલુ)

# ભાવનાશીલ અને તરવરાટભર્યા, મુંબઈના તરુણ-તેજસ્વી મેયર



# યુસુફ મહેરઅલી

મુંબઈના મેયરની ચૂંટણી દર વર્ષે થાય છે, તેમાં હિંદુ પારસી અને મુસ્લિમ વ્યક્તિઓને વારાફરતી પસંદગી મળે છે. આ વર્ષે એ જગ્યા મેળવનાર શ્રી યુસુફ મહેરઅલી, એ સ્થાન આજ સુધીમાં મેળવવા ભાગ્યશાળી બનેલાઓમાં સૌથી નાની વયના છે

હમણાં હમણાં તેઓ જ્યાંત્યાં તેમની શુભ્ર ખાદીની તુમાન, શેરવાની, ટોપી અને સફેદ કૅનવાસ જોડામાં નજરે પડતા; પણ યૂથ લીગના દિવસો પૂર્વે કૉલેજના દિવસોમાં ભણતા ત્યારે તો સર્જનો કડકડતો લીલો કોટ, પૅન્ટ, તેવા જ રંગની નેકટાઈ અને આસ્ત્રાખાની કાળી ટોપી પહેરી ફરતા. એવા જ પોષાકમાં તેઓ એકવાર મારવાડી વિદ્યાલયની જાહેર ચર્ચામાં ભાગ લેવા હાજર થયા. 'સ્વદેશી અને બહિષ્કાર'ની ચર્ચા થતી હતી અને મહેરઅલી સ્વદેશી ને બહિષ્કારનું સમર્થન કરતા હતા. વિરુદ્ધ બાજુ પુરુષોત્તમદાસ ત્રીકમદાસ જે સ્વરાજપક્ષમાં સામીલ થયા હતા અને બૅરિસ્ટરના ધંધામાં ઝૂકી પડયા હતા તથા એકવાર કૉંગ્રેસ સોશ્યાલિસ્ટ પક્ષનું સરસ કામ કરનાર હતા—તેમણે ચર્ચાનો સામનો કરતા મહેરઅલીના અંગ પરના કપડા વિલાયતી છે એવું માની લઈ તેને ખીજવવા ટીકા કરી, એટલે મહેરઅલી પોતાની જગ્યાએથી એકદમ ઉછળીને તાડૂક્યા: 'વાદવિવાદમાં વ્યક્તિગત વાંધાસાધા કાઢવાની રીતનો જોકે નિષેધ છે; પણ તે વાત બાજુ રાખી હું આહ્વાન કરું છું કે મારા અંગ પરના કપડા વિલાયતી છે એવું સાબિત કરી આપનારને મારું નાક કાપવા ધરીશ.''

મહેરઅલીનો એ વખતનો આવેશ અને તડફડાટી, તે આસ્તે આસ્તે ચાળીસ વર્ષ પાર કરી ગયા છતાં, હજુ કાયમ જ છે. જોકે તારુણ્યસુલભ ઉત્સાહ તેને કોઈકોઈવાર હજુ પણ ઉચ્છૃંખલ બનાવી દે છે; તો પણ બીજી બધી રીતે એ અતિ મનોહર પ્રકૃતિના, પરોપકારી ને લોકકલ્યાણની બધી બાજુઓની હીલચાલમાં યશસ્વી થયેલા ગૃહસ્થ છે.

કૉલેજમાંથી જ એમણે સાર્વજનિક જીવનની શરૂઆત કરી ને એ વખતે જ તે નેતા તરીકે બહાર પડયા. નેતાગીરી સિવાય નીચેનું કામ તે કરતા જ નથી એવું કંઈ નથી; પણ નેતાગીરી તેની બધી હીલચાલનું લક્ષ્ય બને છે. યશસ્વી નેતા બનવામાં જે થોડીઘણી અભિનયક્રિયાની જરૂર છે તે તેનામાં શોભી ઊઠે છે. યૂથ લીગની ચળવળમાં, સાયમન કમિશનના બહિષ્કારમાં, સત્યાગ્રહની હીલચાલમાં, મુંબઈની ૧૯૩૪ની કૉંગ્રેસના જી.ઓ.સી. (સ્વયંસેવકોના પ્રમુખ) થઈને, કૉંગ્રેસ સમાજવાદી પક્ષના એક સંસ્થાપક થઈને, તેમજ મુંબઈ પ્રાંતિક કૉંગ્રેસ સમિતિના અને અખિલ ભારતીય કૉંગ્રેસ સમિતિના અનેક વર્ષોથી સભાસદ થઈને મોટી જવાબદારીનાં કામો તેઓ ઉત્સાહથી પાર પાડી શક્યા છે. અમારો તેમની સાથેનો પરિચય તો ચૌદેક વર્ષોનો જૂનો છે. ઈ. ૧૯૨૮માં નીમોરા મુકામે ભરાયેલા યુવક સમેલનમાં તેમણે 'કુમાર'ના તંત્રી સાથે ખૂબ અંગત ભાગ લઈ ગમ્મતના ઠરાવો કરાવ્યા હતા. જુઓ અંક ૫૨મો.

મુંબઈ યુનિવર્સિટીના તેઓ બી. એ. એલએલ. બી. થયા છે, પણ રાજકીય પ્રવૃત્તિમાં નેતાપણું કરવાના આક્ષેપના કારણે મુંબઈ હાઈકોર્ટે તેમને સનદ આપી નહિ. તેમનું વક્તૃત્વ અસ્ખલિત ને હૃદયસ્પર્શી છે. અંગ્રેજી, ગુજરાતી અને હિંદુસ્તાની એ ત્રણે ભાષાઓ તે પૂર્ણ પ્રભુતાથી વાપરી શકે છે. ગુમાસ્તા મંડળમાંની તેમની સફળતા આ ભાષાજ્ઞાનને પુષ્કળ આભારી છે. ઈ. ૧૯૨૩માં મદ્રાસમાં અખિલ ભારતીય વિદ્યાર્થીઓના વક્તૃત્વની સ્પર્ધા થઈ તેમાં તેમને સુવર્ણચંદ્રક મળ્યો હતો. પંદરસોળ વર્ષના ટૂંકા આયુષ્યક્રમમાં તેમણે અનેકવાર તુરંગવાસ વેઠ્યો છે. ગયા એપ્રિલ માસમાં તેમની મેયરપદ માટે નિમણૂક થઈ તે પહેલા ત્રણચાર દિવસ થયા જ લાહોરની તુરંગમાંથી પંજાબ સરકારે તેમને છૂટા કર્યા હતા. આજે ફરી તે તુરંગમાં જ છે.

બહુ જ નાનપણથી મહેરઅલીનો સ્વભાવ મહત્ત્વાકાંક્ષી હતો અને એ સિદ્ધ કરવા તેમણે સતત પ્રયાસ કર્યો છે. લોકપ્રિયતાની કળા તેણે ખૂબ અવગત કરી છે. મીઠી વાણી, હસતો ચહેરો, આકર્ષક વાર્તાલાપ, બીજાનું મન પરખી યુક્તિથી પોતાની બાજુ વાળી લેવાનું કૌશલ્ય વગેરે ગુણો તેમણે પરિશ્રમથી પ્રાપ્ત કર્યા છે, અને એ વક્તૃત્વગુણના જોર પર જ તેમણે પરિણામકારી કામો બનાવ્યા છે.

તેમની બધી કારકિર્દીની પાછળ તેમના કુટુંબનું મોટું પીઠબળ રહેલું છે. મહેરઅલીનો નિવાસ હજી સુધી ગોવાળીઆ ટૅંક પર એક જૂના બાંધકામવાળા મકાનમાં ભાડાના જ બ્લૉકમાં પોતાના ભાઈની જોડે છે. બીજા મજલા પર તેમના બહેન રહે છે. તેમની સાર્વજનિક પ્રવૃત્તિઓને કારણે કુટુંબના સંબંધોમાં તેમને જરા યે વાંધો આવ્યો નથી; કારણકે મહેરઅલી ગમે તે જોખમ વહોરે તો તેમાં તેની સાથે સોસવું અને સહાય કરવી એવો તેના ભાઈ અને ભ્રાતૃપત્ની તથા બહેન અને બનેવીનો પકો નિર્ધાર છે. ગમ્મતની વાત તો એ છે કે આ હકીકતથી ઘણા તેના એ મોટા ભાઈ હશે એમ માને છે, પણ ખરેખર તો તે નાના ભાઈ છે.

તેમની રાજકીય અને સાર્વજનિક કારકિર્દીથી જ મુખ્યત્વે તેમની મેયર તરીકે ચૂંટણી થઈ હતી. પણ તે સાહિત્ય, સંગીત અને કળાના ભારે ઉપાસક અને જાણકાર છે. હિંદુસ્તાનના લોકનેતાઓમાં તેમના જેવા રસિક થોડા હશે. તેમનો પોતાનો ચિત્રસંગ્રહ ઘણો મોટો છે અને પોતાના મિત્રમંડળને તેનો લાભ મુક્ત હસ્તે આપે છે.

'કૉંગ્રેસ સોશ્યાલિસ્ટ' અને 'વાનગાર્ડ' પત્રો ચલાવવાની જવાબ

કારી તેમણે ઘણાં વર્ષો સંભાળી હતી 'વાનગાર્ડ સીરીઝ' નામની એક માળા પણ તેમણે શરૂ કરી હતી, પરંતુ તેનું માત્ર એક જ પુસ્તક બહાર પડ્યું હતું. આજ વર્ષોથી તેમણે પોતાની વાતો અને પુસ્તકો-થી હજારો તરુણોને પોતાની અસર તળે આણ્યા છે

ત્રણચાર વર્ષ પહેલાં તે યુરોપ અને અમેરિકાનો પ્રવાસ કરી આવ્યા ન્યૂ યૉર્કમાં અખિલ જગતના તરુણોની પરિષદ થઈ તેમાં મહેરઅલી હિંદુસ્તાનના યુવકોના પ્રતિનિધિ તરીકે ગયા હતા અમેરિકા, મેક્સિકો અને ત્યાંનાં અનેક સંસ્થાનોમાં હિંદુસ્તાન વિષે ભાષણ આપવા માટે તેમને બહુ નિમંત્રણો મળ્યાં હતાં અર્નેસ્ટ રગ્ગેવ, જૉન સ્ટ્રાચી, લૉર્ડ લોધિયન, મેક્સિકોના પ્રમુખ કાર્દેનાસ જેવા ઘણાઓ સાથે તેમણે મુલાકાત કઈ વાર્તાલાપો કર્યા છે તુર્કસ્તાન, ઈરાન, મિસર ઇરાક, સીરિયા વગેરે ઇસ્લામી દેશમાં પણ પ્રવાસ કરી બહુમૂલ્ય અનુભવ પ્રાપ્ત કર્યો છે મેક્સિકોમાં હતા ત્યારે ત્યાંના લોકનૃત્યોની એક ચોપડી 'કુમાર'ના તંત્રી પર મોકલી તેમણે જણાવેલું કે આવું હિંદુસ્તાન માટે ક્યારે કરશો ?

મેયરપદ ઉપર તેઓ આવ્યા પછી તેમના પર અનેક ધર્મો, જાતિ અને કોમના તરુણોની જિર્દી જામની મેયરની ખુરશી મળી છતાં તેમનો સ્વભાવ એવો ને એવો રહ્યો છે મોટા ખુલ્લા હાસ્યથી તે સર્વને મળે, ચાપાન સ્વાગત કરે, હમે ને જૂના સમાનભાવે મળે

છતાં તેમણે મેયર તરીકે પોતાની તકેદારી ને તત્પરતા બધે સ્થળે બતાવી છે મરીન ડ્રાઇવ પરની હોનારત કે એ આર પી બાબતમાં ગવર્નરને સચોટ જવાબ વગેરે તેમની લાક્ષણિકતાના નમૂના છે એક વર્ષમાં એ જગ્યાએથી બહુ કામ કરવાનો અવકાશ મળતો નથી. મેયરને ઘણી સભાઓ, જલસાઓ, ખાનપાનના મેળાવડાઓ-માં હાજર રહેવું પડે છે હિંદુસ્તાનની મ્યુનિસિપાલિટીના કર્તવ્યો કાયદાથી મર્યાદિત કરેલાં હોય છે પાણી, ગટર, રોશની, રસ્તાની સફાઈ, નિશાળો, દવાખાનાં એવુંએવું કર્યું એટલે તેનું કામ પત્યું એકાદ વાચનાલય કે હૉસ્પિટાલ વધારે ત્યારે હદ થઈ કહેવાય પણ કેળવણીની દૃષ્ટિએ, કળાની દૃષ્ટિએ, નાગરિકોનું જીવન નીરોગી, પ્રસન્ન અને સુસંસ્કૃત કરવાનો નિર્દેશ પણ થતો નથી પ્રગતિમાન દેશોમાં મ્યુનિસિપાલિટી તરફથી સંગીત-શ્રવણની વ્યવસ્થા હોય છે તેઓ તો માને છે કે યુરોપ-અમેરિકાની રીતે પ્રગતિ કરવી હોય તો એક સુંદર નાટકશાળા જોઈએ, વ્યાખ્યાનગૃહ જોઈએ મુંબાઈ જેવા શહેરમાં ધોબી તળાવ, ગીરગામ, પરેલ વગેરે સ્થળે એકએક સુંદર થીએટર જોઈએ, લંડનના કૅક્સ્ટન હૉલના નમૂના પર એક નાટકગૃહ સાથે વાચનાલય જોઈએ, જેમાં હિંદુસ્તાનનાં સર્વ પત્રો, યૂરોપ-અમેરિકાનાં ખાસ પત્રો, કલા સાહિત્ય સંગીતના ખાસ ગ્રંથો, હોવા જોઈએ, તથા ત્યાં તે પર ભાષણો તેમજ વખતોવખત શિક્ષણપ્રવૃત્તિઓ થવી જોઈએ, ભીંત પર સરસ ચિત્રો જોઈએ, પ્રદર્શનો થવાં જોઈએ અને તેનો લાભ લેવાને ફી નામની જ હોય ઉદયશંકર, પૉલ રોબસન જેવાને મેયર ખાસ આમંત્રણ આપે અને જનતાને તેનો લાભ મળે ઉત્કૃષ્ટ કલાનો સંપર્ક થતાં લોકોની જીવનભાવના ઉચ્ચ થવાની જ.

આવા નાટકગૃહની જોડાજોડ એક ઉપાહારગૃહ પણ હોવું જોઈએ ત્યાં આરોગ્યવર્ધક પદાર્થો, સ્વચ્છ દૂધ, ફળો વગેરે મળી શકે મ્યુનિ-સિપાલિટી હસ્તક ચાલતી ડેરી અને બેકરીનો જ માલ ત્યાં વેચી શકાય દરેક ચીજ ખાત્રીની અને મોંઘા ન હોય એવા ઠરાવેલા ભાવોની જ મળી શકે તમાકુ દારૂ વગેરેની સખ્ત બંધી હોવી જોઈએ આપણા દેશને નિઃસત્વ કરનારા એ પદાર્થો ઉપર તેમનો બહુ કટાક્ષ છે

મહેરઅલી પોતે બીડી, પાન, તમાકુ, સીગરેટ વગેરેથી તદ્દન અલિપ્ત છે, તે સાથે ફૅશન ગણાતા બીઅર વગેરે મદ્યને સ્પર્શ પણ કરતા નથી થીએટરની રીલચાલ સાથે, મુંબઈ જેવા મોટા શહેરની મ્યુનિ-સિપાલિટી કેમ કામ કરી રહી છે તે બતાવનારી ફિલ્મો કર ભરનારા-ઓને બતાવવી જોઈએ એવો તેમનો આગ્રહ છે એથી લોકો આરોગ્ય-રક્ષણમાં, શિક્ષણમાં, બચાવમાં વધુ સાવધાન બનશે

વિહાર, તુળસી ને તાનસા સરોવરોમાંથી નળ સુધી પાણી કેમ પહોંચે છે તેની એક ફિલ્મ થાય, ગોવર્ધનદાસ મેડિકલ કૉલેજ શું સેવા બજાવે છે તેની બીજી ફિલ્મ હોય, ડેરીઓ, બાલગૃહ, મીલ કામદારોનું જીવન વગેરે ફિલ્મો પણ મ્યુનિસિપાલિટી શાળાઓમાં કેટલું બધું નવું જ્ઞાન અને પરિચય આપી શકે !

મહેરઅલી પોતે ચિત્રપટોના બહુ શોખીન છે દેશ અને પર દેશી ફિલ્મોમાં કઈ સારી છે તે પોતે બરોબર જાણે છે 'પરોશી' જેવા હેતુપૂર્ણ બોલપટોની બહુ જરૂર છે એમ તેઓ માને છે અને કહે છે કે સદ્ગુણસંવર્ધક, કર્તવ્યપ્રેરક ફિલ્મોને જ ઉત્તેજન મળવું જોઈએ

બદ્રુદ્દીન તૈયબજી, ઈબ્રાહીમ રહીમતુલા, ઝીણા વગેરે મહેરઅલી-થી વયમાં અને વડિલપણામાં આગળ છે હાલના નેતાઓ પૈકી મુંબઈ હાઇકોર્ટમાં જજ બનેલા મહમદ કરીમ ચાગલા મુંબઈના મુસ્લિમોના મોવડી છે તેમની પાસેથી મહેરઅલીએ દેશભક્તિની, લોકસેવાની અને સાર્વજનિક કામોની પ્રેરણા મેળવી પણ મહેરઅલીની વિશેષતા એ છે કે તેણે એ વડિલોની વચ્ચેનું કાળનું અંતર પોતાની કર્તવ્ય દક્ષતાથી ઘટાડી સમોવડિયાનું પદ મેળવ્યું પેલા વૃદ્ધરથો પૈકી કોઈ પણ કદી જેલમાં ગયું નથી મહેરઅલી ચારવાર તુરંગની સહેર કરી, આવ્યા લોકોની વચ્ચે જઈ, સમરસ બની, જીવતોડ મહેનત કરી તેમનો વિશ્વાસ સંપાદન કર્યો સમાજવાદ અને ગાંધીવાદની વચ્ચે તે પૂલ સમા છે કચ્છ રાજ્યની પ્રજા પરિષદના પ્રમુખ તરીકે મુંબઈમાં એ પાછળ રહેલા સમાજમાં એમણે જાગૃતિ આણી ગુમાસ્તા, ગરીબ નોકરો, મજૂરો વગેરેના હિતમાં તેમણે કરેલાં કામ તો ઇતિહાસરૂપ છે અને હજુ તો તેના આયુના મધ્યાહ્નકાળમાં તે છે, છતાં તેમની હિંમત અને પરિત્યાગ કોઈને પણ ચમત્કારપૂર્ણ લાગશે હજુ પણ હિંદના ભાવી ઘડતરમાં તેના પર કેટલી યે મહાન ફરજો પડશે ને તે યુવકોને દોરવણી આપશે તેની અપેક્ષા રહ્યા જ કરવાની (કિશોરિકામાંથી)



'ધરતી ! ધરતી !' દોરાબજી ઊંઘમાંથી ઝબકી ઊઠી ભીંત સામે જોતા બોલ્યા.

'શું છે ? શું છે ?' આવાંબાઈએ પૂછ્યું

'આય જોની, ભીંત પર ધરતી છે તે !' દોરાબજી બોલ્યા

'અરે દોરાબજી, એમ બી શું ગભરાય ? આય તો તમારો ઓછાયો છ'

ભણ

શેઠ– (ઉમેદવારને) ના, ભાઈ ના, અમારે માણસની જરૂર જ નથી એટલું બધું કામ પણ અમારી પાસે નથી

ઉમેદવાર–પણ સાહેબ ! હું બહુ કામ નહિ કરું !

ભણ

'હું જ્યારે તમને જોઉં છું ત્યારે મને મણિભાઈ યાદ આવે છે'

'પણ અમે બે સરખા નથી '

'એ ખરૂ, પણ એની પાસે પણ મારા દસ રૂપિયા લેણા છે'

ભણ

વેપારી–આ કોટ તમને ખૂબ મોટો પડશે

ઘરાક–કાંઈ વાંધો નહિ હું રોજ જમ્યા પછી પહેરીશ

આવેલા વાડાના એક ખૂણામાં 'શ્રી આઈ નારાયણગુરુની વ્યાયામશાળા' સ્થાપી. ટૂંક વખતમાં જ એના અંગનું મકાન એમણે સ્વખર્ચે કરાવી આપ્યું અને એની વ્યાપકતા તથા ઉપયોગિતા વધારવા માટે એમાં કુસ્તી ઉપરાંત અન્ય વ્યાયામપ્રણાલિકાઓનું શિક્ષણ આપવાનો સંકલ્પ કર્યો એના આરંભ રૂપે એમણે ફરીદકોટના અડગ અભ્યાસી કુમાર બેવા કનૈયાસીંગને રોકી લીધા. વ્યાયામમંદિરના અંગનું મેદાનનું પણ જોઈએ, એટલે વાડાનો થોડો વધારે ભાગ પણ જુદો કાઢ્યો, અને એટલું જાણે પૂરતું ન હોય તેમ વ્યાયામપ્રેમી નરનારીઓને સ્નાનતરણની સુવિધા અર્થે પોતાના ખર્ચે એન્જિનપંપ સાથેનું વિશાળ સ્નાનગૃહ (સ્વિમિંગ બાથ) પણ બંધાવી આપ્યું

વ્યાયામપ્રચારની ધ્યેયસિદ્ધિમાં એ રીતે આચાર ધર્મ તો પાળ્યો, છતાં એમના વિચારધર્મની પરિતૃપ્તિ ન થઈ. વ્યાયામને લગતું વિશાળ અંગ્રેજી સાહિત્ય તો એમણે ખૂબ વાંચ્યું હતું, પરંતુ દેશી ભાષામાં એ વિષયનું કંઈ પણ સાહિત્ય પ્રસિદ્ધ થયેલું ન જોયું વળી અંગ્રેજી સાહિત્યનાં વિવેચન ઉપરછલ્લાં હોવાથી ભારતીય વ્યાયામની પ્રાચીન પ્રણાલિકાની ગંભીર અને તલસ્પર્શી વિદ્યાની સરખામણીમાં તે સાવ નજીવા અને નિરર્થક હતા. એટલે દેશી ભાષામાં વ્યાયામવિષયક સંશોધનનું અને પ્રયોગાત્મક સાહિત્ય પ્રસિદ્ધ કરવાની ઉત્કંઠા એમને થઈ એ વખતે મહારાષ્ટ્રમાં વિવિધ વિષયની ચર્ચા કરતું સચિત્ર પત્ર પૂનાનું 'ચિત્રમય જગત' એકલું હતું. એમાં દર અંકે ચાર છ પાનાં વ્યાયામના લેખો માટે અલગ રાખવામાં આવે તો પોતાના ખર્ચે ચિત્રોના બ્લૉક બનાવી તદ્દન નવી લેખસામગ્રી પૂરી પાડવાની એમણે તત્પરતા દર્શાવી પરંતુ ભારતવર્ષની વ્યાયામપ્રિય જનતાના સદ્ભાગ્યે 'ચિત્રમય જગત'ના સંચાલકોએ શ્રી આબાસાહેબની યોજના પ્રત્યે નાપસંદગી દર્શાવી એટલે પારકાના આધારે વ્યાયામપ્રચાર ..વાના મનોરથનો ત્યાગ કરી શ્રી આબાસાહેબે સ્વપુરુષાર્થમાં જ ..દ્ધા રાખવાનો નિશ્ચય કર્યો અને સને ૧૯૧૫ના અરસામાં મરાઠી ..યાયામ' માસિકનું પ્રકાશન શરૂ કર્યું, અને એ રીતે સમગ્ર ભારત..ં વ્યાયામવિષયક સ્વતંત્ર પ્રથમ માસિકનો જન્મ થયો ત્યાર .. દેશી તેમજ અંગ્રેજી ભાષામાં વ્યાયામના કેટલાં યે માસિકો ..ક્યાં છે અને નામાવશેષ થઈ ગયાં છે, પરંતુ 'વ્યાયામ' તો દિન દિન વધુ ને વધુ વ્યાપક બનતું જાય છે એનું કારણ શ્રી આબાસાહેબની એ માસિકના પ્રકાશનની વિશિષ્ટ નીતિ છે એ નીતિને ..ીને જ સેંકડો મહારાષ્ટ્રીઓ આજે એને પ્રેમપૂર્વક વાંચે છે

આ તો મરાઠી પ્રકાશનની વાત થઈ વ્યાયામ પ્રત્યેની ગુજરાતી જનતાની ઉદાસીનતાથી એ અપરિચિત ન હતા છતાં એમનું દિલ વાળી એમણે મરાઠી 'વ્યાયામ'ની ગુજરાતી આવૃત્તિ પણ પ્રસિદ્ધ કરવા માંડી કમનસીબે એમનો એ પુરુષાર્થ વંધ્ય રહ્યો છે કારણ જ્યાં મરાઠી 'વ્યાયામ'ની હજારો નકલો વેચાય છે, ત્યાં ગુજરાતી આવૃત્તિની ભાગ્યે જ સો નકલો વેચાતી હશે. એમાં દોષ માસિકનો નથી, પણ ગુજરાતી વ્યાયામ જનતાનો છે, કારણ, ગુજરાતી વ્યાયામ કરનારાઓ ગંભીર અને શાસ્ત્રીય વ્યાયામમાં રસ નથી લેતા, એ જાણીતી વાત છે ખરું પૂછો તો આવા વ્યાયામની મુમુક્ષા ગુજરાતીઓના લોહીમાં જ નથી હોતી પંજાબ, બંગાળ અને મહારાષ્ટ્રના સામાજિક જીવનમાં પૂર્વકાળથી શારીરબળને ખૂબ ઊંચું સ્થાન આપવામાં આવ્યું છે એને અંગે લાઠી, કુસ્તી વગેરે અનેકવિધ વ્યાયામપદ્ધતિઓની તાલીમો સ્થપાઈ છે, અને આજે પણ એ બળની ઉપાસના અર્થે હજારો પંજાબી બંગાળી મરાઠી નવજુવાનો પ્રતિદિન પુરુષાર્થ કરી રહ્યા છે જ્યારે ગુજરાતનો ઇતિહાસ જુઓ દેવમાળના જેઠીમલ્લોની પરંપરા સિવાય એકેય વ્યાયામપ્રણાલિકાનું નામ પણ ક્યાંયે કદિ કોઈને જડ્યું છે? આના પ્રતિબિંબ આજે આપણા જીવનમાં પ્રત્યક્ષ દેખાય છે શરીરને સબળ અને સુંદર કરવાના વ્યાયામનો પ્રચાર કરનારાના પુરુષાર્થને નિષ્ફળ કરતી ગુજરાતી જનતા આજે કેવળ લોકરંજની વ્યાયામપ્રણાલિકાથી રાચી રહી છે એટલે 'વ્યાયામ' માસિકમાં આવતા અભ્યાસમય સાહિત્યથી એ ન રાચે એ સ્વાભાવિક છે મહારાષ્ટ્રીઓ પણ લોકરંજની વ્યાયામપદ્ધતિના વિરોધી નથી, પણ એમાં જ વ્યાયામની પર્યાપ્તિ છે એવું પણ એ માનતા નથી એટલે જ આજે એમનામાં કુસ્તી, મલખમ, લાઠી, લકડી વગેરે અત્યંત પરિશ્રમસાધ્ય અને બુદ્ધિગમ્ય વ્યાયામનો અભ્યાસ, પરિશીલન અને પ્રચાર વ્યાપકપણે થઈ રહ્યો છે અને એથી જ એવા વ્યાયામના સમગ્ર ભારતવર્ષના એકમાત્ર મર્મદર્શી માસિક 'વ્યાયામ'નો એ પરમ સત્કાર કરે છે

ગુજરાતીઓની 'વ્યાયામ' માસિક પ્રત્યેની નિરાદરતાથી શ્રી મુજુમદાર હતોત્સાહ થયા નથી એમને તો વ્યાયામ જ્ઞાનગંગા વહેતી જ રાખવી છે કોઈ કાળે કોઈક પણ એનું અંજલિ જળ પીનાર નીકળશે જ, એવી દૃઢ શ્રદ્ધાથી એ ગુજરાતી 'વ્યાયામ' છપાવ્યે જ જાય છે "એક પણ નકલ ખપશે ત્યાં સુધી હું ગુજરાતી 'વ્યાયામ' બંધ કરવાનો નથી" અમારી પ્રથમ મુલાકાત વખતના એમના આ શબ્દો મારા મનમાં કોતરાઈ રહ્યા છે એમનો અવિરત પ્રયત્ન છતાં ગુજરાતી વ્યાયામોપાસકોને ઉદાસીન રહેતા જોઈ એમને ઉદ્વેગ તો થાય છે જ એનો કંઈક માર્ગ કાઢવાના આશયથી ગુજરાતી 'વ્યાયામ' માસિકનું સંચાલન કરવાની વિનંતિ પણ એ કેટલાક ગુજરાતી વ્યાયામ પથપ્રદર્શકોને કરી ચૂક્યા છે પણ શોકની વાત છે કે હજી કોઈ પણ ગુજરાતી એ માટે તૈયાર થયો નથી

ગુજરાતી પેઠે 'વ્યાયામ'ની હિંદી આવૃત્તિ પણ એમણે કાઢી છે થોડો વખત અંગ્રેજી આવૃત્તિ પણ પ્રસિદ્ધ કરી હતી

માસિકની પ્રવૃત્તિ શરૂ થતાં જ અન્ય ઉપાધિઓ એમને માથે આવી પડી. પ્રથમ તો માસિક નિયમિત છાપી આપે એવા પ્રેસની વ્યવસ્થા કરવાની રહી. વડોદરામાં છાપખાનાં તો અનેક હતાં, પરંતુ એમને આવશ્યક હતી એવી નિયમિતતાની બાંહેધરી કોઈ પણ પ્રેસ પાસેથી ન મળી, એટલે ખૂબ વિચારને અંતે એમને પોતાનું જ છાપખાનું કાઢવાનું યોગ્ય લાગ્યું અને આમ વ્યાયામપ્રચારના અન્ય ઉપાયનો પાયો નખાયો.

માસિક કાઢ્યું. પ્રેસ કર્યું, પણ ચિત્રોનું શું? વ્યાયામની પદ્ધતિઓનું જ્ઞાન કંઈ ચિત્રો વિના આપી શકાય? એટલે એ ચિત્રો પૂરાં પાડવા એમણે ફોટોગ્રાફ સ્ટુડિયો પણ કાઢ્યો અને પછી તો વ્યાયામપ્રકાશનનો ધોધ જ શરૂ થયો ત્રણ ત્રણ ભાષાનાં માસિકો સાથે વિવિધ વિષયનાં પુસ્તકોનું પ્રકાશન કરવા માંડ્યું અને વડોદરાના વ્યાયામ કાર્યાલયની કીર્તિ ભારતવર્ષના ખૂણેખૂણે ફેલાઈ ગઈ

આ કીર્તિમંદિરનો સુવર્ણકળશ એમણે ચડાવ્યો છેલ્લા પ્રકાશન 'વ્યાયામ જ્ઞાનકોષ'થી અંગ્રેજીમાં બનાર મૅકફૅડનનો 'ફીઝીકલ કલ્ચર એન્સાઈક્લોપીડિયા' ખૂબ જાણીતો ગ્રંથરાશિ છે એ ગ્રંથરાશિથી ય વધુ વ્યાપક, વધુ તલસ્પર્શી અભ્યાસથી પરિપૂર્ણ આ 'વ્યાયામ જ્ઞાનકોષ' એમની ત્રીસબત્રીસ વર્ષની પ્રચંડ તપશ્ચર્યાનો કેવળ પરિપાક છે. 'હું જ બધું કરું' એવા અહંભાવ વિનાના શ્રી આબાસાહેબમાં બીજા પાસે લખાવીને પોતાના નામે ચડાવી દેવાની ઈચ્છા ન હોવાથી, વ્યાયામના વિવિધ અંગોના તજ્જ્ઞોનો સહકાર એમણે શોધ્યો છે અને એમની સહાયથી આ મહાભારત ગ્રંથની શરૂઆત કરી છે. પ્રાચીનતમ કાળથી

આજપર્યંત જીવિત રહેલી વ્યાયામપ્રણાલિકાઓની ઐતિહાસિક સમાલોચનાપૂર્વક, દેશી અને વિદેશી, ઉસ્તાદી અને લોકભોગ્ય, મર્દાની ને જનાની, મેદાની તેમજ ગૃહાભ્યન્તરસુકર, વૈયક્તિક અને સાંઘિક, સ્વાસ્થ્યપ્રદ તેમજ બલવર્ધક અને સુસંઘટ શરીર ઘડનારી વ્યાયામપદ્ધતિઓ તેમજ ક્રીડાસરણીઓનો, વિચાર વિવેચન અને સચિત્ર શિક્ષણ પદ્ધતિ રૂપે, બૃહત્સંગ્રહ આ ગ્રંથમાળામાં કરવાનો એમનો મનોરથ છે મરાઠી આવૃત્તિના છ ભાગ તો પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે એ જ એની ઉપયુક્તતા અને લોકપ્રિયતાની સાબિતી છે હિન્દીમાં તથા ગુજરાતીમાં પણ એકએક ભાગ છપાઈ ચૂક્યો છે

શ્રી આબાસાહેબની ત્રીસત્રીસ વર્ષની આ તપશ્ચર્યાના પૂરા સહભાગિની છે શ્રી લક્ષ્મીદેવી, એમનાં અર્ધાંગિની મીરજ સંસ્થાનાધિપતિનાં સુપુત્રી અને શ્રીમંતપદભાક કરદીકર કુટુમ્બના કુલપ્રતિષ્ઠા હોવા છતાં એમણે સુકોમળતા અને એશઆરામનો ત્યાગ કરી, સુંદરસ્મિણાના તપશ્ચર્યાકઠિન માર્ગે ચાલી વ્યાયામકામધેનુને એકનિષ્ઠપણે ઉપાસી છે. આરંભથી જ 'શ્રી નારાયણ ગુરુ વ્યાયામશાળા'ના સ્ત્રીઓ અને બાલિકાઓના વ્યાયામકાર્યના એ સૂત્રધાર છે. સાથેસાથે પતિને માથેથી પ્રકાશનમંદિરનો મહત્ત્વનો ભાર પણ એમણે પોતાના માથે ઓઢી લીધો છે, ને આજે તો કૅમેરા ઉઘાડીને ગોઠવવાના કાર્યથી શરૂ કરી યોગ્ય વ્યાયામજ્ઞાને આમંત્રી, એમની ગોઠવણપૂર્વક જે ક્રિયાદર્શક ફોટો લેવાનો હોય એને અનુરૂપ આકર્ષક પોઝ ગોઠવાયો છે કે કેમ, તે જોવાની ઝીણવટભરી ખાતરી રાખવા ઉપરાંત ફિલ્મ ધોઈ તૈયાર કરવાના તથા બ્લૉકની દેખરેખ રાખવા સુધીના પ્રોસેસ વિભાગના તમામ કાર્યની પૂરી જવાબદારી એમના શિરે છે, અને એ રીતે આ અભિનત કુલકૃતાએ જીવનની પ્રત્યેક ક્ષણ પતિના પ્રિય માર્ગે સંચરવામાં વ્યતીત કરી છે

આ જ્ઞાનયજ્ઞના બે અધ્વર્યુ તે શ્રી વિદ્વાંસ અને શ્રી સહસબુદ્ધે. 'વ્યાયામ' માસિકના સાચા તંત્રી અને પ્રકાશન વિભાગના એકમાત્ર સર્વાધિકારી શ્રી વિદ્વાંસ પ્રથમ પરિચયે તો વડોદરા રાજ્યના મુલકી ખાતાના અસલ કારકુન જેવા અતડા ખારેખમ અને તોછડા લાગે છે; પરંતુ એક વખત વાત શરૂ થયા પછી એ તોછડાઈ અને ચીડિયાપણું ભૂંસાઈ જતાં છે, અને એમનામાં કર્તવ્યની લાગણી રહે નહિ રહ્યું વ્યાયામપ્રચારની સાચી તમન્નાથી જીવનની સમગ્ર શક્તિને હોમનાર, શ્રી આબાસાહેબની જમણી ભુજ સમા, શ્રી વિદ્વાંસની અગાધ શ્રદ્ધા ને કર્તવ્યપરાયણતા જ તમારા ચિત્તમાં વસી રહે છે.

શ્રી સહસબુદ્ધેની વાત એથી ઊલટી એકાદ પ્રાચીન ઋષિ સમી એમની શાંત મુખમુદ્રા જોતાંવેંત જ આકર્ષે. બહુ જ ઓછાબોલા અને જરા પણ અભિમાન વિનાના આ સાદાસીધા બ્રાહ્મણપ્રવર પાસે મલ્લવિદ્યાનો અગાધ ભંડાર હશે, એમ પ્રથમ નજરે તો તમે ન જ માનો. શ્રી નારાયણગુરુની કુસ્તીવિષયક પરંપરા અખંડ રાખનાર એ એકલા જ.

આટલી સર્વતોમુખી પ્રવૃત્તિના સંચાલક છતાં શ્રી આબાસાહેબ ધંધાદારી વ્યાયામપ્રચારક નથી. નથી એમણે કોઈ પરપગ ઊભી કરી દેશસેવા કે સમાજસેવાના મુકુટ ધરાવવાના માર્ગ પણ એમણે શોધ્યા નથી સ્વપ્રતિષ્ઠાના ડિંડિમ પણ એમણે વગાડ્યા નથી.પ્રાતિની રજ પણ આકાંક્ષા સિવાય, કેવળ પરમેશ્વર પ્રીત્યર્થે બલોપાસના કરનાર અને કરાવનાર આ દ્વિજશ્રેષ્ઠે વિદ્યાદાનાર્થે પ્રાચીન ભારતના કુલપતિની પરંપરા નભાવવામાં જ ઇતિકર્તવ્ય માન્યું છે. એમના ચારિત્ર્યની ઉજ્જ્વળ રેખા તો એ છે કે શ્રી નારાયણગુરુની આદ્ય વ્યાયામશાળાની અશેષ પ્રવૃત્તિના પૂરા ભાગ્યવિધાતા હોવા છતાં એમણે, બધું ય પોતાના ઉપર જ નભે છે એવી અહંતા, વાણી વર્તન કે વિચારમાં કદી દાખવી નથી એમની વ્યાયામશાળામાં જનારને પ્રકાશનવિભાગના સ્વામી શ્રી વિદ્વાંસ જ લાગે, અખાડાવિભાગમાં શ્રી સહસબુદ્ધેનું જ સ્વારાજ્ય દેખાય. એવું અન્ય વિભાગોના અધિષ્ઠાતાઓનું પણ આ બધાય મણિઓમાં ઓતપ્રોત રહેવા છતાં 'સૂત્રે મણિગણા इव' બને સૂત્રરૂપે અદૃશ્ય જ રહેવાના. આથી જ, નિરર્ગલ સ્વતંત્રતા ભોગવતા હોવા છતાં, એમના સાથીઓમાં રજ પણ ઉચ્છૃંખલતા કે મદાંધતા નથી દેખાતી. એથી જ એમનું વ્યાયામમન્દિર કુરતાહોનુતાલીમખાનું કે રંગરૂટોનું ભરતીસ્થાન નથી બન્યું

આવી લોકોત્તર વ્યાયામભક્તિવાળા શ્રી આબાસાહેબ આ ઑક્ટોબરમાં ૬૦ વર્ષ પૂરાં કરે છે. જનકલ્યાણ અર્થે સમગ્ર જીવનનો વ્યય કરનાર એ નિરભિમાની પુરુષવર સપરિવાર શતાયુ થાય, એવું એ તેઓ વ્યાયામ સેવી ઇચ્છે છે. હરિભાઈ દવે આચાર્ય

જીવી જાણનારા ] ૨૨ [ જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

## વીર બાલક આલ્બર્ટ સ્પેકબાખેર



ચ લોકોએ ટીરોલ ઉપર ચડાઈ કરી. તેને અંગે તેઓ આડે નદીને કાંઠે આવેલા એક ગામડા આગળ આવી પહોંચ્યા. સામે પહોંચવા સારુ લાકડી ખાડને તળિયે વહેતી નેગવની નદી તેઓને ઊતરવાની હતી. ખાડને આડું એક ઝાડનું મોટું થડ પડ્યું હતું, જેને કાપીને કાંઠા ઉપર પડતાં દીધું હતું, એટલે થડ સામે કાંઠે પહોંચીને પુલનો અર્થ સારતું હતું.

આ પુલની રક્ષા કરવા ૩૦૦ ટીરોલવાસી પુરુષો ને એક છોકરો ઊભા હતા. છોકરાનું નામ આલ્બર્ટ સ્પેકબાખેર (Speckbacher) હતું હેમ લશ્કર ધસી આવ્યું એટલે ટીરોલવાસી કુહાડા લઈને પુલ તોડવા મંડ્યા. પણ ફ્રેંચ સૈનિકની બંદૂકોમાંથી ગોળીઓ ઉપરાઉપર છૂટવા મંડી, અને સારા ટીરોલીઅનો પછી એક પડવા મંડ્યા. (દર્શનના દુહરા ઉપરથી)

આમ જે મરાયા તેમાં આલ્બર્ટનો બાપ પણ હતો. બાપનું સ્થાન બહાદુર છોકરાએ લીધું. પુલ લગભગ તૂટી પડવા હતો; કુહાડીના એક ઘા એના ઉપર પડે એટલે શત્રુને નદી ઊતરવાનો માર્ગ રહે નહિ એમ હતું. આલ્બર્ટ કુહાડો લઈને ફ્રેંચ બંદૂકોના ગોળીબાર સામો ઊભો, અને જીવને જોખમે ઝાડ કાપવા મંડ્યો. અંતે તે લગભગ કાપી શક્યું; એક નાનકડો કટકો જ બાકી રહ્યો, એટલે અંતે કુહાડો ફગાવી દીધો, અને એટલું બળ કરીને ઝાડ ઉપર કૂદ્યો, કે બાકીનો કટકો હજી વળગી રહ્યો હતો તે એના ભારથી બટકી ગયો, અને પુલ તથા છોકરો ઉતાવળી નદીમાં એક હારે પડ્યા. આલ્બર્ટના શત્રુઓથી ફ્રેંચ લોકો પણ ચકિત થયા, એને તેમણે માનસહિત કાઢ્યો, અને એનું સ્મારક ઊભું કર્યું.

દેસાઈ વાલજી ગોવિંદજી



# કૂતરાં

## એ પરિચિત પ્રાણીના સ્વભાવલક્ષણ પર ટોળ કરતો નર્મલેખ

વિચાર કરતા કરતાં માથુ ફરી ગયુ ‘ગેઝેટીઅર્સ’ને પૂછ્યુ, પશુવિજ્ઞાનના અધ્યાપકોને સવાલો કરી જોયા, પણ સમજમા ન આવ્યુ તે ન જ આવ્યુ કે કૂતરાઓથી લાભ શો છે? ગાય જુઓ, દૂધ આપે છે બકરી જુઓ, દૂધ આપે છે બાકી, સાંજના સાત વાગ્યાથી ભસવાનુ શરૂ થાય, તે એક મરખુ, જરાયે અટક્યા વગર, સવારના છ સુધી ચાલુ રહે એનુ નામ જો વફાદારી હોય તો તો અમે ‘બેવફા’ જ ભલા

ગઇ કાલે જ રાતના અગિયારેક વાગ્યે એક કૂતરાને ‘કવિ’ થઈ આવ્યુ, તે એણે, બહાર સડક પર આવીને એ સમસ્યા, પૂર્તિ માટે મૂકી અર્ધી મિનિટ પછી સામેના બગલાના એક કૂતરાએ એનુ પુનરાવર્તન કર્યું હવે સાહેબ, એક જૂના અભ્યાસી ઉસ્તાદને જે ગુસ્સો આવ્યો, તે એક હલવાઇની ભઠ્ઠીમાથી બહાર નીકળી એની પૂર્તિ કરી નાખી ઉત્તરપૂર્વ તરફના એક મર્મજ્ઞ કૂતરાએ એની અનુપૂર્તિ કરી હવે તો મુશાયરો એટલો ગરમ થયો કે વાત જ ન પૂછો કેટલાક કમબખ્તો તો લાબી કવિતાઓ જોડવા લાગ્યા! આ ઠંડુ પડતુ જ ન હતુ બારીમાથી મેં કેટલી યે વાર ‘ઑર્ડર, ઑર્ડર’ની બૂમ મારી. પણ આવે વખતે પ્રમુખનુ કોણ સાભળે? એમને કોણ કહે કે મહાશય, તમારે આવો મુશાયરો કરવાની જરૂર જ હતી તો દરિયાને કિનારે ખુલ્લી હવામા જઇને કરવો હતો ને? વસતિની વચ્ચે આવી, સૂતેલાને સતાવવાં એ કઇ જાતની સરકારિતા છે?

એમા વળી આપણા દેશી કૂતરાઓ તો બહુ જ અસભ્ય હોય છે ...ના કેટલાક તો એવા દેશભક્ત હોય છે કે કોટપાટલૂન જોતા જ ...। લાગે છે પણ જવા દો, એક રીતે એ પ્રશસાયોગ્ય વસ્તુ છે

આ ઉપરાત એક બીજી વાત છે ઘણી વાર ‘સાહેબલોકો’ને ગલે મારે જવુ પડ્યુ છે ભગવાનના સોગન, સાહેબલોકોના કૂતરા એવા સભ્ય હોય છે કે ‘વાહ’ કહીને પાછો ફરુ છુ બગલાના દરવાજામા જેવો પગ મૂકુ કે તરત એક નાજૂક ‘ભખ’ એવો ઉચ્ચાર કરે અને હુ ત્યા પરસાળમા જ ઊભો રહી જાઉં હુ જરા આગળ વધુ કે એ પણ જરા કૂચ કરે અને એક નાજૂક ને ‘પવિત્ર’ અવાજમા ‘ભખ’ કહે ચોકીદારનો ચોકીદાર ને સગીતકારનો સગીતકાર! અને આપણા કૂતરા? ન રાગ, ન સૂર, ન માથુ, ન પગ તાન ઉપર તાન મારે, પણ તાલનુ ઠેકાણુ નહિ. ન સમય જુએ, ન મોકો કહાવાપ કુવે જ જાય અને ઘમડ એ વાતનો રાખે કે તાનસેન પણ આ દેશમા જ જન્મ્યા હતા ને?

એ નિઃશક છે કે કૂતરા સાથેનો મારો સબધ જરા ‘તગ’ છે પણ તમે કહો એના સોગદ ખાઉ, જો એવે કોઈ પ્રસગે મેં અહિસા છોડી હોય અથવા સત્યાગ્રહ કર્યા હોય તો! ભગવાન સાક્ષી છે કે આજસુધી કોઈ પણ કૂતરા પર હાથ જ ઉપાડી શક્યો નથી મિત્રોએ સલાહ આપી કે રાતવખતના લાકડી અથવા સોટી પાસે રાખવી જોઇએ, કારણ કે એથી બિલ્લીઓ દૂર રહે છે પણ એમ કોઈની પણ સાથે નાહકનુ વેર બાધવાથી શો લાભ? કૂતરાના ભસવા સાથે જ મારી સ્વાભાવિક શિષ્ટતા મારા પર એવો કબજો જમાવી લે છે કે એ વખતે તમે મને જુઓ તો મને ડરપોક જ માનો. કદાચ, તમે એમ પણ માની લો કે મારે ગળે શોષ પડે છે અલબત્ત, આ સાચુ છે એવે વખતે જો હુ ગાવાનો પ્રયત્ન કરુ તો ખરજના સૂર સિવાય બીજો કોઈ સૂર ન નીકળે મારા જેવો જ જો તમારો પણ સ્વભાવ હોય તો તમને ખબર પડશે કે એવા પ્રસગે તમારી બુદ્ધિમાથી ઈશ્વરની સર્વવ્યાપકતા ભાગી જશે ને તમે પયગંબરની પ્રાર્થના કરવા માડશો

ઘણી વાર બન્યુ છે કે રાતના બેએક વાગે સોટી ફેરવતો ફેરવતો થીએટર પરથી પાછો ફરતો હોઉ ને નાટકના એકાદ ગીતની તર્જ મગજમા બેસાડવાનો પ્રયત્ન કરતો હોઉ ગીતના શબ્દો યાદ ન હોય અને નવો ‘અભ્યાસ’ છે એટલે સીટી પર જ સન્તોષ માન્યો હોય કદાચ બસૂરો પણ થઈ જાઉ. તોપણ સાંભળવાવાળો તો એમ જ સમજે કે અચ્છે સગીત છે! એટલામા જરા વળાંક લઉ કે સામે એક બકરી બાધેલી હોય હું સમજુ કૂતરો છે! એક તો કૂતરો અને તેમાંય બકરી જેટલો લાબો પહોળો! બસ, જોતા જ ગાત્ર ઢીલા થઇ જાય કરતી સોટી ધીરે ધીરે બધ થતાં આખરે હવામા એક વિચિત્ર કોણ પર અટકી જાય સીટીસગીત પણ બધ થઇ જાય લાગે કે અવાજ વગરની લય હજી પણ નીકળી રહી છે ડૉક્ટરો કહે છે કે આવે પ્રસગે, શિયાળાની ઋતુમાં પણ, જો પસીનો આવી જાય તો હરકત નથી, પાછળથી એ સુકાઈ જાય છે!

સાવધાન રહેવાનો મારો સ્વભાવ જ હોવાથી આજ સુધી કોઇ કૂતરો મને કરડ્યો નથી એવી કોઈ અનિચ્છનીય ઘટના બની હોત તો તો આ લેખને બદલે મારા ‘મરસિયા’ જ છપાતા હોત અને ..

જ્યા સુધી આ દુનિયામાં કૂતરા જીવે છે અને એ ભસવાના છે ત્યા સુધી આપણા પગ ચિતા પર (અથવા કબરમાં) જ છે એ એક એવો ચેપી રોગ છે જે બાળક, જુવાન ને બુઢ્ઢા સૌને થાય છે એમાં મોટો ‘સિકન્દર કૂતરો’ પોતાના રૌફ ને દબદબો જાળવી રાખવા ભસી લે તો હુ પણ કહુ કે ઠીક, ભાઇ, બસ! (જોકે એ વખતે એ સારું ભણી આવેલો હોવો જોઇએ) પણ આ કમબખ્ત બબ્બે વરસના, ત્રણ તસુ તોતિંગના નાના ગલુડિયા પણ ભસ્યા વગર રહી શકતા નથી! નાનકડુ ડાચુ ને બારીક અવાજ, તેમ છતા એટલા જોરથી ભસે છે કે ભસવાનો થરથરાટ પૂછડી સુધી પહોચે છે! ને પાછા ભસે છે ચાલતી મોટરની સામે! જાણે એને અટકાવી દેશે! હા, જો હું મોટર ચલાવતો હોઉં તો જરૂર, મારા હાથ હામ કરવાની સાફ ના પાડી દેશે. પણ કંઇ બધા એનો પ્રાણ નહિ બચાવે

કૂતરાના ભસવા સામે સૌથી મોટો વાધો મને એટલા માટે છે કે વિચાર કરવાની બધી શક્તિઓ એથી અલોપ થઈ જાય છે,—ખાસ કરીને તો ત્યારે, કે જ્યારે એકાદ દુકાનના પાટિયા નીચે મળેલુ એમનુ ગુપ્ત અધિવેશન, જાહેર સડક પર આવીને ખુલ્લી બેઠકના રૂપમા ફેરવાઈ જાય તમે જ કહો, કે માથુ ઠેકાણે રહી શકે ખરુ? દરેકની તરફ, એક પછી એક, ધ્યાન દેવું પડે એમનો ગરબડાટ અને કઇક વિચારધારાનો, હોઠની અદર જ રહેલો, અવાજ, કદની અટપટ અને નિશ્ચલતા

(અનુસધાન આગળ પાન ૨૭૭ મે)



# અપરિમેય શક્તિ

### ૧—વિચિત્ર વૈજ્ઞાનિક

પ્રોફેસર————એક પ્રખર બુદ્ધિશાળી ને જબરદસ્ત પ્રતિભાવાનપુરુષ હતો. એનું વ્યક્તિત્વ બીજાથી ખાસ જુદું પડી જતું હતું એ એના અભ્યાસ ને શોધખોળોમાં એટલો રચ્યોપચ્યો રહેતો કે એને એક મનુષ્યવિશેષ તરીકે ઓળખાવીએ તો ખોટું કહેવાય નહિ. અણુ કેવી રીતે બંધાયો છે, તે શાનો બનેલો છે અને તેને વિભક્ત કરી એમાંથી અપરિમેય શક્તિ ઉત્પન્ન કરવાનું વિજ્ઞાનશાસ્ત્રીઓનું સ્વપ્ન કેમ પાર પડે તેનું એ રાત ને દિવસ ચિંતન કરતો. વળી, તે શક્તિ ઉત્પન્ન થતાં તેને કેવી રીતે નિયમનમાં રખાય તેનું તેના મનમાં અહર્નિશ મંથન ચાલી રહેતું. તેનો અભ્યાસ કરી તેના સંબંધમાં તે અવિશ્રાન્ત પ્રયોગો કરતો. રુથરફોર્ડ અને બીજા વિજ્ઞાનીઓએ જ્યાંથી આ કાર્ય છોડયું હતું ત્યાંથી એણે શરૂ કરી આગળ ચલાવ્યું હતું.

તેણે આના સંબંધમાં વૈજ્ઞાનિક સામયિકોમાં ચમત્કારી પરિણામો દર્શાવતા લેખો છપાવ્યા હતા, અને તેનાથી વિજ્ઞાનશાસ્ત્રીઓ ચકિત થયા હતા. અણુઓને વિભક્ત કરી એમાંથી છૂટેલા વિદ્યુત્કણોથી કેવાં ક્રાન્તિકારક કાર્યો થઈ શકે એની આગાહીઓ કરીને એણે બધાને આશ્ચર્યમાં ગરકાવ કર્યા હતા. હું એક જ એનો એવો મિત્ર હતો, જેને એણે પોતાના વિશ્વાસમાં લીધો હતો. મારી એવી માન્યતા હતી કે તે માત્ર સત્યશોધનની તીવ્ર ઈચ્છાને આધીન થઈ આ વિષયમાં આટલો બધો રસ લેતો હતો. મેં અનેક વખત આ અખૂટ શક્તિને વ્યાપારિક કાર્યમાં કે ઉદ્યોગોત્પાદનના કાર્યમાં ઉપયોગમાં લેવા એને સમજાવ્યો હતો, પણ તેનો એ એકસો જ ઉત્તર આપતો કે એ તો તે શક્તિને સિદ્ધ કર્યા પછી જોઈ લેવાશે. આ વાતનો આગ્રહ કરવામાં આવતો ત્યારે જાણે તે મનના ઊંડાણમાં કોઈક વિચારમાં લીન થઈ ગયો હોય એમ બેદરકારીથી જવાબ આપતો.

આ વિચારશ્રેણી એને કેવા ભયંકર અંતિમ માર્ગ પર લઈ જતી હતી તે કોણ કલ્પી શક્યું હશે? એ ચોખ્ખો નિરાશાવાદી ને કટ્ટો નિઃસારવાદી (cynic) હતો. જર્મન ફિલસૂફ શોપનહોરનો એ ચેલો હતો; પણ ચેલો ગુરુ કરતાં કયાંયે આગળ વધી ગયો હતો. હું આ વસ્તુસ્થિતિથી વાકેફ હતો, પણ તેને માટે હું તેની શારીરિક અસ્વસ્થતા અને વંશપરંપરાગત ખાસિયતને જવાબદાર માનતો હતો. થોડા સમય માટે બહારગામ જઈ પાછો આવતાં મેં વર્તમાનપત્રમાં પ્રોફેસરની પ્રયોગશાળામાં બે ગંભીર અકસ્માત થયાની ખબર વાંચી. તરત જ હું પ્રોફેસરને મળવા ગયો તો તેમને હાથે અને માથા પર પાટા બાંધેલી સ્થિતિમાં મેં જોયા. બીજી બધી રીતે તે સ્વસ્થ હતા અને પોતાના કામમાં પ્રથમની માફક નિમગ્ન હતા. હવે મને કાંઈક સત્ય વસ્તુ સમજાવા માંડી.

### ૨—એક મહાન પ્રયોગ

એક સમયે અમે બંને પ્રોફેસરની પ્રયોગશાળામાં તેમના ઉપક્રમમાં ઉપાડેલા પ્રયોગનું નિરીક્ષણ કરતા ઊભા હતા. અણુ પર મારો ચલાવી તેને તોડવાને મોટી વિદ્યુત્પાદક શક્તિઓ ઉપયોગમાં લેવાને બદલે તે અણુવિકરણ (radiation)ની પદ્ધતિએ અમુક શીઘ્ર વિદ્યુદ્ગ્રાહી વસ્તુઓનું મિશ્રણ કરી રહ્યો હતો.

★ અણુને વિભક્ત કરવાનું વૈજ્ઞાનિકોનું સ્વપ્ન પાર પડે તો તેમાંથી અનહદ શક્તિ પ્રાપ્ત થઈ શકે. આ ખાલી સ્વપ્ન નથી. કદાચ કોઈ કહેશે કે અણુ જેવો પદાર્થ જેને આપણે આંખે દેખી યે શકતા નથી, તેમાંથી અગાધ શક્તિ કેવી રીતે ઉત્પન્ન થઈ શકે? તો તેને સમજવા માટે વરાળ અને વિદ્યુતનો દાખલો લઈએ. આમ તો, પાણી અને વરાળ તથા વિદ્યુતના (+) કણો અને (–) કણો પદાર્થ તરીકે મામૂલી જણાય છે, પણ જ્યારે એને એના કાર્યક્રમ સ્વરૂપમાં મૂકી ઉપયોગમાં લેવાય છે ત્યારે તે કેવા મહાન, મનુષ્યની શક્તિ બહારના રાક્ષસી કાર્ય કરી શકે છે? વળી, બીજી એ વાત પણ જાણવા જેવી છે કે આ વસ્તુઓનો દુરુપયોગ કરવામાં આવે છે અગર તેનો ઉપયોગ અણઘડ માણસોને હાથે થાય છે તો તે પારાવાર નુકસાન કરે છે. એ જ પ્રમાણે અણુને વિભક્ત કરી તેની શક્તિનો દુરુપયોગ કરવામાં આવે તો કેવું નુકસાનકારક પરિણામ આવે એની કલ્પના આ વાર્તામાં રજૂ કરવામાં આવી છે ★

---

'હવે હું ખરા માર્ગ પર ચઢ્યો છું, દોસ્ત.' તેણે મને કહ્યું: 'આપણે એક વિદ્યુત્કણને છૂટો કરવા લાખો વોલ્ટ વીજળી વાપરવી પડે તો તેનો કાંઈ અર્થ નથી. હું તો અતિશય નાની પ્રાથમિક શક્તિથી તે કાર્ય કરવા માગું છું. મોટી ભારે બંદૂક ફોડવા માટે પણ આપણે એક નાની ચાંપ જ ખેંચવી પડે છે ને?'

એનું એ આખું યંત્ર, વાલ્વ, બૅટરીઓ, ટ્રાન્સફોર્મર (વિદ્યુત્પ્રવાહનું સ્વરૂપ બદલનાર યંત્ર) અને બે નાની સીલ કરેલી સીસાની ટાંકીઓ, એટલી વસ્તુઓનું બનેલું હતું. પહેલાના પ્રમાણમાં તે અતિશય નાનું હતું છતાં તેમાંથી નીકળતો અવાજ બહુ ભારે હતો અને ટાંકીઓ વચ્ચેના એક સૂક્ષ્મ કાણામાંથી જ વિદ્યુતનો પ્રકાશ તેજસ્વરૂપે બહાર ફેંકાતો હતો તેનાથી આંખો અંજાઈ જતી હતી. ત્યાં તો એકાએક આખો સાજ જબરદસ્ત ધડાકા સાથે ફાટયો; તેથી બારીઓ તૂટી ગઈ, વિજળીના ગોળાઓનો ભૂકો થઈ ગયો, અને અમે બંને જમીન પર ફસડાઈ પડયા. અમ માથાના વાળ બળી ગયા ને મોં કાળાં થયાં.

'જબરો મસાલો બન્યો!' પ્રોફેસરે તેમના સાથે ઊભા થતાં કહ્યું 'ઠીક થયું કે હાડકાં અણીશુદ્ધ રહ્યાં છે અને આંખોને નુકસાન થયું નથી. ડાક સખત બની ગયો, એમ લાગે છે. પણ, મેં ઓછામાં ઓછી વસ્તુઓનો ઉપયોગ કર્યો છે. આ થોડા અણુઓને ખાદના ડોચામાં સમાએલા કરોડો અણુઓથી જુદા છે, એટલે આપણે કાંઈક શરૂ કર્યું ગણાશે. દુશ્મનને એ ઔષધિની માત્રા આપવા સરકારને પણ મન થશે! જો તેનો ઉપયોગ થઈ શકે તો ડાયનેમાઇટ તો એના આગળ ટીંકણી જેવો પુરવાર થશે. પણ હશે, એ વાત જવા દો.'

'કેમ વારૂ?' મેં પૂછ્યું, 'તેને પ્રમાણસર લેવું અને વાપરવામાં સંભાળ રાખવી એ જ બાબતો લેવી પડે. હવે જલ્દી એ કામમાંથી પડો! ખરેખર આ ગુપ્ત અસર આ યુદ્ધસમયમાં બહુ કિંમતી થઈ પડશે!'

પ્રોફેસરે હોઠ પીસતાં કહ્યું, 'પણ તું ધારે છે એટલું આ સહેલું નથી. આ નાનો પ્રયોગ કરવામાં મારે બહુ સંભાળ લેવી પડી છે. મારે મારી પ્રયોગશાળાને બચાવવા મારા બધા જ્ઞાનનો ઉપયોગ

કરી યત્નનો વિદ્યુત્પ્રવાહ કાપી નાખવો પડ્યો હતો. જો તેમ ન કર્યું હોત તો આસપાસના પદાર્થોના સઘળા અણુઓના એક ભયંકર ધડાકા સાથે ચૂરેચૂરા થયા હોત અને સાથેસાથે બીજાઓ પર પણ તેની જ અસર થાત. પરિણામે માઈલો સુધી સત્યાનાશની પારી ફેલાત, અને તે કયાં જઈને અટકત તે હું કહી શકતો નથી

આપણે અત્યારે એક મહાન વસ્તુ કરી રહ્યા છીએ તેની સાથે કલ્પનાવિહોણા લશ્કરી માણસો ચેડાં કરે એ ઈચ્છવાયોગ્ય નથી હું એનો જે ઉપયોગ કરવા માગું છું તે કરવાને સમર્થ થતા પહેલાં મારે ઘણું કાર્ય અને ઘણી જોખમભરેલી ગણતરીઓ કરવી પડે એમ છે'

'તો એ એટલું બધું જોખમકારક હોય તો તો પછી પડતું જ મૂક.'

'પડતું મૂકું? તું મને હજી પૂરો ઓળખી શક્યો નથી એમ જણાય છે મારે હવે તે પૂરું કર્યે જ છૂટકો છે આ ગોટાળાભરેલા વિશ્વમાં મારે કાંઈપણ કાર્ય કરવાનું હોય તો મારે તેની ગુપ્ત વસ્તુઓનું જ્ઞાન મેળવી પેલી ગૂઢ વસ્તુ 'પ્રકૃતિ' એ શું છે તે જાણવું છે મારે તેના પર મારું કાબૂ મેળવી, તેણે જીવન ઉત્પન્ન કરવામાં જે મહાન ભૂલ કરી છે તે સુધારવી છે'

'તું કહે છે એમાં મને કાંઈ જ સમજ પડતી નથી. એમાં વળી સુધારવાનું શું છે?'

'એ બધું હું તને જણાવું તો તો તું સ્તબ્ધ જ બની જઈશ!' એણે ખૂબ કટુતાથી કહ્યું 'તેં યોગ્ય કેળવણી લીધી જણાતી નથી. તું ધર્મના ભ્રમથી ગ્રસાએલો લાગે છે હું તારા હૃદયમાં બુદ્ધિની જ્યોત પ્રગટાવીશ એટલે તું તે બરાબર સમજીશ પણ તે હમણાં નહિ. મારે હજી આ પ્રયોગમાં ઘણું કરવાનું છે અત્યારે માત્ર એટલું જ જણાવીશ કે મને આ કામમાં ધાર્યા કરતાં વિશેષ ફતેહ મળી છે અને એનાથી મારી મોટામાં મોટી આશાઓ પરિપૂર્ણ થાય એમ છે ..

પણ અત્યારે તો તું તારે મોં ધોઈ ઘેર જા અને આ વાત કોઈને કરતો ના, નહિ તો વળી પેલા ધાધલિયા છાપાવાળાઓ, "એક વૈજ્ઞાનિક અણુને તોડે છે," ને એવીએવી નકામી વસ્તુઓ છાપી મારશે. મારે હજી ચોક્કસ કાર્ય કરવાનું બાકી છે'

### ૩–પ્રેમવચના

માગ મનરાગ તો ખૂબ ફૂટડી લાગી, છતાં એણે પોતાને દર્શાવ્યો જેટલી હદે તે નિ સારવાની નહિ હોય એવી માન્યતા સાથે હું તેનાથી જુદો પડ્યો અમે પોતપોતાના કામે વળગેલા હોઈ ઘણા દિવસ સુધી એકમેકને મળ્યા નહિ. તે અરસામાં હેમલતાએ તેના જીવનમાં પ્રવેશ કર્યો

કદાચ આ વાત ન માનવા જેવી લાગશે, પણ એ સત્ય હકીકત છે કે પ્રોફેસર ક જે કદાપિ કોઈને ત્યાં જતો નહિ તેને એક સંબંધીજનને ત્યાં આનો ઓચિંતો મેળાપ થયો, અને સ્ત્રીઓ પ્રત્યે હમેશા નફરત ધરાવતો આ પ્રોફેસર તેને જોતાંની સાથે જ તેની સુંદરતા, તેની સુકુમારતા અને અપ્રતિમ બુદ્ધિથી અંજાઈ ગયો અને તેના પ્રેમમાં પડ્યો પ્રોફેસર કદી સ્ત્રીઓનો પ્રશંસક ન હતો તે હમેશ સ્ત્રીઓથી દૂર ભાગતો અને 'જાતીયધર્મ'ને અતિ શોચનીય કૃત્ય તરીકે તિરસ્કારતો છતાં તે આ સ્ત્રીનું મુખકમળ જોઈ મોહ પામ્યો

'સ્ત્રી એટલે જીવન, બલ્કે જીવનની વૃદ્ધિ; અને જીવન ખાસ કરીને એક પ્રકારનું અનિષ્ટ જ છે' એમ તે વારવાર કહેતો

જીવન એ એક પ્રકારનો ભૌતિક પદાર્થનો વ્યાધિ છે, આદિ નારાયણરૂપ સાગરનો ગાળ થાને કચરો છે અને સ્ત્રીઓ તેને ફેલાવવામાં કારણભૂત બને છે એવાં વચનો એક સમયે કહીને તે સ્ત્રીઓની નિંદા કરવાનું યે ચૂક્યો ન હતો એ, ખરેખર એક વિપરિત પ્રકારની માન્યતા હતી, પણ હેમલતા મળતાં સુધી તેનો અભિપ્રાય એવો જ હતો

એના જેવા મનુષ્યોની બાબતમાં બને છે એમ તે આગ્ર જોરથી ઝડપાયો. તે પ્રેમઘેલો બન્યો એનું જો શુભ પરિ આવ્યું હોત અને તેનું લગ્ન થયું હોત તો કેવું સારું થાત!

થોડા સમય માટે તો તે હેમલતાને છાયાની જેમ અનુસ એને પણ એ ગમવાથી થોડા સમય માટે એણે તેને ઉત્તેજ્યા, પછી તે કંટાળી અને એની લગ્નની માગણી તેણે નકારી

પ્રોફેસરને અતિશય લાગી આવ્યું એ અઠવાડિયાં સુધી ઘરની બહાર ન નીકળ્યો હું પણ ડહાપણ વાપરી તેને મળવા ગ નહિ. ત્યાર બાદ એક દિવસ હું ગયો ત્યારે તે પ્રયોગશાળામાં પ હાથ બીડી જોસથી પગલાં ભરતો આમતેમ ફરી રહ્યો હતો

'કેમ? મૂર્ખાઓ પર શી અસર થઈ છે તે જોવા આવ્યો છે?' કડવાશથી કહ્યું. 'ખાલી કુતૂહલ સંતોષવા ખાતર, ખરું ને? હ, જ બધાને કહેજે કે પ્રોફેસર હવે માનસિક થઈ ગયા છે મનજ વ્યાધિ જ તો, બીજું શું? ઠીક થયું કે એણે મને નકાર્યો, નહિ એક સામાન્ય માણસ તરીકે હું મારું જીવન પૂરું કરત!

પણ કેવો આબાદ બચી ગયો છું! જ્યાં સુધી જગતમાં જાય ત્યાં સુધી સ્ત્રીઓ ડાકિનીઓનો ભાગ ભજવશે અને પુરુષો મૂર્ખાઓ બન્યા કરશે ત્યાં સુધી આ ચેતનમય, દુ ખમય જીવનનું આવર્ત વધ્યા કાર્ય ચાલ્યા કરશે અને કોઈ પણ હિસાબે અટકાવવું જોઈએ, અને હું અટકાવીશ!' એક ગાંડા માણસની જેમ બરાડા પાડી તે જઈ ઊઠ

### ૪–દ્વિતીય પ્રકરણ

તેની કાંઈ જ અસર મારા પર થઈ ન હોય એવો ડોળ કરી કહ્યું 'ખાલી મોટી વાતો! તું જીવનના ક્રમને કેવી રીતે અટકાવી અમુક વસ્તુ તને પસંદ ન પડી એટલે શું એનો સદંતર નાશ કરે જરા અક્કલનો ઉપયોગ કર અને વિચાર કે તું સંસ્કૃતિમય યુગનો શિષ્ટ સભ્ય છે'

'સંસ્કૃતિમય યુગ! તું સંસ્કૃતિ કોને કહે છે?' પ્રોફેસરે ઉગ્ર જવાબ આપ્યો 'આ આપણા બૉમ્બો, ટૅંક, તોપો, ઝેરી ગૅસ ગેસ્ટાપો,[1] ઑગ્પસો[2] અને નજરકેદીઓના કેન્દ્રસ્થાનો, તથા વૈજ્ઞાનિક જહાજો અને હવાઈજહાજો પ્રત્યે નજર કર, અને પછી કહે જગતના ઇતિહાસમાં આના જેવો કલ્પિત યુગ કદી જોવામાં આવે છે? ખરેખર, આપણા જેવાનું દુર્ભાગ્ય છે કે આપણામાં અતિ નાજુક સૂક્ષ્મ લાગણીઓનો ઉદ્ભવ થએલો છે, એટલે આપણને વિ લાગી આવે છે, અને તેમાં વળી દુનિયામાં થતા અત્યાચારો વિષે વા રેડિયો, ટેલીફોન અને વર્તમાનપત્રો દ્વારા અતિશય ત્વરાથી આપણ સમાચાર મળતા હોવાથી કોઈ પણ સ્થળે તે બનતા હોવા છતાં આપ કલ્પનામાં તે આપણે દૃષ્ટિ સંમુખ બનતા અનુભવીએ છીએ

એટલે જ હું તને ફરીથી કહું છું કે આ ચેતનમય જીવન જ શાપિત વસ્તુ છે તેનો કદી પ્રારંભ જ થયો જોઈતો ન હતો અચેતન વસ્તુઓને તો તેની સાથે કાંઈ લેવાદેવા નથી, પ્રાણીઓને સહે સાવ સંબંધ છે પણ બુદ્ધિમાન ચેતનમય વ્યક્તિઓને માટે તો સમસ્ત વિશ્વની રચના મહાન અનર્થ રૂપ છે'

'જરા સમતોલ રાખ' મેં વાંધો દર્શાવતા કહ્યું 'જીવન એક તો મહાન વસ્તુ છે કે આપણે તેને સમસ્તને સારી કે ખોટી કહી શકતા નથી ખરું પૂછાવે તો આપણે તેના વિષે પૂરું જાણતા યે નથી'

[1] ગેસ્ટાપો=નાઝીઓની જાસૂસી સંસ્થા [2] ઑગ્પસ=સોવીએટની જાસૂસી સંસ્થા

'તું સત્ય કહે છે,' તેણે સંમતિ દર્શાવતા કહ્યું: 'કે આપણે તેને પૂરું જાણતા નથી; પણ આપણી નજરે જે પડે છે તે બધું બરાબર નથી. અને તું એટલું તો સ્વીકારીશ કે જ્ઞાત વસ્તુની મદદથી અજ્ઞાતનું જ્ઞાન મેળવી શકાય છે. ચોખ્ખું કહું તો આ વિચાર કરતુ, જીવતુ, સહન કરતુ જીવન એક શોકમય ઘટના છે અને તેનો જલદી અંત આણવો જોઈએ. હું ધારું છું કે હું તે પાર પાડી શકીશ.'

હું ખૂબ ગંભીર બની ગયો, કારણકે તેણે ઉન્માદાવસ્થા પ્રાપ્ત કરી હોય એમ જ હવે મને લાગ્યું. અતિશય અભ્યાસનો ભાર, એની ઉદાસીન પ્રકૃતિ, ઈચ્છાનુસાર મહાન બળ વાપરી શકવાની ખાતરી, અને એમાં છેલ્લે ઉમેરાએલો એના પ્રેમકિસ્સાનો કરુણ અંત, એ સર્વથી એનું મગજ ફરી ગયું હતું. અત્યારે તો મારે તેની વાતનો સ્વીકાર કર્યા સિવાય છૂટકો ન હતો.

'અરે, પણ તું જીવનનો—સમગ્ર જીવનનો—અંત કેવી રીતે લાવીશ?' મેં પૂછ્યું. 'તો તો પછી તું તો બીજો ઈશ્વર બને.''

આથી તે વિશેષ વાચાળ બન્યો. તેણે કહ્યું: 'તેં મારો પ્રયોગ તો જોયો'તો ને? તને ખાતરી થઈ હશે કે અણુમાં રહેલું જબરજસ્ત બળ હું છૂટું કરી શકું છું. થોડા પ્રયોગો બાદ તું જોઈશ કે હું એક એવી જાતનું ધડાકા સાથેનું વિભજનકાર્ય કરી બતાવીશ કે તેનાથી પૃથ્વીના ચૂરા થઈ જશે અને મનુષ્યના દુઃખનો અંત આવશે. હું આ જગતનો બીજો પ્રલયંકર બનીશ.' તે સહેજ અટક્યો. મતાંધતાના અગ્નિથી તેની આંખો પ્રજ્વલિત થઈ અને તેણે ફરી ચલાવ્યું: 'આમ હું પૃથ્વીની દુઃખમય કથાનો અંત લાવી દઈશ. અને તે કથા યે કેવી!' ભૂખ, દુર્ભિક્ષ, વ્યાધિ, યુદ્ધ, ખૂન, ધિક્કાર, દ્વેષભાવ અને નિઃસારતા. છોકરાએ બાપની સામે, એક પ્રજા બીજી પ્રજા સામે, એક જાતિ બીજી જાતિ સામે બાખડે છે, અને થોડા સમયમાં તું જોશે કે હજી સુધી તારા જોવામાં નહિ આવ્યા હોય એવા શસ્ત્રોથી એક ખંડ બીજા ખંડ સામે ત્રાટકશે. જીવન એટલે શોક અને દુઃખ, તે વિના બીજું કંઈ નથી, અને અમે તે માર્ગે તેનો અંત આણ્યે જ છૂટકો છે.''

થોડી વાર અટકીને તે ત્રાડ નાખી બોલી ઊઠ્યો: 'આ વિશ્વ એક આકૃત સ્મશાન છે અને તેનો કોઈ પણ હિસાબે અંત લાવવો જોઈએ. હું અણુબળને છૂટું કરીશ અને આ પૃથ્વીનો નાશ કરીશ. ચેતનશક્તિ કે જેણે વિશ્વના આ ભાગને દુઃખિત કર્યો છે તેનો અંત આવશે. ખડકો ઓગળી જશે, સમુદ્રો ઊકળશે અને આ પૃથ્વીનો ગોળો છિન્નભિન્ન અવસ્થામાં છૂટો પડી જશે. જે સ્થળે અત્યારે ધબકારા મારતું જીવન છે, દુઃખથી રીબાતા જ્ઞાનતંતુઓ છે અને ભયથી ચીરાઈ જતાં મન છે ત્યાં લાખો માઈલ સુધી ચેતનરહિત ભૌતિક પદાર્થોના ટુકડા વેરાએલા માલૂમ પડશે. આ તો મારા કાર્યની રૂપરેખા હું તને દોરી બતાવું છું. અને મને આશા છે કે બીજા ગ્રહો પર પણ એવા બુદ્ધિમાન પુરુષો જાગશે કે જે મારું કાર્ય આગળ ધપાવશે.'

મારા મન પર કોઈ ફટકો મારતું હોય એવો આઘાત મને થયો. પ્રોફેસર ગમે તેટલો બુદ્ધિશાળી અને પ્રતિભાવાન વ્યક્તિ હોય, છતાં તે સમયે તેનું મગજ સ્થિર હોવા વિષે મને શંકા થઈ. આખી પૃથ્વીનો નાશ કરે એટલું અણુબળ તે મુક્ત કરી શકે એ માની શકાય તેમ ન હતું, છતાં તેની પાસેથી વિશેષ વાત મેળવવાને, મને જાણે તેમાં રસ પડતો હોય, અને તેની વાત ન માનતો હોવા છતાં જો મને ખાતરી થાય તો માનવા તૈયાર હોઉં, એવો ડોળ મેં કરી બતાવ્યો.

'જીવન તું ધારે છે એટલું ખરાબ નથી.' મેં એક તર્કશાસ્ત્રીની અદાથી કહ્યું: 'જોઈએ તેટલા લોકો જીવનમાં સુખ માણે છે અને મરવાને માટે ભાગ્યે જ કોઈ રાજી હોય છે. વળી, આ બધી મોટી વાતો તું કરે છે તો ખરો, પણ ૮૦૦૦ માઈલના વ્યાસના આ ગોળાનો ભુક્કો કરવા જેટલું અણુબળ પેદા કરવા શું તું શક્તિમાન થવાનો હતો?'

ગુસ્સાથી તેણે ઉત્તર દીધો: 'હજી તને એ વાતમાં સંશય પડે છે? તું ગણિતશાસ્ત્રમાં સાધારણરીતે ઠીક રસ ધરાવે છે, તો મારા પ્રયોગો અને ગણતરીઓની આ નોંધ તપાસી જો. અને તેથી યે વધારે સારો માર્ગ એ છે કે આજથી એક અઠવાડિયા બાદ તને એક નિર્જન પ્રદેશમાં લઈ જઈને મારો પ્રયોગ કરી બતાવીશ. આપણે પેલા બેટના ખડકો પર ભરતીના સમયે હોડીમાં બેસીને જઈશું.'

સંમત થઈને હું તેનાથી છૂટો પડ્યો. હજી મને એના વિષે પૂરી સમજણ પડતી ન હતી. એની પાસે પુષ્કળ પૈસો હતો, વિજ્ઞાન પ્રત્યે અભિરુચિ હતી, જોઈએ તેટલા નોકરો હતા અને સમુદ્રની આરોગ્યવર્ધક હવા અને સુન્દર દૃશ્યો અનાયાસે પ્રાપ્ત થઈ શકે એવા સ્થળે તેનો નિવાસ હતો. છતા એના મનમાં આ કેવું ભ્રમતિયું ભરાયું હતું તે સમજાતું ન હતું. શું તેની બુદ્ધિ વિનાશના માર્ગે ચઢી હતી? કે પછી તેની પાસે, તે કહેતો હતો એવી ભયંકર સત્તા હતી? નવીન યાન્ત્રિક બળોનું માત્ર જ્ઞાન એની વાત સાચી હોય એમ માનવાને મને પ્રેરતી તો હતી. છતાં એક માણસ આખી પૃથ્વીનો નાશ કરવા જેટલું જબરજસ્ત બળ ઉત્પન્ન કરી શકે કે કેમ તે વિષે મને [illegible] રહેતો હતો. મને તો એનું મગજ જ બગડેલું હોવું જોઈએ એમ લાગ્યું. પણ તેની ખાત્રી કરવાને માત્ર એક જ અઠવાડિયું આડે હતું ને?

### ૫—અપૂર્વ અનુભવ

અઠવાડિયું વીતી ગયું. વસંતઋતુનું રમણીય પ્રભાત હતું. પ્રોફેસરનું મોટરહોડકું દરિયામાં મુસાફરો સાથે ચાલતું હતું. જાણે કાચ સમું પાણી સ્થિર હતું અને વાયુની એક પણ લહેરખી વાતાવરણને કંપાવતી ન હતી. પાછળની બાજુ પર એક ઊંચી ખડકની ટેકરી નીલ આકાશથી કપાઈને નીચે પડતી હોય એમ જણાતી હતી, અને પવનની દિશામાં ખરબચડો સમુદ્રકિનારો આવી રહ્યો હતો. હોડીમાં અમે બે જણ જ હતા. દીવાદાંડી વિનાના બે નાના બોડા ખડકોની સમીપ અમે આવ્યા. એના પર દરિયાના કેટલાક પક્ષીઓ નિરાંત કરી બેઠા હતા. પવનની દિશા તરફ માછીમારોની બે હોડીઓ પડેલી હતી.

'બસ, આ [illegible],' તેણે કહ્યું. 'છેલ્લા પ્રયોગમાં મેં ઉપયોગમાં લીધો હતો તેના કરતા થોડો વધારે મસાલો મેં રાખ્યો છે. આ પડીકામાં ક્રિટિકલ (critical)* તત્વના જરૂરી અણુઓ છે, અને સાથે રીએજન્ટ (re-agent)+ છે કે જે, તે પડીકાના ઓગળી જાય એવા બહારના આચ્છાદનમાંથી હવા અને સાગરનું જળ અંદર નીતરશે એટલે તરત અસર ઉપજાવશે. જરા પેલા ખડક નજીક જઈને હું તેને હોડીમાંથી ફેંકીશ. પછી આપણે ખૂબ જ ઉતાવળથી અહીંથી ચાલ્યા જવું પડશે. તને થોડી મિનિટમાં ખબર પડશે કે હું શું કરી શકું છું.

. લે, ધ્યાન રાખ.''

એમ કહીને તેણે તે પડીકું પાણીમાં ફેંક્યું અને મોટરની ઝડપ એકદમ વધારી દઈને ધનુષમાંથી તીર છૂટે એમ તેને તે જગાએથી પાછી હંકારી. બરોબર સાત મિનિટ થઈ એટલે એક જબરજસ્ત સફેદ અગ્નિશિખા સમુદ્રમાંથી અને ખડકોમાંથી બહાર નીકળી અને તેના તેજની ઝાળથી અમારી આંખો અંજાઈ ગઈ. થોડી પળ પછી એક ભયંકર ધડાકાથી અમારા કાનના પડદા ભેદાયા અને અમારી હોડી કોઈ રાક્ષસી હાથથી ઉંચકાઈને બહાર ફેંકાઈ હોય એમ પાણીમાં ઉછળી

* ક્રાન્તિકારક તત્વ + ક્રિયાત્મક તત્ત્વ, કસોટી-તત્ત્વ

જણાઈ અમે બન્નેએ તો, એના ભાગીને ભુક્કા થઈ જશે એમ માન્યું, પણ હરકોઈ પ્રકારે તે ઠેકાણે આવી ગઈ. આગળ ધક્કો મારનારા પંખાથી એન્જિન બંધ થઈ ગયું, પણ તેને અમે ફરી ચાલુ કર્યું

ઊકળતા, વરાળો કાઢતા એ સમુદ્રમાંથી, વમન થતા અને તોફાને ચઢેલા અગ્નિના એ ફુવારા આગળથી, અમે બની શકે એટલી ત્વરાથી જમીન તરફ હંકારી ગયા અમે ચઢાણના માર્ગે તરફ દોડ્યા ત્યારે પણ આકાશ અને સમુદ્રજળના નીલવર્ણમાં એ આકાશ–દીવા કિંવા દીવાદાંડી સમાન અગ્નિનો ભડકો જાજ્વલ્યમાન તેજસ્વી થાંભા જેવો લાગતો હતો જેમજેમ વિદ્યુત્તરંગોની ઉથલપાથલનો વિસ્તાર વધતો ગયો અને તેમાં વધારો થતો ગયો તેમતેમ થોડા સમયને માટે તો તે વિશેષ મોટો અને તેજસ્વી થતો જણાયો પછી તેનું જોર કમી થવા માંડ્યું

પ્રોફેસરે કહ્યું 'આના સંબંધમાં ખૂબ પૂછપાછ થશે આપણને અહીં કોઈએ આવતા યે જોયા હશે, અને તેઓ આપણને અનેક પ્રશ્નો પૂછશે આપણે તો માત્ર એટલો જ જવાબ આપવાનો કે કોઈ નવીન પ્રકારના બળવાન સ્ફોટક પદાર્થનો ધડાકો થયો હશે અમે તેની નજીક ગયા હતા, પણ ત્યાંથી ખસીને માંડ બચી શક્યા આપણા કામમાં કંઈ પરવાર્યા વગરના નવરા લોકો માથું મારે એ મને પસંદ નથી

હવે ઘેર ચાલ, તને મારી ગણતરીઓ બતાવું '

પણ હું તો એ ચઢાવ પર ઊભો રહી અતિશય ભયત્રસ્ત નજરથી દરિયા તરફ જોઈ જ રહ્યો હતો

પ્રોફેસરે અધીરાઈથી મને કહ્યું, 'ચાલ જલદી, નહિ તો પકડાઈ જઈશું ત્યાં શું જોઈ રહ્યો છે?'

'શું જોઈ રહ્યો છું? અરે, શું નથી જોઈ રહ્યો એ પૂછને! પેલા માછી મારના બે હોડકાં ક્યાં ગયાં? ખરેખર તેં એનો નાશ કર્યો છે અને તેમાં બેઠેલાં માણસોનું ખૂન કર્યું છે'

'એ તો ખરેખર એક કમનસીબ, અણધારેલી ઘટના–એક અકસ્માત જ હતો હું તને ખાતરીથી કહું છું કે વિનાશના વર્તુળની ત્રિજ્યા એટલે સુધી ફેલાશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો માછીમારો બાબતમાં તો અતિ ખેદકારક વાત બની છે, પણ તેનો કંઈ ઉપાય જ નથી વારુ, તું શું કરવા માગે છે? બધાને સત્ય હકીકત જણાવી મને પકડાવવા માગે છે? તારું કહેવું પોલીસ માનશે ખરી?

ચાલ, ચાલ, લાગણીપ્રધાન બની મા ઘેર ચાલ, તને પેલા આંકડા બતાવું કદાચ તને હાલ તે જોવાની ઈચ્છા નહિ પણ હોય પણ યાદ રાખજે કે મારી મૈત્રીને ભૂલી જઈ તું અનાડી બનવા માગતો હોઈશ તો તેની યે મને દરકાર નથી '

### ૬–વિલક્ષણ પ્રકારની ધમકી

મારું મગજ જાતજાતના વિચારોના વંટોળે ચઢ્યું મેં તેની સાથે જવાનો નિશ્ચય કર્યો, કેમકે એ પાગલ પાસે તેના કહેવા પ્રમાણેની શક્તિ હોય તો તે જાણી લેવું વધારે સારું હતું

દરિયાકિનારે ખૂબ ધાંધલ થતી જણાઈ, પણ અમે બન્ને સિફતથી ત્યાંથી છટકી ગયા ઘેર ગયા બાદ પ્રોફેસર મને એની પ્રયોગશાળામાં લઈ ગયો બારીમાંથી બહાર નજર નાખતાં પેલા વિચિત્ર ભડકાના, હજી સુધી યે પ્રકાશ દેતાં રહેલા વર્તુળની તપાસ કરવા કેટલીક હોડીઓ ત્યાં ફરતી માલૂમ પડતી હતી

'આ અકળાવનારી બાબત બની ગઈ, નહિ વારુ? હવેથી મારા પ્રયોગોમાં મારે બહુ સાવચેતી રાખવી પડશે ' પ્રોફેસરે બડબડતાં કહ્યું પછી એણે કબાટમાંથી આંકડા, ગણિતના ચિહ્નો અને વિચિત્ર પ્રકારના અક્ષરોથી ભરેલા કાગળોની થોકડી બહાર કાઢી

ઉત્તરનો સિદ્ધાંત પ્રાપ્ત કરવા એણે જે ગણતરીઓ કરી હતી તે સમજતાં મને ત્રણ કલાક ગયા ઉત્તરનું સમીકરણ મનગમતું હતું એટલે મને માલૂમ પડ્યું કે તે સમીકરણનો ક્ષ (અજ્ઞાત વસ્તુ) અર્થાત્ આખી પૃથ્વીને ઉડાડી નાખી શકે એટલો શીઘ્ર વિદ્યુદ્રશ્મિ (radio-active) પદાર્થ, એ તું ધારેલું કાર્ય કરી શકે એમ હતો તેણે કરેલાં મૂળભૂત પ્રાથમિક વિધાનો સાચાં હોય તો તેમાં લેશ પણ શંકા રાખવા જેવું ન હતું

પણ તે કદાચ સાચાં ન હોય એવી આશા રાખી શકાય છતાં પ્રોફેસરનું જબરદસ્ત જ્ઞાન અને તેની કીર્તિ આ આશાને નિર્મૂળ કરતાં હતાં એટલે પ્રોફેસરને જોઈતો પદાર્થ મળી શકે તો પૃથ્વીના ગોળાના ભુક્કા ઉડી જાય એ વાત ચોક્કસ હતી

'હવે તો સંતોષ થયો ને?' તેણે પૂછ્યું મારા મોં પર વિષાદની છાયા છવાઈ

'તું મને આ કાર્ય કરવા જેવો નથી માનતો, ખરું ને? હું બહુ ચિંપાચિયો લાગે છે કદાચ તું એમ પણ ધારતો હશે કે હું આ કાર્ય કરવાની હિંમત નહિ કરું પણ એવી આશા રાખતો જ નહિ મનુષ્યોની વેદના એટલી હદે પહોંચી છે કે તેનો હું હવે અંત આણ્યા વિના રહેવાનો નથી જીવનના બદલામાં શાંતિ, અને તરફડાટને બદલે વિશ્રાંતિ આપવા હું માગું છું '

મેં કહ્યું, 'તું કદી એ કરી શકવાનો નથી ઇતિહાસમાં વાંચવામાં આવેલી બધી ખૂનરેજીને ટપી જાય એવી આ છે કોઈ પણ હિસાબે હું તે અટકાવીશ ' મેં આમ કહ્યું તો ખરું, પણ મને તરત મારી ભૂલ માલૂમ પડી ખરું જોતાં મારે તેની હા યે હા કરીને આ સંબંધમાં વિશેષ જાણી લેવું જોઈતું હતું

'તું મને કેવી રીતે અટકાવશે?' તેણે આશ્ચર્ય પામ્યાનો ડોળ કરીને કહ્યું 'તું પોલીસને ખબર આપશે કે મને ગાંડો ઠરાવી પરહેજ કરાવશે પોલીસને ખબર આપ, મૅજિસ્ટ્રેટને જણાવ કે પછી ઠેઠ પ્રધાનમંડળના સભ્યો પાસે જા, તો યે હું ક્યાં ડરું છું? પ્રધાનને કહેજે કે તમારો મિત્ર પ્રોફેસર આખી દુનિયાનો નાશ કરવાનો છે, એટલે તે તરત તને હસી કાઢશે, અગર જો તેઓ તારી વાત સાંભળશે તો તેઓ એમ માનશે કે મારા પ્રયોગોથી અથવા વાતોથી તું નિરર્થક ભયભીત થયો છે હા, મને તેમ કરતાં અટકાવવાને માત્ર એક માર્ગ છે, અને તે કેવળ મારા મૃત્યુથી જ પાર પડી શકે એમ છે '

### ૭–યુદ્ધમંત્રીની મુલાકાત

'તું પાગલ છે–તારું ચસકી ગયું છે!' મેં નિરાશાથી કહ્યું

'કદાચ એમ હોય, દુ:ખિત જનતાના અથાગ દુ:ખે મને ગાંડો બનાવ્યો હોય! પણ તું એટલું તો સ્વીકારશે કે મારું ગાંડપણ પદ્ધતિસરનું છે તારે કરવું હોય તેમ કરજે, પણ એટલી ખાતરી રાખજે કે હવેના પ્રયોગ સમયે તને હાજર રહેવા હું નિમંત્રણ મોકલીશ તેને માટે ઓછામાં ઓછાં ત્રણ અઠવાડિયાં જોઈશે. ત્યાં સુધીમાં મારું નામ દેતો ના'

આમ વાત ચાલતી હતી એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. પ્રોફેસર ટેલીફોન પર ગયો અચાનક મારા મનમાં ઓચિંતો એક વિચાર આવ્યો મેં પેલા કાગળિયા ઝડપી લીધા અને ફાઉન્ટન પેન કાઢીને . . . . . . . .

પછી હું તરત જ ત્યાંથી રવાના થઈ ગયો ઘેર જતાં એને કેવી રીતે આગામી કાર્યમાં નિષ્ફળ બનાવવો એના જ વિચારો મને આવવા લાગ્યા ખરેખર, મનુષ્યજાતિને એ ભય સમાન હતો, એક હૃદયહીન ખૂની હતો, કિંવા રાક્ષસી સત્તા ધરાવનાર એક પાગલ સમાન હતો હરકોઈ પ્રયત્ને એને આ ભયંકર કાર્ય કરતાં અટકાવવો જ જોઈએ

પણ, એના જ કહેવા પ્રમાણે, શું કોઈ અધિકારી અથવા વિજ્ઞાન નહિ જાણનારો મનુષ્ય આ વાત માનશે? ના, ઊલટા તેઓ આવા સમાચાર આપનારને ગાંડો ગણશે, કેમકે સૌ કોઈ એના કાર્યથી અને બુદ્ધિથી માહિતગાર હતા.

એમ છતાં બે દિવસ બાદ હું યુદ્ધ કચેરીમાં ગયો અને ત્યાં યુદ્ધમંત્રી સર———ને મળ્યો. તે આકાશી પદાર્થવિજ્ઞાનમાં સારો રસ ધરાવતા હતા. વળી તે એ પ્રોફેસરને સારી રીતે ઓળખતા હતા. મેં મારી સઘળી વાત એમને કહી, અને સ્પષ્ટતા માટે મુખ્ય હકીકતોનું પુનરાવર્તન કર્યું. એ સાંભળી એમણે કહ્યું 'પણ યાર, આવી અસાધારણ બાબતમાં હું શું કરી શકું એમ છું?'

'એમ કેમ?—એટલે—તમે—આ કાર્યને—અશક્ય બનાવવા—પગલાં લઈ શકો—એમ મારા ધારવામાં આવે છે' મેં અચકાતાં અચકાતાં કહ્યું.

'હવે હું સમજ્યો. આ પ્રોફેસર, કે જે આખી દુનિયામાં મોટામાં મોટો વિજ્ઞાનશાસ્ત્રી છે, સર્વ સ્થળે પ્રખ્યાત છે અને જેની સત્યનિષ્ઠા પર તલભાર શંકા લાવી શકાય એમ નથી, એ દુનિયાનો નાશ કરવાનો છે એમ હું સત્તાવાળાઓને જઈને કહું, ખરું ને? જોકે તમારી સચ્ચાઈ અને સાચા ભય પ્રત્યે સંદેહ લાવવો એ અસભ્ય ગણાય, છતાં મારે આવું પગલું લઈ મૂર્ખ બનવું એવું તો તમે નહિ જ ઈચ્છતા હો. મારું તો ધારવું એવું છે કે તમારો ભય કાલ્પનિક છે, અગર તો તમે પ્રોફેસરનું કહેવું ઊંધું સમજ્યા છો. કદાચ તે તમને આવું કહી બનાવવા યે માગતો હોય!'

મેં તેની સાથે દલીલ કરી સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો. આખરે મારા કહેવાની કાંઈક અસર થવાથી એણે પ્રોફેસરને મળીને આ સબંધમાં માહિતી મેળવવા કબૂલ કર્યું. વળી, વિશેષમાં એટલે સુધી એણે નક્કી મૂક્યું કે આ મુલાકાતનું કાંઈ પરિણામ ન આવે તો જે દિવસે પ્રોફેસર એનો છેલ્લો પ્રયોગ કરે તે દિવસે હાજર રહીને અનિષ્ટ ઘટના બનતી અટકાવવાનું તેણે વચન આપ્યું, અને તે દિવસ વિષે તેમને ટેલીફોનથી જાણ કરવા મને કહ્યું. તેમ છતાં મારો ભય અકારણ હતો એ મતને તો એ વળગી જ રહ્યા.

### ૮—અણીનો સમય

હવે મારે રાહ જોયા વિના છૂટકો જ ન હતો. એક અઠવાડિયા બાદ મારા પર યુદ્ધમંત્રીનો ટેલીફોન આવ્યો.

તેણે કહ્યું: 'હું પ્રોફેસરને મળ્યો છું. મારી ને તેની મુલાકાત બહુ [illegible] હતી. તેના કહેવા પ્રમાણે આજકાલ સબંધી તે કેટલાક નાજુક પ્રયોગો કરી રહ્યા છે, કે જેમાં લગાર ગફલત થાય તો બહુ ગંભીર પરિણામ આવે. આ સિવાય બીજું કાંઈ નથી. એટલે બીવાનું કાંઈ કારણ નથી. છતાં તે દિવસે મેં આવવાનું જે વચન આપ્યું છે તે હજી કાયમ છે. આપણે કોઈપણ પ્રકારનું પગલું લેવા વખત આવશે નહિ. બસ; આ સંબંધમાં મૌન ધારણ કરજો.'

ત્યાર પછીનું પખવાડિયું મેં બહુ ચિંતામાં પસાર કર્યું. મને મનથી એમ પણ લાગ્યું કે કદાચ હું ભૂલ કરતો હોઈશ, અને પ્રોફેસરનો એવો કોઈ ઈરાદો નહિ હોય. પણ મેં પેલા હિસાબ જોયા હતા તેમજ પેલા છેલ્લા પ્રયોગનું શોચનીય પરિણામ નજરે જોયું હતું. બધા લોકો એ અકસ્માત, દુશ્મને મૂકેલા કોઈ અજાણ્યા સ્ફોટક પદાર્થને લીધે થયેલો માનતા હતા, પણ હું તે સબંધમાં વધારે સારી માહિતી ધરાવતો હતો.

એટલામાં મને પ્રોફેસરની ચિઠ્ઠી મળી. તેમાં તેણે આશ્ચર્યો સામાનને લીધે ઢીલ થયાનું તેમજ એક પ્રયોગ કરતા અકસ્માતથી પોતે માંદા પડ્યાનું જણાવ્યું હતું, અને છેવટના મહાન કાર્ય માટે એક માસની મુદત નાખી હતી. તેની સામે મેં પગલાં લીધેલાં હોવા છતાં તે હજી છૂટો હતો એવી ટકોર પણ તેમાં કરવામાં આવી હતી.

એ આખો મહિનો મેં ઉચાટમાં પસાર કર્યો. મારે કોઈ વાત કરવાનું સ્થળ ન હતું, નહિ તો તેમ કરી હૃદયનો ભાર હળવો કરત. એક માણસ માસૂમ કરોડો મનુષ્યોથી વસાયેલી પૃથ્વીનો નાશ કરે એવો વિચાર પણ અસહ્ય હતો. છતાં યુદ્ધમંત્રીના મોઘમ અસંતોષકારક વચન પર મને સબળો આધાર હતો.

છેવટે પ્રોફેસરનો ટેલીફોન મને મળ્યો. અંતિમ દાવ માટે બધી તૈયારી કરેલી હોઈ મને સવારે માટા નવ વાગ્યે આવવાનું જણાવ્યું હતું.

તેનો ટેલીફોન પૂરો થયે એક નાટકની માફક મેં ડાયલ ફેરવી યુદ્ધમંત્રીને ટેલીફોન કર્યો. તે સરકારી કામે બહાર ગયેલા હતા, પણ મેં ઉતાવળથી મારું નામ અને પ્રોફેસરનું સરનામું આપ્યાં. પ્રોફેસરના ઘરનું બારણું મેં ઠોક્યું ત્યારે હું કોઈ દુઃસ્વપ્નમાં પડ્યો હોઉં એવું મને લાગ્યું.

### ૯—મારી કમબખ્તી

જાણે અમારો ઉપહાસ કરતો હોય એમ, આજનો દિવસ—જે પૃથ્વીનો છેલ્લો દિવસ બનવાનો હતો તે—તેના પૂર્ણ બહારમાં ઊગ્યો. મંદ વાયુ અમને લાડ કરતો ધીમેથી સ્પર્શી રહ્યો હતો અને અતિ પ્રકાશિત સૂર્યનો તાપ એની ફરતી ઓર પ્રકારની સ્ફૂર્તિ આપતો હતો. નીલવર્ણાં આકાશે અને સમુદ્રે અતિ આહ્લાદક ચિત્તનું સ્વરૂપ ધારણ કર્યું હતું. મૃત્યુ અને વિનાશ માટે આ કેવો સમય કહેવાય!

કદાચ ખરાબ પરિણામ આવે તો તેના પ્રતિકાર અર્થે મેં તમંચો સાથે રાખ્યો હતો.

પ્રોફેસર પર પણ આજના ખુશનુમા દિવસે અસર કરી હતી. તે એક ગીતની કડી ગણગણતો ઊભો હતો. તેણે મારું સ્વાગત કર્યું ત્યારે તેના મોં પર સહેજ સ્મિતની છાયા જણાઈ. તેના દુષ્ટ કાર્યમાં વિજય મેળવવાની શ્રદ્ધાને લીધે તે ખૂબ જ આનંદમાં જણાતો હતો.

'તું આવ્યો એ બહુ સારું થયું.' તેણે કહ્યું 'ચાલ, આપણે આપણો અંતિમકાળ સાથે બેસી નાસ્તો કરીને ઉજવીએ.'

થોડી કૉફી પીધાથી મને કાંઈક ચેતન આવ્યું. નાસ્તો કરી અમે પ્રયોગશાળામાં ગયા. એક મોટા ટેબલ પર છ ફૂટ લાંબી અને ચાર ફૂટ પહોળી, વજનદાર, સીલ કરેલી ધાતુની પેટી પડી હતી. તેના એક છેડા પર દબાવવાની ચાંપ હતી. ટેબલ પર તે સિવાય બીજી કોઈ વસ્તુ ન હતી.

'આ એ જ વસ્તુ, દોસ્ત! તેમાં કાંઈ જોવા જેવું નથી. ચાંપ દબાવીએ ત્યાં સુધી તદ્દન નિરુપદ્રવી!' એ સીલ કરેલી પેટીમાં પેલું મિશ્રણ ક્રિયાત્મક સ્થિતિમાં છે. એક બૅટરીનો નબળો વિદ્યુત્પ્રવાહ તેમાં વહેતો કરવામાં આવશે અને તે તેના કેન્દ્રમાં પહોંચી અંદરના અણુઓ પર મારો ચલાવશે. એટલે પછી એવી કોઈ શક્તિ નથી કે જે તેની પ્રવૃત્તિને અટકાવી શકે....'

આ વાત ચાલતી હતી તે સમયે મારું મગજ ભમવા માંડ્યું હતું અને મને આખો ઓરડો ચકરચકર ફરતો જણાતો હતો. ત્યાર બાદ હું બેભાન બન્યો. ભાનમાં આવ્યો ત્યારે પ્રોફેસર મારા મોં પર કાંઈક ભીની ઠંડી વસ્તુ લગાડી રહ્યો હતો.

'કેમ, હવે તો ઠીક છે ને? શાન્ત બેસી રહે; જરા પણ શ્રમ લેતો ના' તેણે કહ્યું. એમ કહીને તુચ્છકારથી હસ્યો. મને એક મોટી ભારે ખુરશી સાથે બાંધવામાં આવ્યો હતો.

તે બોલ્યો. 'હા, મેં તારી કૉફીમાં માદક પદાર્થ નાખ્યો હતો.

અને મેં તને એમાંનીમાં બાંધ્યો છે હું જે કરું તે શાંતિથી જોયા કરજે તારી ઈચ્છાનુસાર મારા કામમાં તું વચ્ચે પડે તે હું માગતો નથી. વળી, આ તમાશો જોવો એ ખરેખર, મિત્રને ત્યાં લઇ જવા યોગ્ય વસ્તુ તો ગે ન જ કહેવાય !'

'તું પાગલ છો' હું બરાડી ઊઠયો· 'મને છોડી દો મૂર્ખ ન બનું'

'તું જ્યાં છે ત્યાં જ ઠીક છે, દોસ્ત' તેણે ધીમા ધ્રુસકિયા સાથે કહ્યું 'હવે હું કોઈ વસ્તુ નસીબ પર મૂકવા માગતો નથી તેં યુદ્ધમંત્રીને ત્યાં ઠીક છબરડો વાળ્યો લાગે છે. પણ મેં તેને આબાદ સમજાવી કાઢયો છે મારી ઈચ્છા વિરુદ્ધ મારે આ સાવચેતીના પગલાં લેવા પડયાં છે, તેને માટે હું દિલગીર છું હવે તારી સમક્ષ મારું કાર્ય હું કરું છું, અને તેના નિરીક્ષકો માત્ર આપણે બે જણ જ છીએ આપણે હવે જીવવા માટે માત્ર દસ મિનિટ છે, પણ તેટલો સમય મહાન યજ્ઞનો સમય છે

૧૦–બલિદાન

મારા બંધનમાંથી છૂટવા હું ખૂબ અમળાયો પ્રોફેસર અતિશય શ્રદ્ધાવાન હતો મેં મનથી વિચાર્યું: 'શું અંત આવો આવશે? એમાં કાંઈ આઘુંપાછું નહિ થાય?' પછી મેં મોટેથી કહ્યું 'ખબરદાર, કાંઈ કર્યું છે તો ઈશ્વરની સત્તા પર તરાપ મારનાર તું કોણ છું?'

'પાછી એની એ વાત?' તેણે કરડાકી સાથે કહ્યું 'જો, આની ક્રિયા શરૂ થઈ ગઇ છે શીઘ્ર વિદ્યુદ્‌ગ્રાહી પદાર્થ એકડા થવા માંડ્યા છે દસ મિનિટમાં મધ્યવર્તી અણુઓના લક્ષાવધિ કટકા થશે તેમાંથી ઊડતા વિદ્યુત્કણો આસપાસના સર્વ પદાર્થની શક્તિને મુક્ત કરશે, અને તે બીજાની, અને તે વળી બીજાની , એમ વિદ્યુત્કણોથી સતત વધતા ક્ષેત્રમાં વિભજન કાર્ય ચલાવશે આના પરિણામે એક એવો પ્રચંડ અગ્નિનો ભડકો ઉત્પન્ન થશે કે તે આ નક્કર પૃથ્વીને વિદારીને તેના ભુક્કા કરી નાખશે, અને આગળ ને આગળ પ્રસરી આખા ગ્રહના પદાર્થોને ભરખી જશે.

અંતકાળ નજીક છે આઠનવ મિનિટમાં આખું નાટક પૂર્ણ થઇ જશે. પછી આ જીવનના સતત જ્વરનો અંત આવશે ને અચેતન અવિનાશગામ્ય સ્થિતિ પ્રાપ્ત થશે આજે સમસ્ત ભૌતિક દુઃખ અને વેદનાનો નાશ થશે ને પ્રત્યેક અશાંત આત્મા અનંત શાંતિ અનુભવશે '

જાણે પ્રેરણા પામ્યો હોય એમ કાવ્યમય ભાષામાં એ બોલ્યે જતો હતો. એની આંખો મતાંધતાના અગ્નિથી પ્રજ્વલિત થઈ હતી પ્રાચીનો યુગ હોત તો જરૂર તેને કોઇ ક્રિશ્ચનો અમર નો શહીદ ધારત.

નિર્ણિત સમય પસાર થયો અને તેના પર બીજો અરધો કલાક વીતી ગયો, પણ કાંઇ બન્યું નહિ ! માત્ર પેટી પર બાષ્પકણ જણાતા હતા પ્રોફેસરે તેને હાથ લગાડ્યો ત્યારે તે હિમ સમ ઠંડી લાગી

તે ગુંચાયો 'મેં બરોબર ગણતરી કરી હતી અને આમ કેમ થયું?' તે બબડ્યો 'મેં બધું જાતે કર્યું છે ને આમ કેમ?'

ગાંડાની માફક હું બોલી ઉઠયો 'મેં જાતે તારી ગણતરી ફેરવી ઊંધી વાળી છે! મેં જગતને બચાવ્યું છે. એક ક્ષણ માટે પણ તારે તારા કાગળિયા રેઢા મૂકવા જોઇતા ન હતા '

આનંદના ઉછાળામાં હું એક ગાંડા માણસના કબજામાં છું એ વાત ભૂલી ગયો હતો પણ હવે મારે બીવાની જરૂર ન હતી નિષ્ફળતાના આઘાતથી પ્રોફેસરનું મગજ ઠેકાણે આવી ગયું હતું ક્ષણવાર તો એને મારા બોલવામાં સમજ પડી નહિ પછી તેણે કહ્યું 'મારા મિત્ર, મારા એકના એક મિત્ર ! તેં જ મારું કાર્ય બગાડયું તારા વિના બીજું કોણ મારા જીવનકાર્યને બગાડે? હશે, હરકત નહિ, તને હું છૂટો કરું છું પણ હું પુન તેનો પ્રારંભ કરીશ, અને એ સમયે કોઈ પણ મિત્રને પડખે રાખીશ નહિ '

એમ કહીને તેણે મને છૂટો કર્યો મારાં અકડાએલાં અવયવ ઠેકાણે આવ્યાં એટલે ઊઠીને બારણા આગળ જઈ હું ઊભો રહ્યો. પ્રોફેસર એના પ્રયોગમાં શી વિકૃતિ થઈ હતી તે જોવાને અધીરો બન્યો હતો પેલી પેટીનો એક બંધ ઢીલો કરી એનું ઢાંકણું ઊંચું કરી તે અંદર નજર કરવા લાગ્યો. પણ ત્યાં તો એક ઝાંખી અગ્નિશિખા ફૂંફાઈને બહાર નીકળી અને તેની આસપાસ ફરી વળી એટલી ત્વરાથી તે આવી કે તેને ત્યાંથી ખસવાનો કે બૂમ મારવાનો યે વખત રહ્યો નહિ.

પણ એ કાર્ય શાપવિદ્યુદ્‌ગ્રહણના પ્રગરના અગ્નિનું ન હતું મારા મગજ પર તે પળે જે ક્ષણિક છાપ પડી હતી તેનું સ્મરણ કરતા, જાણે કોઇ અદૃશ્ય અગમ્ય શક્તિએ તે વૈજ્ઞાનિકને પકડીને દબાવી, માટીના પીંડાની માફક પીસી નાખી મનુષ્યાકારમાંથી ટાળી નાખ્યો હોય એમ મને લાગ્યું એની આકૃતિનો ઘાટ નાશ પામ્યો, ફિક્કો પડી ગયો, અને ભય ઉત્પન્ન કરે એવો આકાર વિનાનો ઢગલો થઈને તે જમીન પર પડયો ! એ વિચિત્ર વિદ્યુત્કણોની જ્વાળાએ તેના આખા *શરીરમાં સલગ્નતા કિંવા સંયોગના આકર્ષણનો નાશ કર્યો હતો*

સારું થયું કે હું ઓરડા બહાર ઊભેલો હોવાથી આ બધા બનાવથી દૂર હતો. પ્રયોગશાળાની ધાતુખની વસ્તુઓનો નાશ થવાથી તે ઢગલો થઈને ત્યાં પડી હતી બસ, હવે બધું ખલાસ થઈ ગયું હતું પ્રોફેસરનું બલિદાન દેવાઈ ચૂક્યું હતું

૧૧–ઉપસંહાર

હું એ મકાનમાંથી કેમ નાસી છૂટયો અને ત્યાર બાદ યુદ્ધમંત્રી અને બે પોલીસોની મને કેવી રીતે મુલાકાત થઈ તથા મારી વાર્તા મેં તેમને કેવી રીતે કહી સંભળાવી તેના વિષે મારી સ્મૃતિ તદ્દન ઝાંખી થઈ ગઇ છે, પણ એટલું ખરૂં કે એ કાર્ય અતિશય સનસનાટી ઉપજાવી અને પ્રોફેસરની સર્વ સ્થળે જાણીતી થએલી તરંગવૃત્તિ તથા યુદ્ધમંત્રીની સાક્ષી જો મારી મદદે ન આવ્યા હોત તો કદાચ પ્રોફેસરના મરણમાં મારો હાથ હોવાની શંકા પણ જાત. પણ આમ તો તેનું મૃત્યુ એક વીર શોધકના મૃત્યુ તરીકે લેખાયું અને તેનું નામ વૈજ્ઞાનિક શહીદોની યાદીમાં ઉમેરાયું

એના કાગળિયાની અને કાર્યોની વૈજ્ઞાનિકોની એક સમિતિએ તપાસ કરી અને તેઓ એવા નિર્ણય પર આવ્યા કે વિભજક પદાર્થના અમુક જથ્થાઓએ અમુક પ્રકારના અણુબળને મુક્ત કર્યું હતું અને તેના પરિણામે અમુક ક્ષેત્રમાં પદાર્થોના સલગ્નતાના ગુણનો નાશ થયો હતો.

મને તો ખાતરી થઇ હતી કે પ્રોફેસરનું જગદ્‌વિભજકનું સ્વપ્ન મિથ્યા સ્વપ્ન ન હતું જો એના હિસાબમાં ફેરફાર કરવામાં ન આવ્યો હોત તો જરૂર એનું સ્વપ્નું પાર પડ્યું હોત

કેટલાક દિવસ બાદ યુદ્ધમંત્રી–જે પોતે વૈજ્ઞાનિકોની સમિતિનો એક સભ્ય હતો–તેની મને મુલાકાત થઇ તેણે પોતાના ગજવામાંથી એક કાગળ કાઢી મને બતાવ્યો અને કહ્યું 'સ્વ પ્રોફેસરની અણુબળની ગણતરીનો આ એક મુદ્દાનો કાગળ છે ખરેખર, તમે મને જે હકીકત કહી હતી તે સાચી જ હતી આનાથી સ્પષ્ટ થાય છે કે તે અણુબળને અતિશય મોટા પાયા પર મુક્ત કરવાની શક્તિ પ્રાપ્ત કરતો હતો એ શોધ અને તેનું પરિણામ એની હથેળીમાં હતાં સરવાળા બાદબાકીના એક જ ચિહ્નમાં ભૂલ થવાને લીધે તે નિષ્ફળ થયો. પણ આ જ્ઞાન દુનિયાને માટે અનિષ્ટકારક છે, એટલે એનો નાશ કર્યે જ છૂટકો! વળી, આ હકીકત કોઇને જણાવવાની જરૂર નથી'

એમ કહીને તેણે તે કાગળ સળગાવી દીધો એ ચિહ્નમાં શાથી ફેરફાર થયો હતો તે વિષે મેં મૌન ધારણ કરવાનું જ ઉચિત માન્યું

ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત

# ભૂતકાળની શોધમાં

કચ્છના રણપ્રદેશ પર જ્યાં એક કાળે સાગર ઘૂઘવતો તેના અવશિષ્ટ બેટો ને ખંડિયેર બંદરોની ભાળ કાઢવા માટે કરેલા પગપાળા પ્રવાસની લેખમાળા

## ૫ સરસ્વતી-સાગર-સંગમ

'એ ઈ, આ કોણ સૂતુ છે ? જરા ઊભા થઈ જજો ભાઈ, અમારે મહાદેવના દર્શન કરવા છે.'

કોઇક આગતુકનો આ અવાજ કાને અથડાતા મારી ઊંઘ ઊડી ગઈ અને તત્કાળ ઊભો થઇ હું એ ઘોર અંધકારથી ભરેલી દહેરીની બહાર આવ્યો હવે શરીર મને સાવ હલકુ જણાયુ તાવ જાણે કે હતો જ નહિ તેવો અનુભવ થયો. ચોકળાના, દરિયાના જેવા ખારા પાણીએ દવાની ગરજ સારી કે શુ ? ગમે તેમ, કોઇ ચમત્કારિકરીતે હું સ્વસ્થ થઇ ગયો

બહાર આવી મેં ચારે કોર દૃષ્ટિ ફેરવી દહેરીને ઘેરી વળતા ક્ષિતિજ સુધી પ્રસરેલી વઢિયારની આછી વનસમૃદ્ધિ ઉપર આછેરા તિમિરની ચાદર પથરાએલી હતી. સુસવાટા મારતો પવન વનવૃક્ષોને વારેવારે ખડખડાટ હસાવી મૂકતો હતો. આભમા તારા ઝબુકતા હતા ને પૂર્વ દિશાના એક ખૂણામાથી ચન્દ્ર ચડતો નજરે પડતો હતો એટલે હજી તો રાતનો પહેલો જ પહોર છે એમ મને સમજાયુ

અનહિલ્લવાડ પત્તન (પાટણ)ને આગણે જેનો પટ હજી યે એક માઇલનો વિસ્તાર ધરાવે છે તે પ્રાચી સરસ્વતી સાગર સાથે જે સ્થળે પુરાણપ્રસિદ્ધ સંગમ પામે છે તે સ્થળે તેની દીનહીન દશા જોઇ મન ગ્લાનિ પામે છે. ૭-૭ સાત-સાત ડગલા પહોળી બે ધારાઓ ૨૫-૨૫ ડગલાને સમાનાંતરે વહે છે ને એ જ નિર્બળ ધારાઓના રૂપે, યુગયુગથી નિર્જળ થઇ પડેલા કચ્છના રણસાગરના આ અજાણ્યા ખૂણામા, પ્રાચી સરસ્વતી તેના ખોળામા સમાઇ જાય છે પુરાણોમા સરસ્વતી-સાગર-સંગમ ઉપર અધ્યાયોના અધ્યાયો ભરેલા પડયા છે, પણ અહીં તો કોઇને ખબરે નથી ને દરકાર પણ નથી કે આવુ મહત્ત્વપૂર્ણ સ્થળ અહીં આવેલુ છે. ગામલોકોને મન 'કુવારકા નદી અહીં દરયુને મળે છે' બસ એટલુ જ બાકી આ સ્થળના પ્રત્યે પવિત્રતાની ભાવના મારા જોવામા આવી નહિ. હા, હું સૂતો પડેલો હતો એ મહાદેવના દર્શને પાસેના રસ્તેથી પસાર થતા કોઈક રડયાખડયા વટેમાર્ગુઓ જરૂર આવી જાય છે, પણ આ મહાદેવને સરસ્વતી-સાગર-સંગમ સાથે કાઇ લેવાદેવા નથી. કહે છે કે પચાસ-પોણોસો વર્ષ પૂર્વે કુવારકા (પ્રાચી સરસ્વતી) નદી કુંવર ગામના પાદરે વહેતી હતી ને તે વેળા, હાલ આ સ્થળે જ્યા તેની બે ધારાઓ અને આ દહેરી આવેલી છે ત્યા એક ગરાશિયાના સપાટ ખેતરો હતા એક દિવસે એ ગરાશિયો પોતાનું ખેતર ખેડતો હતો, ત્યા અકસ્માત તેનુ સાતીડુ જમીનમા દટાએલા કોઇ કઠણ પથરા સાથે અથડાયું. એ પથરો તે જ આ મહાદેવ આમ, મહાદેવ પ્રગટ થયાની વાત ચોમેરના ગામડાંઓમાં પ્રસરી ગઇ જોતજોતામા આ દહેરી ચણાઈ ને તેમાં એ મહાદેવની પધરામણી થઈ લાબા વખત સુધી આ મહાદેવનો મહિમા વઢિયારમા પ્રસરેલો રહ્યો વર્ષમા ત્યા અનેક જાત્રાઓ ભરાવા લાગી ને જાણે સરસ્વતી પણ તેમના આ મહિમાથી આકર્ષાઇ હોય તેમ દિન પ્રતિદિન મહત્ત્વ ગુમાવતા જતા કુંવર (પ્રાચીન કોકલાપુર પત્તન) નુ પડખુ ત્યાગી બે ગાઉ દૂર આવેલા આ મહાદેવના શરણે ચાલી આવી. પણ પછી તો આ મહાદેવ પણ મહત્ત્વ ગુમાવી બેઠા ગામડાંઓમા 'અચાનક પ્રગટ થનારા દેવો'નો મહિમા લાબો વખત ભાગ્યે જ રહે છે, કારણકે એવા નવા મહાદેવો ને માતાઓ વગેરે જમીનમાથી વારેવારે પ્રગટ થયા કરે છે, ને નવા દેવ પ્રગટ થતાં જૂનાનો મહિમા જતો રહે છે આ મહાદેવ વિષે પણ એમ જ બનેલુ છે હવે તો પાસેના મારગ પરથી પસાર થનાર કોઇ રડયાખડયો વટેમાર્ગુ કોઈક વાર એમના દર્શને આવી ચડે છે. અબનુસના જેવા કાળા આરસનું આ અણીશુદ્ધ શિવલિંગ ઘણો મોટો આકાર ધરાવે છે. ગુપ્તકાળમાં એવા શિવલિંગો ઘડાતાં વલભીપુર (વળા)ના અવશેષોમાંથી એવડાં મોટા અનેક શિવલિંગો પ્રાપ્ત થયા છે.

મને ઊંઘમાંથી ઉઠાડનાર પેલા ભાઈ મહાદેવને પગે લાગી કરી, દહેરીની બહાર નીકળી, હું ઊભો હતો ત્યા આવ્યા. આવા નિર્જન ને બિહામણા સ્થળમા ને વળી આવે ટાણે એ નાની દહેરીના અંધારા ગર્ભગૃહમા સૂતા પડેલા આ માનવી પ્રત્યે તેમને કુતૂહલ થયા વિના નહિ રહ્યુ હોય તેમણે મને પૃચ્છપરછ કરવા માંડી. મેં મારા પ્રવાસનો હેતુ, ગઈ કાલ તથા આજના આકરા અનુભવો અને આવતા મુકામ ઇત્યાદિને લગતી વિગતવાર હકીકત કહી સભળાવી ઘણા ભાવપૂર્વક તેમણે મને પોતાની સાથે રાધુ ચાલવા જણાવ્યુ. એ ભાઇનુ નામ હતુ ડાહ્યાલાલ પોતે ઔદીચ્ય બ્રાહ્મણ હતા ને કુંવર ગામના વતની હતા પોતાની બહેન જે રાધુ રહેતા તેને મૂકવા જવા માટે અત્યારે ને અત્યારે કામકાજમાથી ફુરસદ મળતા ગાડુ જોડીને નીકળી પડયા હતા બહેનને સરસ્વતીની ધારાઓની પેલીમેર રાધુને રસ્તે ઊભેલા ગાડામા મૂકીને પોતે મહાદેવનાં દર્શન કરવા ચાલ્યા આવ્યા હતા.

આજે આ બીજો ચમત્કારિક પ્રસગ મારા માટે બન્યો કહેવાય. હુ નિ:સહાય સ્થિતિમા એક અજાણ્યુ, નિર્જન તથા ભયભરેલા સ્થળે, તાવથી શુધબુધ ગુમાવી પડી રહેલો હોઉં, ને ત્યા, કોઈ ન નીકળે એવે વખતે ને મારે જ્યા જવુ હોય તે જ સ્થળે જનાર આવી ચડે; ને વળી તે દૂર આવેલા રસ્તા પર ગાડું મૂકી, આમન્તો જ મહાદેવનાં દર્શને (જોકે આવા અંધારામા એ દહેરીમા મહાદેવની પ્રતિમા દેખાતી જ નહોતી) આવી ચડે; ત્યા અચાનક મારો ભેટો થાય અને કોઈ ચમત્કારિકરીતે મારા આગલા મુકામની બધી મુશ્કેલીઓનો પળવારમા અંત આવી જાય ! આવા બનાવોથી એમ લાગી જ આવે છે કે જગતમા આપણી સતત દેખરેખ અને સંભાળ રાખનાર કોઈ અદૃશ્ય મહાન શક્તિ છે ખરી ! એટલે પુરુષે તો સદૈવ જોખમોની દરકાર રાખ્યા વગર પુરુષાર્થ ખેડયે રાખવો જોઇએ જીવન એ પાણીનો પરપોટો નથી કે પળવારમા અકારણ ફૂટી જાય. પ્રત્યેક જીવન જગતમાં પોતાની સાથે કોઇ યોજના લઇને જ પ્રગટ થાય છે ને એ યોજના પૂરી ન થાય ત્યા સુધી કોઇ પણ વિનાશકતત્ત્વ તેનો નાશ કરી શકે તેમ નથી, ને જ્યારે તેનો નાશ થવાનો હોય છે ત્યારે અવિનાશક લેખાતા તત્ત્વ દ્વારા પણ તે થઈ જાય છે. માટે, તર્કપરંપરાની દરકાર રાખ્યા વગર દરેક વ્યક્તિએ જીવનમાં સાહસો ખેડી તેને સાર્થક બનાવવું જોઇએ.

ડાહ્યાલાલે મારા નામઠામ પોતાની મેળે ડાયરી લીધાં પ્રાચી સરસ્વતીની દૃગ કાયા રૂપ એ બંને ધારાઓને ઓળંગી અમે રાધુના રસ્તા પર ઊભેલા ગાડામા આવ્યા ડાહ્યાલાલે ખીલતી જતી ચાંદનીમા ગાડું હંકારવામાંડ્યું રસ્તામાં અમે તરેહવારવાતે ચડ્યા. વાતમાથી વાત નીકળતા ડાહ્યાલાલે કહ્યુ કે રાધુમા આપણી જ્ઞાતિના

દેવશંકર મહારાજ રહે છે આખું રાધુ ગામ એમનું જ હતું, પણ રાધનપુર નવાબ સાહેબે ખાલસા કરવાથી હાલ એ કુટુંબ પાયમાલ થઈ ગયું છે તોપણ હજી એ લોકો સારી સ્થિતિ ભોગવે છે. એમનું આખું કુટુંબ કર્મકાંડી અને વેદાભ્યાસી છે જૂની હસ્તપ્રતોનો તો એમને ત્યાં પાર નથી. આપણે સવારે એમને ઘેર જઈશું ત્યારે તમે એ બધુ જોજો

રાત્રે દસને શુમારે ગાડું રાધુ આવી પહોંચ્યું ડાહ્યાલાલના બહેન વિધવા હતા મિલકતમાં બે બાળકો, એક ખોરડું, ત્રણચાર ઢોર ને એક મજાનું ખેતર હતું અમારે કોઈને જમવું હતું નહિ, એટલે બહાર ખાટલા ઢળાયા ને સહુ નિરાતે ઊંઘી ગયા.

સવાર પડી ગઈ રાતની ઊંઘની મજા જ કંઈઓર હતી કેટલા યે દહાડા પછી એવી નિશ્ચિત ઊંઘનો લાભ મળ્યો હતો. રાધુમાં પાણીની ભારે તંગી હતી આમ તો ગામ ઘણું મોટું છે,–પાંચસાતસો ખોરડા ખરા તેમાં ઔદીચ્ય બ્રાહ્મણોના ઘર ઘણાં છે, ને બધા સુખી હોય એવા લાગ્યા છતાં આવડા મોટા ગામમાં માત્ર ત્રણ જ કૂવા હતા ને તેમને પણ કોઈ જાળવણ ન હોવાથી પાણી ઘણું જ ડહોળું અને ઓછા પ્રમાણમાં નીકળતું હતું પીવા માટે જ જ્યાં પાણીના સાંસા હોય ત્યાં નહાવાની તો વાત જ શી ? પણ બ્રાહ્મણ રહ્યા, એટલે નહાવું તો જોઈએ જ એટલે બબ્બે લોટે સહુએ નહાવાનો ઔપચારિક વિધિ પતાવ્યો પછી ચાપાણી પી કરી ડાહ્યાલાલ અને હું દેવશંકર મહારાજને ઘેર જવા નીકળ્યા રસ્તામાં એમના કેટલા યે સગાઓને ત્યા

વાલ લઈ ગયા જ્યાં જઈએ ત્યાં ચાપાણી તો હાજર હોય જ, ..નાના એકે તો ખૂબ આગ્રહ કરી અમને સાંજે જમવાનું નિમંત્રણ પણ આપી દીધું લગભગ નવ વાગ્યે દેવશંકર મહારાજની હવેલીએ અમે પહોંચ્યા ત્યાં ઓસરીમાં બાજઠ પર બેઠા બેઠા એક આધેડ ઉંમરના ને મજાની દાઢીવાળા ભાઈ પોથીઓના પાના ઉથલાવી રહ્યા હતા 'દેવશંકર મહારાજ તો રાત દહાડો ભક્તિમાં જ વખત ગાળતા હોવાથી ભાગ્યે જ બહાર નીકળે છે આ ભાઈ એમના મોટા દીકરા છે ને એમના પિતાના જેવા જ વિદ્વાન છે ' એમ ધીમે રહીને ડાહ્યાલાલે મને જણાવ્યું અમે એમના સમક્ષ પહોંચ્યા એમણે તો જાણે કે કોઈના આવ્યા ખ્યાલની કાંઈ પડી જ ન હોય તેમ પોતાનું પાના ઉથલાવવાનું કામ ચાલુ રાખ્યું અમે અમારી મેળે નીચે બેસી ગયા. પોથીઓથી અભરાઈઓ ભરચક હતી એ જોઈ હું તો ખૂબ હરખાયો કે અહીં જરૂર મને અપ્રાપ્ય હસ્તપ્રતો લાધશે વળી તામ્રપત્રો પણ એમને ત્યાં મળવાની શક્યતા હતી, કેમકે ઔદીચ્ય બ્રાહ્મણોનું એ બહુ જૂનું અને સમૃદ્ધ કુટુંબ છે મૂળરાજ સોલંકીએ જ્યારે ઔદીચ્યોને ગુજરાતમાં વસાવેલા ત્યારે જે તામ્રપત્રો કરી આપવાની વાત પ્રસિદ્ધ છે તેમાંનું એક પણ તામ્રપત્ર હજી સુધી મળ્યું નથી કદાચ આવા કોઈ જૂના કુટુંબમાં મળી આવે પાએક કલાક વીત્યા પછી એમણે સહેજ અમારી સામે જોયું અને પૂછ્યું, 'કેમ, શું કામ છે ?'

'ખાસ તો કાંઈ કામ નથી. અમદાવાદથી કામસર જરા આ તરફ નીકળવાનું થયું ને વઢિયારમાં ઠેકઠેકાણે વિદ્વાન તરીકે આપની પ્રખ્યાતિ સાંભળી એટલે થયું કે ચાલો એવા વિદ્વાનના દર્શનનો લાભ લેતા જઈએ ' મેં જણાવ્યું

'અમદાવાદથી આવો છો, એમ ? ત્યારે તમારો પેલો ગાંધી શું કરે છે ?'

'તમારો પેલો ગાંધી' એ શબ્દોએ મને જરા ચમકાવ્યો ને એમના માનસનું વલણ પારખવા મળ્યું મને થયું કે જો એમના ભંડારનો લાભ લેવો હોય તો સંભાળીને એમની જોડે વાતચીત કરવી જોઈએ.

'આપણે એમની ઝાઝી ખબર રાખતા નથી આપણે તો આપણું કામ સાથે કામ. વચ્ચે સાંભળ્યું હતું કે રાજકોટ તરફ ગયા છે ને હજુ ત્યાં લડત ચાલી રહી છે '

'ભગવાન કરશે તો ત્યાં જ એનું નખ્ખોદ વળી જશે જુઓ તો ખરા, એણે ઢેઢાઓને કાંઈ માથે ચડાવ્યા છે ....'

એ મહારાજના શ્રીમુખમાંથી વાણી છૂટી અને તેની સાથે તેમનું મોઢું પણ રતાશ તરફ ઢળવા લાગ્યું તથા આંખોની પાંપણો વધુ ને વધુ ઊઘડવા લાગી. ને પછી વધુમાં બોલ્યા. 'હિંદુધર્મનું એણે સત્યાનાશ વાળી દીધું છે. . હવે તો કલ્કિઅવતાર જગતમાં પ્રગટ થાય ત્યારે જ એ ગાંધીની ખબર લેવાય ' પછી તો ન સમજાય એવી ગાળો એ મહાપુરુષે ગાંધીજી વગેરેને ભાંડવા માંડી મારે ધીમેરહીને મારા મુદ્દાની વાત પર આવવું હતું પણ એમનું પુરાણ બંધ થાય જ નહિ બરોબર એક કલાક એ વાણીપ્રવાહ એકધારો ચાલ્યો અને તેમના અંતરની વરાળ કંઈક ઠંડી પડી એટલે મેં મારી વાત ઉપાડી પહેલાં મારા કાર્યનો પ્રકાર અને તેનો સાર્વજનિક હેતુ સમજાવ્યો, ગુજરાતના પ્રાચીન સાહિત્યનો ઉદ્ધાર ને ગુજરાતના ઇતિહાસના પુનઃ નિર્માણની વાતો કરી, ને છેવટે ઔદીચ્ય બ્રાહ્મણોને મૂળરાજે લખી આપેલા તામ્રપત્રો મળ્યા નથી, પણ એમના જેવા જૂના કુટુંબમાં તે હોવા જ જોઈએ ને એથી સધાનાર જ્ઞાતિહિતની વાત રજૂ કરી ને તેમની પાસે જે કંઈ જૂની પોથીઓ, દસ્તાવેજો અને તામ્રપત્રો હોય તે મને બતાવવા મેં વિનંતિ કરી. આ વાતો સાંભળી, મારા આશ્ચર્યની વચ્ચે, કોણ જાણે કેમ, આ વઢિયારના પંકાતા પંડિતની આંખો રાતીચોળ થઈ ગઈ અને ક્રોધાવેશમાં આવીને બોલ્યા 'એમ છે ત્યારે ! તમારે અમારા દસ્તાવેજ અને તામ્રપત્રો જોવા છે, ખરું ને ! ત્યારે એમ કહોને કે અમદાવાદથી નથી આવ્યા પણ રાધનપુરથી આવ્યા છો ને છૂપી પોલીસના માણસ છો ' અરે પાજીઓ, અમારા બધા દસ્તાવેજો અને તામ્રપત્રો તમારા નવાબે પડાવી લઈ અમને બેહાલ બનાવી દીધા, ગામો લઈ લીધાં, ખેતરો પડાવી લીધા, કાંઈ તો બાકી રહેવા દીધું નથી, તો ય તમો લોહીતરસ્યાઓ અમારો છેડો નથી છોડતા ? શું કરવા ધાર્યું છે, દુષ્ટો તમે ? અને અલ્યા ડાહ્યલા ! આ માણસને મારે ત્યાં લાવતા તને પણ વિચાર ન થયો ? અરે, અમે તારું કે તારા બાપનું શું બગાડ્યું છે એ તો કહે ? ઊભા રહો, સાલાઓ, હમણાં તમારી બંનેની ખબર લઈ નાખું છું'

એટલું કહી, કદાચ અમને મેથીપાક જમાડવાનું સાધન લાવવા એ પરમ પંડિત ઓરડામાં ધસી ગયા અને હું તથા ડાહ્યાલાલ ઘર લઈને ત્યાંથી એવા નાઠા તે ઠેર આવીને જ થોભ્યા.

(ચાલુ)

અમૃતલાલ વ પંડ્યા

---

મનુને સ્કૂલના નાટકમાં એક વખત મૂર્ખનો પાઠ લેવાનો હતો, તેણે એ બાબતમાં કસાએલા એક મિત્રની સલાહ પૂછી 'મારે મૂર્ખ દેખાવા માટે શું કરવું ?'

'કંઈ કરવાની જરૂર નથી,' પેલાએ જવાબ આપ્યો. 'જેવો છે તેવો જ રહેજે.'

'ડાક્ટર સાહેબ, તમારી દવાથી મને મણો જ ફાયદો થયો છે!'

'એમ કે ? પણ તમે મારી દવા ક્યારે લીધેલી ?'

'હુ નહોતો લેતો, મારા કાકા લેતા હતા. હું તેનો વારસ છું'

શિક્ષક–ચુપ રહો, જરા સમજો કે આ ક્લાસ છે એઈ, રીપીટ કર!

છોકરો–ચુપ રહો, જરા સમજો કે આ પીટક્લાસ છો

શ્રી અનંત કાણેકરનો નિબંધ

# છોકરવાદી

તું હજી ય કેટલો બાલિશ છો!—આવા શબ્દો વડે લોકો જ્યારેજ્યારે મારી નિર્ભર્ત્સના કરે છે ત્યારે એમની નિંદાનું પરિણામ મારા પર સ્તુતિ જેવું થઈ મને ખૂબ જ આનંદ થાય છે. હું છોકરવાદ છું એનો અર્થ એટલો જ, કે મારું મન હજી ય તાજું છે, મારું ભેજું હજી ય કામ કરી શકે છે; હું દરેક રીતે સજીવન છું. છોકરવાદી એટલે શું? જે વાત તરફ મોટાં માણસો (એટલે કે જૂનાં માણસો) 'ઉહ! એમાં તે શું જોવાનું છે!' એમ કહી નજર પણ કરતા નથી, તે વાતમાં નાવિન્ય જોવું અને તે નાવિન્યથી તાજુબ થઈ ક્ષણેક્ષણે અવનવા આનંદથી મસ્ત થઇ જવું તે!

પરમ દિવસે જ મારે ત્યાં એક ગમ્મત થઇ. સાંજનો સમય હતો. હું અને ગણુકાકા વાતો કરતા બેઠા હતા. મારા એક પડોશીની છોકરી મારી નજીક બેઠીબેઠી રમતી હતી. અંધારું થવા આવ્યું ત્યારે બટન દબાવી ઓરડામાં મેં દીવો કર્યો. ઓરડામાં એકદમ બધે ઝગઝગાટ થયો જોઇને એ છોકરીને એટલો બધો અકથ્ય આનંદ થયો કે એ તાળીઓ પાડતી આખા ઓરડામાં નાચવાકૂદવા લાગી. અને પછી, 'બટન દબાવો એટલે તરત જ દીવો કેમ થતો હશે?' એવો પ્રશ્ન લાડથી એણે મને કર્યો.

'જન્મારામાં આજ સુધી તેં કદિ દીવો જોયો જ નથી કે શું?' ગણુકાકા ગાજી ઊઠયા. એક તો એના અકારણ (ગણુકાકાના અભિપ્રાય મુજબ જ તો!) નાચવા-કૂદવાથી કાકા ભડકેલા હતા જ, એમાં વળી એણે આવો નાદાન પ્રશ્ન પૂછ્યો, એટલે તો પછી ગણુકાકાના ગુસ્સાનો પાર ન રહે એમાં નવાઇ શી? બટન દબાવો એટલે દીવો થાય, અને દીવો થાય એટલે અંધારાની જગ્યાએ પ્રકાશ આવે, એમાં ગણુકાકાના મોટા (કે મૃત?) મનને આનંદ અને આશ્ચર્ય ક્યાંથી જ થાય? પણ બટનને હાથનો સ્પર્શ થતાંવેંત જ ક્ષણાર્ધમાં અંધારો ઓરડો ચળકતા સફેદ અજવાળાથી ભરાઇ જાય, એવું અદ્‌ભુત દૃશ્ય જોઈ એ ટચુકડા જીવને એટલો બધો આનંદ થયો કે નાચી-કૂદી તે વ્યક્ત કર્યા વગર એ બીચારી રહી શકી નહિ, એટલું જ નહિ, પણ એ આનંદનું કારણ શું—બટન દબાવવાથી દીવો કેમ થાય—એ સમજવાની ઇચ્છા પણ એના મનમાં જાગી.

આવી જિજ્ઞાસા વ્યક્ત કરવી એ કેટલાકને મન, અલબત્ત, છોકરવાદીનું લક્ષણ છે. ઝાડ પરથી ફળ નીચે પડતું જોઇ ન્યૂટનના મનને આશ્ચર્ય લાગ્યું અને એની કારણ-મીમાંસાનો વિચાર કરતાં એણે ગુરુત્વાકર્ષણનો જગવિખ્યાત સિદ્ધાંત શોધી કાઢ્યો. પણ એ ફળ જ્યારે નીચે પડતું હતું ત્યારે ન્યૂટન પાસે અમારા ગણુકાકા હોત, અને ડાળ પરથી તૂટેલું ફળ નીચે જમીન પર જ કેમ પડ્યું, ઉપર આકાશમાં કેમ ન ગયું, એવો સવાલ ન્યૂટને ઉપસ્થિત કર્યો હોત તો, 'બસ કર હવે, તદ્દન છોકરવાદ છે કે શું?' એમ કહી ગણુકાકાએ ન્યૂટનનો કાન જોરથી આમળ્યો હોત, એની મને સો ટકા ખાતરી છે!

પણ મારા પર ગણુકાકા અથવા બીજા કેટલાક લોકો છોકરવાદીનું તહોમત મૂકે છે ત્યારે એને માટે જુદાં જ કારણો હોય છે. ખરેખર, કોઇ કોઈ વાર તો નાના છોકરાના જેવી જ મારી વર્તણૂંક છોકરવાદ હોય છે! નાના છોકરા જેમ એકાદ બાલિશ સવાલ પૂછી બહારના લોકો આગળ જૂઠું બોલતા મોટેરાને ઉઘાડા પાડે છે, તેવી જ રીતે મને પણ એવા સવાલ પૂછવાની ટેવ છે. ગણુકાકાનો એક ઘરડો વિધુર મિત્ર પોતે બીજીવાર શા માટે પરણવા માગે છે એ સમજાવતો હતો:

'છોકરાઓને ખાવાપીવાની બહુ મુશ્કેલી પડે છે, ભાઈ હવે તો પરણ્યા વગર છુટકો નથી!' ભારે ગંભીરતાથી તે બોલતો હતો.

'પણ એમાં, સાહેબ, પરણવાની શી જરૂર છે? એકાદ સારો, હોશિયાર રસોઇયો રાખો ને!' એના જેટલી જ કાળજીથી મેં એને કહ્યું. એના ગયા બાદ ગણુકાકા મારા પર ખૂબ ચીડાયા. 'તું તે કેવા નાદાન સવાલ પૂછે છે? હજુ ય તું જાણે નાનો કીકો જ રહ્યો કે શું?'

અને ગણુકાકાની વાત ખરી છે. 'ઘડપણમાં નવી બૈરી લાવવાનું મન થાય છે' એમ સ્પષ્ટતાથી કહેવાને બદલે 'છોકરાઓની ખાવા-પીવાની સોઇ ખાતર ફરી વાર પરણવું પડશે' એમ જૂઠું બોલતા માણસના ઢોંગનો પરિપાટો કોઇ ભણતો જ સવાલ પૂછી ફોડવો એ મોટા માણસને શોભે પણ ખરું? એવું નગ્ન સત્ય આટલી નિર્ભયતાથી બોલવું એ તો નિર્મળ હૃદયના નાના પોરિયા જ કરી શકે. અને પોરિયાં જે કરે એને છોકરવાદી નહિ તો બીજું શું કહી શકાય?

વસન્ત જોષી

# ઘડિયાળની ચાલબાજી

કાળ મર્ત્ય માનવીનો નિષ્ઠુર શત્રુ લેખાય છે. છતા તેનો પણ વધ થઇ શકે છે. અને કાળા માથાનો માનવી તેનું ખૂન કરે છે ત્યારે તો જવલ્લત વિજયના આનંદના નાદો વ્યાજબી કરે છે. ગઇ પહેલી તારીખે એક કલાકની કતલ થઇ ગઇ. હિંદનો યુદ્ધ પ્રયત્ન તે કતલ માગી રહ્યો હતો. તે હત્યા એવી વેળાએ થઈ કે જ્યારે નહોતો સોમવાર કે નહોતો મંગળવાર. રોમાંચયેલા નવલકથાકારો તે કૃત્યને 'મધરાતના ખૂન' તરીકે વર્ણવી શકે; પણ તેની પાછળ કોઇ ખાસ રહસ્ય છુપાએલું નથી. એ તો એક સાદી રસહીન ક્રિયા જ હતી. શાસનના હાથે ઘડિયાળના કાંટાને એક કલાક આગળ ધકેલી દીધો. પુરુષવર્ગે પોકાર પ્રાડયો કે કશા વાંક વગર અમારી એક કલાકની ઊંઘ ઝુટવાઇ ગઈ. વનિતાઓએ વલોપાત કર્યો કે અમારી ઉમરમાં નાહક એક કલાકનો વધારો થઈ ગયો. અનેક હજામી અને હલકી કક્ષાની મજૂરીઓને અવકાશ મળ્યો. જેઓ પોતાના સમયને વળગી રહ્યા તેઓ એક કલાક પછાત રહી ગયા, અને જેઓ આગળ નીકળી ગયા તેઓ બરાબર સાથે રહી શક્યા. જે કાળ પ્રાણીઓના જીવિત સાથે ખેલ કરે છે તે પોતે જ તેનો ભોગ બન્યો. ફિલસૂફો માટે આ એક કોયડો છે: કાળ સર્વભક્ષી છે, તો તે પોતાને જ કેમ ગળી શકે? વિજ્ઞાન કહે છે કે કોઇ પણ વસ્તુ વાસ્તવિક રીતે નાશ પામતી નથી. તો પછી આ એક કલાક ગયો ક્યાં? ખોવાઇ ગયો, ચોરાઈ ગયો કે 'દાનાર્થે અર્પાઈ' ગયો? નથી કાયદો જવાબ આપનાર કે નથી વિજ્ઞાન. તમામ ઘડિયાળોની ગતિ ખોટી હોવા છતા પોતાનો સમય તો સાચો જ છે તે તરફ દૂર ક્ષિતિજમાંથી કાળનું અટ્ટહાસ્ય સંભળાઇ રહ્યું છે.

—હિંમતલાલ શ્રી ગાંધી

(૩–૯–૪૨ના 'Social Welfare'ના અંક ઉપરથી)

# Our Friends Abroad

**પરદેશી મિત્રોના પત્રો**

—આ પત્રમિત્ર મેળવનાર કાંતિલાલ મો. ગાંધી જસવાણી (પાલણપુર સ્ટેટ)

Hays, Kansas (U.S.A.) April 19, 1939

પ્રિય કાન્તિલાલ,

તમારો પત્ર કાલે જ પહોંચ્યો. હિંદથી હેઈઝ પહોંચતાં પચીસ દિવસ લાગ્યા. તમારો પત્ર બહુ રસદાયક હતો. તમે મને પત્ર લખ્યો એ બહુ જ સારૂં કર્યું. મારો જન્મ દિવસ મેની ૨૧મીએ આવે છે. તે વખતે મને ૧૭ વર્ષ પૂરાં થશે. મારી ઊંચાઈ ૫ ફૂટ છે. સાધારણ અમેરિકન માણસો પાંચ ફૂટ આઠ ઈંચ ઊંચા હોય છે. છ ફૂટનો કોઈક જ હોય.

હું રહું છું તે શહેરની વસ્તી ૭૦૦૦ની છે અને યુનાઈટેડ સ્ટેટસની મધ્યમાં આવેલું છે. હેઈઝની બાજુની ખેતરાઉ જમીન લગભગ ૬૦૦૦ એકરની છે. મારા કાકા દક્ષિણ કાન્સાસમાં રહે છે. તેમની પાસે ૧૦૦૦ એકર જેટલી જમીન છે. તેમના કેટલાક સ્ટોર પણ છે. કાન્સાસના બધા ખેતરોમાં ટ્રૅક્ટરો (યાંત્રિક હળો)નો ઉપયોગ થાય છે.

પરદેશનાં લગભગ બધાં વર્તમાનપત્રોએ અમેરિકા વિષે ઘણી જેવીતેવી વાતો પ્રસિદ્ધ કરેલી છે. હિંદુસ્તાનમાં તેવું બન્યું છે ખરૂં? અમારો દેશ તદ્દન નવતર અને સમૃદ્ધ છે અને તેની સંસ્કૃતિ નૂતન અને ચેતનભરી છે. તમે વિચારો કે અમેરિકા એક જ પ્રકારની પ્રજાનો બનેલો દેશ નથી. તેમાં ઈંગ્લંડ, આયર્લેંડ, જર્મની અને યૂરોપના ઉત્તર પ્રદેશો તેમજ મધ્ય ભાગમાંથી ઘણી પ્રજાઓના સમૂહો આવી વસેલા છે. અમેરિકા માટે કહેવાય છે કે તેને ભૂતકાળ નથી, પણ ભવિષ્ય ઘણું છે; જ્યારે યુરોપને મોટો ભૂતકાળ છે અને ભવિષ્ય ખાલીખમ. યુરોપમાંથી રાજદ્વારી કારણે નાસી આવેલાઓએ અમેરિકા વસાવ્યો છે. મારા વડવાઓ ઘણા સૈકાઓ પહેલાં અમેરિકામાં આવેલા; અને મારા દાદા તો ૧૮૬૯માં સામ્રાજ્યવાદી જર્મનીથી છૂટી સ્વતંત્રતા માટે અહીં ભાગી આવ્યા હતા.

તમે સાવ ખરૂં કહો છો કે શસ્ત્રત્યાગ એ જ શાંતિ પ્રાપ્ત કરવાનો એક જ માર્ગ છે. અમેરિકાએ ગયા વિશ્વયુદ્ધના સામુદાયિક સંહાર પછીનાં વર્ષોમાં લશ્કર તથા નૌકાસૈન્યની મર્યાદા કરાવવા માટે જ પરિષદ ભેગી કરી હતી, પણ અમેરિકા સિવાય કોઈએ તે વાત ગણકારી નહિ. જાપાન, ઈંગ્લંડ, જર્મની કે ફ્રાન્સ કોઈ માન્યું નહિ. અમારૂં જથ્થુક સૈન્ય ૩૦૦,૦૦૦ માણસોનું હોય છે, એટલે અમારા મુલકને બચાવવા અમારે નૌકાસૈન્ય પર આધાર રાખવો જ પડે. અમેરિકાને મોટું નૌકાદળ ગમતું નથી. કર ભરવા કોને ગમે? પણ ઇતિહાસમાં ભયંકર ખૂનરેજી કરવાને જગત ગાંડપણથી તૈયારી કરતા હોય ત્યારે અમેરિકા શસ્ત્રત્યાગ કેમ કરી શકે? આ બીજા વિશ્વયુદ્ધમાં સંસ્કૃતિ ટકી રહેવી મુશ્કેલ છે. યૂરોપ અને એશિયાના વિગ્રહોથી અમેરિકા બચે તો સારૂં, કે જેથી એ ગાંડપણ શમે ત્યારે વિનાશના ઘા પર મલમ લગાડે. મહાત્મા ગાંધી ખરેખર જગતના સાધુહૃદયવાળા વિરલ મુત્સદ્દી ગણાય છે. ગાંધીને લીધે હિંદ ખરેખર સદ્ભાગી છે.

તમે મને ટિકિટો મોકલી તે માટે બહુ આભારી થયો છું. મને તે બહુ જ ગમી છે. તમને 'મૂવી' (ચલચિત્રો) જોવાં ગમે છે કે? તમે 'ગંગાદીન'નું ચિત્ર જોયું? કિપ્લિંગની વાર્તાઓ તમે વાંચો છો ખરા?

બહાર બરફ પડી રહ્યો છે અને વીજળીની બત્તી પણ હવે બંધ કરવી જોઈએ. હિંદમાં બધા ઘરોમાં વીજળીક રોશની હોય છે ખરી?

હું તમને કેટલીક ન્યૂસ-કાપલીઓ મોકલું છું. તેમાં તમને જરૂર રસ પડશે. આટલો લાંબો કાગળ વાંચતાં તમારી આંખમાં પાણી આવી ગયું હશે એટલે હવે બંધ કરૂં છું!

તમારી તબિયત અને સુખાકારી માટે સર્વ શુભેચ્છાઓ પૂર્વક

તમારો સમુદ્રપારનો મિત્ર

(જલદી જવાબ લખજો) રૉબર્ટ વિલ

[પત્રો મોકલનારાઓને અનુવાદ કરીને જ મોકલવા એક વાર સૂચના થઈ છે. છતાં જેમને અનુવાદ ન આવડે તેઓએ પત્રની નકલ માત્ર મોકલવી. ઘણા અસલ પત્રો ગેરવલ્લે જાય છે તેની જવાબદારી અમે લઈ શકીશું નહિ. —તંત્રી]

# આ અંકનું મુખચિત્ર

## સિંહગુફામાં ડૅનિયલ — સંતની કસોટી

(ચિત્રકાર - બ્રિટન રિવાઍરી, આર. એ.)

બાઈબલમાં વર્ણવેલા એક જાણીતા ને અસરકારક કથાપ્રસંગનું આ ચિત્ર પ્રાણીચિત્રણામાં વિખ્યાત અંગ્રેજ કલાકાર બ્રિટન રિવાઍરીએ કરીને પહેલવહેલું બહાર મૂક્યું ત્યારે, એની કલ્પના અને સંયોજન માટે ખૂબ પ્રશંસા પામ્યું હતું, અને આજે પણ એ એટલું જ અદ્વિતીય રહ્યું છે. [હિબ્રુ કથાઓમાં ઈસ્રાએલના ત્રણ મુખ્ય સંતોમાંના એક અત્યંત જ્ઞાની સંત તરીકે ગણાએલો ડૅનિયલ, મૂળ યહૂદી રાજવંશી હતો અને બીજા યહૂદી કેદીઓ સાથે એને બૅબિલોનના રાજા આગળ પકડી આણવામાં આવેલો, જ્યાં પોતાના જ્ઞાન વડે એણે રાજાને પ્રસન્ન કરવાથી, ત્યાંના ખાલ્ડિયન પ્રતિસ્પર્ધીઓએ દ્વેષથી એને એ રાજાના જ એક કાયદાને આધારે સિંહની ગુફામાં ધકેલીને દેહાંતદંડ દેવાની સજા કરાવી. સૌના આશ્ચર્ય વચ્ચે એ તપસ્વી સંતને સિંહો ઊની આંચ પણ ન અડાડી શક્યા અને એ ગુફામાંથી તે અણીશુદ્ધ જીવતો પાછો આવ્યો.] રાજા પોતે પણ જે રદ કરવાને અશક્ત હતો એવા કાયદાને આધારે ડૅનિયલને (ઉપલા ચિત્રમાં) એ ભયંકર ગુફામાં ઉતારવામાં આવ્યો છે, જ્યાં તેના શત્રુઓએ ધારેલું કે એ વિકરાળ પશુઓ એનો કોળિયો કરી જશે. એક તરફ વૃદ્ધ, પળિયાંવાળો ને દુર્બળ એ સંત, પાછળ બાંધેલે હાથે, શાંત રીતે સિંહ સન્મુખ ઊભો છે, બીજી બાજુ તેને ભરખી ખાવાને મોકળા મૂકેલા હિંસ્ર પશુઓ ક્રૂર તરવરાટથી તલપાપડ થઈ રહ્યા છે; એ બે વિરોધી સ્થિતિઓનું આલેખન કેટલું સચોટ છે! ખૂની હવસની આગથી જલતી આંખોવાળાં એ પ્રાણીઓનાં લપાતાં, સંકોચાતાં, અમળાટભર્યાં અંગોના અભિનયો કેટલા ભયપ્રદ છે! છલંગ મારવાને તલપી રહેલા કોઈની પીઠ કમાન વળી ગઈ છે; કોઈ લોહીતરસી વૃત્તિથી અમળાઈ રહ્યાં છે, કોઈ ઘુરકાર કરે છે, કોઈ ઘુરકે છે; પણ એકે ય આગળ વધી શકતું નથી. જેને વશ વર્ત્યાં વિના છૂટકો જ ન હોય એવી કોઈ અદૃશ્ય અગમ્ય શક્તિ વડે તેઓ, છે ત્યાં જ થંભી ગયાં છે. કથાપ્રસંગને ઉચિત ગતિ અને ચેષ્ટામાં પ્રવૃત્ત થએલાં પ્રાણીઓની હૂબહૂ ચિત્રણાનો આ અદ્ભુત નમૂનો છે. પોતાના આત્માનો સ્વામી બનનાર મનુષ્ય પોતાનો ભાગ્યવિધાતા બની જ શકે છે તેના વિશિષ્ટ ઉદાહરણ તરીકે, હિબ્રૂ જાતિના શ્રેષ્ઠ રત્ન સમો

સર્પ કહે, 'એ તેં કાંઈ ઠીક ન કીધું મારા ભોણમા પણ બીજો નાગ રહી ગયો હશે, એટલે અહિં જ એકએક દેડકો મને દેતો જા, નહર બધાને ખાઈશ' આથી વ્યાકુળ થઈને ગંગદત્તે વિચાર કર્યો, કે 'સર્પને આણ્યો તે મેં ભૂંડું કર્યું. હવે ના પાડીશ તો બધાને ખાશે એટલે એકએક દેડકો દેતો જાઉં' આમ મળેલા દેડકા ને બીજા દેડકા પણ સર્પ ખાવા મડ્યો, તેમા ગંગદત્તનો દીકરો યમુનાદત્ત અને કાલક્રમે દેડકા સમાન્ત માર્યા ગયા; ને એકલો ગંગદત્ત રહ્યો એની આગળ પ્રિયદર્શને ખાવાનું માગ્યુ, એટલે બીજા કૂવામાથી દેડકાને તેડી આવવાનુ બહાનું કાઢીને ગંગદત્ત કૂવા બહાર નિકળી ગયો સર્પ એની વાટ જોતો બેઠો, અને બહુ વારે પણ એ ન આવ્યો, એટલે એને તેડવા સર્પે એક ઘોને મોકલી. ઘોએ સર્પનો સદેશો આપ્યો, એટલે ગંગદત્ત બોલ્યો,

'ભૂખ્યા નરો શું ન કરે જ પાપ
ક્ષીણ નરોને કરુણા જ કેવી ?
પ્રિયદર્શનને ભદ્રે કહે ગંગો ન આવશે.'

એટલે હે દુષ્ટ જલચર, 'હું પણ ગંગદત્તની પેઠે તારે ઘેર કદાપિ નહિ આવું."

(ચાલુ) દેસાઇ વાલજી ગોવિન્દજી




## હરીફાઈનું પરિણામ

આ માસની હરીફાઇમા આવેલા ચિત્રોમાથી એક પણ ઇનામને પાત્ર નહિ ઠરવાથી ત્રણે ઇનામો અમારે મોકૂફ રાખવા પડ્યા છે

### ગુમાવેલી તકો

(૧) 'ભયદૂત': ચીમન મેવાડા–કલોલ; (૨) 'કુવાકાંઠો': ચદુભાઇ ભટ્ટ–અમદાવાદ, (૩) 'ગોવાલણ'. ચન્દ્રકાન્ત પટેલ–અમદાવાદ; (૪) 'દંપતી': નટુભાઇ દેસાઇ–કપડવણજ, (૫) 'નિમગ્ન': ડી. ડી બારોટ–વિજાપુર, (૬) 'સજોગોના સ્વામી' નિરજન વ્યાસ –ખેડા; (૭) 'પવનની લહેરોમાં' રજનીકાન્ત પટેલ-આણંદ; (૮) 'જૈન શિલ્પકલા' ભાનુપ્રસાદ ભટ્ટ–વાસદ.

દરેક કલાનુ વિજ્ઞાન (ટેકનિક) હોય છે તેમ ફોટોગ્રાફીનુ યે છે. પરતુ બીજી કોઇ કલા તથા તેના વિજ્ઞાનના સબધ કરતા ફોટોગ્રાફી અને તેના શાસ્ત્રનો સબંધ વિશિષ્ટ પ્રકારનો છે એ બને એકબીજા સાથે અવિભાજ્યરીતે સકળાએલા છે. એથી જ સામાન્ય જનતા ફોટોગ્રાફીને કલા નહિ પણ વિજ્ઞાન ગણે છે.

કલાસર્જનના સાધનો, જેવાંકે પેન્સિલ, ચાક (ખડી), બ્રશ (પીછી), ટાંકણુ વગેરે હાથની દોરવણીથી સર્જન તરફ વળે છે,પરતુ એગા હાથને દોરનાર મનની ઇચ્છા જ હોય છે પરિણામે કલા જન્મે છે કે નહિ તેનો મુખ્ય આધાર મન ઉપર રહે છે, થોડે અશે હાથની શક્તિ ઉપર રહે છે, ને નહિ જેવા પ્રમાણમાં જ સાધન ઉપર રહે છે. જ્યારે ફોટોગ્રાફીમાં મુખ્ય આધાર કૅમેરા અને એની ટેકનીક(એના વિજ્ઞાનનાજ્ઞાન ઉપર)જ છે આટલા અંશે ફોટોગ્રાફી બીજી કલાઓથી ભિન્ન પ્રકારની છે

ફોટોગ્રાફી–વિશારદ બનવાની આકાંક્ષા સેવનારમા પણ કલામય આત્મા તો અવશ્ય જોઇએ, પણ એટલુ જ બસ નથી. તેનામા વૈજ્ઞાનિકના મુખ્ય ગુણો હોવા જોઇએ એમાથી એકની યે ઊણપ અંતિમ ધ્યેયને પહોચવામા વિઘ્નરૂપ છે. માટે જ શિખાઉએ ફોટોગ્રાફીના કલાતત્ત્વોને વિસાર્યા વિના તેની ટેકનિક–વિજ્ઞાન હસ્તગત કરવા મથવુ જોઇએ 'કુમાર' આ કારણે ટેકનિક–ક્રિયાભાગ ઉપર વધારે ભાર મૂકે છે.

ઉત્તમ ફોટોગ્રાફ કલા અને વિજ્ઞાનનુ સંમિશ્રણ છે. સાચા કલાકારને ત્રાજવાનુ એક્ય પલ્લુ ઊંચુ કે નીચુ જવા દેવું પાલવે નહિ. ઉપર જણાવેલા ચિત્રોને ઉપરની તાવણીએ તાવી જોઇએ 'ભયદૂત', 'કુવાકાંઠો', 'નિમગ્ન', અને 'પવનની લહેરોમા'વાળા ફોટોચિત્રે મા કલાતત્ત્વો છે, પણ ટેકનિક (ક્રિયાભાગ)નુ એક યા બીજુ અગ નબળુ છે બાકીના ફોટોગ્રાફોનો ક્રિયાભાગ સારો ગણાય;પરતુ તેમા કલાતત્ત્વોનો અભાવ છે 'ભયદૂત' ચિત્રમા ભાઇ ચીમનનુ કલારસિક મન, વાદળાના ઢગલા આડે ઊડી રહેલ ગીધને ઝડપવા દોડ્યુ છે. વિષય મૌલિક અને આકર્ષક છે, પરતુ ઊડતા પક્ષીને ચિત્રમા ઉતારવા માટેની જરૂરી શટર-સ્પીડ તેમણે વાપરી જાણી નથી તેથી ચીધ હાલેલુ જણાય છે પ્રિન્ટ પણ ઉઠાવદાર નથી નેગેટિવની પારદર્શકતાને અનુરૂપ બ્રોમાઈડ પેપરના ગ્રેડની પસદગીમા તેમણે ભૂલ કરી છે ચદુભાઈ ભટ્ટના 'કુવાકાંઠો' ચિત્રનો વિષય રોમાંચક ને રસપ્રદ છે કવચિત સાપડતા કલામય વિષયમાથી ઉત્તમ ચિત્ર સર્જવાના ઉત્સાહમા અનેસરીજતી તક નહિ ગુમાવવાની ઉતાવળમા એક્સ્પોઝરની પળે જ ગટર ઉપર અયોગ્ય દબાણ દેવાથી આખોય કૅમેરા ધ્રૂજ્યો છે ચદુભાઈના મને કલામય તત્ત્વો નિહાળ્યા છે, પણ તેમણે ફોટોગ્રાફીના વિજ્ઞાનની કચાશને લીધે સરસ ચિત્ર સહાને માટે ગુમાવ્યુ ચિત્રમા પ્રકાશની દિશા, લાબા પડછાયા, પાત્રોની ક્રિયા, વાતાવરણ, વસ્તુઓની કુદરતી રચના, બધુ જ સારૂ છે 'નિગ્રમ'મા એક અત્યત સુદર પાત્રનુ પોર્ટ્રેટ રજૂ થયુ છે. પાત્રનો પહેરવેશ, તેની ગોઠવણ, ચહેરા પરના ભાવ વગેરે પણ ચિત્રકથા માટે ઉચિત છે. પરતુ ફોકસિંગની ક્ષતિએ ચિત્રને ઉત્તમ કોટિનું બનતા અટકાવ્યુ છે. ભાઈ રજનીકાન્તના ચિત્રમા અષાઢી મેઘ-ગર્જનાથી નાચતા પ્રેમી હૃદયની જેમ કોઇ વનસ્પતિની કુંપળો નાચી રહી છે ચિત્રવસ્તુ અવનવુ અને આકર્ષક છે, પણ ચિત્રસયોજન ગૌણ છે

નટુભાઇના 'દંપતી' ચિત્રમા અકુદરતી વાતાવરણમા બેઠેલુ વાઘનુ જોડુ નજરે પડે છે. પ્રાણીઓની બેસવાની ઢબ બેડોળ લાગે છે ક્રિયાભાગ ઠીક કહેવાય. ભાઈ ચન્દ્રકાન્તનુ ફોટોચિત્ર 'ગોવાલણ' સીધોસાદો સ્નૅપ છે છાયાપ્રકાશ અને પાત્રના રંગોને અનુકૂળ એક્સ્પોઝર અને ડેવેલપમેન્ટ કરેલુ હોવાથી પ્રિન્ટમા વર્ણભેદ અને ઉઠાવ બરાબર આવ્યાં છે નદી કાંઠે પડાવ નાખી પડેલ ભરવાડની છાવણીના ભાઈ વ્યાસના ચિત્રનો દૃષ્ટિકોણ અનુકૂળ છે. તંબુઓ નદીપટને ઢાંકી દે છે વસ્તુનિરૂપણ સ્પષ્ટ અને મચોટ હોવું જોઇએ દેલવાડાના જૈન મંદિરોમા ભરેલી અનુપમ શિલ્પસામગ્રીનો એક સુદર ભાગ ભાનુભાઇએ નમૂના રૂપે રજૂ કર્યો છે, પરંતુ અસલ શિલ્પની હદ પ્રમાણે ચિત્રને નાપવું જોઇએ. બલવન્ત ભટ્ટ

કવિ : મને જિંદગીમા ઉષ્મા જોઇએ, પ્રકાશ જોઇએ...
તેનો મિત્ર : તો વીજળીની કોઇ કંપનીમા રહી જાને!

વકીલ–તમને ઍક્ટરનો ધધો હલકો લાગતો નથી?
ઍક્ટર–ગમે તેમ, પણ મારા બાપા કરતા હુ સારો ધધો કરૂ છું
વકીલ–(આશ્ચર્યથી) તમારા બાપા કયો ધધો કરતા હતા?
ઍક્ટર–વકીલનો.



**મોં વાતુંનો સાર — એક આવીને વસ્યો,**
**અંતરનો ઍકાર — આવ્યો ઈ આજીગરો.**



— તનસુખ ભટ્ટ —

જનરલ વૂલ્ફની સરદારી નીચે અંગ્રેજોએ કૅનેડાના કિવબેક નગર પર હલ્લો કર્યો ત્યારે તેમનો સામનો કરતાં ફ્રેન્ચ સેનાપતિ જનરલ મૉંટકામને એક ગોળી વાગી, ને તે ઘોડા પરથી ઉથલી પડ્યો તેને જીવવાની આશા નહોતી રહી એવું એને કહેવામાં આવતા એણે જવાબ આપ્યો 'બહુ સારૂ થયુ કિવબેકનુ પતન મારે જોવુ મટયુ '

અનેકાર્થી શબ્દ ઉપાધિ=પીડા, જંજાળ, સજા, ખિતાબ કે પદવી, અટક

કહેવતોના અર્થ 'લાખ મત લડબડી, સો મત સડસડી, એક મત બીચારી બાપડી, તે ઊભે માર્ગે મેલ્યા તાપડી'—સંકટના સમયે ડહાપણ ને ભારેમા સાદી પણ સાચી બુદ્ધિ ચલાવનાર જ તેમાથી ઊગરી શકે એ દર્શાવતી આ કહેવત પાછળ કથા છે કે એક વખત ઘાસની ગંજીમા આગ લાગી તેમા ત્રણ ભાઈબંધો રહે તેમાનો એક સાપ, જે પોતાને સંકટ સમયે લાખ મતિ હોવાની ડંફાસ મારતો હતો તે જોરના ઝાડે ચડી ગયો, પણ ત્યા સુધી ઝાળ પહોંચતા બળીને લડબડી રહ્યા, બીજો સસલો પોતાને સો મતિ હોવાનો ગર્વ કરતો હતો તે નાસીને દરમા પેસી ગયો, પણ દર ગંજીની નીચે જ હોવાથી તેમા સડસડી ગયો, પરંતુ પોતાને માત્ર ભાગી છૂટવાની એક જ મતિ છે એમ કહેનાર શિયાળ ગંજીથી દૂર નાસી જતા બચી ગયુ, તે આગ ઓલવાયે પાછુ આવીને પોતાના સાથીઓના હાલ જોઇ ઉપલી કહેવતની પંક્તિઓ બોલ્યુ

ગણિત ગમ્મત કોઇપણ રકમ ધારો. પછી તેનો એક અંક સુધી સરવાળો કરી જે સરવાળો આવે તે વડે ધારેલી રકમને ગુણો, અને જે સંખ્યા આવે તેમાથી ધારેલી રકમનો એ એક અંક સુધીનો સરવાળો બાદ કરો હવે જે આવે તેમા ધારેલી રકમ ઉમેરો, અને પછી જે આવે તેમા ધારેલી રકમના એક-અંકી સરવાળાને ઉમેરો જે જવાબ આવે તેને ધારેલી રકમના એક-અંકી સરવાળામા એક ઉમેરી ભાગો ભાગમા આવે તે તમારી ધારેલી રકમ ! —કાન્તિલાલ મ જોષી

હેલી બૉમ્બર વિમાન પાંચ ટનના વજન સુધીના બૉમ્બ લઈ શકે છે અને એકજ ખેપે દોઢ હજાર માઈલનો પ્રવાસ કરી શકે છે એક હેલી બૉમ્બર બાંધવામા સાડા દસ લાખ રૂપિયા ખર્ચ આવે છે.



દેશદેશના શિરસ્ત્રેશ

બાજુએ બતાવ્યો છે તે તુર્કસ્તાનના વતની તુર્કો

ગ્રીસના કાલ્ડાગા નામના ગામમા કબર ખોદનારની ખાલી પડેલી જગ્યાના ઉમેદવારોમા ફાન્મ નટૅવર નામના એક માણસની ચૂંટણી થઇ પોતાના કામ પર ચઢતાવેંત પહેલે દિવસે તેણે એક કબર ખોદી રાખી પછી સાંજે પોતાની ચૂંટણીના માનમા યોજેલા સમારંભમા એ ગયો, ત્યા ઝગડો થતા તે માર્યો ગયો અને પોતાના નવા કામ પર પોતે જે પહેલી કબર ખોદી રાખેલી એમા જ એ દફનાવાયો !

જગતમાં ૭૭ કરોડ માણસનો મુખ્ય આહાર ચોખા છે

આ મહીનાનુ નામ—'સપ્ટેમ્બર' ઇ સ પૂર્વે ૯૦ ૩મા ન્યૂમાએ જાન્યુઆરી અને ફેબ્રુઆરી એ બે મહીના વર્ષની શરૂઆતમા નવા ઉમેર્યા તે પહેલા વર્ષનો આરંભ માર્ચથી થતો અને તેથી આ મહીનાનો આંક સાતમો આવતો હોઇ 'સાત'ને માટેના રોમન આંક ઉપરથી આ માસનુ નામ પડેલુ તે હજી ચાલુ છે

પદાર્થને અદ્રશ્ય કરનારૂ એક નવુ કિરણ જૉન કેલી નામના હુન્નરિયને શોધી કાઢયુ છે

ચરમા પ્રથમ ૧૩મા સૈકામા તૈયાર થયા




સાબુના નાના સપાટ ચકતા પર પેન્સિલથી કોઇપણ આકાર ટ્રેસ કરી પછી પેપરપિન, હેરપિન, કાનસ અને લાકડાનુ અણીદાર ફંધુ લઇ ઘણા સારા આકારો મેળવી શકાય પાડેલી રેખા સિવાયનો બાકીનો ભાગ ઉપલા સાધનોથી કતારી નાખવાથી એ બીબા વડે મનગમતી છાપો કપડા કે કાગળ પર પાડી શકાય છાપવા માટે રકાબીમા પાઉડર રંગો સરેસ મેળવી તેની શાહી બનાવી લેવી છાપખાનાની શાહીનો પણ વાપરી શકાય

શરીરના હાડકા વાટે જ અવાજ સાંભળી શકાય એવી નવી યુક્તિ સાથેનું એક નવુ રેડિયો રીસીવર બનાવવામા આવ્યુ છે કે જે પોતાના શરીરને લગાડનાર માણસ જ રેડિયો સાંભળી શકે, અને ઓરડામાના બીજા માણસોને કશી ખલેલ પહોંચે નહિ.

એવી શોધ થઇ છે કે દુનિયામાં એકબીજાથી સ્પષ્ટ તરી આવે એવા કુલ દસ કરોડ પ્રકારના રંગ છે, જ્યારે તેમને ઓળખવાના નામ ફક્ત ૫૦૦ જ છે આથી, મુખ્ય મુખ્ય રંગોના નામ વાપરીને તેના વધતા ઓછા પ્રમાણ મુજબ તેનું વિભાગીકરણ કરી ઓળખવાની એક નવી જ પદ્ધતિ રચવામા આવનાર છે

હિંદમાં ૬૬ ભાષામા ચિત્રપટો થાય છે.




અમેરિકાના કમ્બરલૅન્ડ પરગણાના બ્રિસ્ટન શહેરની ૨૫૦મી જયંતીના ઉત્સવ વેળાએ એ દેશે કાઢેલો લાકડાનો નિકલ નાના પોસ્ટકાર્ડ જેવા લાકડાના છોડ પર તે છાપેલો હતો અને ૧૯૩૬ના મે માસની ૧૭મી તારીખ સુધી તે ચલણી ગણાયો હતો. (શ્રી હરિલાલ બૅંકર-વઢવાણકૅમ્પ-ના સમહમાંથી)



મુક્ત પંખીનું ગાન

પીંજરમાં જે પંખી લાંબો કાળ વ્યથા કરતાં મૌન સેવી રહ્યું હતું તે મુક્ત થતાં જ સર્વત્ર ગાનોલ્લાસ વેરી રહ્યું

ચિત્રકાર—શ્રી પુલિન બિહારી દત્ત




**ટપાલની ટિકિટો પર દેશદેશનાં વિશિષ્ટ પક્ષીઓ** (શ્રી હરિલાલ શંકર—વઢવાણકૅમ્પ—ના સંગ્રહમાંથી)

ઉપલી હાર: ડાબી બાજુથી–(૧) વેસ્ટઇંડીઝમાંના કેયમાન ટાપુઓની ૧ પેન્સની ટિકિટ પર Booby Bird–બૂબી પક્ષી, (૨) દક્ષિણ-પશ્ચિમ (નૈઋત્ય) આફ્રિકાની ૦ાા પેન્સની ટિકિટ પર ત્યાંનુ Gom-Pouw–ગૉમ પાઉ પક્ષી, (૩) ન્યૂ ઝીલાંડ–૦ાા પેન્સ, Pied Fantail ચક્રકિતની જાતનુ પંખી, (૪) ન્યૂ ઝીલાંડ ૧ શિલિંગ Tui તુઈ પક્ષી, (૫) ઉરુગ્વાય–૧ સેન્ટ Teru Teru તેરુતેરુ પક્ષી, (૬) ઑસ્ટ્રેલિયા–૧ાા પેન્સ Swan સ્વૉન. વચલી હાર (૧) ઑસ્ટ્રિયા–૨ શિ. બાજ, (૨) તથા (૩) ગ્વાટેમાલા (દક્ષિણ અમેરિકા)–૧ સેન્ટ Quetzal ક્વેટ્ઝૉલ પક્ષી; (૪) ઇટાલિયન આફ્રિકા–૧ લાયર Bateleur Eagle એક જાતનો ગરુડ, (૫) બોલીવિયા (દક્ષિણ અમેરિકા)–૫ સેન્ટ Condor કૉન્ડૉર પક્ષી, (૬) ઉત્તર બોર્નિયો ૧૨ સેન્ટ Cockatoo કાકાટૌઆ, (૭) ઑસ્ટ્રેલિયા–૬ પેન્સ Kooka Burra કૂકા બર્રા પક્ષી. છેલ્લી હાર: (૧) બોલીવિયા–૪૫ સેન્ટ Herons બગલા; (૨) ઑસ્ટ્રેલિયા–૧ શિલિંગ Lyre Bird લાયર પક્ષી (૩) ઉત્તર બોર્નિયો–૫ સેન્ટ Argus Phesant આર્ગસ ફેઝંટ, (૪) પશ્ચિમ ઑસ્ટ્રેલિયા–૧ પેન્સ Swan સ્વૉન, (૫) હેલ્વેશિયા (સ્વિટ્ઝર્લાંડ)–૨૦ સેન્ટ Bird of Peace શાંતિનુ પક્ષી; (૬) ન્યૂ ઝીલાંડ–૧ પેન્સ Kiwi Bird કીવી પક્ષી; (૭) ન્યૂ સાઉથવેલ્સ–૨ પેન્સ Emu એમુ પક્ષી

# કુમાર કાર્યાલયનાં કલાત્મક પ્રકાશનો

**અજંતાના કલામંડપો**
કિંમત ૧-૮-૦
રજી પોસ્ટેજ
૦-૫-૦



હિંદભરના સાહિત્યમાં આ વિષયનું આટલું ચિત્રભર્યું ને છતાં આટલું સસ્તું આ પહેલું જ પુસ્તક છે. શ્રી રવિશંકર રાવળે લખેલો અજંતાની કલાની વિસ્તૃત સમાલોચના કરતો લેખ, એના પાનાંને રંગમય કરતાં ૯ ત્રિરંગી ચિત્રો, તથા આર્ટપેપર ઉપર છાપેલાં ૧૬ પાનાં ભરીને આલેખનો અને ફોટોગ્રાફો, તેમજ પાનેપાને અજંતાનાં શોભનોનાં રેખાંકનો,—આ બધું ધરાવતા આ અપૂર્વ કલાગ્રંથની ગુજરાતી તથા હિંદી બન્ને આવૃત્તિઓ મળે છે

**ચિત્રસાધના**
કલાકાર
રસિકલાલ પરીખ-
નો પરિચય
કિંમત ૩-૦-૦
રજી પોસ્ટેજ
૦-૭-૦




રંગ અને રેખામાં કુમાશભર્યું કવિત્વ વહાવનાર, જાણીતા કલાકાર શ્રી રસિકલાલ પરીખના ૨૨ પૂર્ણરંગી ને ૩૪ સાદાં ચિત્રોવાળો આ સમૃદ્ધ સંગ્રહ ગુજરાતના સસ્તા કલાપ્રકાશનોમાં એક અગત્યનો ઉમેરો છે. કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની જીવનરેખા ઉપરાંત આમાં સંઘરાએલાં પચાવન ચિત્રોમાં ઑઈલ અને વૉટરકલર, પેન્સિલ ને પેન ઍન્ડ ઈંક સ્કેચ, સ્ટેપલવર્ક, વુડકટ, સૉફ્ટગ્રાઉન્ડ સ્કેચ આદિ, એમની કલમ તથા પીંછીનો કસબ દર્શાવતા સર્વ પ્રકારના ચૂંટેલા નમૂના છે. ચિત્રકલાના વિદ્યાર્થીઓ તથા કલાશોખીનો માટે એ અમૂલ્ય ચીજ છે

**ગુજરાત કલા-કલાપ**
કિંમત ૧-૦-૦
રજી પોસ્ટેજ
૦-૭ ૦



કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવો ચિત્રસંગ્રહ. વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો હેતુ આ પ્રકાશન પાછળ છે. પાંચ અગ્રણી ગુજરાતી કલાકારોનાં છ પૂર્ણરંગી ચુનંદા ચિત્રોનો આ સંપુટ, ૧૧×૧૪ના માપનાં આર્ટકાર્ડ પર, ફ્રેમ માટે તૈયાર રૂપમાં આપવામાં આવ્યો છે. એક રૂપિયામાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ હજી આપ્યાં નથી. અને તેથી જ તેની બે આવૃત્તિઓ થઈ ગઈ. એવો જ બીજા છ ચિત્રોનો નવો સંપુટ (કલાકલાપ બીજો) પણ તૈયાર થાય છે

**અજવાળી રાત**
કિંમત ૧-૦-૦
રજી પોસ્ટેજ
૦-૮-૦



પંદર અજવાળી તિથિઓ સમી પંદર રસભરી ચુનંદી વાર્તાઓનો આ સંગ્રહ, અજવાળી રાતની મધુર ચાંદનીની પેઠે, નાનાં-મોટાં, ગરીબ તવંગર, શહેરી-ગ્રામજન, સૌને એકસરખો રસ આપે એવો સર્વગ્રાહી છે. ઘરનાં સ્ત્રીજન કે ઓછું ભણેલાં ગ્રામજન પણ સમજી શકે એવી સરળ સુબોધ, અને સૌ વિનોદ પામે એવી ખેંચાણકારક પંદર વાર્તાઓ, વિવિધરંગી ચિત્રો અને મનોહર રૂપરંગની સજાવટ સાથે ઍરંગી મજબૂત પૂઠાંવાળા સુંદર પુસ્તકમાં.

**કુમારના ખાસ અંકો ૧૦૦ અને ૨૦૦**
દરેકના ૨-૦-૦
બન્ને સાથે ૩-૮-૦
રજી પોસ્ટેજ
દરેકના ૦-૪-૦




'કુમાર'ના આ બન્ને ખાસ અંકો ગુજરાતના પત્રકારત્વમાં અનોખા યુગવર્તી પ્રકાશનો મનાયા છે. લબ્ધપ્રતિષ્ઠ ચિત્રકારો, કવિઓ અને લેખકોની ચૂંટેલી કૃતિઓથી ભરચક એવા, બીનહરીફ કલાત્મક રૂપરંગે મઢેલા, અનુક્રમે ૧૬૦ અને ૧૨૫ પાના, પૂર્ણરંગી તથા વિવિધરંગી ૨૦-૨૨ ચિત્રો, ફોટોગ્રાફો, નકશા, આલેખો, વાર્તાઓ, નાટકો, લેખો, કાવ્યો, ટુચકા વગેરે શિષ્ટ, સુંદર અને વિપુલ જ્ઞાનસામગ્રીથી મંડિત આ અદ્વિતીય અંકો ઘરમાં કાયમી બોધક સાહિત્ય તરીકે સંગ્રહ યોગ્ય છે

**ગોવાલણી અને બીજી વાતો**
કિંમત ૨-૦-૦
રજી પોસ્ટેજ
૦-૬ ૦



ગુજરાતના શરૂઆતના નવલિકા-લેખકોમાં જે મોખરામાં પ્રકાશ્યા તે 'મલયાનિલ'ની રસનીતરતી બાવીસ વાર્તાઓ—જેમાં દમ મર્માળા હાસ્યની અને બાર મસ્ત પ્રણયની છે. 'ગોળમટોળ શર્મા'ના નામથી કટાક્ષકથાઓમાં અને 'ગોવાલણી'ની વાર્તાથી પ્રણયકથાઓમાં નામના મેળવનાર અને પોતાના મૃત્યુ પછી વધુ મશહૂર બનનાર એ લેખકનો આ સંગ્રહ ગુજરાતના જાણીતા કલાકારોનાં બેરંગી ચિત્રોથી વધુ સુંદર બન્યો છે.

**કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ • તથા બધા જાણીતા બુકસેલરો પાસેથી**

KUMAR Reg. No B. 1808




## ચિત્રો



## કાવ્યો



## ચરિત્ર



## વાર્તા



## લેખો



## વિભાગો




મુદ્રક–બચુભાઈ રાવત તથી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂ ૬, પરદેશના રૂ ૬॥, પરદેશના ૧૨ શિ, છૂટક દસ આના મુંબાઈમાં · કુમાર ઑફિસ, ૧૩૯–૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, આર આર શેઠની કં. અથવા રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ; વડોદરામાં · નૂતન ફેન્સિ સ્ટુડિયો, રાવપુરા



**શશિ, સંગીત અને સંવેદન**

ચિત્રકાર—કનુ દેસાઈ

વર્ષ ૧૯મું


અંક ૧૦મો

ઑક્ટોબર • ૧૯૪૨

## ખંડેર પરનો પીપળો

• સ્રગ્ધરા •

ઊગ્યો ક્યાંથી અહીં તું અધવચ અટૂલો ભગ્ન ખંડેર માથે?
ઊગ્યો ક્યાંથી અહીં તું રમણીય તજીને સ્વચ્છ કો આંગણું, જ્યાં
ચંપાના ફૂલ જેવી તરલ ઉઘડતી કન્યકા સુપ્રભાતે,
ઘોળેલી ઊર્મિઓનાં કુમકુમ અરચે રમ્ય કંકાવટીથી?
તારે ભાગ્યે શુ એવા જીવનવિભવના લ્હાવ નિર્મ્યા ન લેવા?
ઊગ્યો અશ્વત્થ! ત્યાં ક્યાં રમકસ મબરા છોડીને આ ધરિત્રી?

કે તું હું શો? હું યે જો ભવભટકણુમાં ભગ્ન ખંડેર વચ્ચે
એકાકીલો ઊગ્યો છું, અવરજવર ના કોઈની આ દિશાએ.
ઝીલ્યો મેં એકલાએ જલધર અનરાધાર ઝૂકી પડેલો,
ઝીલી ઝંઝા-થપાટો, શિશિરરત તણા સુસવાટા ય ઝીલ્યા,
ઝીલ્યા અંગાર ગ્રીષ્મે, લઘુક જીવનમાં કૈંક મેં રંગ જોયા;
મારે પોચી ધરાની અવ ન અબળખા, જ્યાં ઊગ્યો ત્યાંજ રાચું.
શોભા ખંડેરની થૈ, કઠણુ વજર શી ભોંયમાં મૂળ રોપી,
જન્મ્યો તો જીવી જાણું પલપલ કપરી જોગવી જિન્દગાની.

બાલમુકુન્દ દવે

## સૃષ્ટિ

• મિશ્ર •

આકાશ તો આદિ મહાપિતા છે,
ને નિત્યયૌવનવતી મુજ પૃથ્વીમાતા;
છે વાયુ તેજ જળ જીવનપ્રાણ ભ્રાતા,
હું એમની સુંદર બાલસૃષ્ટિ

દેશળજી પરમાર

## વિશિષ્ટતા

• મિશ્ર •

પ્રત્યેકની કૈંક વિશિષ્ટતા છે.
સહુ નથી એક નિશાન તાકતા,
સહુ નથી એકજ સ્થાન દોડતા,
કે જેમની આગળ કો થવા ચહે,
ને જીતવાની વળી કલ્પના કરે.
આ જિંદગી છે બસ ખેલવાનું;
ને ખેલવામાં નહિ જીતવાનું,
પરન્તુ આનન્દનું ખેલવામાં.

ભગીરથ મહેતા

## નવ શમે

ભરી કુસુમવેલ આશ કળીઓ થકી ખીલીને
સુવાસિત કરી રહે જીવનને ય એ કલ્પના
જીવાડતી રહી સદૈવ નવચેતના સીંચીને.
ખીલી નવ કળી, સુવાસ પ્રસરી ન, એ બાબતાં
થઈ પૂરણ જિંદગી નવ તથાપિ તૃષ્ણા શમે.

હૈદરઅલી હુસેન જીવાણી

## દાદા

ઘર આખાનાં
બધા સગાંમાં
દાદા સાથે ફાવે.
કરે કંઈ કંઈ નવા તમાશા
અજુબેયાના કરે ખુલાસા,
વાનોના તો અજબ ફરશ મા
જમવાનું રખડાવે
મોટાભાઈનો રોફ જરા જ્યાં,
બાપુજી નો ઑરબ બધામાં,
બા કે' 'બાગો, પરો ચૂલામાં'
દાદાજી બોલાવે
દાદાજીના વાળ રુપેરી,
આડી ઊભી, પોતડી પ્હેરી,
ફેરા દેઠ પુને જઈ શેરી—
અમને યે બંધાવે.
દાદા બાગે બનતા ઘોડા,
ચાબુક વિણ પણી શકું હું ઘોડો?
'ચલ, ચલ ઘોડા, ખૂબ ખૂબ દોડો'
ફડાક ફડાક ફડાક

'શશિન' ...

# મારી નજરે

**ઉત્તર ભારતનાં કલાકેન્દ્રોની તંત્રીની સત્કારયાત્રામા**

આ સાથેના નકશામાની રેલીઓ ની રેખાએ રેખાએ દિલ્હી, શાન્તિ-નિકેતન, કલકત્તા, ઝરિયા, નાલંદા, પટણા, બનારસ, લખનૌ, કાનપુર અને અલ્લાહાબાદની મુલાકાતો પછીનો છેલ્લો હપતો.




## દિલ્હી

● અલ્લાહાબાદથી આવ્યા પછી કાનપુરમા એકાદ દિવસ રોકાઈ અમે સાંજે દિલ્હી જતી ગાડી સાધી કાનપુરમા તો નાનું ગુજરાત માણી લીધું, અને સ્ટેશનમાથી ગાડી ઊપડી ત્યા સુધી સૌના હૃદયનું ભારે ખેંચાણ અનુભવ્યુ એ જ વખતે અમારા તાર ને પરગીટિયુ મળતાં જણાયુ કે ભાઈશ્રી યશવત પડ્યા રાબેતા મુજબ દિલ્હી સ્ટેશને અમને લેવાઆવવાનો પ્રોગ્રામ કરી ચૂક્યા હતા દિલ્હીના મિત્રમંડળો અને ગુજરાતી સમાજના મત્રીઓને ખબર આપી, તેમણે અમને રાત્રે આઠ વાગ્યે સ્ટેશન પરથી સહીસલામત કૉનૉટ સર્કસમાની બાંબે લાઈફની ઈમારતમા આવેલા પોતાના બ્લૉક્સ પર ઉતારી લીધા અમે જાણે ગુજરાતને ઝાંપે આવી પહોચ્યા

તેમણે તો તુરત ટેલીફોન પર ગુજરાતી સમાજના મત્રી જોડે મને બેઠાડી દીનો વાત એ કે ગુજરાતી સમાજ એક મેળાવડો કરી મારા પ્રવાસનો પરિચય મેળવે પરતુ તેની જાહેરાત વગેરે કરતા બે દિવસ અમારે રોકાવુ પડે તેમ હતુ કોઈ પણ પ્રવાસી ધનનેરગે તો ઘરભેગો થઇ જવા ઇતેજાર હોય જ, એટલે એમની અતિ પ્રેમભરી લાગણીને મારે નકારવી પડી ને બધા જ પ્રોગ્રામો અમે માંડી વાળ્યા

## દેવદાસ ગાંધી

● બૉમ્બે લાઈફ એસ્યોરન્સ કપનીની ઈમારત (જેમા અમારો ઉતારો હતો)ના એક ભાગમા દિલ્હીના દેશવિખ્યાત રાષ્ટ્રીય અંગ્રેજી દૈનિક 'હિંદુસ્તાન ટાઈમ્સ'નુ આખુ પ્રેસ સમાઈ જવા ઉપરાત કેટલીક ઑફિસો પણ આવેલી છે, અને ઉપરના મજલાઓમા કેટલાક કુટુંબોનો વાસ છે શ્રી યશવંત પડ્યા રહે છે તે—અમારા ઉતારાવાળા—માળ પર જ દાદરની સામી બાજુએ શ્રી દેવદાસ ગાંધી (હિંદુસ્તાન ટાઈમ્સના તંત્રી અને મૅનેજિંગ ડિરેક્ટર) કુટુંબ સાથે રહે છે મારી દિલ્હીની મુલાકાત દરમિયાન દર વખતે તેમને મળવાની તક હું જવા દેતો ન હતો. આવ્યો તે રાત્રે મળાયુ નહિ, એટલે સવારે ઊઠતાવેંત તેમના બારણા પર ટકોરા કર્યા સાંભળ્યા જ તે અને મહાદેવભાઈ સાથે જ બહાર આવ્યા. દેવદાસભાઈ પર, 'હિંદુસ્તાન ટાઇમ્સ'મા આવેલા એક અહેવાલથી ન્યાયાધીશનુ અપમાન કર્યાનો પેલો સુપ્રસિદ્ધ કેસ અલ્લાહાબાદમા ચાલવાનો હતો તે માટે તેઓ સ્ટેશને જતા હતા, એટલે તેઓ બંનેની દૂરથી મુલાકાત જ થઈ કોણ જાણતુ હતુ કે મહાદેવભાઈનું મને થએલુ એ દર્શન છેલ્લુ જ હતુ ?



હિંદુસ્તાનભરના પ્રાચીન શિલ્પસ્થાપત્યના સંશોધન ને સરક્ષણનો ભાર વહેતા, સરકારી પુરાતત્ત્વ ખાતાના સર્વોચ્ચવડા રાવબહાદુર કે એન દીક્ષિત

★

થોડીવાર પછી 'કુમાર'ના જૂના મિત્ર, ફોટો આર્ટિસ્ટ શ્રી ભારદ્વાજને તેમના નબર ઉપર ફોન કરતા અજાયબી વચ્ચે તેમણે જણાવ્યુ કે તેઓ નજીકના મકાનમાં જ હતા, અને થોડી વારમા તો તે હાજર થઈ ગયા તેમણે પહેલી રાહત એ આપી કે પ્રવાસમાં ભાઈ નરેને પાડેલી બધી ફિલ્મો તરત તેમણે પોતાના સ્ટુડિયોમા લઈ જઈ વિધિસર ડેવેલપ કરાવી આપી અને પછી પોતે પરવારના બની અમારી સાથે નીકળ્યા શ્રી યશવત પડ્યાએ પોતાની મોટરનુ પેટ્રોલ બાળી બિરલા મદિર જોવાનુ ઠરાવ્યુ

## બિરલા મંદિર

● આ મદિર વિષે મેં ઘણું સાભળ્યુ હતુ લાખો રૂપિયાનો ~~ખર્ચ~~ ખર્ચ થયો છે અને તેમા સર્વ હિંદુ દેવતાઓની મૂર્તિસાથે પ્રતિષ્ઠા કરવામા આવી છે. આખો દિવસ લાઉડસ્પીકરથી ભજનો અને કથાની ધૂન ચારેપાસ જારી રહે છે પરતુ એ સ્થળ નજરે જોયા પછી તે વિષેની મારી સર્વ ઇંતેજારી ઠરી ગઈ માત્ર ધાર્મિકતાને પ્રધાન સ્થાન

★ 'કુમાર'ના તંત્રી બીમાર હોવાથી તેમને અંગત પૃચ્છાપરછ કરતો પત્રવ્યવહાર બે માસ સુધી કૃપા કરીને કોઈએ કરવો નહિ ★



અઢળક ધન ખર્ચીને બંધાવવામા આવેલા દિલ્હીના બિરલામંદિરનો એક ભાગ



પોતાના કટાક્ષ-ચિત્રોવડે ભારત-ખ્યાત થએલા, દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સ' પત્રના કાર્ટૂનિસ્ટ શ્રી શંકરપિલાઇ. (એમના વિગતવાર પરિચય માટે જુઓ આ અંકમાંનો લેખ)

આપી આ મંદિર કરેલુ હોવાથી તેમા આરસની કોતરણી વગેરે પર પુષ્કળ ખર્ચ થયો હોવા છતાં અનેક સ્થાપત્યસ્વરૂપોને સમરસ કરવાની કળા એમા નિષ્ફળ બની છે ભીંતો પર વેદ પુરાણ ગીતા વગેરેના સુવાક્યો મોટા ચિત્રો સાથે કોતરવામા આવ્યા છે પણ તેમાયે ઇતિહાસદૃષ્ટિએ સ્થળ, કાળ પરિધાન વગેરે પર સૂક્ષ્મ વિચાર કર્યો હોય એમ ન લાગ્યું તેમજ ભાવોદ્દીપન કરે એવું માર્મિક કળાકૌશલ્ય જોવાનુ પણ મળ્યુ નહિ. ત્યાં દ્રવ્ય તો પાણીના પૂર પેઠે રેલાયું છે, પણ શાસ્ત્રીય મૂલ્યાંકન વિના જ. હવેની પ્રજા જ્યારે કળા, ઇતિહાસ અને સંસ્કૃતિના સાચા પાઠો દ્વારા તૈયાર થશે ત્યારે આ મંદિરનો ખૂણેખૂણો ટીકાપાત્ર થશે. ઉત્તર હિંદમા વિશાળ અને સુરમ્ય સ્થાપત્યરચનાના અનેકાનેક નમૂનાઓ છતાં આ મંદિરની રચના બેનૂર જ કેમ થવા પામી તે એક આશ્ચર્ય રહેશે નિરાશાનો સ્વર ઘૂંટતા અમે ત્યાથી નીકળી ગયા.

### કાર્ટૂનિસ્ટ શંકર

● શ્રી પંડ્યા રસ્તામા પોતાના એક સંબંધીની ખબર કાઢવા હૉસ્પિતાલમા રોકાયા એટલે અમે પગે ચાલતા જ શહેર જોતાજોતા મુકામ તરફ વળ્યા પણ ઘેર પહોંચતાં તો અમે તેમને અમારી આગળ આવી જઈને કમરા પાસે કોઈની સાથે વાતોમાં રોકાએલા જોયા ચાળીસ વર્ષની આસપાસના એક ગૃહસ્થ સ્વચ્છ પાટલૂન અને હાફ શર્ટમા તેમની સાથે ખૂબ હસતા અને મુખમુદ્રાના ત્વરિત ફેરફારો કરતા વિચિત્ર અદબથી તડાકા મારી રહ્યા હતા અમને જોતા શ્રી પંડ્યાએ કહ્યુ, 'આ મિ શંકર, હિંદુસ્તાન ટાઇમ્સના પ્રખ્યાત કાર્ટૂનિસ્ટ. મિ શંકર, આ મારા મિત્ર રાવળ, ગુજરાતના આર્ટિસ્ટ એ તમને મળવાને બહુ ઇંતેજાર છે.' 'અહો બહુ ખુશીથી. હુ આજ બપોરે મારી ઑફિસમા નવરો જ છુ. આજે શીતળા-ડાક્તરે મારા આખા ઘરને શીતળા ટાંકી દાસ બંધ કરાવ્યું છે જુઓ, સામે જ મારો સ્ટુડિયો છે '

તેમની વાતો બહુ મજેદાર હતી. મેં દૂંકામા વિવિધ આર્ટિસ્ટોનો પ્રવાસમા પરિચય કર્યાની વાત કહી ત્યારે જરા ઊછળી પડ્યા 'અરે ભાઈ, આર્ટિસ્ટો છે જ ક્યા? કોઇને કેડ ઉપર ધોતિયુ કેમ પહેરાવવુ એ જ આવડતુ નથી ખરેખર, કેડ પરના વળની ઘેરો ચીતરવી કઠણુ છે. હુ પોતાને આર્ટિસ્ટ માનતો નથી; પણ તેમની ટીકા તો જરૂર કરીશ કેટલા યે આર્ટિસ્ટોને શરીરના પ્રમાણોનુ ય ભાન હોતુ નથી. હાથના આંગળા ને પગની રચનામા ઠેકાણુ જ નથી. હું તો ભાઈ, દેવદેવતા કરતા ભૂમિ પર પગ ઠરાવી ચાલતા ખરા માનવી જોવાની ઇચ્છા રાખુ છુ. આગ ને તેમ વળખાતા ઊભેલા ચિત્રો જોઈ મને તો કંટાળો આવે છે ' એમ કહેતા પોતે કેટલીક પોઝના હાસ્યકારક અભિનય કરી બતાવ્યા.

શ્રી શંકર પોતાને 'સુપર ક્રિટિક' ગણાવે છે. માનવી જે કંઈ અવળચંડુ કરતા હોય તેનુ તેમને ભાન થાય એવી રીતે તેમના વર્તન પર તે બહુ સચોટપણે કટાક્ષચિત્રો દોરી બતાવે છે તેથી તો આજે તે હિંદુસ્તાનના અગ્રગણ્ય કાર્ટૂનિસ્ટ ગણાઈ ચૂક્યા છે 'હિંદુસ્તાન ટાઈમ્સ' હાથમા આવતાં જ વાઈસરૉયથી માંડીને શાળાના વિદ્યાર્થી સુધીનુ પ્રત્યેક જણ પહેલા 'આજે શંકરનું કાર્ટૂન શુ છે' તે જોવા તલપાપડ હોય છે શ્રી શંકર જિંદગીમા કારકિર્દી માટે અનેક આંટાઅવળા ફાંફા મારીને છેવટે પોતાની લાયકાત મુજબ ઉચિત સ્થાને સિદ્ધ થઈ બેઠા છે. તે એલએલ બી. થયા છે, આર્ટ સ્કૂલમાં થોડો અભ્યાસ કર્યો છે અને 'બૉમ્બે ક્રૉનિકલ'ના કાર્ટૂનિસ્ટ થઈને બહાર પડ્યા પછી અહીં સુધી ખેંચાઈ આવ્યા છે. તેમને લગભગ પાંચસો રૂપિયા પગાર મળે છે અને 'હિંદુસ્તાન ટાઈમ્સ'મા તેમની ખાસ ઑફિસ છે આ રસપ્રદ વ્યક્તિ જોડે બેચાર કલાક ગાળવા મારી બહુ ઇચ્છા હતી, પણ બપોરે અમે જુદે જ સ્થળે રોકાઈ પડ્યા અને એ મુરાદ બર ન આવી મળ્યા તે સાધનો પરથી આ જ અંકમા અન્ય સ્થળે તેમનો વિસ્તૃત પરિચય આપ્યો છે

### રાવબહાદુર દીક્ષિત

● બપોરે સરકારી પુરાતત્ત્વખાતાના સર્વોચ્ચ વડા રાવ બહાદુર કે. એન દીક્ષિતની સાથે એક બહુ ટૂંકી મુલાકાત થઇ તેમની સાથે મારા પ્રવાસની મેં ચર્ચા કરી ને માગણી કરી કે યથોચિત સમયે મ્યૂઝિયમોમા પડેલી આદર્શ શિલ્પપ્રતિમાઓના રુચિકર ફોટોગ્રાફો તેમજ પ્લાસ્ટરની પ્રતિકૃતિઓ કરવાની રજા મળે તો ભારતવર્ષની કળાના અભ્યાસમા નવો પ્રકાશ અને માર્ગદર્શન મળે એમ છે. એમણે એ વાત સ્વીકારી ખરી, પણ તે સાથે ચેતવણી આપી કે ઘણાખરા

પરદેશીઓએ તો તેમાંથી પોતાનો સ્વાર્થ સાધ્યો છે અને ખાતાને વગોવ્યું છે. કેટલાંક અસલ બીતો કે મૂર્તિઓ પર પોતાની મજાવટ ખાતર વારનિશ કે પાણી લગાડી વધુ ખરાબી કરી છે આ બીના ખરેખર શોચનીય છે. પણ એકંદર ધૂળ ખાતા નમૂનાઓ પ્રજામાં સૌન્દર્ય અને સુશિક્ષા આપવાને ઉપયોગી થાય તો તેમણે સહાય કરવા પૂર્ણ તત્પરતા બતાવી તેઓ એ વખતે ગંધ એજિયામાથી સર ઑરેલ સ્ટીને આણેલા ફ્રેસ્કોનું પુસ્તક તૈયાર કરાવવા મહેનત કરતા હતા. તે માટે તેમણે ત્રીન ફોટોગ્રાફીનો ઉપયોગ કરેલો તેના નમૂના બતાવ્યા. મને ખાત્રી હતી કે આ નવી કળા અસલ્શિયત ઉપજાવવામાં બહુ મદદ કરશે આખા હિન્દુસ્તાનના પ્રાચીન શિલ્પ-સંશોધન અને રક્ષણનો ભાર વહેતા આ સજ્જનને અમારી અચાનક મુલાકાતને પણ અરધો પોણો કલાક નિભાવી તે ખાતર આભાર માની અમે રજા લીધી. (ત્યાર પછી તો રા બ દીક્ષિતજીએ ગુજરાતમા પૅલિયોલિથ માનવના અવશેષો શોધવા મંડળી તૈયાર કરી તેમા 'ભૂતકાળની શોધમા'વાળી લેખમાળાથી 'કુમાર'ને સુપરિચિત શ્રી અમૃતલાલ વ પંડ્યાને તેમણે અપનાવી લીધા છે, ને હાલ તે એમના જ ખાતામા પાષાણયુગના જ્ઞાતા તરીકે સેવા આપવા જૂના ગયા છે)

સાંજે શ્રી યશવંત પડ્યા પણ જુદા રોકાણમા સપડાયા અને અમે લખનૌ થઈ ટ્રેન પર જવાની તૈયારી કરી વરસાદ ટપકવા માંડ્યો, પણ પેટ્રોલના ભાવ સભાળતાસભાળતા પણ અમારા યજમાને ખૂબ રાહતથી અમદાવાદની ગાડીમા અમારા બિસ્તરા ગોઠવી આપ્યા, અને દસ વાગ્યે છેલ્લી સલામીનો વિનિમય કરી અમે છૂટા પડ્યા

ટ્રેનમા પડ્યા એટલે અમદાવાદના પ્લૅટફોર્મને જ જોવાની વાર છે એમ લાગ્યુ પણ આખી યે મુસાફરીમા પ્રભુકૃપાથી એક પણ પ્રસંગે તબિયતે દગો દીધો નહોતો તેણે પોતાના યંત્રો એકદમ ઢીલા કરી નાખ્યા અને ઘેર પહોચતા મને પાકો દર્દી બનાવી દીધો પરિણામે મુસાફરીનુ ઉપવટ તો આવ્યુ—'બિછાનામા લાંબો આરામ'

(સંપૂર્ણ) ર. મ. રાવળ

**हमारी चिड़ियाँ** (સચિત્ર) લે સુરેશસિંહ, પ્રકાશક ભારતી ભંડાર, લીડર પ્રેસ, પ્રયાગ, ૧૯૪૮, પૃ ૧૧+૧૩૮, રૂ ૨-૮-૦

કાલાકાંકરના શ્રી સુરેશસિંહ હિન્દી સાહિત્યના પ્રસિદ્ધ લેખક છે 'વિશાલ ભારત'મા અવારનવાર પ્રસિદ્ધ થયેલી લેખમાળાથી એ પક્ષીઓના જાણકાર તરીકે લબ્ધપ્રતિષ્ઠ બન્યા છે એમના અવલોકનના સારરૂપ આ हमारी चिड़ियाँ પુસ્તકથી ભારતીય સાહિત્યમા કિંમતી ઉમેરો થયો છે. ઉત્તર ભારતમા ઘરઆંગણે તેમજ વાડી-ખેતરમા નજરે પડતા ૩૨, અન્ય પશુપ્રાણીઓને હણી જીવન ગુજારનાર પ્રસહ્યવર્ગના ૯ માણસની ક્ષુધાતૃપ્તિ અર્થે હણાતા ૧૦, જલરાશિ પર વિચરનારા ૧૧ અને જલાશયના આધારે જીવનારા ૧૮—એમ એકંદર ૮૦ પક્ષીઓના રૂપરંગ અને જીવનવ્યવહારનો ટૂંકમા પણ સરળ પરિચય આ ગ્રંથમા આપ્યો છે અને પક્ષીને જોતાવેંત ઓળખાય એ હેતુથી પુષ્કળ ચિત્રોથી એને વિભૂષિત કર્યો છે એ સર્વના અલંકાર રૂપ, રૂપરંગના ચમકારાવાળા થોડા પક્ષીઓ અને કેટલાક માળાની બે રંગીન પ્લેટો પણ આપી છે. પક્ષીજીવનની કેટલીક સમસ્યાઓને સ્પર્શતી ભૂમિકા પણ પ્રારંભે મૂકી છે કદમા નાનુ છતા રૂપરંગની સ્પષ્ટતાવાળુ હોવાથી રૂ ધામા મોહન ગજુરાય ગામ લંબાઇ પહોળાઇ ઘટાડી હોત તો વગડામા રખડનારને સાથે લઇ જવાની સુવિધા થાત. ગુજરાતી વાચકો પણ આ ગ્રંથની મદદથી આપણા ઘણા પંખીઓને સહેલાઇથી ઓળખી શકે એમાનાં કેટલાક હિન્દી નામો તો આપણા પંખીઓને પણ અપાએલા છે, એટલે ભાષાની અડચણ નહિ નડે

'વનેચર'

# લવીંગિયાની લૂમ

પ્રસિદ્ધ અંગ્રેજ લેખક ચાર્લ્સ લૅમ્બ થોડા વર્ષ લંડનની એક ઑફિસમા કારકૂન હતો. તેને ઑફિસમા રોજ મોડા આવવાની ટેવ હતી. એક દિવસ તેના ઉપરીએ કહ્યુ, 'લૅમ્બ, હું રોજ જોઉ છુ કે તુ સવારમા મોડો આવે છે.' લૅમ્બે તરત જવાબ આપ્યો. 'પણ સાંજે જાઉ તો વહેલો ને?'

દરદીને તપાસવા માટે વૈદરાજને બોલાવવામાં આવ્યા. વૈદે દરદીને તપાસી દવા લખી આપ્યા બાદ ચાલવા માંડ્યું. ઓરડાની બહાર નીકળતાં દરદીની સ્ત્રીએ વૈદરાજને એક બાજુ બોલાવી પૂછ્યુ, 'સાહેબ, મારા ધણીના મંદવાડ વિષે આપનો મત શો છે? આ દરદમાથી એઠા તો થશે ને?' વૈદરાજે ગંભીર મુખમુદ્રા ધારણ કરી કહ્યુ 'બેન! ઈશ્વર તારી ચૂડી અખંડ રાખે, પણ તેમાંથી જીવલેણ નીકળે તેવુ મને ભાસે છે. સઘળાં બાહ્ય ચિહ્ન નિરાશાજનક છે. તેમાયે તેના હાથ કોણીથી આંગળાં સુધી કાળા પડી ગયા છે, અને તે વસ્તુ બતાવે છે કે તે દરદમા ઘેરાઈ ગયા છે' બાઈ બોલી: 'વૈદરાજ તેના હાથ તો હમેશા કાળા જ રહે છે' વૈદે આતુરતાથી પૂછ્યુ, 'કેમ એમ?' બાઇએ કહ્યુ, 'એ રંગારા છે'

(ફારસી પરથી) —હિ. લી આ.

મા-રમુ' તેં આ નાની બેબીને નાનુ જનાવર કેમ આપ્યુ? તે પસંદગી કરવા દીધી'તી?

રમુ-હા, બા, મેં એને કહ્યુ કે લેવુ હોય તો નાનુ છે, નહિ તો એકે ય નહિ મળે એટલે એણે નાનું લીધુ

શિક્ષક—આપણાથી વધુ દૂર કોણ—સૂર્ય કે અમેરિકા?

વિદ્યાર્થી—અમેરિકા, સાહેબ, આપણે સૂર્યને જોઈ શકીએ છીએ પણ અમેરિકાને નથી જોઈ શકતા

શિક્ષક—ઈશ્વર! આજે મોડો કેમ આવ્યો?

ઈશ્વર—સાહેબ, મારા નાનાભાઇને હજામત કરાવવા લઇ જવાનો હતો

શિક્ષક—એ કામ તો તારા બાપા પણ કરી શકત

ઈશ્વર-હા, પણ એમને હજામ એટલુ સારૂ ન આવડે ને'

શિક્ષક—તમને કેવી નિશાળ ગમે?

એક ચેકુસ-બંધ, સાહેબ

ઘરાક—આ ફોટામા તો હું વધારે ઘરડો લાગુ છુ

ફોટોગ્રાફર—સાહેબ, તમારે ભવિષ્યમા ઓછો નહિ પડાવવો પડે

**નવી કહેવતો**

બળની સીગારેટ ચૂલો ન સળગાવે
મૂછો મુંડાવવાથી કોઈ ના બનાય
ચીરૂટ પીનારા એટલા ગર્વિષ્ઠ નહિ.

**સુગંધી મેંદીનાં પાન!**

તારૂ હૃદય તબેલા જેવુ રાખ, એમા ઘોડા જરૂર આવશે
ઓખા માણસને સોપારી આપવાનો ખર્ચ કદિ ન કરજે
દરેક સ્ત્રીનુ હૃદય તેના અંબોડા જેવું હોય છે,—આકર્ષક, અને ક્યારેક બનાવટી પણ
આશા રાખવાથી સૌ પહેલા મળતી ચીજ નિરાશા છે
અંધારી રાત્રે સ્ત્રી સાથે રાખવા કરતા, દીવો રાખવો સારો
આકાશમા સૂર્ય અને ચન્દ્ર ન હોત, તો પૃથ્વી પર ઘાસલેટનો કદિ દુકાળ ન પડત.

(ગજરિશ)

લેખક
પ્રો. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ. એ. એલએલ. બી.



# ગુજરાતની શિલ્પસમૃદ્ધિ

## અને વેષભૂષાનાં શિલ્પો

કોઈ પણ દેશ અને કાળની સંસ્કૃતિનું માપ એ દેશનાં સાહિત્ય અને કલાનાં સાધનો ઉપરથી કાઢી શકાય; અને સાહિત્ય એટલે માત્ર હસ્તલિખિત કે પ્રકાશિત ગદ્ય અને પદ્યના ગ્રંથો જ નહિ, પણ શિલાલેખો, સિક્કાઓ, દંતકથાઓ, લોકગીતો, ચિત્ર શિલ્પ અને મૂર્તિવિધાનના અવશેષો—એ બધું યે.

ગુજરાતમાં શિલ્પ અને સ્થાપત્યના અવશેષોરૂપી પુષ્કળ સાહિત્ય અહીંતહીં વેરાયેલું પડ્યું છે. અને તે ઉપરાંત શિલ્પ તથા સ્થાપત્યને લગતા અનેક સંસ્કૃત ગ્રંથો તથા તેની ભાષાટીકાઓ આજે પણ પ્રાચીન ગ્રંથભંડારોમાં જોવા મળે છે. પ્રાચીન પરંપરાને બરાબર અનુસરી ગુજરાતી સ્થપતિઓએ મંદિરો, તળાવો, વાવો, કુંડ, પ્રાસાદ, સ્તૂપ આદિ સાર્વજનિક બાંધકામોની રચના કરી છે.

આખા હિંદમાં મળી આવતા અવશેષો, વાસ્તુશાસ્ત્ર અને તેની સંહિતાઓને આધારે નિર્માણ થયેલા છે; પરંતુ ગુજરાતનું વાસ્તુનિર્માણ ગુજરાતના ભૃગુઋષિની સંહિતાના સિદ્ધાંતોને આધારે થયું જણાય છે. એ પરંપરાને જ આગળ ચલાવી મંડન જેવા સૂત્રધારે મૂર્તિવિધાન તથા મંદિરનિર્માણ સંબંધી ઉપયોગી ગ્રંથો રચ્યા છે, જે શિલ્પીઓમાં આજે પણ પ્રમાણભૂત મનાય છે. છેક ઓગણીસમી સદીના પ્રારંભમાં બંધાએલું અમદાવાદનું હઠીસિંહનું મંદિર બતાવી આપે છે કે પ્રાચીન કલા અને સ્થાપત્યમાં હજી પ્રાણ છે, પણ પ્રોત્સાહનને અભાવે તે ચેતનહીન અને ક્ષીણ થઈ ગયાં છે.

મનુષ્ય પોતાની સુંદર સુંદર કલ્પનાઓ પથ્થરમાં કોતરે છે, લાકડામાં કોતરે છે અથવા માટીના સુંદર પદાર્થ બનાવી તેને ભઠ્ઠીમાં શેકી રાખે છે. લાકડાં કરતાં પણ ઓછા ટકાઉ પદાર્થોદ્વારા આપણે કળાનો વિકાસ કરી શક્યા છીએ; વનવેલીથી અને ફૂલપાનોથી આપણે મંડપશોભા કરીએ છીએ, પણ તે એકાદ દિવસ ટકી શકે છે. તેથી ખૂબ પ્રાચીન કાળમાં જ્યારે આર્ય પ્રજા એક સ્થળે ઠરી ઠામ બેઠી નહોતી ત્યારે પથ્થરમાં કોતરકામ કરી સૌંદર્યની કલ્પનાને સ્થાયી કરવાનો મોહ તેમને થયો નહોતો; અને એ જ કારણે હિંદુસ્તાનમાં પહેલવહેલું સ્થાપત્ય અને શિલ્પ લાકડામાં જ હતું. વેદકાળના રાચરચીલાં, યજ્ઞનાં વાસણકુસણ વગેરે લાકડાનાં જ બનાવવામાં આવતાં; અને એનો ઘાટ અનેક રીતે સુંદર કરવામાં આવતો. સામાન્ય પ્રજાને પોતાની કલા દીવી, કોડિયાં અને લોટાપવાલાંમાં વ્યક્ત કરવાનું સૂઝે એ સ્વાભાવિક છે. વળી લાકડાની વસ્તુઓ હોય તો ઉપાડીને બીજે પણ લઈ જવાય. એથી પણ પહેલાં, દારુ-શિલ્પ નિર્માણ થયું.

કાળે કરીને પથ્થરની શિલાઓ પર કામ કરનાર સિલાવટો—સલાટો શિલ્પી બન્યા. શિલ્પમાં કોતરેલી કથાઓ અને વાર્તાના પ્રસંગો એ પ્રજાશિક્ષણનું મોટામાં મોટું સાધન છે. સાહિત્ય, સંગીત અથવા ચિત્રકલા કરતાં શિલ્પકલા મારફત ગમે તેવા માણસોને બધા બોધ સમજાવી શકાય તેમ હોવાથી પ્રજાશિક્ષણમાં તેનો જ ઉપયોગ વધારે છે. તળાવો, મંદિરો, કિલ્લાની દિવાલો વગેરે સાર્વજનિક સ્થાનોમાં દાખલ કરેલી કળા આખા રાષ્ટ્રના હૃદયમાં સોંસરી ઊતરી જાય છે. કારુ-કારીગર વર્ગની પ્રતિષ્ઠા પ્રાચીન કાળમાં બ્રાહ્મણો જેટલી જ હતી અને આજે સોમપરા શિલ્પીઓ પણ બ્રાહ્મણો જ છે. "અંગત લાભને ખાતર તેમણે કંઈ પણ કામ ન કરવું એવો તેમને માટે નિયમ હતો" એ જ બતાવે છે કે તે કાળમાં કળાનું મહત્ત્વ લોકો બરાબર જાણતા અને કળાધર એ બ્રાહ્મણ જેટલો જ લોકશિક્ષક છે એમ મનાતું હતું. વળી સમાજને પૂરેપૂરું ભાન હતું કે ચિત્રકાર, શિલ્પકાર, ગાયક કે કવિ એમને માત્ર પુરસ્કાર આપવાથી કળાની ઉન્નતિ થતી નથી. કળાને સમાજે પોતાના હૃદયમાં, કુટુમ્બમાં અને સમાજમાં સ્થાન આપવું જોઈએ. શાસ્ત્રો કહેતાં: પોતાના જીવનમાં કળાની પ્રતિષ્ઠા કરો એટલે કળાકારો આપોઆપ પેદા થશે; કારણ કે હિંદુઓની દૃષ્ટિએ કળા એ કાંઈ મોજશોખની વસ્તુ નથી. કળા તો મનુષ્યના સ્વભાવનો અને તેના અભિલાષનો પરિચય આપે છે. માણસજાતને પોતાના કાર્યમાં અને જીવનમાં કેટલો અને કેવો આનંદ પડે છે તેનો નિર્ણય તેની કલા ઉપરથી થાય છે.

નિરાકારની સાધના આકારદ્વારા કરવાની છે એટલે જ આકારનો હેતુ છે—એ હિંદી શિલ્પનો આત્મા છે. એટલે હિંદની શિલ્પકલાનો મુખ્ય ધ્વનિ હમેશાં આધ્યાત્મિક રહ્યો છે.* પશ્ચિમના શિલ્પી માનસને આકારરહિત ઘનપથ્થરમાંથી કાંઈક આકાર કરવો એ જ મુખ્ય ધ્યેય હોય છે, એટલે પથ્થરને આકાર આપવાનો છે એમ પશ્ચિમનો શિલ્પી કહે છે. ત્યારે હિંદી શિલ્પીને મન પથ્થરમાં આકાર છે તે શોધવાનો છે. એટલે જ આપણી દેવમૂર્તિઓના દેહમાં જે સૌંદર્ય, નૃત્યની જે મોહક સ્થિર ગતિ, પરિમલ ફેલાવતું જે દિવ્ય સ્મિત છે—એ બધી ઝીણી ઝીણી વિગતો પર ધ્યાન આપતાં શિલ્પીને શ્રમ દાખવ્યો નથી. તેથી કેટલીકવાર તો આવી પ્રતિમાઓ ઘડેલી ન હોય, પણ નૃત્યની કોઈ સ્થિર થયેલી ગતિને શિલ્પીએ ઝડપી લીધી હોય તેવી લાગે છે; અને એની મુખમુદ્રા પરનું રહસ્યપૂર્ણ મોહક સ્મિત જીવનને આનંદરસે રસી દે છે.

મંદિર એ હિંદુ ધર્મનું—વ્યાપક હિંદુ ધર્મનું—શરીર છે. તેમાં હિંદુ લોકોનું સાહિત્ય, સંગીત, શિલ્પ, સ્થાપત્ય વગેરે સર્વ જાતનું રચનાકૌશલ્ય એકત્રિત થાય છે. આખો સમાજ ત્યાં આવી તે પોતાના જીવનમાં ઉતારે છે. મંદિરમાં આપણી ધાર્મિક ભાવનાઓ મૂર્ત સ્વરૂપ ધારણ કરી ઊભી રહે છે. દાખલા તરીકે દરેક મંદિરમાં અંદરનું ગર્ભગૃહ, બહારનો રંગમંડપ અને વચ્ચેનું નાનકડું અંતરાળ—એ આપણી ઉપાસનાના ત્રણ પ્રકાર બતાવે છે. ગર્ભગૃહમાં ધાર્મિક વિધિઓના આચાર માટેનો કર્મકાંડ પ્રવર્તે છે, અંતરાળમાં કેટલાક નૈષ્ઠિક ઉપાસકો અને ધ્યાની પુરુષો બેસે છે—જેમનું ચિત્ત અંદર ચાલતા વિધિઓ પર હોય

*સરખાવો 'न काष्ठे विद्यते देवो न शिलाया न कर्दमे।
भावेषु विद्यते देवस्तस्माद्भावो हि कारणम्॥'



મોઢેરાના સૂર્યમંદિરના ર ગમંડપમાના કેટલાક સુંદર શિલ્પ ડાબી બાજુથી (૧) દર્પણ કન્યા, (૨) પગે ઝાંઝર પહેરતી નર્તકી, (૩) પગે બળતો કાંટો કાઢતી લાવણ્યમયી, (૪) ઝાંઝર પહેરતી બીજી આકૃતિ. મોઢેરાના સૂર્યમંદિરનો ખ્યાલ આપતા ચિત્ર માટે જુઓ છેલ્લા પાના સામેની ચિત્રપ્લેટ

સાધારણ રીતે આખા હિંદમા પ્રચલિત એવી મૂર્તિઓની સનાતન બનાવટ એકબીજાને મળતી આવે છે, પરતુ પ્રાંતિક ભેદમાન્યતાઓને લીધે, તેમજ સ્થાનિક કલાકૌશલ્યના પ્રભાવને લઈને તેમા ફેરફારો જણાય છે. મૂર્તિવિધાનની એ પ્રાન્તીય વિશિષ્ટતાની દૃષ્ટિએ ગુજરાતના હિંદુ મંદિરો, જૈન દેરાસરો અને બૌદ્ધ ગુફાઓમાની ઉપલબ્ધ સામગ્રી તપાસવા જેવી છે

ગુજરાતમા એક પ્રકારની મૂર્તિવિધાનની, મૂળ સાથે સલગ્ન છતા સ્વતત્ર એવી શૈલી, અસ્તિત્વમા હોવાનુ જણાય છે સૂત્રધાર મડનરચિત **રૂપમંડન અને દેવતામૂર્તિ પ્રકરણ**મા વર્ણવેલી વિષ્ણુની અસામાન્ય અને આખા હિંદમા અજોડ એવી વિષ્ણુની વિલક્ષણ અને સૌમ્ય મૂર્તિઓ મળી આવી છે

ચાર હાથના વિષ્ણુના શખચક્રગદાપદ્માદિ આયુધોના સ્થાનના ફેરફારને લીધે ચોવીસ સ્વરૂપોની રચના થઈ છે અને તેના શિલ્પ હિંદના બીજા પ્રાંતોમા પણ ઉપલબ્ધ છે, પરતુ ગરુડારૂઢ આઠ હાથના વૈકુઠ, બાર હાથવાળા અનત, સોળ હાથવાળા ત્રૈલોક્યમોહન અને વીસ હાથવાળા વિશ્વરૂપ ભગવાનની આરસમા કોતરેલી ચતુર્મુખ સુદર મૂર્તિઓ ફક્ત પશ્ચિમ હિંદમા અને તેમા યે બૃહદ્ ગુજરાતમા જ મળી આવે છે અને તેમાની કેટલીક તો આજે પણ મંદિરોમા પૂજાય છે

બીજી એવી ગુજરાતના મૂર્તિવિધાનની વિશિષ્ટતા તે વિષ્ણુના દશ અવતારમાના વરાહ ભગવાનની આદિવરાહની મૂર્તિ. જીવતા વરાહના કદના વરાહ રૂપે કાળા લીસા પથ્થરમા નિર્માણ થએલી એ આદિવરાહની મૂર્તિઓમા એવી ભવ્યતા સ્થાપન કરવામા આવી છે કે તેના આગળ સિંહની ભવ્યતા પણ ઝાંખી પડી જાય છે; હિંદના બીજા કોઈ પણ પ્રાતમા, મધ્ય હિંદ સિવાય (દક્ષિણ હિંદના કેટલાક દાનપત્રોની મુદ્રાઓમા આદિવરાહમૂર્તિ હોય છે તે બાદ કરતાં) આ મૂર્તિ હોવાનુ હજી સુધી કોઈ ગ્રથમા પ્રકટ થયુ નથી. નૃ-વરાહની મૂર્તિ સર્વમાન્ય અને સર્વપરિચિત છે; પરતુ આદિવરાહ તો પશ્ચિમ અને મધ્ય હિંદમાં જ મળી આવે છે.

વાસુદેવતાના સ્વતત્ર મંદિરો, અંજનીદેવી સાથે, ગુજરાતના કેટલાક નગરોમા મળી આવે છે દિક્પાલની મૂર્તિઓ બીજા મુખ્ય દેવના મંદિરમા યથાયોગ્ય સ્થળે સ્થાપન કરવામા આવે છે, પરતુ સ્વતત્ર વાયુની, હરણના વાહનવાળી તથા ધ્વજાના ચિહ્નવાળી મૂર્તિ તો બીજે ક્યાંઇ જણવામા નથી ગુજરાતથી વાયવ્ય દિશામા આવેલા દેશો સાથે દરિયામાર્ગે વેપાર ખેડનાર વાયડા બ્રાહ્મણો તથા વાણિયાઓના કુળદેવતા તરીકે સ્થાપિત થયેલા આ મંદિરો હિંદભરમા વિરલ છે.

તે ઉપરાત પાર્વતીના અનેક સ્વરૂપો, શિવલિંગના લકુલીશ જેવા સ્વરૂપો તથા હરિહર જેવી સયુક્ત મૂર્તિના પ્રચાર માટે ગુજરાત બીજા પ્રાંતોથી જુદું પડી જાય છે હજી ગુજરાતી શિલ્પશૈલીના પાસાઓ અને દરના સગા ખોળવાની વાર છે, છતા પહેલાં આપણે આપણી મૂડી તપાસી લઇયે તો ગુજરાતને તેમજ અખિલ હિંદને તેના મૂર્તિશાસ્ત્રનો અભ્યાસ લાભદાયક થશે

પરતુ આપણે આપણા ગુજરાતને જ પૂરેપૂરો જોયો નથી, જાણ્યો નથી આપણા ગુજરાત પ્રાતમા જોવાલાયક શુ છે એની જ આપણને ખબર નથી હોતી ગુજરાતને જોયા વગર આપણે ઘણીઘણી વાતો કરીએ છીએ ગુજરાતના સાક્ષરોમાથી કવિ ન્હાનાલાલ, અમૃતલાલ પઢિયાર ધૂમકેતુ, મેઘાણી, ડૉ હરિપ્રસાદ, રવિશંકર રાવળ કે રાયચુરા જેવા બહુ ગણ્યાગાંઠ્યા રસિક લોકોએ જ પ્રવાસની મોજ માણી છે અને ગુજરાતનુ ગૌરવ પિછાન્યુ છે

જ્યા સુધી તરુણ ગુજરાતીઓમા સાહસની ધૂન નહિ જાગે, થોડાં વર્ષ રખડુ જીવન ગાળવાથી જ ખરી કેળવણી મળે છે એમ નહિ સમજાય ત્યા સુધી ગુજરાતમા જ્ઞાનનો ખરો ચાલો નહિ પડે. શબ્દના મૂળ શોધવામા કે કોઈ વૈજ્ઞાનિક સિદ્ધાંતનું રહસ્ય શોધવામા જીવનનુ સર્વસ્વ હોમનારા ખરા પંડિતો ગુજરાતને આગળ ઉપર લેવા હોય તો પહેલા નદીનુ મૂળ શોધનારા રખડુ જુવાનો જોઇશે. નદીનું મૂળ શોધનારી સાહસવૃત્તિ જ ગુજરાતી જીવનનુ મૂળ શોધવા મથશે; પ્રાચીન શિલ્પ અને સ્થાપત્યનાં દર્શનદ્વારા જીવનની રસિકતા અને સસ્કારિતાના વારસાની ભાળ પણ આપણને ત્યારે જ મળશે. જે જમાનામા ચિત્રકારો અને શિલ્પીઓને મુસાફરીના પ્રસગો સી-

તરવાનું મન થયું હશે તે જમાનો કુદરત ને કળાનો કેટલો આનંદ અનુભવતો હશે ? બળદના ગાડા કોતરેલા જોઈ આપણને થાય છે કે એ કોતરકામ કરનાર કારીગરોએ કેટલી મુસાફરી કરી હશે '

૨

જેમ સત્ત્વશાળી માનવ પોતાની મહત્તા હરેક પ્રસંગે ને હરેક પરિસ્થિતિમા બતાવે છે તેમ, ગુજરાતનાં પ્રખ્યાત મંદિરના કલાકારોએ છતમા, ખૂણામા, સ્તમ્ભમાં, પાર્શ્વદેવતાની કોતરણીમાં, દ્વારપાળોની આકૃતિમા—સઘળે ઊંચા પ્રકારની રસિકતા, ને એથી પણ ઊંચા પ્રકારનો ટાંકણા પરનો સંયમ દર્શાવ્યો છે પાદથી માંડીને કળગદોરી સુધી મંદિરનું રેખાદર્શન કરો તો એમાં ખૂણેખૂણો ને જગાએ જગા જાણે સુશોભનોથી અથવા આભરણરેખાથી ભરીભરી લાગશે

ગમે તે એક સ્તંભ લ્યો: છેક નીચેથી માંડીને ટોચ સુધી શિલ્પીએ એના દરેકદરેક ભાગને વાચા આપેલી જણાશે. નીચે પૃથ્વીના દશ્યો હશે ને છતમા દેવોની સૃષ્ટિ મૂકી હશે. ઋષિ, મુનિ, સાધુ, પશુસૃષ્ટિ, માનવસૃષ્ટિ શિલ્પકારને માનવસૃષ્ટિમાંથી જે જે વાત જડી તે સઘળી તેણે તેમા જડી દીધેલી દેખાય છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ જીવનના ચારે પુરુષાર્થોને ત્યા મૂર્ત કરવામા આવ્યા હોય છે ને કેટલીક જગાએ, ખાસ કરીને છતને ટેકાવનારી સ્તંભિકાઓ, સ્તંભમા કોતરેલી મદયતિકાઓ, પાર્શ્વદેવતાઓ ને મંદિરના બહારના ખૂણેખૂણામા શિલ્પીનો આત્મા કાવ્યસૃષ્ટિનો સર્જક બની જાય છે.

ત્યા એ એવીએવી આભૂષણ સજતી દર્પણકન્યાઓ મૂકે છે કે પોતાના રૂપનો પાર પામવા સૈકાઓ થયાં પેલા સ્ફટિકનિર્મળ આરસામા પોતાનું મો જુવે છે અને અંજન આંજતી જણાય છે વડોદરાના મ્યુઝિયમમા એક ખૂબ સુંદર વેષભૂષાનું શિલ્પ છે એમા પાદપીઠ પર બેઠેલી કોઈ રાજકન્યાને તેની સખી કે પરિચારિકા પાન કરવા માટે સામે જલપાત્ર ધરી રહી હોય એવો આભાસ થાય છે

શિલ્પી ક્યારેક આવી દર્પણકન્યાઓ દેખાડે છે તો ક્યારેક મનોહર નર્તિકાઓ એ સર્જે છે. કોઈ વખત વળી એ પગે અજાનો ઉગ'ટતી હોય છે તો કોક ઠેકાણે વળી પગનું ઝાંઝર નૃત્યના વેગમા સરી પડ્યું હશે તે ફરીથી પહેરતી દેખાય છે મોઢેરા અને પાટણના મંદિરમાથી અહીં નમૂના આપ્યા છે તે ઉપરાંત કાસરા પાસે આવેલા ગવલેશ્વરના મંદિરમા પણ ઝાંઝર પહેરતી નર્તિકાનુ શિલ્પ હજી સચવાઈ રહેલું મારા જોવામા આવ્યુ છે આ સર્વ સર્જનોના ત્રિભંગમાથી જાણે લાલિત્યનો પ્રવાહ વહી રહ્યો હોય છે.

આમાની કેટલીક મૂર્તિઓના આખા ઉઠાવમા નૃત્યની કોઈ ગતિને શિલ્પીએ સ્થિર કરી દીધી હોય એવી મનોરમ પ્રવાહિતાભરી તે હોય છે કઠણ પથ્થરમા પણ મીણ અથવા ફૂલની કોમળતા લાવવાની શક્તિ આપણા કારીગરોમા છે એ ગુજરાતનાં આબુ-દેલવાડા જેવા પ્રસિદ્ધ મંદિરો ઉપરથી સ્પષ્ટ થાય છે.

મોઢેરાના સૂર્યમંદિરમાથી તથા પાટણના કાલિકામાતાના મંદિરમાંથી વેષભૂષાના શિલ્પના નમૂના અહીં આપ્યા છે તે ઉપરથી શબ્દોમાં વર્ણવેલી કલાનો કંઈક સાક્ષાત્કાર થશે.

મૂર્તિઓના હાથના આભૂષણ, પગના નૂપુર, કટિમેખલા, મોતી ઉપર લટકતી સુંદર ઉરુદામ, ખભા પરથી જાંઘ સુધી વહેતી માળાઓ, કિરીટમુકુટ, કર્ણફૂલ—સઘળામા શિલ્પીએ પોતાના નાજુક ટાંકણા ઉપર ખૂબ સંયમ બતાવ્યો હોય છે કેટલીક કટિમેખલા અને ઉરુદામ એ બે આભૂષણોમા તો શિલ્પીએ છૂટે હાથે મોતી પાથર્યાં હોય છે અને નાની ઘટડીઓ મૂકી હોય છે. દરેક મોતી ગણી શકાય એટલી મનોહર તેની આકૃતિ હોય છે.

પશ્ચિમ હિંદની શિલ્પસમૃદ્ધિ ઉત્તરમાં રાજપૂતાનાથી આરંભી છેક દક્ષિણમા એલીફન્ટાની ગુફાઓ સુધી એકધારી વિસ્તરેલી છે એ આપણી સમૃદ્ધિને આપણે વેળાસર પિછાનીએ અને તે જેવી છે તેવી હિંદને બતાવીએ તો ગુજરાતનું સાંસ્કારિક વ્યક્તિત્વ સુરેખપણે સ્પષ્ટ કરવામા આપણે અમારયનો ફાળો આપ્યો ગણાશે *

*અંધેરીમાં મળેલા ૧૪મા સાહિત્યસંમેલનના કલાવિભાગ માટે લખેલો નિબંધ

## ઍની બેસંટ

(અનુસંધાન આગળ પાન ૩૧૧થી)

વાતાવરણ વડે ધાર્મિક સંસ્કારોને શણગારવાની કોશિશ આદરી આ પ્રયત્નમા એમને મુખ્ય જરૂર શિક્ષણ-સુધારણાની લાગી, અને તેને માટે નવા જ ધ્યેય અને પ્રણાલિ ઉપર સંચાલિત 'સેન્ટ્રલ હિંદુ કૉલેજ'ની કાશીમાં સ્થાપના કરી, જે નાનું વૃક્ષ આજે તો ફૂલીફાલીને 'બનારસ હિંદુ યુનિવર્સિટી' રૂપી વિશાળ વટવૃક્ષ રૂપે વિસ્તરી રહ્યું છે

હિંદમા કરેલું એમનું કાર્ય એટલું ઉજ્જ્વલ હતું કે ઈ. ૧૯૦૭મા અમેરિકન વીર કર્નલ આલ્કૉટની ખાલી પડેલી જગ્યાએ એમને સમસ્ત જગતના થીઓસોફીકલ સોસાયટીનાં પ્રમુખ ચૂંટવામા આવ્યા. ત્યાર પછી એકાદ વર્ષ ઈ.૧૯૦૮ના ડિસેમ્બરની ૩૧મીએ એમણે એમના જીવનમાં બહુ વગોવાએલા જગદ્ગુરુના આગમનનો ધોષ કર્યો. એક બ્રાહ્મણે પોતાને સોંપેલ બાળક કૃષ્ણમૂર્તિમા જગદ્ગુરુ વિશ્વોદ્ધાર કરવા અવતરવાના છે એવી દિવ્ય પ્રેરણા પોતે પામ્યાનું જણાતી એમણે જે પ્રચાર કર્યો એમા એમની ઘણી શક્તિઓ રોકાઈ, અને એના પરિણામ પણ કરુણ આવ્યા એમના મોટા મિત્રો અને પ્રિય શિષ્યો એમનાથી છૂટા પડી ગયા ને જીવનમા એમને એ પ્રકરણમાં નિરાશા અને નિષ્ફળતા જોવા પડ્યા.

ઈ. ૧૯૧૪મા એ રાજકારણ તરફ વળ્યા સુરત મહાસભાના ભંગાણથી પડેલી ઉદ્દામ અને વિનીત દળો વચ્ચેની મતભેદની ખાઈ પર સમજાવટનો સેતુ બાંધવા એમણે 'કૉમનવીલ' નામનું સાપ્તાહિક અને 'ન્યૂ ઇન્ડિયા' નામનું દૈનિક કાઢીને હિંદી રાજપ્રકરણની આગ ઠેરવવા પ્રયત્ન કર્યો, અને બન્ને પક્ષ વચ્ચેના મતભેદના ઉકેલ માટે 'હોમરૂલ'નો મંત્ર મૂકીને, ૧૯૧૫ની મુંબાઈ કૉંગ્રેસ વખતથી પત્રિકાઓ, પુસ્તિકાઓ, લેખો, વ્યાખ્યાનો વગેરે વડે હિંદના એક છેડાથી બીજા છેડા સુધીના પ્રચારો દ્વારા એ ટોળીએ 'હોમરૂલ'ને આજના 'આઝાદી' શબ્દ પેઠે દેશભરમા સળગાવી મૂક્યો મદ્રાસના ગવર્નરે એમની વધતી જતી પ્રવૃત્તિ સામે ચેતવણી આપી પણ એ ગમ્ભીર રહ્યા, પરિણામે નજરકેદ થયા; દેશભરમા કોલાહલ ઊપડ્યો અને ત્રણ જ માસ પછી છૂટ્યા બાદ કલકત્તા મહાસભાના પ્રમુખ ચૂંટાયા

પછી તો સત્યાગ્રહ અને અસહકારના મંડાણ થયા એની સામે એમણે વિરોધ કર્યો પરિણામે ફજેત થયા, અપમાન પામ્યા અને પત્નીપ્રેમની મોટી કમાઈ પળવારમા ગુમાવી બેઠા, છતા પોતાના અંતરાત્માને ઠગ્યા વિના જે સાચું લાગ્યુ તે જ કહ્યુ અને કર્યે રાખ્યુ ૧૯૨૧માં 'કૉમનવેલ્થ ઓફ ઇન્ડિયા બિલ'ની એમણે યોજના કરી, પણ નિષ્ફળ ગયા હિન્દના રાજ્યદ્વારી ઉદ્ધાર માટેનો અગાઉનો આખી સદી જેટલો પ્રચંડ લાંબો સંગ્રામ જેટલો જવલન્ત લાગે છે તેટલો પરિણામગામી ન બન્યો. તેનું એક કારણ એ અંગ્રેજ હોવાથી શંકાપાત્ર બનતા, બીજું પોતાની સ્વતંત્રતાની તાસીરને કારણે અન્ય નેતાઓ સાથે સમકક્ષ બની શકતા નહિ એ પાછલા વર્ષોમાં એ ધીમેધીમે નેપથ્યના અંધકારમા વિલીન થયા અને અવસાન પામ્યા



# શંકર

## આલા વાઈસરૉયથી માંડી અદના વિદ્યાર્થી સુધીનું હિંદનું એકેએક જણ જેને ઓળખે છે તે

# ભારતખ્યાત કટાક્ષચિત્રકાર કે. શંકર પિલાઈ

શંકરઃ પોતે દોરેલું પોતાનું કાર્ટૂન

વર્તમાનપત્રની દુનિયામાં આ નામ ભાગ્યે જ કોઈને અજાણ્યું હશે. દિલ્હીનું પ્રખ્યાત દૈનિક 'હિંદુસ્તાન ટાઈમ્સ' કોઈ હાથમાં લે તો તેનો અગ્રલેખ જોતા પહેલા પણ શંકરે આજનું કાર્ટૂન શું દોર્યું છે તે જ જોવા તે તલપશે. આખા હિંદુસ્તાનની રાજદ્વારી પરિસ્થિતિ ઉપર તેણે અનેક કાર્ટૂનો દોર્યા છે; અને તેથી વાઈસરૉયથી માંડી બજારનો ચાલતો આદમી પણ તેના લક્ષ્યવેધી કાર્ટૂનમાંથી પ્રસંગનો ઝોક સમજી જાય છે.

પૂ૦ ગાંધીજીએ તો એક વાર તેને બોલાવીને પૂછ્યું કે 'શંકર, હિંદુસ્તાન ટાઈમ્સે તમને આગળ પાડ્યા કે તમે તે પત્રને આગળ પાડ્યું?' એ વખતે તેણે તો જવાબના અખાડા કરવા હસી કાઢ્યું હતું; પણ એ વાત ખરી છે કે શંકરના કાર્ટૂનોએ તેના લાખો પ્રશંસકોને જ્ઞાન અને વિનોદ સાથે સત્ય જોતા શીખવ્યું છે. આમ છતાં કોઈના પર તેણે કડવાશની છાપ પડવા દીધી નથી. આથી તે હિંદુસ્તાનના ગણ્યાગાંઠ્યા મહાન પુરુષોમાં સ્થાન લેવાની યોગ્યતા ધરાવે છે. પંડિત જવાહરલાલે તેના કાર્ટૂન-સંગ્રહની ચોપડીની પ્રસ્તાવના લખતા કહ્યું છે કે આવા કાર્ટૂનિસ્ટો હોય નહિ તો આપણે આડંબરી, શેખીખોર અને સ્વાર્થપરાયણ બની જઈએ; અને આથી જ હું શંકરનું અભિવાદન કરું છું કે તે ચિરકાળ સુધી ચીમટી ખણીખણીને હાસ્ય ને પ્રકાશ આપતા રહે.

આવી અપૂર્વ રેખાશક્તિના સ્વામી છતાં શંકરે તે માટે રીતસર અભ્યાસ કદી નહોતો કર્યો. ઈ. ૧૯૦૨માં ત્રાવણકોરના એક ગામડામાં તેનો જન્મ થયો. ત્યારથી, બધા માણસો મોટાં થયાં છે તેમ, આગળ જતાં ૧૯૨૭માં ત્રાવણકોરની કૉલેજમાંથી તે ગ્રેજ્યુએટ થઈ બહાર પડ્યા, ત્યારે પિતાજીએ તેને ખાલી લીટા મારવાના હઠથી મુક્ત રાખવા મુંબઈની લૉ કૉલેજમાં ભણવા મોકલ્યા. પણ ભાઈનું મન કાયદામાં ઠરે નહિ. કૉલેજમાં પણ લોકનેતાઓના ચિત્રો કાઢ્યા કરે ને 'ફ્રી પ્રેસ' અથવા 'ક્રૉનિકલ'માં કંઈકંઈ ચીતરી મોકલે. એ વખતે કેટલાક પત્રકારો તેના કામમાં રસ લેતા હતા. તે પૈકી મિ. પોધાન જોસેફે તેની ભાવિ કારકિર્દી માટે બહુ ઉત્તેજન આપ્યું હતું. તે પછી શંકરે સ્વ. નરોત્તમ મોરારજીના હાથ નીચે સિંધિયા સ્ટીમ નૅવિગેશન કં.માં નોકરી લીધી. એ શેઠ તેના કામથી અને રમૂજી સ્વભાવથી બહુ પ્રસન્ન રહેતા. એ દરમિયાન શંકરે ક્રૉનિકલમાં થોડાં કાર્ટૂનો પ્રકટ કરી ખ્યાતિ મેળવવા માંડી હતી, પણ ધંધા તરીકે તેનો સ્વીકાર નહોતો કર્યો. છતાં તેને બહાર પાડવાનું માન તો ક્રૉનિકલ જ લઈ શકે છે. એવામાં ૧૯૩૨માં 'હિંદુસ્તાન ટાઈમ્સ'ના તંત્રી મિ. પોધાન જોસેફ તરફથી તેને તે પત્રના કાર્ટૂનિસ્ટ તરીકે જવાનું કહેણ આવ્યું. શંકરને તો આશ્ચર્ય જ થયું! શું કરવું તે સૂઝે નહિ. સિંધિયા કંપનીમાં પણ તેની કારકિર્દી આગળ વધી રહી હતી. શેઠ તેમજ મિત્રો સાથે ખૂબ ચર્ચા કરી, છેવટે દિલ્હીમાં કેમ ફાવે છે તે જોવા ખાતર ચાલુ નોકરી છોડી. તે દિવસે સ્ટેશને ગયેલા મિત્રોને તો તેણે કહેલું પણ ખરું કે ફાવશે નહિ તો જરૂર પાછો આવ્યો માનજો.

પણ આપણે જાણીએ છીએ તેમ, તે ત્યાં રહ્યા જ. ત્યાં વખત જતાં અને કામ કરતાં તેને લાગ્યું કે આ વિષયનું ક્ષેત્ર ખેડવા માટે તેના નિષ્ણાતોનો પરિચય અને અભ્યાસ જરૂરનાં છે; એટલે ૧૯૩૮માં તેણે ઇંગ્લંડ અને યુરોપની મુસાફરી કરી. એ સફરના તેર માસ દરમિયાન લંડનની કેટલીક સ્કૂલોમાં ટર્મ પણ ભરી અને ત્યાં પહેલી જ વાર [illegible] મેળવ્યું. પ્રખ્યાત કાર્ટૂનિસ્ટ લો, વિન્ડહામ રૉબિન્સન, લેસ્લી ગ્રિમ્સ વગેરે સાથે પરિચય સાધ્યો અને તેમની સાથેના પ્રસંગોથી ઘણો અનુભવ મેળવ્યો. પોતાના કામની લાક્ષણિકતા વિષે શંકર કહે છે કે તેનું દૃષ્ટિબિંદુ જનસાધારણની સાથે રહી તેનું દૃષ્ટિબિંદુ પ્રકટ કરવાનું છે, નહિ કે અતિશય કેળવાયેલા ને ભવાં ઊંચાં રાખી ફરતા વિદ્યાભિમાનીનું. યુરોપથી પાછા વળતા તેણે પારીસ, જીનીવા, હંગેરી વગેરે દેશો જોયા અને ત્યાંના કાર્ટૂનિસ્ટોની મુલાકાત લીધી. હંગેરીઅન કાર્ટૂનિસ્ટ ડેમેં અને મેલનનો પણ પરિચય કર્યો. આ બન્ને પ્રસિદ્ધ કલાકારોએ શંકરના કામમાં ખૂબ રસ બતાવ્યો.

શંકર પતિતો અને ગરીબોનો મિત્ર છે તેમજ પ્રગતિમાન પ્રવૃત્તિઓનો જબરો હામી છે. ધર્માડંબરીઓ તથા લટ્ટુપટ્ટુ થતા પાત્રોની તે પૂરી મશ્કરી જગાવે છે. ગોકળગાયની ગતિએ કામ કરતી સરકાર અને ફાવતા આગેવાનો પર તેને ભારે રોષ છે જ્યારે જગત આગળ







ડાબી બાજુ ઇસ્ટર્ન ગ્રૂપ કૉન્ફરન્સ–'બાયોસ્કોપ દેખો ભાઇ' એ નામના આ કાર્ટૂનમાં હિંદીવાનને ઇસ્ટર્ન ગ્રૂપ કૉન્ફરન્સનું જે બાયોસ્કોપ વાઇસરૉય બતાવે છે તેની પાછળ હિંદીવાનના કપડાં પણ ઉતારી લેવાનો ઘાટ છે તે દર્શાવીને એ કૉન્ફરન્સની પોકળતા બહુ સ્પષ્ટ રીતે ખુલ્લી પાડી છે. જમણી બાજુ 'ફ્રેસ્કો પૉલિટિક્સ'–નામદાર વાઇસરૉય 'જાહેર લોકમતના નિકટના સંસર્ગમાં આવવા માટેની સફરે' નીકળ્યા તે દરમ્યાન તેઓ નામદાર અજંતાની સફરે ગયા તે વખતે અજંતાની ભીંતો પરના આલેખનોમાં દેશના જાહેર નેતાઓના રૂપ ઉતારીને ઉડાવેલી ઠેકડી: ઉપર–આંબેડકર, હવામાં ઊડતા જવાહરલાલ, દેશી રાજાઓના પ્રતિનિધિ જામસાહેબ, નીચે–ઝીણા, આઝાદ, રાજગોપાળાચાર્ય, રાજેન્દ્રબાબુ, વલ્લભભાઇ વગેરે કૉંગ્રેસી નેતાઓ; સર ચીમનલાલ વગેરે વિનીત નેતાઓ (દર્પણમાં મો જોતા), હિંદુ મહાસભા,—વગેરેને નીરખતા વાઇસરૉય (સર ચિનુભાઈના સંગ્રહમાના મૂળ ચિત્રો ઉપરથી)

કદમ ભરી રહ્યું છે ત્યારે હિંદ પીછેહઠ પર જાય છે તેનું પ્રતીક તે ઘણીવાર ચિત્રોમાં વાઇસરૉયને નિદ્રા લેતા બતાવી પૂરૂં પાડે છે.

કાર્ટૂનનો મુખ્ય સ્વભાવ જ એ હોવો જોઇએ કે ચૂંટી ખણીને જાગૃતિ ઉપજાવવી અને શંકર તેમાં કુશળ છે છતાં તેને ખૂબ અનુભવ થયો છે કે તેના ચિત્રોથી કોઈની સાથેના સંબંધો ખાટા થવા પામ્યા નથી. લૉર્ડ વિલિંગ્ડન તો વખતોવખત તેને ચાહ પીવા બોલાવતા અને હિંદ છોડતી વખતે પોતાના બધા કાર્ટૂનના અસલ ચિત્રો ખરીદી સાથે લઈ ગયા. મૌલાના શૌકતઅલીની પણ શંકર મજા કરવામાં બાકી ન રાખે. એ પ્રચંડ શરીર શંકરને હસીહસીને ભેટતું. સર જેમ્સ ગ્રીગ જેવા અમલદારની છેડ કરવામાં તેણે બાકી રાખી નહોતી, પણ તેઓ પોતાના કાર્ટૂન થતા જોઈ ગુસ્સે થવાને બદલે વધુ ને વધુ ખુશ રહેતા. ઉલટું કહે કે 'મને લાગે એટલા ધારદાર નથી બન્યા.' એકવાર એક ડૉક્ટરને તેનું મોટું પેટ ચીતરવા બદલ દાઝ ચડી ગઈ અને શંકરની સામે આવી કોર્ટના બદન ખોલી સાબિત કર્યું કે પોતાનું પેટ એટલું મોટું નથી.' એમ. કે. આચાર્ય જેવા ધર્મચુસ્ત ધારાસભ્યને ચિત્રમાં હરિજનની લેટાલેટ ચીતરી એણે એટલો ચીડવાટ કર્યો કે 'હવે શંકર નજરે પડે તો ગોળીએ જ દઉં' એમ એ બોલી ગયા. આમ કરતા એકવાર પૂર્ણ ગાંધીજીના સપાટામાં પણ ભાઇ આવી ગએલા. એ પ્રસંગ ખરેખર સ્મરણીય બન્યો છે.

યુદ્ધારંભ થતાં જ ગાંધીજીને વાઇસરૉયે સીમલા તેડાવ્યા અને પછી તુરત મિ. ઝીણાને પણ બોલાવ્યા. એ વખતે કાંઈક એવું જાહેર થએલું કે એ બાબતમાં ગાંધીજી અને વાઇસરૉય જ મુખ્ય લાગતીવળગતી વ્યક્તિઓ છે અને બીજાઓની ત્યાં જરૂર નથી. શંકરે આ વસ્તુ પકડી લીધી અને એક કૅબિનમાં વાઇસરૉય અને ગાંધીજીને ઊંડી ચર્ચા કરતા બતાવ્યા, અને ત્યાં ઉતાવળે આવી પહોંચતા મિ. ઝીણાને જાહેર મતના હાથ અટકાવીને એવું કહેતા ચીતર્યા કે, 'કૅબિન રોકાએલી છે'





ડાબી બાજુ' હિંદને 'સ્વરાજ' આપવાની દરખાસ્તો લઇને આવેલા સર સ્ટૅફર્ડ ક્રિપ્સ મદારી બનીને પોતાની દરખાસ્તો રૂપી દોરડીને આકાશમાં ચડાવવા મોરલી વગાડી રહ્યા છે, અને ગાંધીજી તેનો ઘાટ હસતાહસતા જોઈ રહ્યા છે. જમણી બાજુ 'અશોકવનમાં સીતા'. હિંદી પત્રકારત્વ પર વાઇસરૉયની કાઉન્સિલે કાઢેલા ઑર્ડિનન્સ (જેની સામે વિરોધ તરીકે દેશના રાષ્ટ્રીય છાપા આપમેળે બંધ પડયા)નો ઘટસ્ફોટ કરતું કાર્ટૂન જેમાં (અશોકવનમાં બેઠેલી સીતા સમાન હિંદી પત્રકારત્વને અગિયાર મેમ્બરોના માથાવાળી વાઇસરૉયની કાઉન્સિલ રૂપી રાવણ કહે છે કે 'મને નહિ ચાહે તો તને મારી નાખીશ' હિંદુસ્તાન ટાઇમ્સ બંધ થયું તે દિવસે તેના છેલ્લા અંકમાં આ કાર્ટૂન પ્રકટ થએલું

ગાંધીજીને આ કાર્ટૂનથી બહુ લાગી આવ્યું કે એક તરફ સમાધાની લાવવાના પ્રયત્નો થાય છે તે વખતે મિ. ઝીણાને દુઃખ લાગે એવું કશું કરવું ન જોઈએ એમણે તો શંકરને લખી નાખ્યું કે કાર્ટૂન ઉચિત નથી થયું. શંકર તેનો ખુલાસો આપવા તેમની પાસે ગયા, ત્યારે બીજી યે હકીકત સાંભળવું પડ્યું. ગાંધીજીએ શીખ આપી કે કાર્ટૂનિસ્ટે ભવિષ્યની પણ કલ્પના કરીને પ્રજાને માર્ગદર્શન આપવું જોઈએ એવી આર્ષદૃષ્ટિ વિના મહાન મર્મકાર ન થઈ શકાય.

શંકરે એ વાત ધ્યાનમાં રાખી લીધી જણાય છે. જ્યારે સર ક્રિપ્સ સંદેશા ચલાવવા આવ્યા હતા અને આખું હિંદુસ્તાન તેને હર્ષથી વધાવી રહ્યું હતું ત્યારે શંકરે મહાત્માજીની શૂની ઉદાસીન વૃત્તિથી એની સામો ભાવ દર્શાવતું ચિત્ર દોરેલું. Wait for the rope-trick એ તે વખતનું પ્રસિદ્ધ ચિત્ર છે તેમાં ક્રિપ્સ મદારી બની પોતાની દરખાસ્તોરૂપી દોરડીને આકાશમાં ચડાવવા મોરલી બજાવી રહ્યો છે અને ગાંધીજી હસતા મોઢે તે જોઈ રહ્યા છે. શંકર આ રીતે એક શક્તિ સમાન પદ ધરાવે છે પ્રસંગો ઉપરની તેની ચિત્રાત્મક ટીકા અને મર્મ એકેએકને ચોટ મારે છે એને કોઈ ઓછપનું ન હોય એવું ભાગ્યે જ છે તેમજ એ પણ સૌને સારી પેઠે ઓળખે છે; પણ અતિ પરિચય કોઈની સાથે કરતા નથી, કારણ કે તેથી ખરી ટીકા કરતી વેળા અંગત લાગણી આડી આવી જાય તો પોતાનો ધર્મ ચૂકી જવાય. છતાં ન્યૂ દિલ્હીના એકેએક મોટા મેળાવડામાં તેની હાજરી હોય છે

કારોબારી સભ્યો કે મોટા રાજદ્વારી નેતાઓ તેની સોબત શોધતા હોય છે, પણ શંકર હમેશાં સભાન રહી પોતાનું પદ સાચવી લે છે લાગવગ અને લોકપ્રિયતાથી તેનું મગજ ખસી જતું નથી દેશના મહાન પ્રશ્નો ને હિતો જ તેની સન્મુખ પહેલાં રહે છે પોતાને ખાત્રી ન હોય તે વિષે કંઈ કહેવું તેના માટે અશક્ય છે વિદ્વેષ વિના તે વસ્તુઓ વિચારે છે, અને આ મહાન ગુણ તેની ફતેહની કૂંચી છે. મુદ્દા ઉપર જ તે લક્ષ આપે છે કંઈ સમજાવવું પડે એવું રાખતા જ નથી એનું નિશાન આબાદ હોય છે સર ચીમનલાલને સૂકેલી ગાય દોહતા બનાવે કે સર સપ્રુના ટેબલ આગળ 'To Let' (ભાડે આપવા) નું પાટિયું લગાવે, એટલે સૌ વસ્તુ સમજી જવાય છે.

શંકરને આવા આવા વિચારો રોજ ક્યાંથી જડતા હશે? તેનું જેટલું આશ્ચર્ય આપણને થાય છે તેટલું જ તેને થાય છે તે ચારેકોર ચકોર નજરે નીરખ્યા કરે છે, પાત્રોની નોંધ કરે છે અને વખત આવતા પોતાની ચિત્રપાટી પર ઉતારે છે તે કુદરતના ચોક્કસ નિરીક્ષક છે સૌન્દર્યને તે શોધી કાઢે છે હમણાં વળી તેણે ફોટોગ્રાફીની ઉપાસના આદરી છે અને તેમાં નિષ્ણાતોની કુશળતાથી ચિત્રો ઝડપે છે અને સારા પ્રદર્શનોમાં સ્પર્ધા કરી શકે એવા ગુણવાળા બનાવે છે

શંકરને જીવનમાં નિરાશા કરતાં સફળતા ભાસે છે જીવનના ધબકારા અને જીવનની લીલા તેને સ્પર્શે છે. જીવનને તે એક પરમ જ્યોત સમજે છે. સ્વભાવે તે શાંત, નિરાડંબરી અને દંભ નહિ કરનાર છે; પણ જ્યારે તે કંઈ કહેવા બેસે છે ત્યારે અંતઃપ્રતીતિનો આવેગ એટલો બનો હોય છે કે તેના ચહેરા ઉપર એક પ્રકારની ઇતેજારીની ચમક આવે છે બાકી બીજા સમયે તે ઘણો શાંત રહે છે. તે વાતો કરવા કરતાં વધુ સાંભળે છે અને સાદી સમજદારી એનું પીઠબળ છે જે કંઈ તે ચીતરે છે તે ત્યાંથી તેને મળી રહે છે, અને સાદી સમજથી જ તે પોતાનો નિશ્ચય કરે છે. તે પૂર્ણ સંસ્કારી છે, પણ ધર્મઘેલો નથી તેની રીતભાત સૌને ગમે એવી છે

તેની શારીરિક સંપત્તિ પૂર્ણ આરોગ્યમય છે તેના માથા પરના આછા ધોળા વાળ તેના ચહેરાને કંઈક ઠાવ અને પ્રભાવ અર્પે છે. તે




પંજાબમાં 'સુલેહ સ્થાપવાનું સત્કાર્ય કરવા ગયેલા' મૌલાના શૌકતઅલીના વચનો પર વ્યંગ કરતું કાર્ટૂન. મૌલાનાને પોતાના કાર્ટૂનથી બહુ આનંદ થતો અને શંકરને તે હમેશ પ્રેમથી ભેટતા.

ઊંચા, સુરૂપ, સ્વચ્છ યુવાન છે; શરમાળ છે, કંઈક લાગણીમય છે, એટલું કહેતા તેના વ્યક્તિત્વનો ખ્યાલ નહિ આવે તે હસે છે ત્યારે પ્રકાશ છોડતી બારી ઊઘડી હોય એવું લાગે. ખૂબ વિનોદભર્યા તે એક મહાન નર છે જિંદગીભર્યા શંકર સ્વદેશબંધુઓ તરફ હમેશા હેતાળ રહે છે તેનામાં હમેશા ઇતેજારી ભરેલી હોય છે વિશ્વાસભરી અને પ્રેમાળ. તેને જોતા એવું લાગે કે આ માણસ આપણું કહ્યું પણ સમજી જાય છે, ન કહી શકાય એવી જીવનની છાપો પકડી લે છે મુલાકાત લેનારને ખાત્રી થાય છે કે તે બધી ચીજોની આરપાર જોઈ શકે છે. સુધારાનું ફુલફટાકિયાપણું દેઠ છેલ્લા પડ સુધી તે સમજે છે નરનારીઓ તેમના પોતાના આરસામાં જેવા દેખાય તેવા તે બતાવતા નથી, પણ તેમના વિષે જ તત્ત્વ તેમને જ અજાણ્યું હોય તે એ બહાર પાડે છે તેના કામનું આ મહત્ત્વનું લક્ષણ છે છૂપા પડોની ભીતરમાં રહેલું અદૃશ્ય કેટલુંક સત્ય તે પ્રામાણિકપણે દર્શાવી શકે છે

શંકર હજુ તો યુવાન કહેવાય. તેની પ્રતિભા હજી સર્વાંશે પ્રકટી નથી. રાજદ્વારી ક્ષેત્રથી પરવારી જ્યારે તે આપણા સમાજમાં નજર કરશે ત્યારે આપણા સમાજના કેટલા યે ખૂણા પર એની વેધક ટીકા ચિનગારીનું કામ કરશે. તે વખતે કોઈને પણ તે છોડી શકશે નહિ. અને તેના મિત્રોએ તો પહેલાં ચેતવું પડશે' ર. મ. રા.

આધારસામગ્રી

(૧) શ્રી રામમૂર્તિ (ન્યૂ દિલ્હી) એ ખાસ લખેલો લેખ; (૨) બૉમ્બે ક્રૉનિકલ (સાપ્તાહિક આવૃત્તિ)ના તા. ૩૧મી મે ૧૯૪૨ના અંકમાં આવેલો શ્રી આચાર્યનો લેખ; (૩) 'હિંદુસ્તાન રિવ્યૂ'ના ઑગસ્ટ ૧૯૪૨ના અંકમાં આવેલો શ્રી સચ્ચિદાનંદ સિંહાનો લેખ. (૪) 'Shankar's Cartoons' એ નામનું પુસ્તક

ડૉ. પ્રાઈસ નામના એક અમેરિકન મિશનરીએ બ્રહ્મદેશવાસીઓને પોતાના ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો પ્રબોધી એમનો ધર્મપલટો કરવાની ત્યાંના રાજા પાસે પરવાનગી માગી રાજાએ ડૉ. પ્રાઈસની દરખાસ્ત એવી શરતે મંજૂર રાખી કે તે ભલે પોતાના ધર્મનો ઉપદેશ આપે, પણ રૈયત જ્યારે ધર્મપલટો કરે ત્યારે ડૉ. પ્રાઇસે એમનાં માથાં વાઢી લઈ પોતે વધુ વિલાયતમાં એ માથાં મોકલી આપવાં!

'તમારી આ શરતની માટે તમે કંઈ લો છો?'
'જે આપો તે આપણે ભાવ ઠરાવતા જ નથી.'

# સૂરતનો કિલ્લો

**રેડિયોફીચર તરીકે રજૂ થએલી એક ઇતિહાસરચના**



★ [ગુજરાતના ઐતિહાસિક સ્થાનો વિષેની એક પ્રયોગમાળા મુંબાઈ આકાશવાણી પરથી સને ૧૯૪૦-૪૧માં રજૂ કરવામાં આવી હતી. આ પ્રયોગમાળામાં પાવાગઢ, ગિરનાર લલ્લુભાઈની હવેલી (ભરૂચ), વડોદરા, અમદાવાદ અને સૂરતનો કિલ્લો તથા પાછળથી સૂરતનું બંદર એટલી ઇતિહાસ-રચનાઓ રજૂ થઈ હતી, અને તે જુદાજુદા લેખકોએ તૈયાર કરી હતી. એમાં 'સૂરતનો કિલ્લો' તથા 'સૂરતનું બંદર' એ બે ઇતિહાસ-રચનાઓ મેં તૈયાર કરી આપી હતી. આ રચનાઓનું નાવિન્ય એ છે, કે એ સીધીસાદી સળંગ ગદ્યરચનાઓ નથી, પરંતુ જેને અંગ્રેજીમાં શાસ્ત્રીય રેડિયો પરિભાષામાં 'ફીચર' નામે ઓળખવામાં આવે છે એવી ગદ્ય–પદ્ય–નાટ્ય રૂપી વિવિધ સંમિશ્ર રચનાની અવનવી પદ્ધતિ એમાં વપરાયેલી છે એ વાત આ લખાણ વાંચતી વખતે ધ્યાનમાં રાખવાની છે. આવા મિશ્ર પ્રયોગ માટે રેડિયો અરધો કલાક આપે છે. સામાન્ય રીતે અમિશ્ર-પ્રયોગ હોય તો એટલો લાંબો ગાળો શ્રોતાજન માટે આકરો થઈ પડે, એટલે આની અમિશ્ર રચના યોજાય છે અને એવડે રુચિકર રૂપે ઇતિહાસનું શિક્ષણ અપાય છે.—લેખક]

★

સારું સારું રે સૂરત શહેર
મુંબઈ અલબેલી
સારું સારું રે સુરત શહેર
મુંબઈ અલબેલી . . .

સૂત્રધાર: સૂર્યની પુત્રી તે તપતી–તાપી નદી ને એ તાપી નદીને કિનારે વસેલું સૂરત શહેર, હજાર હજાર વરસનો ભવ્ય તડકાછાયડા-વાળો પણ ગરવો ઇતિહાસ જેને કાળને ચોપડે અમર રાખે છે એ ... નગરી, બારમી સદી, કે ઓગણીસમી સદીના પહેલા પાયા સુધી આઠ આઠ લાખની વસતિથી ઊભરાતી સૂરત નગરી, જેના નાણાંવટમાં દુનિયાના પ્રત્યેક દેશનું નાણું વટાવી શકાતું તેવી એ સૂરત નગરી, *બાબ-ઉલ-મક્કા—મક્કાનો દરવાજો કહેવાતી સૂરત નગરી;* જેના બારામાં જગતના અનેક વાવટાઓ ફરફરી રહેતા એ સૂરત નગરી, ને એ વાવટાધારી નાના મોટા બતેલાઓ, જહાજો, ચાર ગાની નૌકાઓને અને આજના હોડી હોડકાઓને, નદીકિનારે બેઠેલા કોઈ શાંત યોગી જેવે સ્થિર નજરે નિહાળી રહેલો આ ભવ્ય કિલ્લો!

જુઓ, જુઓ! કેવી પ્રચંડ છે એની દીવાલો, કેવી વિરાટ છે એની કાયા! કાળને થાપ આપીને, અનેક તડકાછાયડા વટાવીને પણ આજે તે ભૂતકાળના કેવા સંભારણાં ખડાં કરી રહે છે. કવિ નરસિંહરાવની વાણીમાં—

[સંગીત] જીર્ણું ઘટના જાય, ને
સ્થાન હેનું નવીન લે,
એહ વિશ્વ વિકાસમાં
વ્યાપક નિયમ સઘળે પળે
સ્મરણ શા શા થોડું હું
ઉર વિષે સમજ કરી
એ સ્મરણવ્યાપારથી
જીર્ણ ભવ્ય મૂર્તિ ઘડું ફરી

સૂત્રધાર: છસ્સો વરસ થવા આવ્યાં. હિન્દુસ્તાન પર તે વેળા તઘલખી આણ વરતતી હતી. ને એ વંશની પ્રતિષ્ઠાના થંભા સમો ફીરોઝ તઘલખ ગાદી પર આવ્યો, ત્યારે સૂરત ખીલતું જતું હતું. તેનાથી બસો વરસ પૂર્વે—૧૦મી ૧૧મી સદીના અરસામાં નાનકડા ગામડી-વાડા સમાણું એ ગામડું તુર્કીથી આવેલા રૂમી મોદાગરના વસવાટથી અને ધનેહભર્યા વ્યાપારથી તેની પ્રિયાનું નામ ધારણ કરી સૂરત બન્યું હતું અને ધીમેધીમે ખીલી વધતું હતું તથા તઘલખી ત્રિભેટીને તર બનાવતું હતું. એના વ્યાપારી વ્યવહારનું ચાંચિયાલુટારાથી રક્ષણ કરવા સને ૧૩૭૩ની સાલમાં ફીરોઝ તઘલખે ગામીનો એક કિલ્લો બંધાવ્યો. આજના, આજે પણ સૂરતના રાજદરબાર સમા, અત્યાર સુધી ઊભેલા આ કિલ્લાનો, એ વડવો થાય. ને એ વડવાના રક્ષણ હેઠળ સૂરતની ઊગતી વ્યાપારી જાહોજલાલી રોજ-બ-રોજ વધતી હતી ને સાથે સાથે ચાંચિયાલુટારા તથા પરદેશી ચડાઈખોરોની ધાકને સળકાવતી હતી. આમ રે દોઢસો વરસ એ રીતે વહી ગયાં. ને સોળમી સદીની ત્રીજીમાં અમદાવાદની ગાદી પર બાદશાહ મહમદ બીજો બિરાજમાન થયો. 'ગુજરાત સર્વસંગ્રહ'માં નર્મદ લખે છે 'મહમદ-ખાન અગિયાર વરસનો ગાદીએ બેઠો .... ધાણીતમહિરાં મહી બાદશાહે પોતાના બાપના વખતના વજીર અફઝલખાનને પોતાનો વજીર બનાવ્યો, અને જોકે એ એકાંતવાસ રાખતો, તોપણ અગત્યના કામમાં બાદશાહ તેની સલાહ લેતો જ. એની સલાહથી બાદશાહે ગામવાની ફતેહ કરવી પાડી વાળી. . . . . . એ બાદશાહની કારકિર્દીમાં સૂરતનો કિલ્લો ખુદાવંદખાને બાંધ્યો . . .

[આછું સંગીત, પશ્ચાદ્‌ભૂમિકા તરીકે રમ્ને ચાકના લોકોના અવાજો—'અરે, બાદશાહ સલામતની સવારી ચાલી' 'જુઓ જુઓ, ખસી જાઓ!' 'એઇ, ખસી જા.' એવા ચિત્રવિચિત્ર અવાજો.... તે પછી—]

પડદેનીનેઃ નિગાહ રખિયે મહેરબાન......નિગાહ.. .. આલા હજરત, ગરીબપરવર, બંદે નવાઝ, બાદશાહ સલામત મુહમ્મદશાહ સુલતાને ગુજરાત......નિગાહ રખિયે મહેરબાન.

એક અવાજઃ અરે, બાદશાહ સલામત તો વજીર સાહેબને ભેટ પડતા લાગે છે.

બીજો અવાજઃ હાં, તદ્દન તેમજ છે. વડવઝીર સગરસાહેબની તબિયત બરાબર નથી, તેથી ખબર લેવા જાય છે. ભાઈ વડવઝીર સગરસાહેબ પર તનેગને ખાસો પ્યાર છે.

ત્રીજો અવાજઃ હોય જ ને એ વઝીર વટે તો રાજ સલામત છે

[આછું સંગીત તે પછી ઘોડાના ગુટગુડાટનો ધ્વનિ વઝીર અફઝલખાન પથારી પર પડ્યાંપડ્યાં હોકો ગુડગુડાવે છે ત્યાં બાદશાહની સવારી પધારે છે]

અફઝલખાનઃ તશરીફ લાઈયે વાલાગાન હઝરત બહોત તકલિફ લિયા. બન્દએ નાચીઝ પર નેહાયત એહસાન હુઆ.

મહમદશાહઃ નહિ નહિ, વઝીર-ઉલ-મુલ્ક, આપની તબિયત નરમ છે એવું જાણી મને ફિકર થઈ, એટલે આવ્યો. કેમ છે આપને?

અફઝલખાનઃ ખાસ કંઈ નથી, હઝરત. જરા તાવ ચઢ્યુ હતુ. ગાયરિણ પછી હું આપની ખિદમતમાં હાજર થવાનો જ હતો.

મહમદશાહઃ બીજી તકલિફ છે કંઈ?

અફઝલખાનઃ સુરતથી સફી આગાએ પોતાનુ ખાનગી દાસ્તાન પેશ કર્યું છે. ત્યાં થોડી તકલિફ છે. ચાંચિયા લુટારા સૂરતને બહુ પરેશાન કરે છે. તખતનો કિલ્લો નબળો છે. નવો કિલ્લો બાંધવાની જરૂરી લાગે છે.

મહમદશાહઃ અને આપની રાય શું છે, એ બાબતમાં?

અફઝલખાનઃ સુરત આપણી મોટી કીમત છે. એની સલામતી માટે જેટલું ખર્ચ કરીએ તેટલું રાસ્તો દુરસ્ત ગણાશે. કિલ્લો જરૂર બાંધવો એવું મારી રાયમાં છે. પછી બાદશાહ સલામત કુલમુખ્તાર છે

મહમદશાહઃ નહિ ચાચાજાન, આપ જ કુલમુખ્તાર છો લેકિન મારી તો એવી ખ્વાહેશ છે કે કિલ્લો એવો બાંધો કે સદીઓ તક ખડો ને ખડો રહે. દુશ્મનો એની યાદ આવતા ય ધ્રુજે. તોપો-તલ્વાર એને કંઈ કરી ન શકે. સુલતાન મહમદ બીજા ગુજરાતીનુ નામ એ કિલ્લાને લઈને લોકો યાદ કરે ખર્ચમાં કંઈ કમીના ન કરો દિલ ચાહે એટલુ ખર્ચવા મંજૂરાત આપો. પણ કિલ્લો કોઈ ખડક જેવો બનાવે

અફઝલખાનઃ ઇન્શાલ્લાહ, બાદશાહની ફરમાયશ મુજબ જ થશે. હું આજે રુક્કો લખાવી તૈયાર કરાવીશ, ને બાદશાહી મોહર માટે મોકલી આપીશ......

[સાજબર પછી......ખટાખટ ખોદવાના અવાજો કોદાળી-પાવડાના તથા મજૂરોના અવાજ. માલ લાવ, ઇંટ લાવ, ઝટ કર, પત ચલાવ, એવા અવાજો વગેરે]

સૂત્રધારઃ અને આ પ્રમાણે સૂરતનો કિલ્લો બંધાયો અને ૧૫૬૩ માં ધ્યાન રહે કે ગોરા લોકો, ખાસ કરી ફિરંગીઓ-પોર્ટુગીઝો હવે (સને ૧૪૯૮થી) હિંદ આવતા થયા હતા, અને સને ૧૫૧૦માં તો તેઓએ સુરત પર ચઢાઈ કરી, લૂંટ ચલાવી, આગો લગાડી. અને ૧૫૩૦માં તેમણે સુરત પર બીજી ચઢાઈ કરેલી ને જલેલા તથા સુરત બાળેલું તે વખતે શહેરમાં દશ હજાર માણસોની વસતિ હતી; ને કુલ હિન્દની વસતિ દરેક ઠેકાણે આગળ હતી. અને ૧૫૩૧માં પાછુ ત્રીજી વાર એ જ ફિરંગીઓએ સુરતને સળગાવેલું આ બધા ત્રાસને લઈને જ સુરત ખાતે નવા મોટા કિલ્લાની જરૂરત હતી અને તેથી તે સને ૧૫૪૦માં બંધાયો. એ કિલ્લો બંધાતો અટકાવવા પોર્ટુગીઝોએ ઘણી મહેનત કરી. તેઓ હોડીઓમાં બેસી આવ્યા ને લોકોને હેરાન કરવા લાગ્યા. પણ સફી આગા, જેને સુલતાન મહમદે ખુદાવન્દખાનનો ખિતાબ આપેલો, તેણે ખૂબ તકલિફ-તકેદારીથી એ કિલ્લો બાંધ્યો. તે આ આજનો કિલ્લો

ને ત્રીસ વરસ એ વાત પર વહી જાય છે અકબર બાદશાહ ગુજરાત પર ચઢી આવે છે ગુજરાતના જુદાજુદા શહેરો કબજે કર્યા પછી, ઈ ૧૫૭૩ના જાનેવારીની ૧૬મીએ શહેનશાહ જલાલુદીન મુહમ્મદ અકબર, ખુદ-બ-ખુદ, લશ્કર સાથે સુરત શહેર પર ચઢી આવી ગોપીપુરા ખાતે છાવણી નાખે છે સાથે એના સેનાપતિઓ શાહ કુલીખાન મહેરમ અને સાદીકખાન પણ છે. રમઝાન મહિનાની ૯મી તારીખ ને સોમવારે સુરતના કિલ્લા પર દિલ્હીની તોપોનો મારો શરૂ થાય છે

[ભગભગભ . . ભગભગભ . ભગભગભગ, એવા ત્રણ ચારેક અવાજો]

પણ આવી જબરી શાહી તોપો સામે પણ કિલ્લો ૪૭—સુડતાળીસ દિવસો સુધી ટક્કર ઝીલે છે. છેક ૪૮મે દિવસે કિલ્લો શરણે જાય છે ને અકબરના શાહી નિશાન કિલ્લા પર ઊડવા માંડે છે સૂરતની હાકેમી સરદાર કલીજખાનને સુપરત કરી બાદશાહ અકબર, ગુજરાત સર કર્યાના હરખે માનેતાનો દિલ્હી ભણી વળે છે. આ કિલ્લાની આણ હેઠળ સુરત જિલ્લાની જમીન ૧,૨૩,૩૪,૯૦૦ વીઘા, એટલે કે ૭,૭૭,૬૨૫ એકર છે એવી ગણતરી કરી રાજા ટોડરમલ દિલ્હીને દફતરે નોંધ કરાવે છે.

સને ૧૬૦૮ના ઑગસ્ટ મહિનાની ૨૦મી તારીખે સૂરતથી થોડે દૂર ગોરા સુવાલીના બારામાં ઈસ્ટ ઇંડિયા કંપનીનું વહાણ નામે 'હેક્ટર વિલિયમ હૉકિન્સ' લાંગર્યું. ને સને ૧૬૧૨માં સુરતમાં અંગ્રેજોની કોઠી સ્થપાઈ અંગ્રેજો ને પોર્ટુગીઝો વચ્ચે સુરત આગળ વારંવાર લડાઈઓ થવા લાગી. પણ આ લડાઈઓ છમકલા સમાન હતી સુરતની રાજખટપટો પર તેની અસર નહોતી સુરતમાં તો મુગલાઈ કિલ્લેદાર રહેતા સને ૧૬૬૧માં જંજીરાના સિદ્દીઓએ સુરતની કિલ્લેદારી પચાવી પાડી અને તેમણે ૬૦ વરસ સુધી કિલ્લો કબજે રાખ્યો. તે દરમ્યાન સને ૧૬૬૪માં—

[નેપથ્યમાં હરહર મહાદેવ ... જય ભવાની, જય ભવાની.. .શિવમહારાજની જય. ..ની બૂમો]

સૂત્રધાર.—સને ૧૬૬૪માં શિવાજીએ સુરત પર પહેલી સવારી કરી. સુરતનો તે વેળાનો હાકેમ નબળો હતો, પણ કિલ્લો મજબૂત હતો. કિલ્લાનું રક્ષણ હાકેમે ન કર્યું—હાકેમનું રક્ષણ કિલ્લાએ કર્યું. કિલ્લાએ શિવાજીના સૈન્ય સામે બરાબર ટક્કર ઝીલી.....

શિવાજીઃ કા હો બહિરજી, કસા કાય ગેલ આહે?

બહિરજીઃ કાહી નાહીં, મહારાજ મી ભાતા નેમૂન નિઘાલો. આપલ્યા કિલ્લા જસા ન તસા રાહિલા આહે ત્યાવ્યાપર ભુર્જી ચ અસર હોત નાહીં.

['ગોળા હાથો'ના ધોરા અવાજ]

સૂત્રધારઃ આમ કિલ્લાએ મચક ન આપી અને કિલ્લાને પડખે રહેવા છતાં શહેર બાળી-લૂંટીને શિવાજીનું સૈન્ય વિદાય થયું અનેક વાર શિવાજીએ એવી ચઢાઈઓ કરી, પણ કિલ્લો અણનમ રહ્યો.

દરમ્યાન, ઇંગ્લંડથી વેપાર કરવા આવેલા ગોરા વહાણિયાઓના

# મયો ગોર જ્યારે રૂઠ્યો...

## 'નારાયણ હરિઇઇ ...'

મયા ગોરના છોકરા કુઈણાએ તાબડી ઝુલાવતા ટહેલ નાખી હું ઓશરીમા બેઠોબેઠો કૉપીબુક ઘૂટતો હતો આગલે દિવસે પડોશના છોકરાઓએ તોફાન કરતાકરતા મારો હાથ હલાવી દીધો હતો એટલે શાહી રેલાઈ જવાથી છેકછાક થઈ ગઈ હતી પરિણામે વર્ગમા માસ્તરે છેલ્લી પાટલી ઉપર ઊભો રાખેલો આજે લગભગ આખુયે પાનુ એકપણ ડાઘડુઘ વગર એક જ બેઠકે ઘૂટી નાખ્યુ હતુ અને હવે 'સત્યનો સદા જય છે' એ વાક્ય ના 'છે'ની ઉપરની માત્રા જ બાકી રહી હતી

બાવા–બ્રાહ્મણને લોટ વગેરે આપવાની અને એવી બીજી નાનીનાની ફરજો ઘરમા મારે માથે નાખવામા આવી હતી. હવે 'છે'ની કેમ અર્ધી જ માત્રા બાકી રહી હતી, અને લોટ આપવા ઊભો થવા જાઉં ને ફરી પાછો બેસુ એમા સહેજ હલનચલનથી છેકો પડી જાય તો ફરીઆખા પાનાની મહેનત માથે જાય એ બીકથી મેં મહારાજને કહ્યુ 'મહારાજ, હાથ નવરા નથી '

'છે' પૂરો કરીને ઊચે જોવા જાઉં છુ ત્યા તો અંદરના ઓરડામાથી મોટીબા બાજરનો સડાકો ખેંચતા બહાર આવ્યા ને મને ઊધડો લીધો:

'એલા, ગામ આખામા તુ એકલો જ ભાગ્યાભાગ્યાને ઢગલો કરી દેતો લાગે છે' બચાડા બ્રામણના છોકરાને ચપટી લોટની ય ના પાડ છે?'

અને પછી ચાળા પાડીને બોલ્યા 'હાથ નવરા નથી! જ્યો, ભાઈ મોહ્યા' જો મોટો કામઢો ન જોયો હોય તો."

પછી કુઈણો (શ્રીમાન કરુણાશંકર) શેરીમા જતો હતો તેને બોલાવ્યો: 'એલા કુઇણા, લે, લેતો જા લોટ, બાપુ! અત્યારે આ તો મોટો ભણેશરી થયો છે તી કોણ જાણે શું કમાઇને માલ થઇ જાશે"

કરુણાશંકર લોટ લઇને ચાલતો થયા પછી મોટી બા મને શિખામણના બે બોલ કહેવા બેઠા 'જો, બ્રાહ્મણના છોકરાને કોઇ દિ' પાછો ન વાળીએ, સમજ્યો? એને રીઝવ્યા જ સારા, ખીજવ્યા બૂંડા. ઇ તો ભગવાનનો પાડ માન્યની, કે આ કુઇણો હતો, એનો બાપ મયો ગોર મરી ગયો એને લોટની ના પાડી હોત તો ખબર પડત"

'કેમ? ખબર વળી શુ પડત?' મેં પૂછ્યુ

મોટીબાએ જોરથી બજરનો સડાકો ખેંચી લીધો ને પછી બોલ્યા: 'ઇ મયા મેતાની વાત તો તેં ક્યાથી સાભળી હોય? તારો તો તયે જલમે ય નઇ. તારો બાપ પણ તયે તારા જેવડો લાગતો'તો '

'શુ વાત હતી?'

'અરે, મયો ગોર તો ભારે જોરાવર હતો, ભલભલાને પાવળે પાણી પાય એવો '

'હ' મેં વાર્તા સાભળવાની વખતનો હુંકારો ભણ્યો

'તી ઓલા કણબીવાડામા રે'તો ઈ ખીમો આહીરો મરી ગ્યો ને, ઈ નવી બાયડી ઘરથી આણ્યો'તો અમે સૌ એને નવી વહુ, નવી વહુ કહીને જ બોલાવતા. નવી વહુનો જીવ સાવ આટલો જ મયો ગોર 'નારાણ હરિઇઇ' કરીને આવે તયે ગરતાગરતા દાણા આપે ખીમા પટેલની જૂની વહુ બહુ સારી મયાના છોકરાવને ઊભા ઘરવે. પોખ ટાણે પોખ આપે, કોઠીંબડા વાવ્યા હોય તયે સૂકવણી સારુ કોઠીંબડા આપી જાય, વાડ કરતો હોય તયે છોકરાવને શેરડી ખાવા લઇ જાય, ને માથેથી ઊનોઊનો ગોળ ઘેર મોકલે પણ આ નવીએ બધુ ય બંધ કરી દીધુ મયો ગોર બચાડો સવારમા ખડિયો લઇને આવે, તયે



નવી ન હોય ત્યાથી હાંક ને કાંક કામ આદરીને બેસે. કહેશે, કે ગોર બાપા, હાથ છાણવાળા છે; કા કહેશે, ગોર બાપા, આજ તો ઘરમા અડાય એમ નથી; કા કહેશે ગોર બાપા, આજ તો કોઠીમાથી દાણા કાઢવા જ રહી ગયા છે. બચ્ચાડો મયો તો 'ઠીક' કહીને પાછો હાલ્યો જાય એટલે નવી વહુ પાછે પડોશણ્યુ હારે હીહીયાઠોરી કરે

'તે નવી વહુ કોઈ દિ' દાણા આપતી જ નહિ?' મેં વચ્ચે પૂછ્યુ

'સાવ ન આપે એમ નહિ; પણ મન વગરનું આપે એમા શું વળે? જૂની વહુ રૂપડે ભરીને આપતી, ત્યા નવી ઓબો ભરીને આપે, એમા બચારા મયાનુ ને સાતઆઠ છોકરાવનુ કેમ પૂરુ થાય? એક દિ' મયો આવ્યો ને નારાણ હરિઈ કરીને ઊભો, ત્યાં નવી કે ગોરબાપા, હમણા જ આ છોકરાને ધવરાવવા બેઠી છું, ને ઊભી થાઈશ તો વળી ખાવણ મૂકી દેશે મયો તો હાલતો થ્યો વાંસેથી નવી, પડોશણ્યુ હારે બોલી 'મારા સાળાં બામણા! ભિખારા' મયાને કાને આ વેણ ઉપડી બહાર નીકળતા પડી ગ્યા તયે તો કડવો ઘૂંટડો કરીને ગળે ઉતારી ગ્યો ને કાંઈ બોલ્યો નહિ. પણ ઘેર જઇને નક્કી કર્યું કે જો હું ખરો બ્રાહ્મણ હોઉં તો એકવાર નવીનુ અભિમાન ઉતારુ ઈ કણબણ ઊઠીને મને ભિખારી કહી જાય? જો એ ઓબો દાણા નથી આપતી એને જ હાથેએ મણ દાણા લઉ તો આ જનોઈ પહેરી પરમાણ

થોડાક દિ' થયા એટલે મયો ઘેરેથી નીકળ્યો પહેલા પાદરમા

# તારાઓનો જીવનવૃત્તાંત



કોઈ રાજમાર્ગ પર એકાદ કેટલાંગલા વાગનને દસ ટનની લૉરીમાં એક રાક્ષસી બાળક ખેંચી જતું જુઓ તો જરૂર તમે જોતા ઊભા રહી જાઓ. આવી અનેક ઘટનાઓ ખગોળશાસ્ત્રીઓને પોતાના દૂરદર્શકોની મદદથી રોજ આકાશમાં જોવા મળતી હોવાથી તેઓ દૂરદર્શકોનો ઘડીભરનો વિયોગ સહન કરી શકતા નથી

આકાશી તારકગણોમાં પણ તેઓ આ જ પ્રકારની એક વિચિત્રતા નીરખી રહ્યા છે તેમની શોધને પરિણામે જણાયું છે કે તારાઓના વિકાસ અને ઉત્ક્રાંતિક્રમ પૃથ્વી પરના વૃક્ષો અને પ્રાણીઓના ક્રમ કરતાં તદ્દન વિરુદ્ધ જ દિશામાં થઈ રહેલ છે

સહુ જાણે છે તેમ માનવ બાળકો બાલ્યાવસ્થામાંથી મોટા થતા જઈ યૌવન અને વૃદ્ધાવસ્થામાં પ્રવેશે છે પરંતુ તારક શિશુઓનું તો વય જેમજેમ વધતું જાય છે તેમતેમ તેમનું કદ ઘટતું જાય છે 'તેમના જન્મ પ્રસંગે તેમનું કદ રાક્ષસી હોય છે, પરંતુ મૃત્યુ સમયે તેઓ વામનસ્વરૂપ હોય છે'

આપણો સૂર્ય હજુ એ અનિમ 'શિશુ અવસ્થા'એ પહોંચ્યો નથી હજુ તે માત્ર યૌવનકાળમાં જ છે તેણે એ 'શિશુઅવસ્થા' તરફ પગરણ જરૂર માંડી દીધાં છે અને કોઈ દિવસ એકાદ ભયંકર અકસ્માતનો ભોગ બનીને તે મરણોન્મુખ વામન તારો બની જશે પણ એ કાળે આપણે પૃથ્વીવાસીઓ તેના અંત કાળના પ્રેક્ષક નહિ થઈ શકીએ, કારણ કે આપણે તો તેના પહેલાં જ એ માર્ગે ઊપડી ગયા હોઈશું

દૂરદર્શકમાંથી તારાઓનો જન્મપ્રસંગ જોવાનો જો તમને કદી લાભ મળે, તો નિ:સીમ અવકાશમાં છાઈ રહેલ કોઈ નિરાકાર વાયુરૂપ પદાર્થમાંથી તેને જન્મ પામતો તમે નિહાળશો. મનુષ્યના આંતરગર્ભ વિકાસને દસ માસ લાગે છે, પરંતુ તારાઓનો આંતરગર્ભ વિકાસ તો લાખો અને કરોડો વર્ષે જ સંપૂર્ણતા પ્રાપ્ત કરે છે આ વિકાસના સંપૂર્ણ દર્શન માટે એટલાં વર્ષો જીવવાની કાંઈ જરૂર નથી, કારણ કે આ વિશાળ અવકાશમાં દૂરદર્શક દ્વારા એ વિકાસક્રમની જુદી જુદી સ્થિતિએ પહોંચેલા અનેક તારાઓ જોવા મળે છે, અને એ રીતે આખા ક્રમનો અભ્યાસ થઈ શકે છે

આ શિશુરાક્ષસ તારાઓનો સૌથી વધુ પરિચિત દાખલો ઇ સારથી* (Epsilon Auriga)નો છે કોઈ વખત તેને ભૂતિયો તારો (Ghost Star) પણ કહેવામાં આવે છે તેનો વ્યાસ આપણા સૂર્યના વ્યાસ કરતાં ૩૦૦૦ ગણો છે પરંતુ જે વાયુઓમાંથી તેનું ભૂતિયું શરીર ઘડાયું છે તે વાયુઓ આપણા વાતાવરણના વાયુઓ કરતાં લાખોગણા પાતળા છે તેનો પ્રકાશ ઝાંખો છે, કારણ કે પાછળથી તેને સળગતો સૂર્ય બનાવનાર આંતર્ગત અગ્નિ હજુ સુષુપ્ત દશામાં છે અને પૂરેપૂરો વિકસ્યો નથી. તેની સપાટી પ્રમાણમાં ઠંડી છે—માત્ર ૧૦૦૦ સેન્ટીગ્રેડ પરિણામે તેમાંથી કોઈ દૃશ્ય કિરણો નીકળતાં નથી

જીવનના આદિકાળમાં રહેલો આ ઇ સારથી (Epsilon Auriga) એક પ્રકારનો મહારાક્ષસી તારો છે. તેને રક્તાસુર (red giant)નું ઉપનામ આપવું એ પણ તેને માટે નામોશીભર્યું છે કારણ કે રક્તાસુરો (red giants)ના નામે ઓળખાતા તારા આપણા સૂર્ય કરતાં માત્ર થોડા સેંકડા ગણા જ મોટા છે રક્તાસુરની સ્થિતિ પામ્યા પછી જ તે તારાઓના 'શિશુકાળ'માં પ્રવેશે છે રક્તાસુરમાં તારાનો પદાર્થ સંકોચાય છે, એથી તેનું ઉષ્ણતામાન વધતું જાય છે ને ધીમેધીમે એ વધારે ને વધારે રાતો પ્રકાશ આપે છે

જ્યારે તારાકીય પદાર્થની ઘનતા પાણીની ઘનતા જેટલી થાય છે ત્યારે તારાનું મુખ્ય શક્તિઉત્પાદક યંત્ર પોતાનું કાર્ય શરૂ કરે છે ને તારો યૌવનકાળમાં પ્રવેશે છે. પણ દરેક તારાનો આ શક્તિસંચય અંતે ખૂટી જાય છે ને તેનું આખરી સંકોચન શરૂ થાય છે. તેની તેજસ્વિતા ઝડપથી ઘટતી જાય છે, તેનો વ્યાસ ઘટીને સૂર્યના વ્યાસના સોમા ભાગ જેટલો થઈ જાય છે કદ નાનું છતાં પિંડ (mass)નું પ્રમાણ ઘટયું ન હોવાથી તેની ઘનતા પાણીની ઘનતા કરતાં લગભગ બે લાખ ગણી થઈ જાય છે આ પદાર્થના એક ઘનફૂટનું વજન ૬૨૫૦ ટન જેટલું થાય છે—લગભગ એક દરિયાઈ જહાજ જેટલું આ વૃદ્ધ અને અતિ ઘટ્ટ તારાઓની સપાટી શ્વેતતપ્ત (white hot) થઈ જાય છે, પરંતુ તેમનું કદ એકદમ નાનું હોઈ તેમનું સંપૂર્ણ અણુપ્રસરણ (radiation) પ્રમાણમાં ઓછું હોય છે આવા મરણોન્મુખ શ્વેતવામન (white dwarf) તારાઓનું શેષજીવન અલ્પ જ હોય છે વહેલે મોડે તેઓ ઠરીને ઠીકરું થઈ જાય છે અને આંતરતારક અવકાશમાં હેતુહીન ભટકતા શીતશ્યામ તારાની સ્થિતિ પામે છે. આ હીન સ્થિતિમાં ભટકતા તારાઓની સંખ્યા જાણી શકાતી નથી, કારણ કે તેઓ પ્રકાશિત નથી

વૃદ્ધાવસ્થાનો અંતિમ સ્વીકાર્યો પહેલાં લાખો વર્ષો સુધી તારાઓ પોતાનો આંતરઅગ્નિ ચાલુ રાખી પ્રકાશિત રહે છે એ ખગોળવિજ્ઞાન માટે મહાન કોયડો છે કોઈ પણ સામાન્ય દહન આટલા લાંબા સમય સુધી શક્તિ આપી શકે નહિ, કારણ કે સાદા ગણિતથી જાણી શકાય તેમ છે કે જો આપણો સૂર્ય માત્ર કોલસાનો જ બન્યો હોત અને પ્રાણવાયુના વાતાવરણમાં સળગતો રહ્યો હોત તોપણ માત્ર થોડા હજાર વર્ષો સુધી જ એ પ્રકાશિત રહી શક્યો હોત ભૂસ્તરશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે સૂર્યને ૨,૦૦૦,૦૦૦,૦૦૦ વર્ષો થયાં પ્રમાણે છે આનો અર્થ તો એ થયો કે આ બેટી બળતણ રસાયણશાસ્ત્રના જાણીતા બળતણો કરતાં દસ લાખ ગણું વધુ અસરકારક હોવું જોઈએ

આ અદ્ભુત બળતણની શોધ માટે નૂતન રસવિદ્યા (new alchemy)—જેના વડે મનુષ્ય રાસાયણિક મૂળતત્ત્વોનું રૂપાંતર કરતાં શીખ્યો છે—તેનો આશ્રય લેવાની જરૂર પડે છે આપણે હવે જાણીએ છીએ કે ભૂતકાળના રસવેદીઓ (alchemists) તેમની શોધમાં નિષ્ફળ ગયા હતા, કારણ કે તેમના પ્રયોગો સિદ્ધ કરવા

---

* Epsilon એ ગ્રીક મૂળાક્ષરોનો પાંચમો અક્ષર છે Auriga એટલે સારથી નક્ષત્ર Epsilon Auriga એટલે સારથી નક્ષત્રનો પાંચમો તારો —ઇ સારથી

# જીવનનું પરોઢ 



## પ્રકરણ ૭મું

## લડવાનો નિરધાર

મરણ સાથે ઝૂઝવવામાં પૂજ્ય બા કેવી રીતે ફાવ્યાં અને એમની માંદગી દરમ્યાન બાપુજીએ ઊભે પગે રહી કેવી સેવા કરી એ વિષે લખતાં બાપુજીના કેપટાઉન જવા સુધીની વાત ગયા પ્રકરણમાં આપવી પડી. પણ વચ્ચે ઘણી વાતો રહી ગઈ તે પર પાછા આવીએ.

જેલમાંથી કેવળ બાપુજી, મિ. પોલાક, મિ. કૅલનબૅક વગેરે નેતાઓ અને સત્યાગ્રહનું મંગળાચરણ કરનાર ફીનિક્સવાસીઓ જ હજુ છૂટી આવ્યા હતા. ટ્રાન્સવાલ અને નાતાલના અસંખ્ય સત્યાગ્રહીઓ હજુ જેલમાં જ ગોંધાએલા હતા. સ્મટ્સ સાહેબે નીમેલા મનમાન્યા કમિશનને સ્વીકારવા ન સ્વીકારવા બાબત ગરમાગરમ ચર્ચા ચાલુ હતી. બાપુજી અને મિ. પોલાક સ્મટ્સ સાહેબને વીનવી રહ્યા હતા કે 'અમારા બતાવેલા ઓછામાં ઓછા એક સજ્જનને કમિશનમાં શામેલ કરો તો જ અમને તમારા ન્યાયીપણા ઉપર ભરોસો આવે. ને તમને કોઇ હિંદુસ્તાની ન પરવડતો હોય તો તમારી જ પાર્લામેંટના મેમ્બર મિ. શ્રાઇનરને કમિશનમાં વધારો. એમની પ્રત્યે હિંદીઓનો વિશ્વાસ પેદા કરી શકીશું.' પણ સ્મટ્સ સાહેબ પોતાની ટેવ પ્રમાણે મચક આપવા તૈયાર ન હતા. તેમણે કમિશનમાં એક પણ સભ્ય વધારવાની કે ફેરવવાની ઘસીને ના પાડી. સત્યાગ્રહીઓએ સમજી લીધું કે હજુ દક્ષિણ આફ્રિકાની સરકાર તેમજ ગોરાઓ પલળ્યા નથી. એમને પલળવાને વાર છે. બાપુજીની આ સાવ નજીવી માગણી પણ કબૂલ ન રખાય એ હિંદી કોમનું ઓછું અપમાન ન ગણાય. અમને સૌથી વધારે તો એ કઠ્યું કે ગોરાઓની કાળા પ્રત્યેની સૂગ અને તોછડાઇ પણ ઘટી નથી. જ્યાં સુધી એમનામાં પોતાની ગોરાઇની તુમાખી ભરી છે ત્યાં સુધી એમને જોરદાર લડત આપ્યે જ જવી જોઇએ. અત્યારે તો 'મિયાં પડ્યા તોપણ ટાંગ ઊંચી'વાળો કિસ્સો છે, પણ હજુ સ્મટ્સ સાહેબે સત્યાગ્રહનો પૂરો રંગ નથી જોયો. એ જોશે ત્યારે સાહેબને ખબર પડશે.

જ્યારે એ સમાચાર ફરી વળ્યા કે અમે જો બેસતા વરસે, તા. ૧લી જાન્યુઆરીએ દસ હજાર સ્ત્રીપુરુષો સાથે ડરબનથી ટૉલ્સ્ટૉય ફાર્મ સુધીની કૂચ કરવાનું બાપુજીએ ઠરાવ્યું છે, ત્યારે સત્યાગ્રહીઓના દરબારનો ઊભરો રમૂજીલા લડવૈયાઓને છાજે એવો હતો. નાતાલની ટ્રાન્સવાલને વાળતી સરહદ પાસેના ન્યૂકૅસલથી ટ્રાન્સવાલના બેલ્ફર માર્ગ, સ્ટૅન્ડર્ટન અને મૅરીટ્સટાઉન સુધીની કૂચે જ દક્ષિણ આફ્રિકાના ગોરાઓને અકળાવી મૂક્યા હતા, તો એનાથી આ અનેકગણી મહાન કૂચ તેમની તુમાખીના ફુરચા ઉડાડી મૂકશે, એમનો રહ્યોસહ્યો ગર્વ ગળી ગયા વિના નહિ રહે એવી આશા સૌને હતી. શરતનો ઘોડો લગામ ઢીલી મૂકવાની રાહ જોઇ રહે તેમ અમારા ફીનિક્સના વીર યોદ્ધાઓ કૂચના મુહૂર્ત માટે અધીરા બની ગયા હતા.

આ જેલ છૂટી આવેલા તો ફરીને 'યાહોમ' કરવાને તૈયાર હતા, પણ બીજા જેઓ સત્યાગ્રહથી વેગળા હતા તેઓ બમણા જોરે આકળાયેલા હતા. તેમનું કહેવું એવું હતું કે જ્યારે મામલો પતાવવાને સરકાર પોતે તૈયાર થઈ છે ત્યારે [illegible] વધારવું? આ તક ખોઇશું તો વળી સમાધાનીની તક વરસો સુધી ઠેલાશે. આપણે તો જુબાની આપવાની છે ને? એવા કહ્યાગરા સાહેબ સામે આપશું ને ફલાણા સાહેબ સામે નહિ આપીએ એવું નખરિયાપણું કરવામાં શો સાર?

એક તરફ સરકાર કહેતી હતી કે હિંદીઓએ નમતું જૂઠ વધારી મૂક્યું છે. નિર્દોષો પર અત્યાચાર જેવું અમારા અમલદારોને હાથે કશું નથી થયું. બાકી બળવા અને દેશના રોજગારધંધા કાયમ રાખવા માટે અનિવાર્ય પગલાં તો દરેક સરકારને લેવાં જ પડે. બીજી તરફ જેઓએ પોતાના જ ભાઇઓને સાબ્બે સાબ્બે ગોરાના કોરડા અને ગોળીએ વીંધાતા જોએલા, રાતદિવસ વિધવાઓનું કલ્પાંત સાંભળેલું તથા જાતે જેલમાં ગોંધામણી ભોગવેલી તેઓ સરકારના આ ઢોંગી જવાબો ઉપર ઉકળી ઊઠતા હતા અને એ જ કારણે સરકારી માણસોના કમિશનની સાચી દાનત વિષે શ્રદ્ધા બેસતી ન હતી. મને એવી ચર્ચાઓના ઝાંખા આભાસ રહી ગયા છે કે 'કમિશનમાં બાપુજી શા માટે નહિ? પોલાક સાહેબ કેમ નહિ? એ તો બાપુજી મોટા મનના રહ્યા એટલે પોતાના કોઈ માણસને માટે આગ્રહ નથી કરતા ને સ્મટ્સ સાહેબની સભાના શ્રાઇનર સાહેબથી જ સંતોષ રાખવા તૈયાર છે.' પણ બાપુજી મક્કમ હતા. સૉલોમન કમિશન (એ કમિશનના પ્રમુખ સૉલોમન સાહેબ હતા) સામે જુબાની આપવાને જેના મોઢામાં પાણી છૂટતું હતું એવા હિંદીઓને કનડગત ન કરવાનું એમણે અભય વચન આપ્યું પણ સાથેસાથે એ પણ જાહેર કર્યું કે જે કોઇ કમિશનને જુબાની આપશે એ હિંદી કોમને લજવનારો દેશદ્રોહી લેખાશે. સત્યાગ્રહી એવી રીતે કોમનું નાક કપાવા દેવા કરતાં મરવું પસંદ કરશે.' બાપુજીની આ જાહેરાતે જેલ જનારાઓને ખૂબ પાનો ચડાવ્યો. કેવડી પ્રચંડ કૂચ હશે, કેટકેટલા સાથીઓ એકઠા થશે ને આખી દુનિયામાં કેવી નામના નીકળશે એના તરંગોમાં સૌ ડોલવા લાગ્યા.

એવામાં એક ખબર એ પ્રસરી ગઇ કે હિંદુસ્તાનથી ગોખલે મહારાજનું કહેવું છે કે કમિશનનું કામ પૂરું થતાં સુધી કૂચ મોકૂફ રાખો અને કમિશનના કામને પૂરી મદદ કરવી. આ કામમાં મદદ કરવાને માટે હિંદના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજે સી. પી. ના ગવર્નર બેન્જામિન સાહેબને પોતાના પ્રતિનિધિ બનાવી મોકલ્યા છે, અને એ બેન્જામિન સાહેબ મોટા હોદ્દેદાર છે એટલે સામાન્ય ઉતારુઓની સ્ટીમર નહિ પણ એક ખાસ સ્ટીમર મુંબઇથી એમને લઇને રવાના થઈ છે. અમે આપણી સત્યાગ્રહની લડાઈને એવડું મોટું માન મળ્યું છે કે મોટી-મોટી સરકારો લડાઇના દૂતને લઇને જેમ મનવારો જાય છે તેમ બેન્જામિન સાહેબ પણ ખાસ મનવારમાં આવે છે, ને એની ચાલ એટલી ઝડપી છે કે આઠદસ દિવસમાં એ મનવાર મુંબાઈથી ડરબન આવી પહોંચશે; જ્યારે બીજી સ્ટીમરોને એકાદ મહિનો—ત્રણ-ચાર અઠવાડિયાં લાગી જાય છે. સાથેસાથે એમ પણ સાંભળવામાં આવ્યું કે ગોખલે મહારાજની આટલી બધી મહેનત છતાં સ્મટ્સ સાહેબના કમિશનની દરકાર ન રાખતાં બાપુજી ડરબનની મહાન કૂચ આરંભશે તો હિંદુસ્તાનથી મળતા પૈસા બંધ થઇ જવાનો પણ સંભવ છે.

આ વાતની અસર ફીનિક્સના યોદ્ધાઓ ઉપર કંઈ ખાસ ન થઇ. અમને બાળકોને બેન્જામિન સાહેબની ઝડપી ચાલની મનવારનું કૌતુક

થયુ, અને તેની રચના, તેની વિશેષતા વગેરેની પૂછપરછ કરવા લાગ્યા

જેલ જનારાઓ ગોખલે મહારાજની નારાજગીની ચિંતામા પડ્યા. પણ સાથેસાથે એ ખ્યાલ પણ વધ્યો કે હિંદુસ્તાનથી પૈસા આવે ને કૂચ કરનારાઓને પેટિયુ મળતુ રહે એમા કંઈ ઝાઝી બહાદુરી ન કહેવાય ખાવાપીવાનુ ન મળે, ભૂખનુ દુ:ખ વેઠવુ પડે, છતા હજારો માણસો કૂચ કરતા ટ્રાન્સવાલ પહોંચે, એમા જ આપણી વધુ ઇજ્જત છે. ગોખલે મહારાજને દૂર બેઠે અહીંના ગોરાઓના ઘમંડની પૂરી જાણ ન થઈ શકે આપણે તો સ્મટ્સ સાહેબનું ગુમાન ઉતારવુ જ જોઈએ આપણી કૂચ ફળશે એટલે મહારાજ જરૂર ખુશ થશે

જેમજેમ જાન્યુઆરી માસ પાસે આવતો જતો હતો તેમતેમ બાપુની વિદાયની તૈયારીઓ વધતી જતી હતી દેવદાસકાકા આદિ અમારા ગોઠિયાઓ ભવિષ્ય ભાખતા હતા કે આ ફેરે છ મહિનાથી ઓછી કેદ નહિ મળે. ત્રણ મહિનાની કેદ પૂરી થયે આટલા દિવસ ફીનિક્સ રહેવાનુ મળશે એવી અમને આશા ન હતી, પણ હવે તો ખચિત વરસ-છ મહિના પહેલા ફીનિક્સના દર્શન નથી થવાનાં મારી બા, કાકી વગેરે પણ રોજ સવારસાંજ ડાહ્યા રહેવાની ને વરસેક જેટલા લાંબા ગાળા સુધી પોતાના વિના ચલાવી લેવાની શીખામણ આપતા હતા આમ બધાના મન લડતમા પરોવાયા હતા પણ ભગવાનની યોજના બીજી જ હતી.

બાપુજી છૂટી આવ્યા તે પહેલા શરૂ થએલી દક્ષિણ આફ્રિકાની રેલવેની હડતાલનુ જોર બહુ જ વધી ગયુ હતુ અને વધતુ જતુ હતુ ફીનિક્સમા ખબર આવ્યા કે રેલ હડતાલના આગેવાનોએ બાપુજીને કહેણ મોકલ્યુ છે કે 'તમે મોડુ ન કરો તમારી વિરાટ કૂચ તુરત શરૂ કરો અમને સાથ આપશો એટલે દક્ષિણ આફ્રિકાની સરકારને આપણે મળીને ઝટ અકળાવી મૂકીશુ એને હિંદીઓની અને અમારી માગણી સ્વીકાર્યે જ છૂટકો થશે' પણ બાપુજીએ એમ કરવાની ચોકખી ના પાડી દીધી છે તેમણે રેલ હડતાલીઓને સાફ કહી દીધુ છે કે 'તમારો મારગ જુદો, અમારો જુદો અમારે તમારા જેવા ધીંગાણા નથી કરવા હિંદી કોમ આપબળે ઝૂઝશે સરકાર સાથે મરદાનગીની લડાઈ લડશે. તોફાનીઓનો સાથ પુરાવવો ને સરકારની ખોટી મજલગી કરવી સત્યાગ્રહીને ન છાજે રેલ હડતાલનો ઊભરો ન શમે ત્યા સુધી હિંદીઓ પોતાની ધારેલી કૂચ થોભાવી રાખશે'

અમે ફીનિક્સના બાળકો આ સાંભળી હતાશ થઈ ગયા દરબનની વિજયકૂચ બાપુજીએ દસપંદર દિવસ ઠેલી દીધી એથી અમારો વડવાનો ઉત્સાહ ઘવાયો, એટલુ જ નહિ પણ સ્મટ્સ સાહેબને પાંસરા કરવાની આવી તક જતી કરવા સારૂ અમે નાના બાળકો પણ બાપુજીને વખોડવા મંડી પડ્યાં રેલ હડતાલની સાથોસાથ સત્યાગ્રહનુ જોર વધારવામા અમને સીધો ચોકખો ફાયદો જ દેખાતો હતો સ્મટ્સ સરકારની ખો ભુલાવવાને આથી વધુ સુંદર તક બીજી કઈ હોઈ શકે એ અમને સમજાતુ ન હતુ બાપુજી જંગી આ પાર કે પેલે પાર કર્યા વિના લડાવ્યે રાખે એથી જેલયાત્રીઓ અકળાઈ ઊઠતા હતા રોજિંદા કામમા જીવ ખૂંચતો ન હતો અને જેલયાત્રા લંબાયે જતી હતી. પણ બાપુજીથી વધુ ડાહ્યુ કોઈ નથી એમ વિચારી અધીરા લડવૈયાઓ મન વાળતા હતા

જેલ જવાનુ લંબાયુ એટલે સહેલાણીનો અમારો શોખ વધ્યો કેટલીક વાર દરબન ને કેટલીક વાર બીજી જગ્યાએ અમે ફરવા નીકળી પડતા એક વાર રામદાસ કાકાને બહુ ગવાએલા કમિશનના ત્રણે સાહેબો તથા એમની કામ કરવાની રીત જોવાનુ મન થયુ એમને કહેવામા આવ્યુ કે ત્યા જવુ આપણને શોભે નહિ, છતા છેવટે એમને છૂટ મળી ને હુ પણ તેમની સાથે ગયો. મને એટલુ યાદ છે કે એ વેળા અમારી સાથે મેઢ સાહેબ હતા કમિશનનુ કામ જ્યાં ચાલતુ હતુ એ, જેનો એ ઠઠારો હતો એનો બહુ જ ઝાંખો ખ્યાલ મનમાં રહી ગયો છે દરબનમા કે અન્યકામા કે મારિત્સબર્ગમાં, ક્યા એ કમિશનને અમે જોયુ હતુ એ પણ સ્પષ્ટ યાદ નથી આવતુ

કમિશનનો ઓરડો આંખ આંજી નાખે એવો ઊજળો હતો બહાર રસ્તા પરથી ત્રણે જણા ખુરશી પર બેઠેલા દેખાતા હતા એ ઓરડાને ઉંબરે ચડવાની અમારામાથી કોઈએ હિંમત ન કરી એમ કરવા જતા દેશદ્રોહીની કાળીટીલી કપાળે ચોડાવાનો ડર હતો રામદાસકાકાની ફજેતીનો વધુ ડર હતો. તેઓ એક પગલુ પણ એ ઓરડામા મૂકે તો 'ગાંધીના દીકરાએ જુબાની' આપ્યાનુ આળ બધે ફેલાઈ ગયા વિના ન રહે શ્રી મેઢ આ બધી વાત સમજતા ને અમ બાળકોને દૂરથી જ બેપાંચ મિનિટમા જોઈ લઈ ચાલતા થવાનુ સૂચવ્યુ ગરીબ, ફાટ્યા કપડામા ઢંકાએલા ગિરમિટિયાઓ પણ એ વિશાળ ઓરડાના ફાટકથી છેટે ઊભાઊભા તમાશો જોઈ રહ્યા હતા એમની પાછળ ઊભા રહી, કમિશનના સાહેબોમાથી કોઈની નજર ન પડે એવી રીતે રામદાસકાકાએ ને અમે એ લોકોને જોયા ને પાંચ છ મિનિટમા પાછા ફર્યા.

એ લોકોની ભારેખમ ખુરશી, બનાવટી મુખમુદ્રા અને કરડાઈ ભરી આંખો જોઈ 'તેઓ પણ સિતમગારના સાથી જ છે' એવુ એકબીજાના કાનમા અમે કહ્યુ, અને અમે નક્કી કર્યું કે આ લોકો સાચી વાત ખોળી કાઢવાના જ નથી અમે એ પણ સાંભળ્યુ કે કોઈક એકલદોકલ હિંદી એમની પાસે જઈ ચડે છે, બાકી એ લોકો બેઠાં બેઠાં બગાસા ખાય છે! એ જાણી અમને આનંદ થયો

કમિશનની ચોવટ ચાર છ મહિના સુધી પૂરી થવાની આશા કોઈને ન હતી એ ભલે પોતાનુ માથુ ફોડતુ રહે. આપણે તો સત્યાગ્રહમા જ ઝંપલાવીએ એ જ ચર્ચા ફીનિક્સ મંડળમા વધતી જતી હતી બાપુજીએ ઠરાવેલી નવી તારીખ (મોટે ભાગે ૨૦મી જાન્યુઆરી) ફરી ન ઠેલાય તો બસ એટલુ અમે ઈચ્છતા હતા પણ એ તારીખ આવતાઆવતા તો ઘણા રંગ બદલાયા

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

## ઉસ્તાદ ચોર

બગદાદના ચોરો ખિસ્સા કાતરવાની કળામા બહુ નિપુણ મનાતા એક દોઢડાહ્યો માણસ તે શહેરમા આવી ચડ્યો. બગદાદના ચોરોની કુશળતા વિષે તેણે ખૂબ સાંભળેલુ તેથી તેમને બનાવી જવાનો તેણે મનસૂબો કર્યો પાતળા ઠીકરાના ટુકડા એકઠા કરી, તેમને ઘસી ગોળ બનાવી સિક્કાનો આબેહૂબ ઘાટ આપ્યો પછી તેમાના થોડાક કકડા પોતાના ગજવામા નાખી ને બગદાદના રસ્તા ઉપર લટાર મારવા લાગ્યો રોજ રાતે પોતાના ઉતારે આવી ખિસ્સુ તપાસે તો અંદરના ટુકડા સલામત રહેતા માલૂમ પડે આથી સાહેબ મનમા ફુલાવા લાગે 'મારા ખિસ્સાને હાથ લગાડવાની અહીંના ચોરોમાના કોઈની તાકાત નથી.'

એક વખત રાતના સમયે એક ચોકમા લોકોનુ ટોળુ જમા થએલુ, ત્યા આગળ આ સજ્જન જઈ ચડ્યા વાતચીત દરમ્યાન મગરૂરીથી તે બોલ્યો 'ગમે તેમ કહો, મને અહીં આવ્યે ચાર દિવસ થયા અને મારી સાથે હુ જોખમ રાખીને ફરુ છુ, પણ આ ગામના ખિસ્સાકાતરુ મારા ગજવાને અડી પણ શક્યા નથી' એ સાંભળી નજીકમા એક જુવાન બોલી ઊઠ્યો 'માફ કરજો સાહેબ' અત્યાર સુધીમા મેં આપનુ ગજવુ પાંચ વખત તપાસી જોયુ છે પણ દરેક વખતે તેમા ઠીકરાના ટુકડા માલૂમ પડવાથી આપના ખિસ્સા ઉપર મેં હિંસાત્મક પ્રયોગ અજમાવ્યો નથી'

—હિંમતલાલ લીલાધર ગાંધી



# ઉંદર

## ઘરઘરના વાસી એ ગણપતિવાહનની ગુણગાથા

કોઈ મહાશય ઉંદરના લાભ વિષે 'કુમાર'માં એકાદ લેખ યા કાવ્ય લખશે તો મારા જેવા સેંકડો અજ્ઞાનીઓ પર એક મોટો ઉપકાર થશે. મુસાંન હોવા છતાં, હું, હજી તો થાકી ગયો. કેટલા ય પુસ્તકોમાં જોયું, કેટલા ય 'જાણીતા'ઓને પૂછ્યું, અજ્ઞાનમાં સૂતેલી અગ્નિનો વિચાર કર્યા વગર રાતની રાતો બત્તી બાળીને તર્કવિતર્ક કર્યા, પણ ઉંદરના લાભ ન જડ્યા;—અને મળે જ શાના? કૂવામાં હોય તો અવેડામાં આવે ને? કૂતરો જુઓ ચોરોથી નિશ્ચિત બનાવે છે બિલાડી જુઓઃ કંઈ અમંગળ થવાનું હોય તો તેની આગાહી પહેલી જ કરે છે પણ ઉંદર? કંઈ લાભ? આખી રાત ધમાચકડીની પરેડ 'સાંભળવી' હોય (દેખાય તો ભાગ્યે જ) તો કોઈ ઉંદરનિવાસ જેવા મકાનના એકાદ ખંડમાં સૂવું. 'આજે નિદ્રા હરામ છે' એમ કંઈ દિવસ બોલી ગયા હો, અને એ સેતુ પાળવાની ઇચ્છા હોય, તો ઉંદરોની ગંધમાં જઈ 'સૂવું'. બસ, 'લાભો'ની હદ આવી ગઈ'

અને ત્રાસ? ઓહ! ગણ્યા ગણાય નહિ! કોઈ ગામમાં ઉંદરો બહુ હતા તેના ત્રાસથી કંટાળીને તે ગામના લોકોએ, એ ઉંદરોનો નાશ કરી આપવાની ખાત્રી આપનાર એક શરણાઈવાળાને મોટી રકમ આપવાનું કબૂલ કર્યું હતું, એમ એક અમેરિકન વાર્તા (ને કાવ્ય પણ) કહે છે. પણ એ તો આપણને આદત પડી ગઈ છે, તેથી વાતવાતમાં ઇંગ્લંડ, જર્મની અને રશિયાના દાખલા આપ્યા કરીએ છીએ. હિંદમાં જ ઉંદરોનો ત્રાસ ક્યાં ઓછો છે? મુંબાઈમાં માંડવી—દાણાબંદર પર ઉંદરોની વસતિ એટલી છે કે મહેરબાન સરકારે એને ઉંદરબંદર નામ આપ્યું હોત તો ખોટું ન હતું. ત્યાં, એક વાર એક જાહેરસભામાં પંડિત જવાહરલાલ નેહરુનું ભાષણ ચાલતું હતું ત્યારે ઉંદરની એક નાની ફોજે, વ્યાસપીઠ નીચેથી નીકળીને સભા પર હુમલો કર્યો હતો. પંડિતજી દુશ્મનથી ન બીવાનું કહેતા હતા, ત્યાં ઉંદરોનો આ હુમલો થતાં જ અમે અવ્યવસ્થિત પીછેહઠ કરી'

અને ગઈ કાલની જ વાત છે ઘણા માણસોને ઊંઘ સાથે બહુ દોસ્તી હોય છે. એમને તો એક વાર ઊંઘ આવી ગયા પછી, એમના શરીરને પુલ બનાવીને ઉંદરફોજ એના ઉપરથી કૂચ કરે તો ય કંઈ અસર ન થાય! હું પણ એવો જ છું પણ એમાં જો એકાદની આંખ ઉઘડી ગઈ તો થઈ રહ્યું ગઈ કાલે સૂતા પછી થોડી વારે જાગ્યો—જાગી ગયો. ઉંદરની પરેડ શરૂ થઈ ગઈ હતી અને પછી તાકાત છે ઊંઘની, કે એ પરેડ વેઠીને મારી પાસે આવે? ભગવાનના સોગંદ, જો એક મટકું પણ માર્યું હોય તો! પથારીની સામે જ ગણપતિની છબી હતી. ઉંદર તો એ આરાધ્ય દેવનું વાહન! એ ન હોય તો ગણપતિ હરેફરે કેમ? અને એ ન હરેફરે તો આપણાં બધાં મંગળ કાર્યો જ અટકી જાય ને? ઉંદર ન હોય એવા વિશ્વની કલ્પના એ જ નાસ્તિકતા' છતાં, સાહેબ, ઉંદરના આવા ત્રાસ સહન કરવાનું નામ જ જો આસ્તિકતા હોય એ જ જો ગણેશભક્તિ હોય, તો હું નાસ્તિક ભલે રહ્યો મેં તો એ વખતે એવો પણ નિર્ણય કરી લીધો કે સવાર પડે કે તરત મુંબાઈના બધા દવાવાળાને ત્યાં જઈ, એક જ ક્ષણમાં ઉંદરનું મૃત્યુ થઈ જાય એવી દવાની શોધ કરવા કહેવું! એ ક્ષણે અહિંસાનો વિચાર આવવા જ એમ લાગ્યું. કે ઉંદર ઊંઘ ન આવવા દે તો ભગવાન રહેતું એનું નામ જ જો અહિંસા હોય તો એ આપણને ન ખપે' વગેરે. બીજું કશું ન કરી શકવાને કારણે, એવી અહિંસા મેં વચનોચ્ચારણ પૂરતું કરી છે. ગાંધીજીને તો ઉંદરનો અનુભવ ન જ હોય એ કુદરતી છે. જો હોત તો ગાંધીજીએ પોતાની અહિંસામાં ય એટલી છૂટ મૂકી હોત કે આશ્રમમાં (કે પ્રાર્થનામાં) ખલેલ પહોંચાડતા ઉંદરોને મારવામાં કંઈ દોષ નથી!

લેખકોની માફક ઉંદરોને કાગળ સાથે જૂની પ્રીત હોય એમ લાગે છે મારા ઘરમાં ઉંદર મહાશયના દાંતની છાપ વગરનો એક પણ જૂનો કાગળ નહિ મળે' તમારા ઘરમાં જો ઉંદર હોય તો તમે અનુભવ કર્યો જ હશે 'નવીનતા' ઉપર પણ ઉંદરોને પ્રેમ હોય છે. નવું કપડું, નવું ઓશીકું, નવું પુસ્તક, જો ઉંદરના પંજામાં ગયા તો ગઈ રહ્યું!

અને આ તો ઉંદર તમારાથી દૂર હોય ત્યાં સુધીની જ વાત છે તમારા મગનું એકાદ આંગળું ઉંદરના મોંમાં ગયા પછી જુઓ મજા' તમે ગમે એટલા ચાલાક હશો, પણ ઉંદર ક્યારે કરડી ગયો એની તમને ખબર નહિ રહે'

ઉંદર પ્રવૃત્તિશીલ હોય છે એમાં સંદેહ નથી પણ એની પ્રવૃત્તિ કદી સતત ચાલતી નથી જરાક ખખડાટ થાય, પછી થોડી વાર સુધી શાન્તિ તમે સમજો કે બલા ટળી ત્યાં તો તરત જ પાછો ખખડાટ! પણ ઉંદરના ખખડાટ કરતાં વધુ ભયંકર વસ્તુ તો ચીજો કાતરવાનો એનો અવાજ છે. રાતના વખતે કોઈ વાર એકાદ કાગળ કોઈ કરડતું હોય એવો અવાજ કાને પડતાં જ મારું એકાદ પુસ્તક, છાપું કે છૂટું કાવ્ય શ્રી ઉંદરના દાંતમાં જઈ પહોંચ્યું છે અને એઓશ્રી એનું 'એડિટિંગ' કરે છે એમ હું સમજી જાઉં. પણ સવાર પડે તે પહેલાં, એવે પ્રસંગે, હું કંઈ પણ કરી શક્યો હોઉં તો મારી એવી વસ્તુને બચાવવાની પ્રાર્થના, અને ઉંદરનો નાશ કરવાની 'ઇચ્છા'! બીજું કશું નહિ!

અને સાહેબ, એકાદ મોટો ઉંદર, પોતાના ગણપતિવાહન તરીકેનો મોભો જાળવી રાખવા એકાદ જૂના છાપાને કરડી ખાય તો કંઈ નહિ. પણ આ તો, કમબખ્ત નાનીનાની ઉંદરડીઓ પણ ત્રાસ દેવામાં પાછી પાની કરતી નથી એ નો વળી ઉંદર કરતાં યે ચડી જાય. આમ-તેમ ફૂદાકૂદ કરે ' ઘણી વાર તો જમવા બેઠા હોઉં ત્યાં આવી ચડે ને એકાદ વસ્તુ ઉપાડી જવાની કોશિશ કરે!

જ્યાં સુધી ઉંદર છવે છે ત્યાં સુધી આપણાં પુસ્તકો, વસ્ત્રો, લેખો, પત્ર,—અરે આપણે પોતે સલામત નથી, પછી વધે એટલી સંભાળ આપણે લઈએ'

આ ઉંદરો ઉપર વેર લેવાનો અતિ આગ્રહ એટલો પ્રબળ થયો છે કે આવતા જન્મમાં ઈશ્વર જો મને બિલ્લી (અવળાં ફૂલરાણી ન મરે એવી) બનાવે તો હું જરા યે આનાકાની ન કરું

પણ કોઈ વસ્તુનો લાભ જો મોટો હોય તો થોડો ત્રાસ સહન કરીને પણ તે મેળવવો એવો મારો સ્વભાવ હોવાથી ઉંદરના લાભની આ પૂરવણી ચાલે છે જેને મને તો ખાત્રી છે કે ઉંદરના અનુભવીઓમાંથી કોઈ, ઉંદરને જીવતા રહેવા દેવાની દરખાસ્તની તરફેણમાં આગળ આવી નહિ કરે, એવો કોઈ જ એના લાભ શોધવાનો, કે જાણીતા હોય તો ગણાવવાની તસ્દી નહિ લે

અને જો કોઈ બિનઅનુભવી મને ઉંદરનો લાભ સમજાવવા આવે તો હું કહું 'ભાઈ. (અથવા બહેન,) તમે એક ઉંદરવાળા ઘરમાં થોડો વખત રહો, એના ત્રાસનો થોડોક અનુભવ લ્યો અને એ પછી, એ ત્રાસ છતાં, ઉંદરના કંઈ લાભ તમને જણાતા હોય, ત્રાસના પ્રમાણમાં



# પંચતંત્રની વાર્તાઓ



## ચોથું તન્ત્ર

આ સાંભળીને મગર કહે, 'હે મિત્ર, એ તો ઠીક નહિ. મારે ઘેર આવીને મારી કૃતઘ્નતાનો દોષ તું દૂર કરે તો સારું; નહિ તો હું અનશન કરીને અહિં તારા ઊંબરા આગળ જ પ્રાણત્યાગ કરીશ.' વાનર કહે, 'મૂઢ, હું લંબકર્ણ જેવો મૂર્ખ નથી, તે ચેતવણી મળ્યા છતાં તારા ભેળો મરવા આવું.

આવિયો ને ગયો ભાગી જોઈ સિંહપરાક્રમ।
અકર્ણહૃદયી મૂર્ખો જે જઈ પુનરાવિયો॥

મગર કહે, 'ભદ્ર, એ લંબકર્ણ કોણ તે મને કહે.' વાનર બોલ્યો:

### કથા ૩

એક વનમાં કરાલકેસર નામે સિંહ રહેતો હતો. એનો ધૂસરક નામે શિયાળ સદાનુયાયી પરિચારક હતો. એક વાર સિંહને ને હાથીને યુદ્ધ થયું તેમાં સિંહને પ્રહાર લાગ્યા, એટલે એક ડગલું પણ એનાથી ચલાતું નહોતું. અને સિંહથી ચલાય નહિ, એટલે ધૂસરક પણ વેઠીવેઠીને દૂબળો થઈ ગયો. એક દિવસ એણે સિંહને કહ્યું, 'સ્વામિન, ભૂખની પીડાથી હું ઊભો થઈ શકતો નથી, ત્યાં તારી શુશ્રૂષા કેમ કરીને કરું?' સિંહ કહે, 'જા, ને કોઈ પશુને ખોળ, તો મારી આવી અવસ્થા છતાં હું એને મારું.'

શિયાળ પાસેના ગામમાં ગયો, તો ત્યાં તળાવકાંઠે લંબકર્ણ નામે ગધેડો ચરતો હતો. તેને શિયાળ કહે, 'મામા, નમસ્કાર. બહુ દીએ તારાં દર્શન થયાં. તું આવો દુર્બળ કેમ થઈ ગયો?' તે બોલ્યો, 'ભાણિયા, શી તને હું વાત કરું? ધોબી નિર્દયપણે મારા ઉપર અતિભાર ભરે છે ને મૂઠીભર ઘાસ પણ દેતો નથી. કેવળ ધૂળમાં ભળેલી ધ્રો ઉપર હું રહું છું. પછી શરીરમાં પુષ્ટિ કેવી?' શિયાળ કહે, 'તો મામા, આ વનરાજિમાં લીલાંછમ ઘાસવાળો નદીસનાથ રમણીય પ્રદેશ છે, ત્યાં ચાલ ને મારી સાથે ગોઠડી કર.' લંબકર્ણ કહે, 'ભાણા, તારી વાત સાચી. પણ અમે ગ્રામ્ય પશુ રહ્યા, તમે વનચારી અમને મારી નાખો એટલે એ રમ્ય પ્રદેશ કાંઈ કામનો નહિ.' શિયાળ કહે, 'મામા, એવું બોલ મા. મારા બાહુબળથી એ પ્રદેશ સુરક્ષિત છે; ત્યાં બીજા કોઈનો પ્રવેશ નથી. પણ ધોબીપીડિત ત્રણ અનાથ ગધેડી છે, એણે મને એના સારુ પતિ આણવા કહ્યું, એટલે તને તેડી જાઉં છું.' લંબકર્ણ કહે, 'તો ચાલો.'

એટલે ગધેડો શિયાળ ભેળો સિંહ આગળ આવ્યો. એને જોઈને સિંહ એને ઉઠવા જાય છે, ત્યાં ગધેડો ભાગવા માંડ્યો. એને સિંહ મારવા ગયો પણ અભાગિયાના વ્યવસાયની પેઠે એનો ઘા વ્યર્થ ગયો. શિયાળ કહે, 'આ તારો ઘા કેવો કે ગધેડો પણ તારી આગળથી બળ કરીને સટકી ગયો? તો પછી તું ગજયુદ્ધ કેમ કરીને કરીશ? જોયું તારું બળ!' સિંહ કહે, 'હું તૈયાર નહોતો એટલે શું થાય? નહિ તો હાથી પણ મારા હાથમાંથી ન છટકે.' શિયાળ કહે, 'હજી એકવાર એને તારી આગળ આણીશ, પણ તારે તૈયાર રહેવું.' સિંહ કહે, 'ઠીક.'

વળી શિયાળ ગધેડા આગળ ગયો. ગધેડો કહે, 'ભાણેજ, તું પણ મને ભારે શુભસ્થાને લઈ ગયો. મોટો અનર્થ થાય એમ હતું. કોણ જાણે કોઈ ગિરિશિખરાકાર જનાવર મારા ઉપર તૂટી પડ્યું હતું.' શિયાળ હસીને કહે, 'મામા, એ તો તને આવતો જોઈને અદ્ભુત શૃંગારવાળી ગધેડી ભેટવા આવતી હતી, પણ તું કાયર થઈને નાઠો એટલે એણે તને ઝાલવા હાથ પ્રસાર્યો, એટલું જ. એટલે ચાલ; નહિ તો તારા વિના એ મરશે ને તને સ્ત્રીહત્યા લાગશે.'

ગધેડો પાછો શિયાળ ભેળો આવ્યો, ને આખરે સિંહે એને મારી નાખ્યો. એને મારી એને સંભાળવા શિયાળને રાખીને સિંહ સ્નાન કરવા નદીએ ગયો, ત્યાં શિયાળ ગધેડાના કાન ને હૃદય ખાઈ ગયો. સિંહ નહાઈ, દેવસેવા ને પિતૃતર્પણ કરી આવે છે તો ગધેડાને કાનહૃદય ન મળે, એટલે કોપાયમાન થઈને એણે શિયાળને કહ્યું. 'પાપિયા, આ કેવું અનુચિત કામ તેં કર્યું? ને કાનહૃદય ખાઈને આને એંઠો કર્યો?' શિયાળ સવિનય કહે, 'સ્વામિન્, એવું બોલ મા. આ ગધેડો કાન ને હૃદય વિનાનો જ હતો, એટલે તો અહિં આવ્યો ને તને જોઈને ફરી પાછો આવ્યો.' સિંહે આ વાત માની, અને શિયાળ સાથે સવિભાગ કરીને ભોજન કર્યું. એટલે હું કહું છું 'આવિયો ને ગયો' ઇત્યાદિ.

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિંદજી



# સંસારનાં શહેરો

## ૩૫–ગૌડ

એક કાળે પૌર્વાત્ય સમૃદ્ધિની સંપૂર્ણ જાહોજલાલી અનુભવતું આ શહેર આજે બંગાળના માલદા જિલ્લામાં ખંડિયેરરૂપે જ રહ્યું છે. બંગાળની એ પ્રાચીન રાજધાની આપણા લોકસાહિત્યમાં 'ગૌડબંગાળા' નામે ખૂબ આદરપાત્ર થઈ છે.

ભાગીરથીને પૂર્વ કિનારેથી ૧૦ માઈલ પર આવેલું આ શહેર ખૂબ પ્રાચીન છે. બંગાળના હિંદુ રાજા લક્ષ્મણસેને તે વસાવેલું. તે પરથી તે લક્ષ્મણાવતી કે લખનૌતી પણ કહેવાય છે. મુસલમાન અમલમાં તેને અનેક નામો મળ્યાં છે: ફતેહાબાદ, હુસેનાબાદ, નસરતાબાદ વગેરે; અને મુગલ શહેનશાહ હુમાયુંએ તો એને જન્નતાબાદ (સ્વર્ગપુરી) પણ કહેલું. ઈ. ૧૫૩૯માં શેરશાહની બંગાળની જીત પછી બંગાળની રાજધાની ત્યાંથી તે હમેશને માટે પદભ્રષ્ટ થયું.

મુસલમાનોના અમલમાં એ શહેર ખૂબ આબાદ બન્યું હતું. એક માઈલ લાંબા ને ૬૦૦થી ૮૦૦ વાર પહોળા તેના કિલ્લાને અનેક બુરજો ઉપરાંત દાખિલ દરવાજો, કોટવાલી દરવાજો, ચાંદ દરવાજો જેવા મુસ્લિમ સ્થાપત્યના અપૂર્વ દરવાજા હતા. કિલ્લાની ભીંતોની પહોળાઈ ૧૮ ફૂટ જેટલી હતી. ઉપરાંત 'બાર દરવાજી' જેવી મસ્જિદો અને 'ફિરોઝ મિનાર' જેવા મિનારા શિલ્પસુંદર જાળી ને મનોહર બનાવટોથી એને ખરેખર જન્નત બનાવી મૂક્યું હતું.

૧૫૭૫માં ફાટી નીકળી ૩૮ વર્ષ સુધી ચાલેલો રોગ ને ભાગીરથીના પ્રવાહનું સ્થળાંતર પણ આ શહેરની આજની સ્થિતિ માટે જવાબદાર છે.

# SHIP BRAND FABRICS

SELL ON THEIR MERITS!

## બર્મા, સીલોન અને દેશપરદેશમાં લોકપ્રિય




આપના વ્યક્તિત્વની છાપ પાડવા, આપનું મન પ્રફુલ્લિત રાખવા, આપના મિત્રમંડળમાં આદર મેળવવા, તેમજ ઉપરી અધિકારીની ખુશી મેળવવા 'જહાજ છાપ' કાપડ અનિવાર્ય છે.

★

કૉટનક્રેપ, લૉંગક્લૉથ, પૉપ્લીન્સ, શર્ટીંગ્ઝ, ખાકીડ્રીલ્સ, ટ્વીલ્સ અને પથરીક્લૉથ્સ, સફેદ ડ્રીલ્સ અને ટ્વીલ્સ, સાટીન ડ્રીલ્સ, બ્લ્યૂ ડ્રીલ્સ, ગ્રે ડ્રીલ્સ, ડેસૂટીઝ, કેસમેન્ટ ક્લૉથ્સ, શીટીંગ ક્લૉથ્સ, ટેબલ ક્લૉથ્સ, ટૉવેલ્સ, નેપકીન્સ વિ. વિ.

## બાવા પ્રધુમ્નસીંગ ઍન્ડ સન્સ

હેડ ઑફિસ
કટરા આલુવાલીયા - અમૃતસર

શાખાઓ
ચાંદનીચોક મુ. જે. માર્કેટ મુંબઈ કલકત્તા - દિલ્હી લાહોર








ચિત્રો—



કાવ્યો—



ચરિત્ર—



વાર્તા—



લેખો—



વિભાગો—



મુદ્રક બચુભાઈ રાવત. તંત્રી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂા ૬, પ્રદેશના રૂા ૬॥, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના મુંબઇમાં કુમાર ઑફિસ, ૧૩૬–૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, આર આર શેઠની કં. અથવા રાજા બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ, વડોદરામાં નૂતન રંગ સ્ટુડિયો, રાવપુરા




વર્ષ ૧૯મું · અંક ૧૧મો
નવેમ્બર · ૧૯૪૨

## ફુલઝર

· મિશ્ર ·

દીપાવલીની ઉજમાળી રાતે
કિલ્લોલતાં બાળક, ભવ્યદર્શી
પ્રાસાદ-સંગેમરમર્ તણાં કે
સોપાનને એ કુદકે વટાવી
આવી પહોંચ્યાં સૌ આંગણામાં.

લીલા અને લાલ ફુટે ફટાકા
બપોરિયા રંગીન રોશની કરે,
હવાઇ કેરા સુસવાટ થાતા.
કૂદે રમે અર્ભક આંગણામાં
હેતે ધરે દીપકની શિખામાં
ફટાકડા-વાટ, ઉલાળીને હસે
આનંદતાં સૌ શિશુ મત્તચેષ્ટ.

નિશ્ચેષ્ટ શું શાંત ઉભું હતું ત્યાં
રસ્તા પરે બાલક એક નાનું
નિહાળતું આતશ-ધૂમ્ર-લીલા;
ગેબી અવાજો કંઇ ગાજતા હતા
શેરી તણી સર્વ ગલીગલીમાં
તેના વળી રે પડઘા પડે તે
આશ્ચર્યભાવે સુણતું ઉભું હતું.

આવાસની ઉજ્જ્વલ ઓસરીની
સામે હતી એકલ તાડ-ઝૂંપડી
તેમાં રહી ધાવણ કોઇ એકલી
દાસી તણાં કાર્ય કરી ગૃહોમાં
પોતા સરીખું કંઇ પામતી હતી.
નાનો શિશુ સ્વૈર-વિહાર ખેલી
રંજાડતો તેમ હસાવતો હશે;
સુણી બહુ ધૂમધડાક આજે
કુતૂહલે કૈં નિરખી રહ્યો તે
રસ્તા પરે એક-અટૂલ ઊભો.

કવિપ્રભા શા તણખા ઝરી રહ્યા
રૂપેરી રંગે ફુલઝર્ પ્રકાશતાં;
ધરે વળી છે શિશુ અંજલિને
હોંશે ઝીલે ઉજ્જ્વલ અગ્નિફુલડાં.

માર્ગે પડી ત્યાં ફુલઝર શિશુ કને,
સ્ફુલિંગ તેના લઘુ માર્ગ દીપવે;
દોડી ગયું બાલક ધાટ-ત્રસ્ત,
અર્ધી બળેલી, અરધી ઝરંત
પેલી પડેલી ઝડપી લીધી તે.
આ એક ને બીજું ઘુમાવ્યું ચક્ર જ્યાં
ફેંગોળીને અષ્ટ દિશા વિષે કર
ત્યાં અસ્ત થાતી ફુલઝર્ હસંતી.

ઉલ્લાસ શો અન્તર ઊભરાતો
અપ્રાપ્યની પ્રાપ્તિ થતાંથતાંમાં!
બે ચક્ર વિદ્યુત્-તણખા ઝરંતાં
પૂરાં ઘુમાવ્યાં નિજ હસ્તથી હતાં!
દીપાવલી સાર્થ થઈ શિશુની
આવાસ-સંગેમરમર્ સમક્ષ
વસી રહેલા હતભાગ્ય દીનની.

તનસુખ ભટ્ટ

## એકાંતની વ્યથા

જેમાં એકાંત પોતાનું આત્મકથન કરે છે.

· દ્રુતવિલંબિત ·

વહી રહું દુઃખભાર અનેકના,
સુણી રહો પણ અંતર ગુંજતા,
સતત અંતરમાં કલહો થતા,
તદપિ મૌન ધરું અધરે સદા.

શરમ સર્વ ત્યજી મુજ ગોદમાં
વિરૂપ તેમ સુરૂપ બને બધા,
જગ તણા પરિતાપથી દગ્ધ એ,
વસન દૂર કરી વિહરે સદા

શ્રવણ વિણ હું સાંભળું સર્વને,
દગ ન, તો ય નિહાળું હું સર્વને,
મન ન, તો ય હું સૌ મનને કળું,
અનુભવું જગની બધી ચેતના.

મમ ઉરે જગમાનસશાસ્ત્રની
સરળ ગ્રંથ બની ગઈ છે; છતાં
જીભ નથી, નથી ઇન્દ્રિય બીજી કો,
જગતને સૂચવે મમ ભેદ આ.

હૃદયનું રસયંત્ર ઝીલી શકે
મમ ઉરે ઉઠતા મૃદુ સ્પન્દનો;
પણ ક્રૂરો જગમાં રસપૂર્ણ ના,
બસુર ત્યાં પડઘો પડતો જરી.

અરરર શાપિત જ્ઞાન થયું મમ!
અવર કો સમજે મુજ ના વ્યથા.
સહન થાય ન ભાર અસહ્ય એ,
તદપિ ખાળી શકાય ન દર્દ એ.

યદિ વહે નહિ જ્ઞાન સુપાત્રમાં,
જિરવી એ ન પ્રકાશ શકે કદી;
તિમિરમાં ઢળી જાય પ્રકાશ એ,
અરરર જ્ઞાન તણો વિનિપાત એ!

તૃષિત જ્ઞાન તણા ઉર આવતા
દીન બની તરસો નિજ ઠારવા;
પણ અણુ ય મળે કદી તેમને
'બહુ થયું', કહી દૂર પછી જતા

અગર અંશ ન એ જિરવાય તો,
સકલ ભાર ઉપાડી શું કો શકે?
વહી શકે યદિ ભાર ન લતનો,
અમિત મારી વ્યથા સહી શું શકે?

જગતનો ઉરભાર વહું સદા,
તદપિ મારું ન કો ઉર જાણતું!

કૃષ્ણવદન જેતલી

ન રાખું આશા કદિ કોઈ પાસ
પછી કરે કોણ મને નિરાશ?

ર. સો.

# સામયિક ચિંતન

## વિદ્યાર્થીઓ અને સમાજ



આજની ચાલુ-ખરી નિશાળો સમાજથી બહુ વેગળી રહી ગઇ છે. નિશાળમાં વિદ્યાર્થીઓને પાઠો શિખવાય છે, પરંતુ આજુબાજુની જરૂરિયાતો, તકો અને જીવનનાં કર્તવ્યોના મેળ તેઓ બાંધી શકતા નથી. આ દીવાલ જ સમાજ અને વિદ્યાર્થીજગતની આડે ઊભી છે. તે નષ્ટ થઇ શકે તેવી છે. કેટલીક શાળાઓ ઉપર્યુક્ત આદર્શને પહોંચી પણ શકી છે. કેમ અને કેવી રીતે તે જોઈએ.

તરુણોને બીજો પણ એક ભય છે. શાળામાંથી બહાર પડ્યા પછી જ તે જણાય છે,—જ્યારે તેમને રોજગાર કે નોકરી મળતાં નથી ત્યારે. આજે યુદ્ધ દરમિયાન રક્ષણને માટે કેટલાક મોટા ઉદ્યમો શરૂ થયા છે, છતાં લાખો માણસો હજુ બેકાર છે. તેમને કામનો અનુભવ કે તાલીમ ન હોવાથી નોકરી મળતી નથી અને નોકરી સિવાય તેમને અનુભવ કે તાલીમ પણ કેમ સાંપડે? એટલે ત્યાં જ પૂર્ણવિરામ.

આજની જેમ યંત્રયુગનું જોર નહોતું ત્યારે લોકો બધાં કામો પોતાને હાથે ઘરમેળે જ નાના પ્રમાણમાં કરી લેતા. ત્યારે તરુણ વર્ગનો ખપ પડતો. તેઓ તરત જ ખેતરનું કામ, કાંતણ, પીંજણ, રાંધણ, બાળકોની સંભાળ વગેરે ઉપાડી લઇ કુટુંબ અને સમાજને મદદરૂપ બનતા. આમ તેમનો આર્થિક બોજો જરા યે નહોતો અને સમાજને તેમની ગરજ હતી. પરંતુ યંત્રયુગમાં એમનું શું કરવું? એમને માટે કયાં સ્થાન છે? સમાજે કોઇ ધોરણસરની વિચારપૂર્વક યોજના કર્યા વિના ચાલશે નહિ. તેમાં ખાસ કંઇ મુશ્કેલી પણ નથી.

છોકરાઓને પ્રથમથી જ અગત જવાબદારીવાળાં અને ઉપયોગી કામો કરવા દેવા જોઇએ. એવાં કામોમાં સમાજને તેમની અવશ્ય જરૂર છે તેની સમાજે તેમને પ્રતીતિ આપી દેવી જોઇએ. તેમનાં કર્તવ્યો શાં શાં છે તેની, માત્ર હકોની જ નહિ. આજે તો પુખ્ત ઉંમરના લોકો પણ ઘણીવાર પોતાનું કર્તવ્ય સમજતા નથી હોતા અને માત્ર હક્કો માટે જ બરાડા પાડી ઊઠે છે. તરુણ વર્ગ તેમનું આંધળું અનુકરણ કરે તો તેમાં શી નવાઈ?

અમેરિકામાં માસાચ્યુસેટ્સ પરગણાના 'ફેરહેવન' નામની શાળામાં આજે કેટલાક વરસથી વિદ્યાર્થીઓને, તેઓ સમાજના અગત્યના ઘટક છે ને તે પૂરતા તેઓ સમાજના ઋણી છે તે સમજવવાના પ્રયત્નો આદરાયા છે, અને તેને માટે નાના બાલોન્નતિ મંડળો (Junior Improvement Associations) સ્થપાયાં છે. આવા એક મંડળની સભામાં હાજરી આપવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું. વર્ગશિક્ષકે એક ૧૩ વર્ષની બાળાને વર્ગનું સંચાલન સોંપી દીધું. તે સાથે જ સર્વત્ર શાંતિ પ્રસરી અને સભાનું કામકાજ શરૂ થયું. આગળના કામનો અહેવાલ વંચાયો. તેમાં મંડળે પૂરાં કરેલાં લોકોપયોગી કામોનું વિગતવાર નિવેદન હતું. પછી, આવતી બેઠક પહેલાં કરવાનાં કામોનો ક્રમ ગોઠવાયો. તેમાં ખાસ તો ગામની આસપાસ થતાં પીળાં ફૂલોની કાંટાળી વાડો સમારવાનો ઉપક્રમ હતો. આ માટે બરાબર યોજના થઈ. કોણે કયું કામ કરવું તેની વહેંચણી થઈ ગઇ. શિક્ષક આ દરમિયાન અક્ષરે બોલ્યા નહિ. બધું જ કામ વિદ્યાર્થીઓ જ ઉત્સાહપૂર્વક કરી રહ્યા હતા. આમ, છોકરાઓને સભાનું સુયોગ્ય સંચાલન આપમેળે જ આવડ્યું અને એ પાઠો તેમના ભાવિ જીવનમાં સહેજે ઉપયોગી બને તેવો પાઠ મળ્યો. લોકશાહીના મોટાં ભાષણોના થોથા કે પુસ્તકો વાંચવાથી થતા માત્ર કલ્પનાવિહાર કરતાં આ પ્રત્યક્ષ આપ મેળે મળેલો અનુભવ વધુ સફળતા નહિ અ...

એ શાળામાં લગભગ ૪૪ જેટલાં જુદાંજુદાં કામો ફેરહેવન તરુણ વિદ્યાર્થીસમૂહ જ કરી રહ્યો છે. મુસાફરખાના વગેરે કારીગરીનાં કામો, ક્રીડાંગણોની આયોજનાઓ, મહેમાનોની શુશ્રૂષા અને નિશાળના રસ્તાઓ પરની વાહન-વ્યવહારની વ્યવસ્થા, આદિ ગામ ને સમાજને ઉપયોગી કામો આ લોકો જ ઉકેલે છે. બરફ પડે ત્યારે રસ્તાઓ સાફ રાખવા, શેરીઓની ગંદકી સ્વચ્છ કરવી, રોગો ફેલાતા અટકાવવા, ભેજ અને ખાડાટેકરાવાળી જમીનોમાં પુરાણ કરી દુરસ્ત કરવી, તેમાં બાગાયત કરી શાકભાજી ઉગાડવાં, પક્ષીઓને ચણ તથા પાણી નીરવાં, બીમાર માણસો પાસે રસપૂર્ણ વાચન કરી તેમને મનોરંજન આપવું, સમાજહિતનાં ફંડ-ફાળાઓ કરવા, નળ પાઇપો ફાટે કે આગ લાગે ત્યારે લોકોને સાવચેત કરી સહાય આપવી અને જરૂર પડ્યે જાતે જ તે અટકાવવા પ્રયત્ન કરવા, નદી અને હોજો સ્વચ્છ રાખવાં, આ બધું તેમની અહર્નિશ કામગીરીમાં સમાય છે. ગામના એક પડતર ગંદા ખૂણાને સ્વચ્છ કરી તેને ફૂલછોડથી સુશોભિત કરેલો મેં જાતે જોયો છે.

ફેરહેવનમાં બાળક કુમળી વયમાં હોય છે ત્યારથી જ તરુણ વર્ગ અને વડિલ સમાજનો સહકાર સધાય છે અને ત્યાંની જવાબદારીવાળાં જરૂરી કામોમાં તેમને હિસ્સો લેખાય છે. પ્રયોગ કોઈપણ દેશમાં કે શહેરમાં અજમાવવા જેવો છે. અને તે કાયદો અવશ્ય લેખજો પરંતુ એટલું જોજો કે આરંભથી અંત સુધી કાર્યની ગતિ શિથિલ ન થાય. તે માટે પૂરતી ચોકસાઈ રાખવી. સમાજહિતના આવા પ્રબળ કાર્યની નાની શરૂઆત એકાદ અદનો માણસ પણ કરી શકે. ફેરહેવનની શાળાના શિક્ષકોમાંની એક શિક્ષિકા બાઇ મિસ એલિઝાબેથ હેમિંગ્ટને આ કામ હાથ ધર્યું. બાળકોનાં મન પારખવાની તેની શક્તિ અજબ છે, અને સ્વભાવે તે ઘણી જ આનંદી મમતાળુ અને વ્યવસ્થાશીલ છે.

ફેરહેવનથી હું વૂસ્ટર ગયો. ત્યાંના બાલોદ્યાન શહેર (Junior Garden City)માં યુવાન છોકરાઓને ટમેટાં, કોબી વગેરે શાકો ઉછેર કરી ટોપલા ભરતા મેં જોયા છે. ૧૩થી ૨૧ વરસના ૯૦૦ યુવાનોને દરેકને એકએક જમીનનો ટુકડો આપવામાં આવ્યો છે. તેમાંથી નિપજનો કેટલોક ભાગ યુવાનોના કુટુંબને અને કેટલોક ભાગ રક્ષણ માટે મુખ્ય કોઠારમાં પહોંચાડવામાં આવે છે. કેટલીક વાર તો સારી એવી તેમાંથી નીપજતી નફાની રકમ સેવિંગ્સ બૅંકમાં જમા પણ કરાવી શકે છે. આવા ઉદ્યાનોની યોજના પ્રથમ ૧૯૦૯ના દુષ્કાળમાં રસ્તા ઉપર રખડતા યુવાન છોકરાઓને કામ મળે એ આશયથી એક સહૃદયી અધ્યાપકે શરૂ કરી અને ધીમેધીમે શહેરીઓ તથા સમાજે એ કાર્યની શુભ ભાવના ઝીલી તેમાં રસ લેવા માંડ્યો છે.

શરૂઆતથી જ કામની વહેંચણીનું કાર્ય શહેર સમસ્તના અગ્રણીઓના મંડળે અને તવારીઓએ રાખ્યું. ખાતર વગેરે જરૂરિયાતો માટે સમાજમાંથી જ ફાળા કરી ખર્ચને પહોંચી વળવાની વ્યવસ્થા થઈ. નવાનવા શાકભાજી અને ઉપયોગી ફળફૂલના છોડ તથા ઝાડોની ઉદ્યાનોમાં આયાત થઈ ગઇ, અને સારા એવા જથ્થામાં બીજો સમર્થ પણ સહેલાઇથી થઈ ગયો. કેટલાક દયાળુ વ્યાપારીઓએ આ કાર્યમાં અગાઉથી બી જ વગેરે પૂરા પાડવામાં સહાય કરી

આલાબામા પ્રાંતના ફીલ્સન્હીલે ગામની એક હાઈસ્કૂલનું ઉદાહરણ પણ ઘણું જ ધ્યેયલક્ષી અને અનુકરણીય ગણે તો લાગ્યું છે.

એકવાર ફીલ્સન્હીલના વિદ્યાર્થીઓને જણાયું કે શહેરમાં આવતાં ઘણાંખરાં શાકભાજી અને ફળો બહારગામમાંથી પૂરાં પાડવામાં આવે છે. તે જાતના પૅકબંધ ડબ્બામાં ભરવામાં આવે તો વધુ સ્વચ્છ રહી સ્વાસ્થ્ય બક્ષે. તેથી તેમણે એક સંસ્થા સ્થાપી તે દ્વારા એ માલ પહોંચાડવા માટે ડબ્બા ભરવાનું કારખાનું શરૂ કર્યું.

ધીમેધીમે આ તરુણ મંડળે જમીન ખેડવાનું એક ટ્રૅક્ટર (હળ) અને ફળોની જીવાત દૂર કરવાની પિચકારીઓ મેળવી બગીચાઓનું ખેડાણકામ અને ફળો છાંટવાનું કામ સુલભ કર્યું છે. આ માટે થતાં ખર્ચને ખેડૂતો પણ ખુશીથી વરાડે ભોગવી લે છે, અને આ રીતે પાકમાં પણ બેવડો વધારો થયો છે. ઘણીવાર તો આ મંડળે પડોશના બગીચાઓના નહેરો સમારી પાળો પણ કરી આપી છે. લોઈનું સુધારીકામ કરી, ગાયભેંસ દોહવાની ઘોડીઓથી માંડી અનેક જાતના ઉપસ્કર બનાવવાના ઉપયોગી ઉદ્યોગો હાથ કર્યા છે. હળની દુરસ્તી કે ગામડાની પ્રાથમિક શાળાનું ફર્નિચર બનાવવાનો પણ એમના કામમાં સમાવેશ થાય છે.

ઘરકામ શીખતી છોકરીઓ પોતાના વર્ગમાં મેળવેલ સુવિજ્ઞાન કે ઇતર અભ્યાસને વ્યવહારુ જીવનમાં મૂકવા સતત પ્રયત્ન કરે છે. વર્ગમાંની એકાદી ગરીબ છોકરીનું ઘર સુશોભિત કરી તેને સોંપી આપવામાં તનતોડ મહેનત સમર્પતી તરુણીઓ મારા જોવામાં આવી છે. સીવણકામ કરતી છોકરીઓ જૂનાં ઊનનાં કપડાં લઈ તેમાંથી શાળાના ગરીબ વિદ્યાર્થીઓનાં કપડાં સમારવામાં કે નાના બાળકોનાં ઝભલાં તૈયાર કરવામાં શરમાતી નથી. ટાઢ ઓછી થાય અને વસંતઋતુ બેસે કે તુરત તેઓ નાનીનાની શિશુશાળાઓ પોતાની જ જવાબદારીથી શરૂ કરે છે. શિશુસંગોપનની ચોપડીઓ વાંચીને મેળવી શકાય તેના કરતાં પણ અનેકગણું વધુ જ્ઞાન આમ સ્વાનુભવથી આ ઉપક્રમથી તેમને મળી જાય છે.

શહેરમાં સીનેમાની ખોટ જણાતાં તરત જ શાળા દ્વારા એક ફિલ્મ બતાવવાનું 'પ્રોજેક્ટર' વેચાતું લઈ ફિલ્મો ભાડે મેળવવાની તજવીજ કરીને તેમણે પ્રત્યક્ષ જ્ઞાન પ્રચારવાની વ્યવસ્થા પણ કરી છે. માત્ર પાંચ અઠવાડિયામાં પાંચ પ્રોગ્રામો ગોઠવી શકાયા. એક તો ખાસ શાળાના જ કૅમ્પાઉન્ડમાં. અને ધીમેધીમે જણાયું છે કે આ ઉપક્રમ આર્થિક દૃષ્ટિએ પણ ગામને ફાયદાકારક અને જ્ઞાનવર્ધક બન્યો છે. આથી પણ વધુ મનોરંજક અને કલ્પનાશીલ પ્રવૃત્તિ આ તરુણ સમાજે શોધી કાઢી છે. ગામના લોકો અને બાળકો માટે રમવાનું એક ક્રીડાંગણ ઉઘાડવામાં આવ્યું છે, જ્યાં જાતજાતની રમતગમતનાં સાધનો સુલભ બનાવ્યાં છે. શાળાનું ક્રીડાંગણ ને રમતનું મેદાન જાહેર જનતા માટે સાંજના ભાગમાં ખુલ્લું રાખવાથી જનતાના સીધા સંપર્કમાં આવવાનું બની શક્યું. આ બધાની વ્યવસ્થા અને દેખરેખ માત્ર નાની ઉંમરના તરુણો સુંદર રીતે કરી રહ્યા છે. આમ કરતાં કરતાં તેઓ કામ શીખી લે છે, તેમ જ જ્યારે અને જ્યાં કામ જણાય ત્યારે અને ત્યાં કામ નિપજાવવાની શક્તિ પણ પ્રાપ્ત કરી ગયા છે. ફીલ્સન્હીલમાં વિદ્યાર્થી આલમ અને તરુણ જગતની વેડફાઈ જતી શક્તિનો આવો બુદ્ધિપૂર્વકનો તથા ક્રિયાશક્તિ વધારનો કરવામાં આવેલો ઉકેલ ખરેખર ત્યાંના સારાયે સામાજિક જીવન પર અનેરા ચેતનનો સંચાર કરી રહેલ છે અને ત્યાં સામુદાયિક સહકારનો અખાડો જામ્યો છે.

નૉરિસ બંધ તૈયાર થતાં ત્યાં એક નવું શહેર વસી ગયું અને ત્યાં નવી જ સ્થપાએલી નૉરિસ હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને આરંભમાંથી જ, શહેર બંધાતું ગયું તેમતેમ, કદી ન મળે એવી સહકાર કરવાની તક મળી. શહેરની રચના માટે ઘરોને જરૂરી સામાન બનાવનારાં કારખાનાંઓમાં તેઓ જોડાઈ ગયા. કેટલાક યુવાનોએ ઉદ્યાનો વગેરે શહેરની સુશોભન-પ્રવૃત્તિઓમાં મન પરોવ્યાં, જ્યારે કેટલાકે શહેરની ઈતર આવશ્યકતાઓ પૂરી પાડવામાં કામગરી સ્વીકારી. તેના પરિપાક રૂપે, પહેલાં જ્યાં જંગલ અને ખેતરો હતાં ત્યાં, શહેરની સાથે જ નૉરિસ નામના એક વિશાળ સરોવરને, ૮૦ માઇલ લાંબો બંધ સાંપડ્યો. આથી શહેરને વીજળી પણ આપી શકાઈ.

પાછળથી તપાસ કરતાં જણાયું કે આ બંધથી મૅલેરિયા અને મચ્છરોનો ભય જણાય છે. અને એથી કદાચ જાહેર જનતાની સુખાકારી જોખમાય તેમ લાગવાથી ટેનેસી સંસ્થાનની વીજળિક કંપનીએ નૉરિસ શાળાના છોકરા-છોકરીઓને મદદમાં લીધાં. અત્યંત ઉત્સાહથી આ બાળસેનાએ સાથ આપ્યો. બધી ભેજવાળી જગ્યાઓ પૂરી દઈ તેમણે મચ્છરોનો નાશ કર્યો અને, પડતર પાણીની યોગ્ય નીકો કરવી, પાણીની સપાટી પર તેલ પાથરવું વગેરે તેને લગતાં બધાં કામોમાં તેમણે પૂરી તનતોડ જાતમહેનત સમર્પી અને પ્રથમ દરજ્જાનું શાસ્ત્રીય કાર્ય તેમના હાથે પાર પડ્યું.

દર વર્ષે વિદ્યાર્થીઓની નવીનવી ટુકડીઓ આવાં કામોમાં પ્રવૃત્ત થાય છે. જોઈતાં નાણાં વગેરે સ્થાનિક વ્યાપારી મંડળો પૂરાં પાડે છે. કેટલીકવાર તો આવી ટુકડીઓ મચ્છરવાળા પ્રદેશમાં મચ્છરદાનીઓ પહોંચાડે છે અને કોઈ ગરીબ ઘરને વગર ખર્ચે મચ્છરદાનીની સિલાઈ જાતે કરી આપે છે.

કેપ કૉડના છેડે વસેલા પ્રૉવિન્સ ટાઉનમાં મચ્છરોનો ત્રાસ નથી, પરંતુ અવારનવાર ત્યાં વહાણો કે હોડીઓ ખડકો સાથે અથડાઈ તૂટી જવાનો ભય બહુ રહે છે. ૧૯૪૦ના જુલાઈ માસમાં એ ગામના ખરેખર તદ્દન નાની ઉંમરના ૩૦ કુમારોએ સેવાભાવથી આ કામ બહુ જ ઉત્સાહથી હાથ ધર્યું.

દરોડાના વખતે કેમ કામ લેવું તેની તાલીમ કિનારા પરના ખલાસીઓ પાસેથી લઈ લીધી અને કિનારા પરના મોરચાનું રક્ષણ તથા તકેદારી પૂરી વ્યવસ્થા ને ચોંપથી શરૂ કરી દીધી. પરીક્ષાઓ પૂરી થયા પછી તેઓ આ વ્યાવહારિક શિક્ષણ માટે શનિવારે તથા રવિવારે કોસ્ટગાર્ડ-સ્ટેશન (કિનારા પરની ચોકી) ઉપર જઈ ડ્રિલ કરે છે, ડૂબતા માણસોને ઉગારવાના ઉપાયોનો ઉપયોગ શીખે છે, ખડો પહેરો ભરે છે, પ્રાણસંકટમાં પડેલા માનવીની સારવાર કરે છે, નોંધો રાખે છે ને ઘણીવાર સામાન પણ ખાંધે ચડાવી લે છે. એ રીતે સમાજના વહાણના કૂવાસ્તંભ જેવું સેવાકેન્દ્ર તેમણે સ્થાપ્યું છે.

અમેરિકામાં 'અમેરિકન યુથ કમિશન' એ નામનું એક મંડળ છે. એકંદરે ૩૦ સંસ્થાઓમાં રહેલી ૬૫૦ કામોની વિગતવાર યાદી આ મંડળે તૈયાર કરી છે, અને માત્ર ઠરાવો પસાર કરી બેસી ન રહેતાં વધુ કંઈપણ કરવાની જેની ઇચ્છા હોય તે સૌ કોઈને આ મંડળ તરફથી ક્રિયાત્મક સૂચન મળી રહે છે. આવી પ્રવૃત્તિ અમેરિકામાં ઠેરઠેર છે. તેના ઉપક્રમોની સંક્ષિપ્ત યાદી નીચે મુજબ છે:

ગામની આસપાસ કે શાળાની નજદીક ઝાડો રોપવાં કે સ્વચ્છતા રાખવી, ધસી પડેલી જમીનવાળાં ખેતરો કે બગીચાની પાળો બાંધી સંભાળ લેવી અને નાની આગો હોલવી પ્રજાનું રક્ષણ કરવું; રમતગમતનાં સાધનો ને મનરંજનના ઉપક્રમો સમાજ સમક્ષ અવાર-

# સામયિક ચિંતન

## વિદ્યાર્થીઓ અને સમાજ

આજની ઘણીખરી નિશાળો સમાજથી બહુ વેગળી રહી ગઈ છે. નિશાળમાં વિદ્યાર્થીઓને પાઠો શિખવાય છે, પરંતુ આજુબાજુની જરૂરિયાતો, તકો અને જીવનનાં કર્તવ્યોના મેળ તેઓ બાંધી શકતા નથી. આ દીવાલ જ સમાજ અને વિદ્યાર્થીજગતની આડે ઊભી છે તે નષ્ટ થઈ શકે તેવી છે. કેટલીક શાળાઓ ઉપર્યુક્ત આદર્શને પહોંચી પણ શકી છે. કેમ અને કેવી રીતે તે જોઈએ.

તરુણોને બીજો પણ એક ભય છે. શાળામાંથી બહાર પડ્યા પછી જ તે જણાય છે,—જ્યારે તેમને રોજગાર કે નોકરી મળતા નથી ત્યારે. આજે યુદ્ધ દરમિયાન રક્ષણને માટે કેટલાક મોટા ઉદ્યમો ગઢ થયા છે, છતાં લાખો માણસો હજુ બેકાર છે. તેમને કામનો અનુભવ કે તાલીમ ન હોવાથી નોકરી મળતી નથી અને નોકરી સિવાય તેમને અનુભવ કે તાલીમ પણ કોણ આપે? એટલે ત્યાં જ પૂર્ણવિરામ.

આજની જેમ યંત્રયુગનું જોર નહોતું ત્યારે લોકો બધાં કામો પોતાને હાથે ઘરમેળે જ નાના પ્રમાણમાં કરી લેતા. ત્યારે તરુણ વર્ગનો ખપ પડતો. તેઓ તરત જ ખેતરનું કામ, કાંતણ, પીંજણ, રાંધણ, બાળકોની સંભાળ વગેરે ઉપાડી લઈ કુટુંબ અને સમાજને મદદરૂપ બનતા. આમ તેમનો આર્થિક બોજો જરા યે નહોતો અને સમાજને તેમની ગરજ હતી. પરંતુ યંત્રયુગમાં એમનું શું કરવું? એમને માટે કયાં સ્થાન છે? સમાજે કોઈ [illegible] વિચારપૂર્વક કર્યા વિના ચાલશે નહિ. તેમાં ખાસ કંઈ મુશ્કેલી પણ નથી.

છોકરાઓને પ્રથમથી જ અંગત જવાબદારીવાળાં અને ઉપયોગી કામો કરવા દેવા જોઈએ. એવાં કામોમાં સમાજને તેમની અવશ્ય જરૂર છે તેની સમાજે તેમને પ્રતીતિ આપી દેવી જોઈએ. તેમનાં કર્તવ્યો શાં શાં છે તેની, માત્ર તરુણોની જ નહિ, આજે તો પુખ્ત ઉંમરના લોકો પણ ઘણીવાર પોતાનું કર્તવ્ય સમજતા નથી હોતા અને હકો માટે જ બરાડા પાડી ઊઠે છે. તરુણ વર્ગ તેમનું આવું અનુકરણ કરે તો તેમાં શી નવાઈ?

અમેરિકામાં માસાચ્યુસેટ્સ પરગણાના 'ફેરહેવન' ગામની શાળામાં આજે કેટલાક વરસથી વિદ્યાર્થીઓને, તેઓ સમાજના અગત્યનાં ઘટક છે ને તે પૂરતા તેઓ સમાજના ઋણી છે તે સમજાવવાના પ્રયત્નો આદરાયા છે, અને તેને માટે નાનાં બાલોન્નતિ મંડળો (Junior Improvement Associations) સ્થપાયાં છે. આવા એક મંડળની સભામાં હાજરી આપવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું. વર્ગશિક્ષકે એક ૧૩ વર્ષની બાળાને વર્ગનું સંચાલન સોંપી દીધું. તે સાથે જ સર્વત્ર શાંતિ પ્રસરી અને સભાનું કામકાજ શરૂ થયું. આગળના કામનો અહેવાલ વંચાયો. તેમાં મંડળે પૂરાં કરેલાં લોકોપયોગી કામોનું વિગતવાર નિવેદન હતું. પછી, આવતી બેઠક પહેલાં કરવાનાં કામોનો ક્રમ નક્કી થયો. તેમાં ખાસ તો ગામની આસપાસ થતાં પીળાં ફૂલોની કાંટાળી વાડો સમારવાનો ઉપક્રમ હતો. આ માટે બરાબર યોજના થઈ. કોણે કયું કામ કરવું તેની વહેંચણી થઈ ગઈ. શિક્ષક આ દરમિયાન અક્ષરે બોલ્યા નહિ. બધું જ કામ વિદ્યાર્થીઓ જ ઉત્સાહપૂર્વક કરી રહ્યા હતા. આમ, છોકરાઓને સભાનું સુયોગ્ય સંચાલન આપમેળે જ આવડ્યું અને એ પાઠ તેમના ભાવિ જીવનમાં સહેજે ઉપયોગી બને તેવો પાઠ મળ્યો. લોકશાહીનાં મોટાં ભાષણોનાં પોથાં કે પુસ્તકો વાંચવાથી થતા માત્ર કલ્પનાવિહાર કરતાં આ પ્રત્યક્ષ આપમેળે મળેલો અનુભવ વધુ સફળતા નહિ આપે?

એ શાળામાં લગભગ ૪૪ જેટલાં જુદાંજુદાં કામો ફેરહેવનનો તરુણ વિદ્યાર્થીસમૂહ જ કરી રહ્યો છે. સુથારીકામ વગેરે કારીગરીનાં કામો, [illegible], સંકેતસ્થાનોની [illegible] અને નિર્જન રસ્તાઓ પરની વાહન-વ્યવહારની વ્યવસ્થા, આદિ શાળા અને સમાજને ઉપયોગી કામો આ લોકો જ ઉકેલે છે. બરફ પડે ત્યારે રસ્તાઓ સાફ રાખવા, શેરીઓની ગટરો સ્વચ્છ કરવી, રોગો ફેલાતા અટકાવવા, ભેજ અને ખાડાટેકરાવાળી જમીનોમાં પુરાણ કરી તે દુરસ્ત કરવી, તેમાં બાગાયત કરી શાકભાજી ઉગાડવા, પક્ષીઓને ચણ તથા પાણી નીરવાં, બીમાર માણસો પાસે રસપૂર્ણ વાચન વાંચી તેમને મનોરંજન આપવું, સમાજહિતના ફંડ ફાળાઓ કરવા, જંગલની પાસે ક્યારે આગ લાગે ત્યારે લોકોને સાવચેત કરી [illegible] આપવી અને જરૂર પડ્યે જાતે જ તે અટકાવવા પ્રયત્ન કરવા, ગટરો અને કૂંડીઓ સ્વચ્છ રાખવી, આ બધું તેમની અહર્નિશ કામગીરીમાં સમાય છે. ગામના એક પડતર ગંદા ખૂણાને સ્વચ્છ કરી તેને ફૂલછોડથી સુશોભિત કરેલો મેં જાતે જોયો છે.

ફેરહેવનમાં બાળકો કુમળી વયમાં હોય છે ત્યારથી જ તરુણવર્ગ અને વડીલ સમાજનો સહકાર સધાય છે અને ત્યારથી જ જવાબદારીવાળાં જરૂરી કામોમાં તેમનો હિસ્સો લેવાય છે. આ પ્રયોગ કોઈપણ દેશમાં કે શહેરમાં અજમાવવા જેવો છે. અને તેનો ફાયદો અવશ્ય લેવાશે પરંતુ એટલું જોવું કે આરંભથી અંત સુધી એ કાર્યની ગતિ શિથિલ ન થાય તે માટે પૂરતી ચોકસાઈ રાખવી જ. સમાજહિતના આવા પ્રબળ કાર્યની નાની શરૂઆત એકાદ અદનો માણસ પણ કરી શકે. ફેરહેવનની શાળાના શિક્ષકોમાંની એક શિક્ષિકા બાઈ મિસ એલિઝાબેથ હેસ્ટિંગ્સે આ કામ હાથ ધર્યું છે. બાળકોનાં મન પારખવાની તેની શક્તિ અજબ છે, અને સ્વભાવે તે ઘણી જ આનંદી રમતાળુ અને વ્યવસ્થાશીલ છે.

ફેરહેવનથી હું જૂન્ટર ગયો. ત્યાંના બાલોદ્યાન શહેર (Junior Garden City)માં યુવાન છોકરાઓને ટમેટાં, મકાઈ વગેરે શાકનો ઉછેર કરી રોપણી કરતા મેં જોયા છે. ૧૩થી ૨૧ વરસના ૭૦૦ યુવાનોને દરેકને એકએક જમીનનો ટુકડો આપવામાં આવ્યો છે. તેમાંથી નિપજનો કેટલોક ભાગ યુવાનોના કુટુંબને અને કેટલોક ભાગ સમાજ માટે મુખ્ય કોઠારમાં પહોંચાડવામાં આવે છે. કેટલીકવાર તો સારી એવી તેમાંથી નીપજની નફાની રકમ સેવિંગ્સ બૅંકમાં જમા પણ કરાવી શકે છે. આવા ઉદ્યાનોની યોજના પ્રથમ ૧૯૦૭ના દુષ્કાળમાં રસ્તા ઉપર રખડતા યુવાન છોકરાઓને કામ મળે એ આશયથી એક સાહસથી [illegible] શરૂ કરી અને ધીમેધીમે શહેરીઓ તથા સમાજે એ કાર્યની શુભ ભાવના જોઈ તેમાં રસ લેવા માંડ્યો છે.

શરૂઆતથી જ કામની વહેંચણીનું કાર્ય શહેર સમસ્તના અગ્રણીઓનાં મંડળો અને તજ્જ્ઞોએ સંભાળ્યું. ખાતર વગેરે જરૂરિયાતો માટે સમાજમાંથી જ ફાળો કરી ખર્ચને પહોંચી વળવાની વ્યવસ્થા થઈ. નવાંનવાં શાકભાજી અને ઉપયોગી ફળફૂલના છોડ તથા ઝાડોની ઉદ્યાનોમાં આયાત થઈ ગઈ, અને સારા એવા જથ્થામાં બીજનો સંગ્રહ પણ સહેલાઈથી થઈ ગયો. કેટલાક દયાળુ વ્યાપારીઓએ આ કાર્યમાં અગ્રણી બની બીજ વગેરે પૂરાં પાડવામાં સહાય કરી

આલાબામા પ્રાંતના ડીક્સનહીલે ગામની એક હાઇસ્કૂલનું ઉદાહરણ પણ ઘણું જ ધ્યેયલક્ષી અને અનુકરણીય મને તો લાગ્યું છે.

એકવાર ડીક્સનહીલેના વિદ્યાર્થીઓને જણાયું કે શહેરમાં આવતા ઘણાખરા શાકભાજી અને ફળો બહારગામમાંથી પૂરા પાડવામાં આવે છે. તે જ સસ્તાના પૅકબંધ ડબ્બાઓમાં ભરવામાં આવે તો વધુ સ્વચ્છ રહી સ્વાસ્થ્ય બક્ષે. તેથી તેમણે એક સંસ્થા સ્થાપી તે દ્વારા એ માલ પહોંચાડવા માટે ડબ્બા ભરવાનું કારખાનું શરૂ કર્યું.

ધીમેધીમે આ તરુણ મંડળે જમીન ખેડવાનું એક ટ્રૅક્ટર (હળ) અને રોપાની જીવાત દૂર કરવાની પિચકારીઓ મેળવી બગીચાઓનું ખેડાણકામ અને ફળો ઝાટવાનું કામ સુલભ કર્યું છે. આ માટે થતા ખર્ચને ખેડૂતો પણ ખુશીથી વરાડે ભોગવી લે છે; અને આ રીતે પાકમાં પણ બેવડો વધારો થયો છે. ઘણીવાર તો આ મંડળે પડોશના બગીચાઓમાં નહેરો સમારી નાખો પણ કરી આપી છે. તેમણે સુથારીકામ કરી, ગાયભેંસ રહેવાની ચોકીઓથી માંડી અનેક જાતના ઉપસ્કર બનાવવાના ઉપયોગી ઉદ્યોગો હાથ ધર્યા છે. હળની દુરસ્તી કે ગામડાની પ્રાથમિક શાળાનું ફર્નિચર બનાવવાનો પણ એમના કામમાં સમાવેશ થાય છે.

ઘરકામ શીખતી છોકરીઓ પોતાના વર્ગમાં મેળવેલ સુશિક્ષણ કે ઇતર અભ્યાસને વ્યવહારુ જીવનમાં મૂકવા સતત પ્રયત્ન કરે છે. વર્ગમાંની એકાદી ગરીબ છોકરીનું ઘર સુશોભિત કરી તેને ભેટ આપવામાં તનતોડ મહેનત સગર્વી તરુણીઓ મારા જોવામાં આવી છે. સીવણકામ કરતી છોકરીઓ જૂના ભીતનાં કપડાં લઈ તેમાંથી શાળાના ગરીબ વિદ્યાર્થીઓનાં કપડાં સમારવામાં કે નાના બાળકોના ઝબલા તૈયાર કરવામાં શરમાતી નથી. ટાઢ ઓછી થાય અને વસંતઋતુ બેસે કે તુરત તેઓ નાનીનાની શિશુશાળાઓ પોતાની જ જવાબદારીથી શરૂ કરે છે. શિશુસંગોપનની ચોપડીઓ વાંચીને મેળવી શકાય તેના કરતાં પણ અનેકગણું વધુ જ્ઞાન આમ સ્વાનુભવથી આ ઉપક્રમથી તેમને મળી જાય છે.

શહેરમાં સીનેમાની ખોટ જણાતાં તરત જ શાળા દ્વારા એક ફિલ્મ બતાવવાનું 'પ્રોજેક્ટર' વેચાતું લઈ ફિલ્મો ભાડે મેળવવાની તજવીજ કરીને તેમણે પ્રત્યક્ષ જ્ઞાન પ્રચારવાની વ્યવસ્થા પણ કરી છે. માત્ર પાંચ અઠવાડિયાંમાં પાંચ પ્રોગ્રામો ગોઠવી શકાયા. એક તો ખાસ શાળાના જ કૅમ્પાઉન્ડમાં. અને ધીમેધીમે જણાયું છે કે આ ઉપક્રમ આર્થિક દૃષ્ટિએ પણ ગામડ ને ફાયદાકારક અને જ્ઞાનવર્ધક બન્યો છે. આથી પણ વધુ મનોરંજક અને કલ્પનાશીલ પ્રવૃત્તિ આ તરુણ સમાજે યોજી કાઢી છે: ગામના લોકો અને બાળકો માટે રમવાનું એક ક્રીડાંગણ ઉઘાડવામાં આવ્યું છે, જ્યાં નજીવી ફીથી રમતગમતનાં સાધનો સુલભ બનાવ્યાં છે. શાળાનું ક્રીડાંગણ ને રમતનું મેદાન જાહેર જનતા માટે સાંજના ભાગમાં ખુલ્લું રાખવાથી જનતાના સીધા સંપર્કમાં આવવાનું બની શક્યું. આ બધાની વ્યવસ્થા અને દેખરેખ માત્ર નાની ઉંમરના તરુણો સુન્દરરીતે કરી રહ્યા છે. આમ કરતા કરતા તેઓ કામ શીખી લે છે, તેમજ જ્યારે અને જ્યાં કામ ન જણાય ત્યારે અને ત્યાં કામ નિપજાવવાની શક્તિ પણ પ્રાપ્ત કરી શક્યા છે. ડીક્સનહીલેમાં વિદ્યાર્થી આલમ અને તરુણ જગતની વેડફાઈ જતી શક્તિનો આવો બુદ્ધિપૂર્વકનો તથા ક્રિયાશક્તિ વધારતો કરવામાં આવેલો ઉપયોગ ખરેખર ત્યાંના સારાયે સામાજિક જીવન પર અનેરા ચેતનનો સંચાર કરી રહેલ છે અને ત્યાં સામુદાયિક સહકારનો અખાડો જામ્યો છે.

•

નૉરિસ બંધ તૈયાર થતાં ત્યાં એક નવું શહેર વસી ગયું અને ત્યાં નવી જ સ્થપાએલી નૉરિસ હાઇસ્કૂલના વિદ્યાર્થીઓને આરંભથી જ, શહેર બંધાતું ગયું તેમતેમ, ફરી ન મળે એવી સહકાર કરવાની તક મળી. શહેરની રચના માટે ઘરોને જરૂરી સામાન બનાવનારા કારખાનાઓમાં તેઓ જોડાઇ ગયા. કેટલાક યુવાનોએ ઉદ્યાનો વગેરે શહેરની સુશોભન-પ્રવૃત્તિઓમાં મન પરોવ્યાં, જ્યારે કેટલાકે શહેરની ઈતર આવશ્યકતાઓ પૂરી પાડવામાં કામગરી સ્વીકારી. તેના પરિપાક રૂપે, પહેલાં જ્યાં જંગલ અને ખેતરો હતાં ત્યાં, શહેરની સાથે જ નૉરિસ નામના એક વિશાળ સરોવરને, ૮૦ માઇલ લાંબો બંધ સાંપડ્યો. આથી શહેરને વીજળી પણ આપી શકાઇ.

પાછળથી તપાસ કરતા જણાયું કે આ બંધથી મૅલેરિયા અને મચ્છરોનો ભય જણાય છે. અને એથી કદાચ જાહેર જનતાની સુખાકારી જોખમાય તેમ લાગવાથી ટેનેસી સંસ્થાનની વીજળિક કંપનીએ નૉરિસ શાળાનાં છોકરા-છોકરીઓને મદદમાં લીધાં. અત્યંત ઉત્સાહથી આ બાળમેળાએ સાથ આપ્યો. બધી ભેજવાળી જગ્યાઓ પૂરી દઇ તેમણે મચ્છરોનો નાશ કર્યો અને, પડતર પાણીની યોગ્ય નીકો કરવી, પાણીની સપાટી પર તેલ પાથરવું વગેરે તેને લગતા બધા કામોમાં તેમણે પૂરી તનતોડ જાતમહેનત ખરચી અને પ્રથમ દરજ્જાનું શાસ્ત્રીય કાર્ય તેમના હાથે પાર પડ્યું.

દર વર્ષે વિદ્યાર્થીઓની નવીનવી ટુકડીઓ આવા કામોમાં પ્રવૃત્ત થાય છે. જોઈતા નાણાં વગેરે સ્થાનિક વ્યાપારી મંડળો પૂરા પાડે છે. કેટલીકવાર તો આવી ટુકડીઓ મચ્છરવાળા પ્રદેશમાં મચ્છરદાનીઓ પહોંચાડે છે અને કોઈ ગરીબ ઘરને વગર ખર્ચે મચ્છરદાનીની સિલાઈ જાતે કરી આપે છે.

કેપ કૉડના છેડે વસેલા પ્રૉવિન્સ ટાઉનમાં મચ્છરોનો ત્રાસ નથી, પરંતુ અવારનવાર ત્યાં વહાણો કે હોડીઓ ખડકો સાથે અથડાઈ તૂટી જવાનો ભય બહુ રહે છે. ૧૯૪૦ના જુલાઇ માસમાં એ ગામના ખરેખર તદ્દન નાની ઉંમરના ૩૦ કુમારોએ સેવાભાવથી આ કામ બહુ જ ઉત્સાહથી હાથ ધર્યું.

કટોકટીના વખતે કેમ કામ લેવું તેની તાલીમ કિનારા પરના ખલાસીઓ પાસેથી લઈ લીધી અને કિનારા પરના મોરચાનું રક્ષણ તથા ચોકીદારી પૂરી સ્વસ્થતા ને ચોંપથી શરૂ કરી દીધી. પરીક્ષાઓ પૂરી થયા પછી તેઓ આ વ્યાવહારિક શિક્ષણ માટે શનિવારે તથા રવિવારે કોસ્ટગાર્ડ-સ્ટેશન (કિનારા પરની ચોકી) ઉપર જઇ ડ્રિલ કરે છે, ડૂબતા માણસોને બચાવવાના ઓજારોનો ઉપયોગ શીખે છે, ખડા પહેરો ભરે છે, પ્રાણસંકટમાં પડેલાં માનવીની સારવાર કરે છે, નોંધો રાખે છે ને ઘણીવાર સામાન પણ ખાંધે ચડાવી લે છે એ રીતે સમાજના વહાણના કુવાસ્તંભ જેવું સેવાકેન્દ્ર તેમણે સ્થાપ્યું છે.

અમેરિકામાં 'અમેરિકન યુથ કમિશન' એ નામનું એક મંડળ છે. એકંદરે ૩૦ સંસ્થાનોમાં રહેલી ૬૫૦ કોમોની વિગતવાર યાદી આ મંડળે તૈયાર કરી છે; અને માત્ર ઉજળા ઠરાવો પસાર કરી બેસી ન રહેતાં વધુ કંઈપણ કરવાની જેની ઇચ્છા હોય તે સૌકોઇને આ મંડળ તરફથી ક્રિયાત્મક સૂચન મળી રહે છે. આવી પ્રવૃત્તિ અમેરિકામાં ઠેરઠેર છે. તેના ઉપક્રમોની સંક્ષિપ્ત યાદી નીચે મુજબ છે:

ગામની આસપાસ કે શાળાની નજદીક ઝાડો રોપવા કે સ્વચ્છતા રાખવી, ધસી પડેલી જમીનવાળાં ખેતરો કે બગીચાની પાળો બાંધી સંભાળ લેવી અને નાની આગો હોલવી પ્રજાનું રક્ષણ કરવું; રમતગમતનાં સાધનો ને મનોરંજનના ઉપક્રમો સમાજ સમક્ષ અવાર-

નવાર રજૂ કરવાં; તરવા માટે હોજ બંધાવવા, શહેરમાં સ્વચ્છતાનો પ્રચાર કરવો, કચરાના ઢગલા દૂર કરી ઉકરડા નષ્ટ કરવા, નદીનાળાં પટતરને બેગ્જવાળાં તથા પૂરથી ભરાઈ જાય તેવાં સ્થાનો નજરમાં લેવાં, મોટરોના અકસ્માતો પર વિચાર કરી તેનાથી સંરક્ષણ કરવાની દૃષ્ટિએ રસ્તા પરના અવરજવર પર નિયંત્રણ કરવું, ફળો પેક કરવાં, લાકડાનો સામાન બનાવવો, ગાદીઓ કપડાં વગેરે કરવાં, સમાજમાં જરૂરી દુરસ્તીકામ કરવું વગેરે.

**આ** તો થોડા માર્ગો બતાવ્યા છે. તમારા જ શહેરમાં તમે આમાંનો અગર આવો કોઈ પણ જનહિતાર્થે રચનાત્મક કાર્યક્રમ યોજી શકો છો, અને તેમાં તમારાં પોતાનાં અને પડોશીનાં બાળકોની મદદ લઈ શકો છો. આથી જરૂર તેમને આકર્ષક કામો સોંપી શકાશે અને જિંદગીનાં કર્તવ્યો તેમજ જવાબદારી જાત પર લેતાં તેઓ શીખી જશે. અને આ માટે બહુ માણસોની પણ જરૂર નથી. એકાદ જ વ્યક્તિ આવો પ્રયોગ શરૂ કરી શકે છે. માત્ર તેનામાં કલ્પના હોવી જોઈએ અને તે અમલમાં ઉતારવાની કર્તવ્યશક્તિ જોઈએ. એક વાર સારી શરૂઆત થઈ જાય તો પેઢી દર પેઢી એ ચક્ર ગતિમાન રહેશે

(જાન્યુઆરી ૧૯૪૨ના રીડર્સ ડાઇજેસ્ટ ઉપરથી)

---

### આ માસની વ્યક્તિવિશેષ

(અનુસંધાન આગળના પાન ૩૨૭થી)

નિરીક્ષણ કરવા ઊપડ્યા એમણે ત્યાંની શિક્ષણસંસ્થાઓનો તલસ્પર્શી અભ્યાસ કર્યો ને હિંદમાં શિક્ષણકાર્ય કરતી સંખ્યાબંધ આર્યસમાજ સંસ્થાઓમાં કઈ કઈ દિશામાં સુધારાવધારા થઈ શકે તે જોયું. આ પ્રવાસે તેમને નવી દૃષ્ટિ આપી અને બેવડા ઉત્સાહની બક્ષિસથી ઊભરાતા હૃદયે તે હિંદ આવ્યા.

આ અરસામાં પંજાબમાં સરકારે વધારેલી જમીન મહેસૂલ અને નહેરના પાણીના દર સંબંધી સરકારી નીતિની સામે લોકોનો પોકાર ઊઠ્યા 'પંજાબી' પત્રની કટારોમાંથી લજપતરાયની લેખિનીએ અમલદારી મહેસૂલ વહીવટ સામે જબરા પ્રહારો કરવા માંડ્યા. પરિણામે ૧૮૧૮ના રેગ્યુલેશન ત્રીજી રૂએ ઈ. ૧૯૦૭ના મે મહિનાના એક દિવસે લજપતરાયને પંજાબની સરકારે અચાનક એમના ઘરમાંથી ઉઠાવીને બ્રહ્મદેશમાં માંડલેના કિલ્લામાં પૂર્યા. જે કાળે જેલ જવું એ આજની પેઠે લહાવ નહોતો ગણાતો તે સમયમાં એ દેશપારી ને કારાવાસને ગર્દિનીથી ભોગવી લઈને તેનો ડર કાઢી નાખનાર લાલાજી પ્રથમ હતા.

લજપતરાયની આ અચાનક દેશપારીથી આખો દેશ ખળભળી ઊઠ્યો. થોડા મહિના માંડલેમાં સરકારી મહેમાનગતની મોજની તે પાછા આવ્યા ને 'મારી દેશપારીની કથની'માં એ વીતકની આખી કથા હિંદી પ્રજા પાસે મૂકી. માંડલેથી પાછા ફરીને લાલાજીએ ફરી એટલી જ ક્ષમતાથી દેશકાર્યની ધુરા હાથ ધરી અને ૧૯૦૭ની સુરતની ઐતિહાસિક મહાસભામાં ભાગ લીધો. તિલક મહારાજ, અરવિંદ ઘોષ, ખાપર્ડે વગેરેના જહાલ પક્ષના નેતાવર તરીકે સુરતે પંજાબકેસરીનું અદ્ભુત સ્વાગત કર્યું. દેશહિતની પ્રત્યેક પ્રવૃત્તિમાં તે હવે મોખરે રહેવા લાગ્યા.

૧૯૧૪ના મહાયુદ્ધ વેળા તે અમેરિકામાં હતા પણ તેમને વિગ્રહ દરમિયાન હિંદમાં આવવાની મના થઈ એ ફરજિયાત દેશનિકાલીના દિવસે દિવસનો ઉપયોગ તેમણે સ્વદેશની સેવા અર્થે કર્યો. લેખિનીથી અને જિહ્વાથી એમણે હિંદની પરાધીન હાલત સંબંધમાં અમેરિકામાં અદ્ભુત પ્રચારકાર્ય કર્યું આઠ વર્ષના એ અમેરિકાવાસ દરમિયાન લાલાજીએ, હિંદની દુર્દશા પુરવાર કરતા આંકડાઓ અને હકીકતોથી ભરેલી દસ લાખ વિવિધ પત્રિકાઓ, પુસ્તિકાઓ ને અખબારલેખો પ્રગટ કર્યા, તથા 'યંગ ઇન્ડિયા' (તરુણ ભારત) નામનું એક પુસ્તક લખ્યું આખરે શહેનશાહના ઢંઢેરાએ લાલાજીને માટે પોતાના પ્રિય વતનમાં પાછા ફરવાનું શક્ય બનાવ્યું ને ૧૯૨૦ના ફેબ્રુઆરી માસની ૨૦મી તારીખે તેમણે હિંદમાં પગ મૂક્યો

આઠ વર્ષના વિજોગ પછી લાલાજીએ હિંદને કિનારે પગ મૂક્યા નવું હિંદ સરજાઈ ચૂક્યું ગાંધીજી અસહકારની વિદ્યુતવાહિની ફૂંકી રહ્યા હતા, અને એના પડઘાઓથી હિંદની દિશાઓ ગાજી રહી હતી. આવી વેળાએ લાલાજીનું સ્થાન ગાંધીજીને પડખે જ હોય અને લાલાજીએ એ સ્થાન તત્કાળ લઈ લીધું

૧૯૨૦ની કલકત્તાની ખાસ મહાસભામાં નેતા લાલાજીને પ્રમુખપદે પધરાવ્યા. એ દિવસોમાં લાલાજીની અવસ્થા નમી જતી હતી, પણ તેમનું શૌર્ય જરા નહોતું ઘટ્યું જુવાનના ઉત્સાહથી તે લડતમાં એ બબ્બે વાર જેલ ગયા ને બીજી જે જે આપદાઓ ને યાતનાઓ સહવી પડી તે પ્રસન્ન ચિત્તે સહી

અસહકારનો જુવાળ ઊતર્યો લાલાજી જેલમાંથી પાછા ફર્યા દેશબંધુએ સ્વરાજ્યપક્ષ સ્થાપ્યો: ધારાસભાઓ સર કરવાનો કાર્યક્રમ યોજ્યો. લાલાજી એ નવા સંગ્રામમાં યે મોખરે રહ્યા. વડી ધારાસભામાં બેઠા પછી, ત્યાં પંડિતજીની જોડે મરણ સુધી તે મહાદેશ હિંદના સિંહની છટાએ ગાજ્યાં

૧૯૨૮માં 'સાયમન કમિશન'ના હિંદના આગમનનો વિરોધ કરવા પંજાબી પ્રજાનું સરઘસ લાહોર સ્ટેશને ગયેલું એને મોખરે લાલાજી, માલવીયજી અને બીજા સ્થાનિક વિખ્યાત નેતાઓ હતા એ સરઘસ વિખેરવા લાલાજીના હૃદયભાગ પર લાઠીના પ્રહાર થયા પ્રહાર થકને ૩૦મી ઑક્ટોબરે લાલાજી ઘાયલ થયા ને ૧૭મી નવેમ્બરે તેમનું હૃદય બંધ પડી ગયું. પંજાબનો સિંહ પોઢી ગયો

રાજકીય સંગ્રામમાં સદા સાહસ, શૌર્ય, આવેશ અને નિર્ભયતાથી ઝૂઝનાર લાલાજીના જીવનની બીજી બાજુઓ પણ એટલી જ જ્વલંત છે. દેશહિતની પ્રત્યેક પ્રવૃત્તિમાં એ નરવીર સદા અગ્રેસર હતો. એ રાજકીય લડવૈયા, વિદ્વાન શિક્ષણશાસ્ત્રી, ઇતિહાસકાર, સમાજસુધારક, દલિતોદ્ધારક, અખબારનવેશ,—અને શું શું ન હતો એ નરવીર એનું હૈયું સેવાનું ને એનો આત્મા સંતનો હતો. એની લેખિની તલવાર સમી હતી અને ઉર્દૂ જબાનના તત્ત્વોની અનોખી હતી દેશને માટે ભોગ ધરવાની એની શક્તિ અનેક હતી એણે, આજ દિવસ સુધીમાં હિંદી સરકારે અંત્યજોના ઉદ્ધારને માટે નથી કર્યું એટલું એકલે હાથે કર્યું છે પોતાનું દેશકાર્ય પોતાના મૃત્યુ પછી યે અવિરત ચાલુ રહે એટલા માટે એમણે નામાંકિત હિંદ સેવક સમાજ જેવી 'હિંદ લોકસેવક-સમાજ' સ્થાપી; એમણે હિંદુ સમાજમાં નવપ્રાણ પૂરવાને હિંદુ સંગઠનની પ્રવૃત્તિની આગેવાની લીધી; એમણે લાહોરની દયાનંદ કૉલેજ જેવી સંખ્યાબંધ શિક્ષણસંસ્થાઓ સ્થાપવામાં હિસ્સો પૂર્યો, ને છેક છેલ્લે પોતાની મિલકતની પાઈએ પાઈનું દાન કરી દઈ લાહોરમાં પોતાની માતાના નામથી મહિલાઓ માટે એક હૉસ્પિટલ સ્થાપીને અને પોતાના વતનમાં પિતાના નામથી એક હાઈસ્કૂલ સ્થાપીને એ માતાપિતાને તૃપ્તિ અર્પી લાલાજીએ ઇતિહાસ રચ્યો છે—જીવી જાણ્યો છે ભાવનાના અક્ષરોએ એવો અદ્ભુત ઇતિહાસ રચ્યો છે.

પરદેશી ઈસ્લામી આક્રમણકારોમાંથી હિંદને પોતાનું વતન બનાવીને અહીં સૌપહેલો વસનાર અને મુઘલ સંસ્કૃતિનો પાયો નાખનાર

# અકબર

## મુઘલ યુગનો ચક્રવર્તી શાહનશાહ

હિંદના મધ્યકાળના ઐતિહાસિક પુરુષોમાં શાહ અકબર જેટલું લોકપ્રિય પાત્ર કોઈક જ હશે. તેના નામ અને જીવન પર લોકોએ કંઈક કથાવાર્તાઓ ઉપજાવી છે અને આજ સુધી નાનકે મોટે અકબર અને બીરબલની ચતુરાઈની વાતો લોકકંઠે ગૂંથાઈ રહી છે ઘણા યે ઐતિહાસિક પાત્રો પરના આવા રંગો કાચા અને સૂક્ષ્મ અન્વેષણને અંતે ખરી પડતા જણાયા છે, પણ અકબરનું જીવનચરિત્ર અને વર્ણન તો આજના વર્તમાનપત્રના ખબરોની જેમ નોંધાએલી તેના સમકાલીન લેખકોની નોંધો, રૂબરૂ પરિચય કરી ગએલા પરદેશીઓના વર્ણનો અને તેના સમયના કલાકૌશલ્યના નમૂનાઓથી સચોટ અને તાદૃશ ઉઠાવ તથા સ્વરૂપ ઉપજાવે છે.

જગતના મહાન રાજકર્તાઓમાં તેનું નામ સીઝર ને નેપોલિયન જેવાની પંક્તિઓમાં ઝગઝગે એટલું પ્રકાશ્યું છે. તેના જ કાળમાં ઇંગ્લેંડની રાણી એલિઝાબેથ પોતાના દેશની પ્રજામાં નવી જાગૃતિ અને નવી અસ્મિતા પૂરી એકતાની સાંકળો દૃઢ કરી રહી હતી ને અંગ્રેજી સાહિત્યનો મહાન સિતારો શેક્સપીઅર તેની પ્રતિભાના પુષ્પો વેરી રહ્યો હતો તે જ વખતે અહીં શાહનશાહ અકબરે તેના યુદ્ધપરસ્ત વડવાઓની પ્રણાલિ છોડી સકળ હિંદુસ્તાનને પોતાનું વતન બનાવી તેની પ્રજાને લોહીથી અને સંસ્કારથી એક બનાવવા પોતાના શાસનનું સર્વ બળ અને સમૃદ્ધિ રેલાવ્યા હતાં. એની રાજ્ય-કારકિર્દીએ હિંદુસ્તાનને એક જ સંયુક્ત સંસ્થાની દૃઢ સાંકળે ગૂંથ્યું. એક સિક્કો એક કાયદો અને તમામ રૈયત માટે એકસરખો ઈન્સાફ લેવાનો મળ્યો. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, જૈન કે શીખ સર્વે ધર્મશાસ્ત્રો વિરોધ વગર પોતાના વિચારો અને તત્વોનો પ્રચાર કરી શકતા તથા પોતપોતાના મંદિરો અને સંપ્રદાયો નિભાવી શકતા એ સમયની મહેસૂલપદ્ધતિ તથા એ સમયે ઘડાએલી હિંદની ચાલુ ભાષાઓ અને ફારસી મિશ્રણથી બનેલી ઉર્દુ ભાષા આજની સરકારને પણ અપનાવવી પડે એટલી દૃઢ અને સુગમ બની હતી.

એના સમયે પ્રધાનમંડળમાં રાજા બીરબલ, રાજા તોડરમલ, રાજા માનસિંહ, તાનસેન ને કવિગંગ જેવા હિંદી રત્નો ઉચ્ચાધિકાર અને શાહનો વિશ્વાસ પામી શોભતાં હતાં; બીજે રાજદરબારની હવાથી દૂર કબીરપંથ અને નાનકના પંથ ધાર્મિક મતમતાંતરોને ભજન અને લોકવાણીના માર્ગેથી દોરી રહ્યા હતા, તો બનારસના ઘાટ પર મહાકવિ તુલસીદાસજી ભારતનો સુવર્ણગ્રંથ રામાયણ વ્રજભાષામાં ઉતારી રામભક્તિની ગંગાથી ઘરઘરમાં આર્યધર્મના બીજ અને સંસ્કાર ઊંડાંઊંડાં રોપી રહ્યા હતા

### પૂર્વકાળ

અકબરના દાદા બાબરમાં સાહસ, પરાક્રમ ને ઉદારતા હતા; કવિતા ને રસિકતા હતાં. એશિયાના ફરઘાના પરગણામાંથી લૂંટ ને મુલકની લાલચ આપી લશ્કર ભેગું કરી તેણે કાબુલ જીતી હિંદુસ્તાન તરફ દોટ કરી. પાણીપતના જંગથી તેણે પંજાબ ને દિલ્હીના રાજ્યકર્તા અફઘાનોની જડ કાઢી નાખી શહેનશાહત હાથ કરી પણ તે પરદેશી જ રહ્યો. તેની નજર હમેશાં પોતાના વતન તરફ જ ઠરી રહેતી. અંતે પોતાના નિર્બળકાય પુત્ર હુમાયૂંને સાજો કરવા ખુદાને પ્રાર્થના કરી તેની માંદગી વહોરી લઈ પોતે ઇ. ૧૫૩૦માં કબરમાં આરામ લીધો

ગર્વભેર ઉજવણી કરી શકાય તેવા જે ગણ્યાગાંઠ્યા રાજાધિરાજો હિંદુસ્તાન પર અમલ કરી ગયા તેમાંના એક વિશિષ્ટ પ્રકાશમાન તેજોરાશિ શાહનશાહ અકબરના જન્મને ગઈ તા. ૨૩મી નવેમ્બરે ૪૦૦ વર્ષ પૂરાં થયાં પોતાની અનોખી આર્યદૃષ્ટિ વડે હિંદી સામ્રાજ્યનું નવઘડતર કરવાનું મહાકાર્ય આરંભી મુઘલ સલતનતના ઊંડા પાયા નાખનાર એ ચક્રવર્તી રાજવીની ચતુ શતાબ્દી (ચારસોમી જન્મજયંતી)નો ઉત્સવ આજની રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય વિષમતાઓને લીધે દેશમાં ચોમેરથી ઊજવાઈ શક્યો નથી એનો અસંતોષ હરકોઈ સંસ્કારવાણુ, ઇતિહાસજ્ઞ, રાજનીતિજ્ઞ કે સૌન્દર્યપ્રેમીને હોવો જોઈએ. અમે આ સાથે એની આછેરી ચરિત્રરેખા આપી થોડોક સંતોષ અનુભવીએ છીએ



પણ પાછળથી અફઘાનોએ હુમાયૂંને હરાવ્યો. બિહારના સૂબા શેર અફઘાને તેની નબળાઈનો લાભ લઈ દિલ્હી પર ચઢાઈ કરી તેને નસાડ્યો ને દિલ્હીનું તખ્ત હાથ કર્યું. હુમાયૂં થોડા સાથીઓ અને પંદર વર્ષની પોતાની ગર્ભવતી બેગમ હમીદાને લઈ સિંધના રણમાં નાસી ગયો. ત્યાં ઉમરકોટના હિંદુ રાજા રાણાપ્રસાદને આશ્રયે બેગમ હમીદાને મૂકી દુશ્મનોના ભયથી એણે રણમાં છુપાતા ભટકવા માંડ્યું

ઈ. ૧૫૪૨ની એક સવારે તેણે દૂરથી ધૂળની ડમરી ઉડાડતા કેટલાક સવારો આવતા જોયા. પણ તે ઉમરકોટની દિશામાંથી આવતા હોવાથી સારા સમાચારની આશા ધારી તેઓની રાહ જોઈ. ખરેખર એ સમાચાર તેના સૌભાગ્યની ઉત્તમ નિશાની બન્યા. હમીદા બેગમે એક સુંદર શાહજાદાને જન્મ આપ્યો હતો. પણ આવનારાને વધાઈમાં આપવાને તેની પાસે કશું નહોતું. તેના નોકર જોહરે કહ્યું કે થોડું રૂપાનાણું અને કસ્તુરીનો એક ગોટો માત્ર છે. હુમાયૂંએ કસ્તુરીનો ગોટો ફોડી થોડાથોડા કણ તેના સરદારોને વહેંચી આપ્યા ને કહ્યું 'તમને વધાઈમાં આથી બીજું આપવા મારી પાસે કંઈ નથી. આ કસ્તુરીની મહેકની જેમ આ શાહજાદાની કીર્તિ એક દિવસ દુનિયાભરમાં ફેલાઈ જશે.'

ઇ. ૧૫૪૨ના નવેમ્બરની એ ૨૩મી તારીખ હતી; પણ ૨૯મી ડિસેમ્બર પહેલાં તેને બેગમ અથવા શાહજાદાના મોં જોવા નહોતાં મળ્યાં. તે પછી પણ બીજી આફતો વેઠી હુમાયૂં તેની બેગમને લઈ ઈરાનના શાહ તહમાસ્પને આશ્રયે જઈ રહ્યા. એ વખતે શાહ તહમાસ્પના દરબારમાં કવિઓ અને ચિત્રકારોનો સારો આદર હતો. હુમાયૂંને તેણે નામનું થોડું લશ્કર આપી થોડા વખતમાં રૂખસદ આપી. એની મદદથી તેણે કંદહાર લીધું અને કાબુલ આવ્યો. તેનો ભાઈ કામરાન અહીં હતો અને બાળક અકબર, નોકર જોહરના વાલીપણા નીચે ત્યાં ઉછરતો હતો. હુમાયૂં કાબુલમાં નવ વર્ષ રહ્યો. તે વખતમાં હિંદુસ્તાન પાછું લેવા તેણે લશ્કર એકઠું કર્યું અને પોતાના વારસદારની તાલીમ અને શિક્ષણ પર ધ્યાન આપ્યું.

પણ શિક્ષણ કોને ? ઉસ્તાદો ભલેને ગમે તેવા વિદ્વાન હોય, પણ શીખનારનું મન કોઈ હાથ કરી શકવાના હતા ? ઉસ્તાદો યે અને થાકયા, પણ છોટે શાહજાદા અક્ષર લખવાનુ ન શીખ્યા તે ન જ શીખ્યા મોટી ઉમરે જેવીતેવી સહી કરેલી શાહી દસ્તાવેજોમા કોઈક ઠેકાણે મળે છે એટલુ જ. હુમાયૂ ને કળા અને કવિતાનો બેહદ શોખ હતો, તેથી પુત્રે કાઈ શિક્ષણ ન લીધુ તેનો તેને ભારે રજ થતો. પણ જન્મથી જ જેને આફતો, ભય, સાહસ અને જીવલેણ પ્રસંગો વીતી ગયા હતા તે બાળકને અલેફ-બે-પે ઘૂટતા ઘરમા ગોધાઈ રહેવુ ગમતુ જ નહોતુ બહાદુરી અને તોફાન સિવાય કશુ તેને રૂચતુ નહિ ઘોડા, કૂતરા ને કબૂતરનો તેને બેહદ શોખ હતો. સવારી, પોલો ને તલવારપટામા તેની કાબેલિયત ઉચ્ચ પ્રકારની જામી અને નિશાન-બાજીમા તે એક્કો થયો પણ આમ હોવા છતા સાહિત્ય પ્રત્યેના તેના આદર કે પ્રીતિ, બીજા રમતિયાળોની જેમ, ગુમ થઈ ગયા નહોતા કોઈ વાચે કે કહી સભળાવે તે ઘણા રસથી એ સાભળતો અને ફાર-સીની અનેક કવિતાઓની કવિતાઓ તેને એ રીતે મુખપાઠ થઈ ગઈ હતી તેમા યે સૂફી પથનુ સાહિત્ય તેને બહુ ગમતુ

આ સાથે તેને કળાનુ શિક્ષણ આપવા તેના પિતા હુમાયૂએ ઈરાનથી મીર સૈયદઅલી અને અબ્દુસ્સમદ નામના બે નામીચા ચિત્રકારોને બોલાવ્યા હતા, જે પાછળથી દિલ્હીમા અકબરના શાહી ચિત્રકારોની પદવી પામ્યા હતા એમની પાસેથી અકબરે ઈરાની શૈલીનુ ચિત્રકામ ઠીક શીખી લીધુ હતુ

ઈ ૧૫૫૫મા બધી તૈયારીઓ કરી, બહેરામખા નામના બહા-દુર સીપાહસાલારને સેનાપતિ બનાવી હુમાયૂં પજાબ પર ત્રાટક્યો તેણે લાહોર કબજે કર્યું અને દિલ્હીની ગાદી પર જે નબળો સુલતાન હતો તેને તુરત જ તારાજ કરી તે જ વર્ષે દિલ્હી પણ લીધુ બહે-રામખાને અકબરના રક્ષક વાલી તરીકેનો હોદ્દો સોપાયો અને અક-બર તેની સાથે પજાબમા રહ્યો

પણ ઇ ૧૫૫૬ની સાજે હુમાયૂં નમાઝ પઢીને એક મિનારા પરથી નીચે ઊતરતા સીડી પરથી લપસી પડતા મરણ પામ્યો અને અક-બરને માત્ર ચૌદ વર્ષની નાની ઉમરે રાજ્યાધિકાર સભાળવો પડ્યો તેણે બહેરામખાની મદદથી બધા અફઘાન શત્રુઓને પરાસ્ત કર્યા તેમા છેલ્લા અફઘાન શાહ મહમદશાહ આદિલનો હિંદુ પ્રધાન હેમુ તેમને બહુ વસમો પડ્યો અને તેની સાથે પાણીપતના મેદાન પર કાતિલ જગ થયો એ લડાઇમા હેમુની આખમા એક તીર વાગતા તે પડી ગયો અને તેનુ લશ્કર વિખરાઈ ગયુ હેમુને કેદ કરી બહેરામ-ખાએ અકબર આગળ રજૂ કર્યો પણ તરુણ અકબરે લાચાર દુશ્મન ઉપર તલવાર ચલાવવાની ના પાડી, એટલે ખાએ પોતે તેને પૂરો કર્યો આ પ્રસગથી અકબરને બહેરામખા પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઈ

હજી તેની તાલીમ ચાલુ જ હતી. શરીરની તાકાત અને શક્તિ-ઓ બઢાવવામા તે એક્કો હતો, પણ ભણે એ બીજા! ઉસ્તાદો વાચે અને શાહ સાંભળી લે! એ ચૌદમે વર્ષે પણ તેને એકાતનો ભારે નાદ લાગ્યો હતો વખતોવખત તે બધાની સોબત છોડી દૂર નીકળી જાય અને વિચારો કર્યા કરે પણ તે સિવાય તે મર્દાનગીના પ્રસગો એકે ચૂકતો નહિ. હિંદુસ્તાનમા હાથીઓ જોઈ તેના પર કાબૂ મેળવવાની તેને અજબ ઊર્મિ થઇ આવી એક વખત તે એક ચોક અને બગીચા વચ્ચેથી પસાર થતો હતો, એવામાં એક ગાડો બનેલો હાથી મહા-વતને મારી બીજા માણસ પાછળ દોડતો ત્યાથી નીકળ્યો જુવાન શાહે તત્ક્ષણ તેની સામે ધસી જઈ એ હાથીના દતૂશળ ઉપર પગ મૂકી તેની પીઠ પર સવારી કરી લીધી અને હાથીને કાબૂમા લઈ બીજા એક તોફાની હાથી સામે તેને લડાવવા માડ્યો એ દરમ્યાન બીજા હાથી પરનો મહાવત અકુશ ખોવા લાગ્યો એમ દેખાયુ, એટલે તરત પોતાના હાથી પરથી તે હાથી પર કૂદી પડી પંડ લીધો સમયસૂચકતાના, હિંમતના અને અમાપ઼કથના આવા તો કેટલાયે પ્રસગો તેના જીવનમા નોધાયા છે

વિચારશીલ અને ચિંતક અકબરમા આવી સાહસિક વૃત્તિ હોવાનું ઊંડુ કારણ તેણે પોતે જ પ્રકટ કર્યું છે વખતોવખત તેને આસ-પાસના અજ્ઞાની અને જડ બુદ્ધિના લોકસમુદાય તથા રૂઢિચુસ્ત વિદ્વાનો અને પડિતો તેમજ આચાર્યોને જોઈ સસાર પર કંટાળો આવતો. તેના સાર્વભૌમ એકતાની ભાવનાની કોઈ કદર કરી શકતુ નહિ ત્યારે તેને એક જાતની ઉદાસીનતા આવતી અને ખુદાને પોતાની હયાતીની જરૂર નહિ હોય તો પોતાને ખેંચી લેશે એવા ખ્યાલથી તે મોતનાં જોખમો ખેડી ખાત્રી કરી લેતો કે હજુ મારી પાસે કાંઈક કાર્ય કરાવવાની તેની મરજી છે. દગા, કપટ, ઇર્ષ્યા અને ખટપટ ચોમેર જામ્યા હોય અને કોઈ જ માણસ ભરોસો રાખવા લાયક ન જણાય ત્યારે તે અજબ શાન્તિ અને નિર્વિકલ્પ ભાવ મુખ પર જ જાળવીને જેમણે દગો કે ફૂડ કર્યા હોય તેમના હાથમા જ વિશ્વાસુ કામ મૂકી તેનામા બાકી રહેલી માનવતાને સુધરવા ને ઊંચે ચડવાની તક આપતો. તેની હજૂરમા રહી ગએલા એ વેળાના ખ્રિસ્તી યુ-રોપિયન પાદરીઓ બહુ બારીકીથી તેની પ્રવૃત્તિઓ અને સ્વભાવના વિગતવાર વર્ણનો આપી ગયા છે તેના શાહી ચિત્રકારોએ તેની હરેક પ્રવૃત્તિના સમયસમયના ચિત્રો આલેખી મુઘલ યુગના એ ચક્રવર્તીને આજના રાજપુરુષ જેટલો સજીવ અને અમર આકૃતિમાં આલેખ્યો છે.

એ વખતે રાજ્યલોભની જે ક્રૂરતાઓ. સહાર અને ખટપટ યુરોપમા હતા તે તો હિંદુસ્તાનને યે વટાવી જાય એવા હતા, છતા ઘણા પ્રસગોમા અકબરને જનતા અને રાજ્યની સલામતી માટે ઘણા ઘાતકી કર્મો કરવા પડ્યાનો દોષ દેવાય છે ખરુ જોતા તે પોતે તો 'ક્ષમા વીરસ્ય ભૂષણમ્'ના સૂત્રનુ પાલન કરવામા અદ્વિતીય હોવાથી માતાપક્ષ અને પિતાપક્ષ તરફથી જધીસખાન અને તેમુર જેવા બે ભયકર સહારકોનુ લોહી તેની નસોમા ઊતર્યું હોવા છતા એની દ-યાળુતા અને માનવપ્રેમ તેનામા ઉદ્ભવે તે આશ્ચર્યકારક છે જે કાંઈ સજાઓ તેને કરવી પડીને એ યુગની એક રાજ્યનીતિ ખાતર કરવી પડેલી જેવી તેની રાજ્યસત્તા મજબૂત થઈ કે તરત તેણે હુકમો કાઢ્યા કે લડાઈમા જીતાએલી પ્રજાને ગુલામ તરીકે કેદ પકડવાનુ બધ કરવું અદાલતે ફાસીની સજા ફરમાવેલા ગુનેગારોની સજા માટે પણ બે વખત શાહી મંજૂરી મળે ત્યારે જ તે સજાનો અમલ થાય

'એક શાસન અને એકધારી વ્યવસ્થા માટેની ઇંતેજારીથી તેણે દરિયાકાઠા સુધીના મુલકો સર કરવાનો લોભ કર્યો અને તેજ કારણે રાણી દુર્ગાવતી અને રાજપુતાનાના અજીત પર્વતો વચ્ચે વસેલા રાજપૂતો જોડે યુદ્ધો કર્યાં, ગુજરાત સર કર્યું, બગાળ હાથ રાખ્યો. પણ વચલા પ્રદેશોમા કઠા રાજપૂતો કેસરિયાં કરીને પણ આખુનમ રહ્યા અને છેવટ સુધી તેમની સાથે ઠેકાણુ ન જ પડ્યું'. તેના પ્રતાપી દુશ્મનોમા રાણા પ્રતાપ, રાણી દુર્ગાવતી, જયમલ રાઠોડ અને ચાદ-બીબીના નામો ઇતિહાસ-મશહૂર બન્યાં છે જયમલ રાઠોડ અને તેના પુત્રનાં પરાક્રમો તથા ટેક પર તો આફરીન થઈને તેણે દિલ્હી-મા તેમની મૂર્તિઓ કરાવી મૂકી હતી

પહેલાના મુસ્લિમ વિજેતાઓએ હિંદુસ્તાન પરની ચડાઈઓ લૂટ ખાતર અથવા તો પોતાનો મુલક વધારવાના હેતુથી જ કરી હતી તેમાના કોઈએ હિંદુસ્તાનને પોતાનુ માન્યુ ન હતુ. પરંતુ અકબર-

શાહે તો હિંદુસ્તાનને પોતાનું પ્યારું વતન બનાવ્યું અને નવી મુઘલ સંસ્કૃતિનો પાયો નાખ્યો. પોતાની રૈયતમાં એકતા લાવવા તેણે હિંદુ રાજકુમારીઓ સાથે પોતાનો અને પોતાના પુત્રોનો લગ્નસંબંધ બાંધ્યો અને તેઓ જીવી ત્યાં સુધી તેમની પૂજા, યજ્ઞો, દાનધર્મ વગેરે રાજમહેલમાં ચાલતાં રહેવા દીધાં. પોતે ચાર વખત નમાજ પઢતો, પરંતુ દરેક ધર્મની ચર્ચા કરી તથા જ્ઞાન મેળવીને તેના સારા અંશો અપનાવતો. તેણે પારસી ધર્મનો પવિત્ર અગ્નિ પોતાના રાજમહેલમાં પ્રકટાવ્યો અને તેનું રખોપું અબુલ ફઝલને સોંપ્યું. પોતે રોજ સૂર્યને નમસ્કાર કરતો, પહેરવેશ રાજપૂતો જેવો રાખતો ને પરમાત્મા પ્રતિ પોતે પ્રજામાત્રનો એક પ્રતિનિધિ બનવા ઇંતેજાર રહેતો.

માનવી માટે એક સત્યધર્મની સ્થાપનાના તેને કોડ હતા ને તે માટે દેશદેશના વિદ્વાનો ને સંપ્રદાયોના આચાર્યો વચ્ચે રોજ સાંજે ધર્મચર્ચાઓ કરાવી તે પોતે ખૂબ શાંતિથી સાંભળતો અને દરેકમાં જે કાંઈ સત્ય હોય તેનો પક્ષ કરતો. આથી ઈસ્લામના પ્રચારકો અને બ્રાહ્મણો ઊકળી ઊઠતા. પણ ધીમેધીમે બાદશાહની શ્રદ્ધા એ બધા ઉપરથી ઊઠતી ગઈ. ધર્મની ખરી પરીક્ષા તેના વચનો કે વાક્યો ઉપરથી નહિ, પણ એ બોલનારાનાં જીવનમાં તે શા ફળ ઉપજાવે છે, તેના આચાર અને અનુભવથી તેનામાં માનવ તત્ત્વ કેટલું ઉચ્ચ બન્યું છે તે પરથી જ તે આંકતો.

મહાન કલાસંસ્થાપક તરીકે તો અકબરશાહનું નામ કદિ નહિ વિસરાય. પરમાત્માની કૃતિ સમજવા માટે કળા એ માનવી પાસે અમૂલું સાધન છે અને કળાકાર બીજા કરતા ખુદાની વધુ નજીક જઈ શકે છે એવું તે ઉચ્ચારતો. પોતે નાનપણમાં ઈરાનના ઉસ્તાદ કલાકારો પાસે તાલીમ લીધેલી હોવાથી તેમને બોલાવીને તેણે ઉચ્ચ અધિકારો આપ્યા. તે સાથે હિંદના જુદાજુદા પ્રાંતોમાંથી, રાજસ્થાનમાંથી ને ગુજરાતમાંથી ઘણા નામીચા કલાકારોને એકઠા કર્યાં અને તેમની કળા પર ચર્ચા તથા વિવેચન કરી 'મુઘલ કળા'ને નામે પ્રખ્યાત થએલી નવી શૈલીનો આવિષ્કાર કર્યો. એ રીતે ઈરાની કળાની રસરંગી જમાવટમાં હિંદની ભાવવાહી રેખાવટ ભળતા. ચિત્રકળા ખૂબ જ પાંગરી અને પરિણામે દરબારો તથા સરદારોમાં તેમજ બીજા રજવાડાઓમાં પણ કળાનાં માનપાન વધી ગયાં. રઝ્મનામા, મહાભારત, અન્વારે સ્વાહિલી વગેરે અનેક ગ્રંથો એ સમયના હિંદુ-મુસ્લિમ કલાકારોના સંયુક્ત સહકારે ચિત્રિત બનેલા હજી મોજૂદ છે ઉપરાંત, આ ચિત્રકારોએ પોતાના આશ્રયદાતાના જીવનની તો અનેક બાજુઓ ચીતરીને તેને અમર કરેલો છે. એ ચિત્રોમાં અકબરની લડાઈઓ, તેના શિકાર, તેની નમાજ આદિ ધાર્મિક ક્રિયાના દૃશ્યો, તેના મિત્રો, તેના દરબારો વગેરે સાક્ષાત નીરખી શકાય છે

શાહની ઉંમર પચ્ચીસ-છવ્વીસ વરસની થવા આવી છતાં તેને ત્યાં શાહીવારસ જન્મ્યો નહોતો તેથી તેણે અનેક પીર અને ઓલિયાની જગ્યાઓની યાત્રાઓ કરી. આગ્રાથી થોડેક ગાઉ દૂર સિક્રી ગામના ડુંગરોમાં શેખ સલીમ ચિશ્તી નામના એક ઓલિયા રહેતા હતા. તેમણે કહ્યું કે ખુદાની મહેરબાનીથી તેને ત્યાં ત્રણ શાહજાદાનો જન્મ થશે. ઇ. સ. ૧૫૬૯માં શાહની ઉંમર ૨૭ વર્ષની હતી તે વખતે તેને ખબર મળ્યા કે હિંદુ રાણી જોધબાઈને પેટ શાહીવારસ શાહજાદાનો જન્મ થયો છે. તેની ખુશાલીમાં તેણે એ સિક્રી ગામ જ એક મોટું શહેર વસાવ્યું અને શાહજાદાનું નામ પણ ઓલિયાના નામ ઉપરથી સલીમ પાડ્યું.

રાજકારણની અનેક વિટંબણા અને ધમાલની વચ્ચે પણ તેણે સિક્રી પાસેનું એ નૂતન ફતેહપુર સિક્રી પોતાની કલ્પના પ્રમાણેના આદર્શ નગરના રૂપમાં બંધાવી હિંદની સ્થાપત્યની સૃષ્ટિને સમૃદ્ધ કરી દીધી છે. એમાં પણ તેણે અનેક બીજી કળા અને હુન્નરઉદ્યોગ પર પોતાની સર્વ-સમાનતા અને એકતાની ભાવનાને સજીવતા આપી દીધી છે. ત્યાંની શિલ્પકળાનાં વૈવિધ્ય, વિપુલતા અને મનોહારી કલામયતાએ આજના સરકારી અને ખાનગી સ્થાપત્યવિશારદો માટે સિક્રીને યાત્રાનું ધામ બનાવ્યું છે. એ આખા નગરનો નકશો બાદશાહની ઇચ્છા મુજબ જ કરવામાં આવ્યો હતો. ઘણાં વર્ષો સુધી ત્યાં આબાદી અને જાહોજલાલીની છોળ રહી હતી અને કેટલાક પરદેશીઓએ તેને એ વખતના લંડન શહેર કરતાં પણ મોટું કહ્યું છે પણ કોણ જાણે શા યે કારણે થોડા વર્ષો બાદ શહેનશાહે તે સ્થળનો ત્યાગ કર્યો ને છેવટે તે આજે છે એ રૂપમાં એક ઉજ્જડ નગરી બની ગયું

અકબરે પોતે ભલે અક્ષરે ન લખ્યો, પણ તેનો સાહિત્યપ્રેમ જરા યે ઓછો ન હતો. હિંદના રામાયણ, મહાભારત, કથાસરિત્સાગર, પંચતંત્ર, ઉપનિષદો વગેરે અનેક ગ્રંથો તેણે ફારસીમાં ઉતરાવ્યા અને મુઘલ ચિતારાઓ પાસે તેને રંગબેરંગી ચિત્રો અને હાંસિયા વચ્ચે સુંદર અક્ષરમરોડે લખાવ્યા. પુસ્તક બાંધનારા, સોનેરી કામ કરનારા, લહિયા અને ચિતારાઓનું મોટું દળ આ કાર્યમાં રોકાયેલું રહેતું. અકબરના મૃત્યુ બાદ આવા ૨૪,૦૦૦ ગ્રંથો એ રીતે તૈયાર થઈ ગયા હતા. દર અઠવાડિયે શાહ પોતે ગ્રંથાલયમાં મુલાકાત આપતા અને લાયકની કદર કરતા. સિક્રીની ભીંતો ઉપર પણ મોટા ચિત્રોમાં યુદ્ધપ્રસંગો, દરબારો અને શિકારોના આલેખનો તેણે કરાવ્યા હતા. જોકે તે આજે તો નાશ પામ્યા છે.

પોતાના મહેલની નજીકમાં જ ચિતારાઓ, સોનીઓ ને ગેનજી તથા શસ્ત્રો બનાવનારાઓના વાસ તેણે કરાવ્યા હતા અને તેઓ કામ કરતા હોય તે નીરખવા ગમે ત્યારે શાહ પોતે નીકળી પડતો.

આદર્શ પ્રજાપાલક અને જાગૃત શાસક તરીકે સફળ થવા તેમજ ખુશામત અને ચાડીચુગલીથી બચી સાચી વાત સમજવા, માત્ર વીસ વર્ષ નહોતા થયા ત્યારથી અકબરશાહ રાત્રે નગરચર્ચા જોવા નીકળી પડતો. યાત્રાઓમાં, મેળાઓમાં અને બજારોમાં ફરીફરી પ્રજાના સુખ-દુઃખ અને અધિકારીઓનાં ગુણઅવગુણને તે સમજી લેતો. દરબારીઓને તો એમ જ લાગતું કે શાહને શિકાર અને યુદ્ધનો જ શોખ છે; જ્યારે બીજી તરફ તે ગૂઢ ચિંતક અને બીજા માણસો માટે તે કરતા રાજકાજમાં ઊંડી નજર કરનાર પુરુષોત્તમ બનતો જતો હતો. એકલપંડે દસ માણસનું કામ કરવાની શક્તિ તેનામાં હતી એમ તે સમયના ખ્રિસ્તી પાદરીઓએ લખ્યું છે 'ચિત્રોમાં તે મજબૂત કાઠીવાળો, સ્નાયુબદ્ધ અને પડછંદ દેખાય છે; નહિ પાતળો કે નહિ ગદદ સ્વચ્છ આરોગ્યમય, ઘઉંવર્ણો, આંખો નાની પણ પોપચાં લાંબાં અને તે પર સૂર્યનાં કિરણો પડે ત્યારે સાગરના પર ચમકતાં બે બિંદુ જેવા લાગે. મૂછો રાખે છે, પણ દાઢી નથી. અવાજ ભર્યો અને ગર્જન કરતો. હસે છે ત્યારે આખા ચહેરા પર તેનો ઝગમગાટ દેખાય છે. હરવા-ફરવાનો ને અતિશયપણે ઘોડેસવારીનો બચપણથી જ શોખ હોવાને લીધે પગ જરા કમાનદાર રહે છે જમણા ખભા તરફ માથું સહેજ ઢળેલું રહે છે નાક અણીદાર પણ બાજ સરખું નહિ; નાનું, સીધું. નસકોરાં પહોળાં, પણ ધમણ ચાકડ ફૂલતાં ડાબા નસકોરા આગળ એક તલ છે, જે દેખાવમાં આકર્ષણ વધારે છે. ગમે તેવા ટોળા વચ્ચે પણ તે રાજપુરુષ છે એમ ઓળખાઈ આવે. શક્તિથી ને ધગશમાં રહે છે. મિજાજ કુદરતીરીતે જ તીખો અને ઉશ્કેરાટભર્યો, પણ તે બાબત તે પોતે સાવચેત છે. ગુસ્સે થાય ત્યારે આગ વરસાવે, પણ જલદી શાંત બની જાય. બધું જાણવાની પ્રબળ ઇચ્છાવાળો અને

નવીનવી કૃતિઓનો અજબ શોખીન છે શરીરની ગતિ સાથે મન પણ હમેશા કંઈ ને કંઈ કામમા રોકાએલુ રહે છે વાચનાર તેની પાસે વાચે ત્યારે તેના કરતા યે પોતે વધારે સમજી શકે છે તેની સ્મૃતિ તો અથાગ છે માત્ર ત્રણ જ કલાક તે ઊંઘ લે છે ખોરાકમા ફળો અને મેવાનો તેને ખૂબ શોખ છે માસ, દારૂ ને ડુંગળી પર તેને અભાવ છે '

આ અદ્ભુત રાજપુરુષે પ્રજામા જે વાતાવરણ સર્જ્યું તેમા તેનુ વિરલ વ્યક્તિત્વ હરેક પ્રસગે વેગ આપી રહ્યુ હતુ મથુરામાં એકવાર તેનો પડાવ હતો ત્યારે હજારો યાત્રિકો પાસેથી તીર્થવેરો લેવાતો જોઈ તેને લાગી આવ્યુ કે પરવરદિગારની ભક્તિ કરવા આવનાર પાસેથી આ દંડ લેનો એ અધર્મ છે ભલે તેમની રીત જુદી હોય, પણ તેમનાં અતર તો એક જ શક્તિને નમી રહ્યા છે આથી એ જ ઘડીએ તેણે ફરમાન કાઢ્યું કે આખા રાજ્યમા કોઈ ઠેકાણે તીર્થવેરો ન લેવાય કરોડો રૂપિયાની રાજ્યની આવકની જતી કરી કઈક કલ્યાણ કર્યાનો પોરસ ભોગવતા શહેનશાહે આગ્રા તરફ પગપાળા કૂચ કરી. તેની અથાગ શરીરસ્ફૂર્તિનો એ એક પરચો હતો સાથે ચાલનાર હુકડીમાથી માત્ર ત્રણ જ જણા લથડતા પગે તેની સાથે કદમ રાખી શક્યા ને છેવટે તો શાહ એકલા જ આગળ રહ્યા ! અને એ પ્રમાણે તેના યુગના સમર્થ પુરુષોમા તેનુ ભેજુ પણ હમેશા આગેકદમ જ રહેતુ

બીજે વર્ષે તેથી યે ઉદાર ને જબરદસ્ત પગલુ તેણે એ ભર્યું કે આજ સુધી મુસ્લિમ વિજેતાઓ પ્રત્યેક પુખ્ત હિંદુ દીઠ જે જજિયા વેરો લેતા તે માફ કરી દીધો બાપદાદાના સૈકાઓ વખતના રિવાજ પર ને રાજ્યની આવક પર આમ મોટો કુહાડો મારનારનુ અત કરણ કેટલુ સકલ્પનિષ્ઠ ને સચેત હશે ! જૂનવાણી સામે ટક્કર લેવાની કેટલી તેની તાકાત હશે ! અને આ કામો તો તેણે માત્ર ૨૨ વર્ષની વયે કર્યાં

શરીરશક્તિ તેમજ મનોબળમા તેના સર્વે સાથીદારોથી તે આગળ રહેતો વીસ વર્ષની ઉંમરે માળવાના બાઝબહાદુરને પરાસ્ત કરી આગ્રા આવતા શાહી રસાલાની આડે એક વાઘણ અને પાચ બચ્ચા જગલમાથી નીકળ્યા. પોતાના માણસોને દૂર રહેવાનુ કહી પોતે એકલા હાથે તેની સામે ગયો ને તલવારના એક જ ઝટકે કામ ખતમ કર્યું

એ જ અરસામા તેની ધાવ માતા બેગમ માહમ અગાનો પુત્ર આદમખા બહુ ઘાતકી ગણાતો હતો તેને સુધારવાને અકબરે તેને માળવાની સુબાગીરી પરથી પાછો બોલાવ્યો હતો આવતા જ તેણે તેના લક્ષણ ઝળકાવ્યા ઈ ૧૫૬૧ના મે માસની એક બપોરે યુવાન શાહ જનાનામા નિદ્રા લેતો હતો અને બાજુના ખડમા તેનો માનીતો અમાત્ય શમ્સ-ઉદ્દીન બીજા અફસરો સાથે કંઈ વાતચિત કરતો હતો, એવામા આદમખાન ત્યા પોતાની ટુકડી સાથે, ખબર મોકલવાનો કશો વિનય કર્યાં વગર, બરાડા પાડતો ગયો અને પોતાના બે મોબતીને શમ્સ-ઉદ્દીન પર ઘા કરવાની ઇશારત કરી ઘા પડતાપડતા યે શમ્સ-ઉદ્દીન બહાર દોડ્યો, પણ છેલ્લા માગે તે ઝખ્મી થઈ પછડાયો આ અવાજોથી અકબરશાહ જાગી ઊઠ્યો બારણા બહાર આદમખા વધુ દીચકાઉ કૃત્ય કરવા ઊભો હતો, પણ બારણું અંદરથી સખત બંધ હતુ તુરત શાહને બધી વાતની ખબર પડી ગઈ અને બીજે રસ્તે બહાર નીકળ્યો પોતાના માનીતા દીવાનનુ લોહી નીગળતુ શબ તેણે જોયુ ને તરત અગાશીમા આવ્યો ત્યા જાલિમનો ભેટો થયો આદમખાંએ શાહની તલવાર ઝૂંટવી લેવા પ્રયત્ન કર્યો, પણ અકબરે એક જ મુક્કો તેના મો પર માર્યો અને સીડીએથી નીચે હડસેલ્યો પછી માણસોને હુકમ કર્યો કે એને પકડી લાવી મહેલની અગાશી પરથી નીચે ધકેલી દો પણ કોઈની હિંમત ચાલી નહિ પરતુ ફરી અકબરશાહનો હુકમ થતા, શ્વાસ ખાતા આદમને ઉઠાવી લાવી, તત્ક્ષણ નીચે ફેંકી દેવામાં આવ્યો ને તેના ખોપરીના ફુરચેફુરચા ઊડી ગયા.

શાહ તરત જનાનામાં ગયો, ત્યા બેગમ માહમ સૌમી જ ગઈ તે આ ગરબડ સાભળી માંદીમાદી પોતાના દીકરાના ખબર લેવા દોડી આવી હતી અકબરે ટૂકમા જ કહ્યુ કે તેણે મારા દીવાનનુ ખૂન કર્યું તે બદલ મેં તેને સજા કરી છે 'ઠીક કર્યું', એટલુ જ ડોશી બોલી, પણ પછી તેણે ખરી વાત જાણી ત્યારે પૂછ્યું કે તેને કોણે માર્યો ત્યારે શાહે એટલું જ કહ્યુ કે 'હું કાંઈ ન જાણું તેના મો પર એક નદાનો જખમ છે ' એ ગદા એટલે શાહી મુક્કો '

આવો તીખો ને પ્રતાપી પુરુષ તેની પોતાની સતતિથી આખરના દિવસોમા બહુ સતાપ પામ્યો સલીમે કેટલી યે વાર સ્વતત્ર થવા પ્રયત્નો કર્યા, પણ પ્રબળ પિતાની શક્તિઓ તેને ઘેરી લેતી ઉલટ તેણે જ્યારે રાજા બીરસિંહને હાથે અબુલ ફઝલનું ખૂન કરાવ્યુ ત્યારે અકબરને અકથ્ય દુ ખ થયુ શાહના મૃત્યુ પહેલા જ, આમ, તેના ભારે કીમતી સલાહકારો અને સરદારો મૃત્યુ પામ્યા હતા તેનો પ્યારો દોસ્ત બીરબલ પણ કાશ્મીરની લડાઈમા માર્યો ગયો શાહના ધાર્મિક વિચારો સામે બંડ કરવાની વૃત્તિવાળાઓએ શાહજાદા સલીમને ટેકો આપ્યો હતો, પણ શાહની છેવટની ઘડીએ સલીમ ખૂબ પશ્ચાત્તાપપૂર્વક પિતાને શરણે ગયો પુત્રવત્સલ પિતાએ પણ મૃત્યુને બિછાનેથી તેને આશીર્વાદ આપ્યા, અને સરદારોને નિશાની કરી પોતાની પાઘ અને તલવાર તેને બંધાવ્યા

ઈ ૧૬૦૫ની ૨૯મી ઑક્ટોબરે આ મહાન આત્મા ખુદાતાલાને શરણે ગયા •

'મારાં ભાગો સત્યના દુધ ધારે,
જૂના દેવો ઓગળી થાય રવાળે,
એ સોનાના પાડશું પ્રેમસિક્કા
ધર્મોની નાગફેણો મહીંથી
ખેંચી લેશુ ઝેરની કોથળીઓ
ને પાડીશુ બાગ 'અલ્લાહ એક '

(ટેનીસનના 'અકબરના સ્વપ્ન' પરથી ઝવેરચદ મેઘાણી કૃત કાવ્યાનુવાદ)

(સકલિત) ર. મ. શ.

વધુ વિગતવાર માહિતી માટે વાચવા ભલામણ 'અકબરની યાદમા' ઝવેરચદ મેઘાણી કૃત (કુમાર પ્રકાશન), Akbar by Laurence Binyon, Akbar-The Great Moghul, Akbar Namah, Ain i Akbari.

## નવાં પુસ્તકો

**રઢિયાળી રાત ભાગ–૪.** સપાદક-ઝવેરચદ મેઘાણી, પ્રકાશક ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, ગાધી રસ્તો, અમદાવાદ, ૧–૮–૦, **ભારત-કથાઓ·** લેખક-હર્ષદ પટેલ, **પોયણી·** લેખક–હરિલાલ ગો પડયા, બંનેના પ્રકાશક-બાલવિનોદ કાર્યાલય, મલાડ, કીંમત અનુક્રમે છ અને ત્રણ આના, **ગુલકંદ:** લેખક–ડૉ મોહનલાલ જ. પાઠક, પ્રકાશક બાલશક્તિ કાર્યાલય. મોડાસા (એ પી રેલ્વે), ૦–૫–૦, **સ્વ. કુમારશ્રી મોતીસિંહજી:** મહીડા સ્મારક ગ્રથ· સયોજક-તારાચદ્ર પોપટલાલ અડાલજા, પ્રકાશક–મહીડા કુમારશ્રી નરેન્દ્રસિંહજી, મહીડા નિવાસ, માડવા–ચાણોદ, ૩–૦–૦, **કમલિની** (નાટિકા) લેખિકા–'કૃષ્ણકમળ', દેવકરણ નાનજી પ્રિન્ટિંગ ઍન્ડ પબ્લિશિંગ લિ મુંબાઈ–૧, ૧–૦–૦; **શ્રી રમણલાલ વસતલાલ દેસાઈ અભિનંદન-ગ્રથ** સંપાદક અને પ્રકાશક–શ્રી ર વ દેસાઈ સ સ સમિતિ, સોલ એજન્ટ્સ–આર આર. શેઠની કં પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ-૨, ૨–૮–૦, **શ્રી સોમનાથ શતક** (કાવ્ય) લેખક તથા પ્રકાશક–ભાઈશકર કુબેરજી શુક્લ, બક્ષી શેરી, મોરબી, ૦–૪–૦

# રામલીલાનું છાયાનૃત્ય

**મોટા પંડિતથી માંડી અજ્ઞ ગ્રામજન સુધીના લોકસમુદાયને ઉચ્ચ નૃત્યકલા દ્વારા ભારતીય સંસ્કૃતિનો પરિચય-સંદેશ આપતું**

## ઉદયશંકર - કલાકેન્દ્રનું નવું આયોજન



સફેદ પડદા પર છાયાચિત્ર કેવું દેખાય છે તેનો ખ્યાલ આપતું દૃશ્ય રાવણ-જટાયુ યુદ્ધનો એક પ્રસંગ

થોડા મહિના પહેલાં આપે મને અહીં થતી રામલીલાની માહિતી આપવા લખ્યું હતું ત્યારે એ રજાઓ પૂરી થયા બાદ કેન્દ્ર ખૂલતાં જ દાદાએ (શ્રી ઉદયશંકરે) રામલીલાનું કાર્ય હાથમાં લીધું એક દિવસ રામલીલા અને દુર્ગાપૂજાના ઉત્સવ માટે વિચાર કરવા ખાસ સભા બોલાવી, જેમાં ગયા વર્ષે રામલીલાના પાત્રો ભજવવા માટે જે જે ચૂંટાયા હતા તેને બદલે આ વખતે નવા જ નીમવામાં આવ્યા દર વર્ષે અહીં રામલીલાની સાથેસાથે દુર્ગાપૂજાનો મોટો ઉત્સવ પણ ઊજવાય છે. એ વખતે એક દિવસ રામલીલા તથા પૂજા નિમિત્તે બેએક દિવસ નૃત્યના કાર્યક્રમો રાખવામાં આવે છે

આજે લગભગ એક મહિના અગાઉથી રામલીલા માટેની તાલીમ શરૂ થઈ ચૂકી છે. તેને અંગે માત્ર સવારના જનરલ ક્લાસ સિવાયના બધા વર્ગો બંધ કરવામાં આવ્યા છે સવારના દસથી બપોરના એક વાગ્યા સુધી અને સાંજે સાડા સાતથી રાતના અગિયાર વાગ્યા સુધી સખત રીહર્સલ ચાલુ રહે છે એ દરમ્યાન વચમાં માત્ર પાંચથી છ સુધી એક ઇન્ડિયન બૉડી એક્સરસાઇઝનો વર્ગ ચાલુ રહે છે.

રામલીલામાં રામાયણમાંથી છૂટાછૂટા મુખ્ય પ્રસંગો એવી રીતે તારવીને ભજવી બતાવવામાં આવે છે કે તે સારા યે રામાયણનો ખ્યાલ આપી ચૂકે છે. દર વર્ષે એકબે એકબે પ્રસંગો ધીમે ધીમે વધારાતા રહે છે; નહિતર પહેલેથી તે રામાયણના અંત સુધીના બધા પ્રસંગો એકસાથે કરવા બહુ મુશ્કેલ પડે.

રીહર્સલ શરૂ થતા પહેલાં શરૂઆતમાં તો એકાદ મહિનાથી, સવારે જનરલ ક્લાસ વખતે દાદા આખા વર્ગને રામલીલાને લગતા નૃત્યનાં જુદાંજુદાં સ્ટેપ (કદમ)ની અને પોઝિઝ (અભિનય)ની તાલીમ આપે છે લગભગ એકાદ મહિનો આ રીતે તૈયારી કર્યા પછી ખાસ રીહર્સલ શરૂ થાય છે ને એ વખતે ઉપરના તૈયાર થએલા સ્ટેપ અને પોઝિઝનો, ચૂંટી કાઢેલા પ્રસંગોમાં ઉપયોગ કરવામાં આવે છે. બધા મુખ્ય પાત્રોના સ્ટેપ અને પોઝ અલગ હોવાથી દરેકની પાછળ દાદાને સારો સમય આપવો પડે છે. દરેક પાત્રે પોતાનાં સ્ટેપ અને અભિનય તૈયાર કર્યા બાદ, સંગીત નિયામક શ્રી શિરાલીજી, પાત્રોના કદમ અને અભિનયને લગતું સંગીતસર્જન કરે છે. રોજની તાલીમ વખતે કેન્દ્રના સર્વ સંગીતકાર પોતપોતાની જગ્યાએ વાદ્યો સાથે હાજર જ હોય છે પ્રસંગોમાં ઉપસ્થિત થતું વાતાવરણ સર્જવા કેટલા યે પ્રકારના વાદ્યોનો ઉપયોગ કરવામાં આવે છે, અને એને માટે એક એક સંગીતકાર ત્રણ ત્રણ વાદ્યોનો અવાજ એક સામટો કરી શકે છે. વાદ્યોની ગોઠવણી અને સંગીતકારની બેઠકો એવી રીતે ગોઠવાએલી હોય છે કે વાદ્યો વગાડનાર સહેલાઇથી એ ત્રણ વાદ્યોનો ઉપયોગ એકસાથે કરી શકે દિવસની તાલીમ રોજ બપોરે પડદા વગરની લેવામાં આવે છે. એ વખતે માત્ર પાત્રોના સ્ટેપ (કદમ) અને પોઝ (અદા) સુધારવામાં આવે છે. પ્રસંગની વસ્તુયોજના પણ એ જ વખતે ગોઠવે છે. રાતની તાલીમ વખતે નીતસર પૂર્ણ પ્રકાશયોજના, સંગીત તથા વાદ્યો સહિત પડદા ઉપર છાયાનૃત્ય ઉતારવાનો મહાવરો આપવામાં આવે છે. પાત્રો છાયાનૃત્યમાં રામલીલા ભજવતા હોય છે તે વખતે સાથેસાથે શિરાલીજી રામાયણની ચોપાઈ ગાય છે, અને આખી યે રામલીલા પૂરી થાય ત્યાં સુધી આમ દરેક



વાલી અને સુગ્રીવના યુદ્ધમાં પડદા પાછળ ભજવાતો અભિનય

★ **શ્રી** ઉદયશંકરે યોજેલા આ નવીન નૃત્યપ્રયોગ દ્વારા તેમણે, લોકસમુદાય સમક્ષ નૃત્યકલા કેવી રીતે રજૂ કરી શકાય તેમ જ ભારતીય સંસ્કૃતિનો સમુદ્ધાર કરવામાં નૃત્ય કેટલું કરી શકે છે તેનો સચોટ ખ્યાલ આપ્યો છે. એકીસાથે હજારો માણસો રાત્રે ખુલ્લા મેદાનમાં બેસી, મોટા સફેદ પડદા ઉપર, કથા સંગીત અને નૃત્ય સાથે રામકથાના પાત્રોને વિવિધ અભિનયો, આલાપો, રાક્ષસી યુદ્ધો વગેરે દ્વારા પ્રત્યક્ષ રામાયણનો અનુભવ કરે છે, અને પંડિતથી માંડી અજ્ઞ ગ્રામજન સુધીના સૌ તેમાં એકસરખો રસ લઇ શકે છે

આ ભવ્ય પ્રયોગ શ્રી ઉદયશંકર ભિન્ન સ્થળોએ રજૂ કરી શકે તે પૂર્વે તેના વિષે કાંઇક માહિતી આપવા ભાઈ વ્રજલાલ ત્રિવેદીને મેં લખેલું તે ભાઈ છેલ્લા આઠ માસથી એ કલાકેન્દ્રના વિદ્યાર્થી બન્યા છે, એટલે તેમણે લખેલો આ સાથેનો પત્ર એ પ્રયોગનો થોડોઘણો આભાસ આપી શકશે સાથેના ફોટોગ્રાફો માટે શ્રી ઉદયશંકર કલાકેન્દ્રના સૌજન્યનો સાભાર સ્વીકાર કરીએ છીએ —તંત્રી







(૧) રાવણ, શૂર્પણખા, વિભીષણ, દૈત્યો આદિ પાત્રોના વેશપરિધાન (૨) ગિરિશૂ ગો વચ્ચેના મેદાન પર રામલીલાનો રંગમંચ

પ્રસંગની ચોપાઈઓ છાયાનૃત્યની સાથોસાથ ગવાયા જ કરે છે આથી આખાયે પ્રસંગમાં ભવ્ય વાતાવરણ ઉપસ્થિત થાય છે

હિંદના ઘણાખરા પ્રાંતોમાં થતી રામલીલા કરતાં અહીંની આ રામલીલામાં સંસ્કાર અને કાવ્યભર્યું વાતાવરણ આવવાને લીધે દર્શક નજરે અને નવીન ખ્યાલ આપે છે હિંદની આજ સુધીની રામલીલાઓમાં આવી નવીનતા રજૂ કરવામાં દાદા જરૂર સફળ થયા છે

રામલીલા ભજવવા માટેનો રંગમંચ એક ટેકરીની સપાટી ઉપર બાંધવામાં આવ્યો છે વિશાળ કદને લીધે તે ભવ્ય લાગે છે તેનું દર્શન (આગળનો ભાગ) ૫૫ ફૂટ, અંદરનું અંતર ૪૦ ફૂટ અને ઊંચાઈ ૪૫ ફૂટ રાખવામાં આવી છે જે પડદા ઉપર પ્રસંગો માટે છાયા-નાટ્ય દરમાન થાય છે તે 'દર્શન-પટાંતર' ૪૫×૩૫ ફૂટનો, મા ગા-ખું લંબચોરસ સફેદ કપડાં સાંધીને તૈયાર કરવામાં આવ્યો છે

સફેદ પડદા પાછળ ૪૦ ફૂટને અંતરે વિશાળ મંચ ઉપર પાત્રો અભિનય-નૃત્ય શરૂ કરે છે રાક્ષસો અથવા વાનરોને નાના અથવા મોટા બતાવવા માટે તથા ઘણીખરી સીનેરી અને સેટિંગ્સની બનાવટ બતાવવા માટે રંગમંચની અંદર પડદા પાછળ ૪૦૦થી ૫૦૦ કેન્ડલ પાવરના ગોળાઓવાળી ઇલેક્ટ્રિક લાઇટો રાખી તેનું અનેકવિધ યુક્તિઓથી હલનચલન કરવામાં આવે છે હલનચલનની આ કરામતથી સૈનિકોના યુદ્ધના પ્રસંગો ઘણા કરાળ ને ભવ્ય બને છે અને અંગેની દશ્યરચના અને સ્થળદર્શન નાના પ્રમાણમાં લાકડાં તથા પાટિયાં અને કપડાંનો ઉપયોગ કરીને તૈયાર કરવામાં આવે છે. હથિયારોની અને વેષભૂષાની વિવિધતા પુરાણા શિલ્પ ઉપરથી સ્કેચો કરીને તૈયાર કરાવવામાં આવ્યાં છે તલવાર, ભાલા, બરછી ધનુષ્ય-બાણ વગેરે અનેક હથિયારોના ડિઝાઇનો આપી મિસ્ત્રી પાસે તૈયાર કરાવી લીધાં છે પોષાકોમાં મુકટો, ડિઝાઇનો પ્રમાણે મુખડાઓના, તથા અંગે ધારણ કરવાના પરિધાનો પણ ખરા નૃત્ય વખતે જેમ પહેરાય છે તેવી જ રીતે પૂર્ણ રૂપમાં તૈયાર કરી ઉપયોગ કરાય છે છાયાનાટ્ય સાથે પૃષ્ઠભાગમાં ચાલતું સંગીત સુંદર વાતાવરણ સર્જે છે વાનરોના કુદરતી નીકળતા અવાજો, રાક્ષસોના ભીષણ કંઠોમાંથી નીકળતી ગભરાવી નાખનારી પ્રચંડ ગર્જનાઓએ બધુમંચની પાછળ બેઠેલા સંગીતકારોના અનેકવિધ વાદ્યો.પડઘા પાડે છે

રામ સરયૂ નદી પાર કરે છે એ દશ્યથી નાટ્યપ્રવેશ કરી છાયામાં લાઇટોના હલનચલનથી નદી અને વહાણની ગતિ બતાવાય છે તે પછી પંચવટીના નિવાસ દરમ્યાન સીતાજી મૃગની પાછળ રામને મોકલે છે. એ પ્રસંગમાં છાયાપર ઉપર રામ મૃગની પાછળ દૂરદૂર અદૃશ્ય થતા દેખાય છે પાછળથી લક્ષ્મણને પણ રામની પાછળ જવા સીતાજી આજ્ઞા કરે છે તાલ, લય, સંગીત અને રામાયણની ચોપાઈઓના ગાન સહિત દરેક પાત્ર કુશળતાભરી નૃત્યની અદાથી છાયા-અભિનય કરે છે.

લક્ષ્મણના રામની પાછળ જવા બાદ રાવણ ભિક્ષુક બ્રાહ્મણના સ્વાંગમાં સીતા પાસે ભિક્ષા માગવા આવે છે એ દશ્યમાં પણ કરામત કરવી પડે છે સ્ક્રીન ઉપર એક ઝાડના થડ પાછળથી ભિક્ષુ પ્રથમ દેખાય છે આજુબાજુ કુતૂહલથી નજર નાખી તે સીતાને આશ્રમમાંથી બહાર આવી ભિક્ષા આપવા કહે છે જેવાં સીતા બહાર પગ મૂકે છે કે તરતજ, ભિક્ષુની છાયામાંથી કરાલ રાવણરૂપ પ્રગટ થઈ, સીતાજીનું હરણ કરી જાય છે

રસ્તામાં થતા જટાયુ સાથેના રાવણના યુદ્ધમાં જટાયુની પાંખોના ઊડવાનો ફફડાટ તથા વીરત્વભરી રીતે રાવણ પર હલ્લો કરવાની તેની શૈલી એક બહાદુર ઊડતા પક્ષીનો અજબ ચિતાર રજૂ કરે છે રાવણના શસ્ત્રના ઘાથી કપાતી જટાયુની પાંખો બીલકુલ કુદરતી જ લાગે છે. જટાયુના દેહ ઉપર લટકતી એ પાંખોનો તરફડાટ એ પાત્રની કુશળતા ઉપર આધાર રાખે છે 'ધ ટ્રૅજેડી ઑફ ધ ક્રેઈન ડાન્સ'ના સંયોજક શ્રી શર્માએ જ આ જટાયુનો પાઠ તૈયાર કર્યો છે નૃત્યમાં પક્ષીઓના પાત્ર ઘણા કૌશલ અને સફળતાથી તેઓ ભજવી શકે છે પક્ષીઓની હીલચાલ અને મરોડનો અભ્યાસ તેઓ નવરાશના વખતમાં કર્યા જ કરે છે એ ઉપરાંત તેઓ લોકનૃત્યમાં પણ પ્રવીણ છે અહીંના દાદાના માનીતા વિદ્યાર્થીઓમાંના તેઓ એક છે.

જટાયુને આશીર્વાદ આપતા સીતા આભૂષણ વેરતા રાવણ પાછળ ચાલ્યાં જાય છે તે પછી રામ અને લક્ષ્મણ સાથે સુગ્રીવ હનુમાન વગેરેનો મેળાપ, સુગ્રીવે રસ્તામાંથી મેળવેલા આભૂષણો રામને બતાવવા, વાનરો સાથે મૈત્રી, વડીલ બંધુ વાલી સાથે સુગ્રીવનું ગદાયુદ્ધ અને આખરે રામબાણથી વાલીનો વધ આવે છે આ છેલ્લો પ્રસંગ પણ ઘણો જ અસરકારક તૈયાર કર્યો છે વાલી-સુગ્રીવના ગદાયુદ્ધના પ્રસંગમાં તેમના દેહની વિશાળતા અને યુદ્ધની વિકરાળતા, પડદા ઉપર ધાર્યા પ્રમાણમાં કદ ઉપજાવીને લાવી શકાય છે. વાનરોના હર્ષનાદની ચીચિયારીઓ પણ સાથેસાથે ઘણી અસર કરે છે વાનર મિત્રોને આશીર્વાદ આપી સૈન્યસહિત રામ લંકાગમન કરે છે

સમુદ્રકિનારે નલ નીલના હસ્તે થતું સેતુબંધન અને હનુમાનનું સમુદ્ર-ઉલ્લંઘન પણ ઘણું અસરકારક દેખાય છે હનુમાનનું પાત્ર પ્રશાંતકુમાર નરીને બનાવી જુવાને તૈયાર કર્યું છે (જેમણે તાજેતરમાં સિમ્કી સાથે લગ્ન કર્યું તે) સ્ક્રીન પાછળથી હનુમાનના પાત્ર તરીકે જ્યારે તેઓ છલંગ મારે છે (અનુ૦ આગળ પાન ૩૩૫મે)

# વરસોવરસ લાખ્ખો હિંદીઓનો ભોગ લેતો આજનો ઘરઘરનો રોગ



મેલેરિયાનો મચ્છર

# મેલેરિયા

દર વર્ષે હિંદમાં રોગોને જિંદગીઓનો મોટો કર ભરવો પડે છે. આમાં મૅલેરિયાની હરીફાઈ કરી શકે એવો બીજો એકે રોગ નથી. એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે મૅલેરિયા દર વર્ષે લગભગ ૧૦ લાખ જિંદગીનો ભોગ લે છે, અને એનાથી પીડાતા રોગીઓની સંખ્યા ૧૦ કરોડ ઉપરની જવા જાય છે 'એના નિવારણ માટે હિંદને માથે ૪૦ કરોડ રૂપિયાનો વાર્ષિક બોજો લદાયેલો જ છે આથી કરીને આ રોગની સામે શી રીતે આપના પગલા ભરી શકાય એ હિંદના બુદ્ધિમાન વર્ગ સામે મોટો પ્રશ્ન છે. ખરી રીતે તો કોઈપણ માણસથી એ તરફ આંખમિંચામણા કરીને બેસી રહેવાય એવું નથી, કારણકે મૅલેરિયાનો ભોગ બનેલા કરોડો માણસો દિવસોદિવસ ફિક્કા અને ક્ષીણ બનતા જાય છે, અને એના જ પરિણામ રૂપે હિંદવાસીઓના જીવન જિંદગી તરફની અભિરુચિ વગરના થતા જાય છે. આથી મૅલેરિયા વિષે વધારે નહિ તો પણ પ્રાથમિક જ્ઞાન હોવું અને એને શી રીતે દૂર કરી શકાય એ જાણવું એ આપણામાના દરેકને માટે અતિશય જરૂરી છે. એ જાણ્યા પછી જનતાના આ મોટા દુશ્મનનો નાશ કરવામાં આપણે શો ફાળો આપી શકીએ એ જોવાની આપણી કુદરતી ફરજ બની રહે છે

ભિનાશવાળી આબોહવામાં મૅલેરિયા વધુ અનુકુળતાથી પ્રસરે છે એ જ્ઞાન તો સૈકાઓ જૂનું છે. શબ્દપૃથક્કરણની મદદ લઈએ તો જણાય છે કે 'ખરાબ હવા' (bad air)ને ઈટાલિયન ભાષામાં 'મૅલ એરિયા' (mal aria) કહેવામાં આવે છે ઈ. ૧૮૯૦ની સાલ પહેલા ઘણાઓએ મૅલેરિયા દૂર કરવા પ્રયત્નો કર્યા હતા. એ વખતે એ પણ જાણમાં હતું કે એ રોગનું કારણ લોહીનાં રક્તવર્ણી અણુઓ (corpuscles)માં રહેતા પૅરેસાઈટ્સ છે પૅરેસાઈટ–parasite એટલે બીજાના ઉપર આધાર રાખી આળસુ જીવન જીવનારા જંતુઓ. પણ રોગને એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેલાવવામાં મચ્છરો શો ભાગ ભજવે છે તે હજુ સમજાયું નહોતું ઈ. ૧૮૯૨માં મિ. (પાછળથી સર) રૉનાલ્ડ રૉસ ઈન્ડિયન મેડિકલ સર્વિસમાં હતા તેમણે આ દિશામાં શોધખોળ ચાલુ કરી અને કેટલા યે પ્રયત્નોને અંતે તેમણે બે પ્રશ્નોના ઉત્તર મેળવ્યા કઈ જાતના મચ્છર આ ઉપદ્રવ ફેલાવે છે તે અને પૅરેસાઈટ્સની મચ્છરના શરીરમાની સ્થિતિ સિકંદરાબાદમાં સન ૧૮૯૭ના ઑગસ્ટની ૨૦મીએ રૉસે શોધી કાઢ્યું કે આ મચ્છરો ઍનોફીલ્સ (anopheles) જાતના છે અને તેના જઠર ઉપર પૅરેસાઈટ્સ રહે છે આ ઉપરથી મૅલેરિયાનો રોગ શી રીતે વિકાસ પામે છે એનો તેમણે સૂક્ષ્મ અભ્યાસ આદર્યો પરિણામે આજે આપણે જાણીએ છીએ કે રોગનું કારણ થોડો વખત માણસના શરીરમાં અને થોડો વખત મચ્છરના શરીરમાં રંગપૂર્ણ જિંદગી જીવતા પૅરેસાઈટ્સ છે (વૈજ્ઞાનિકના જીવનની બીજી બાજુ બતાવવા અહીં કહેવી ગમશે કે આ જ મિ રૉનાલ્ડ રૉસ જર્મન મહાકવિ ગેટે અને અંગ્રેજ કવિ પ્રૉસ્ટની માફક વૈજ્ઞાનિક ઉપરાંત સુપ્રસિદ્ધ કવિ પણ હતા. સન ૧૯૨૫માં તેમને અંગ્રેજ કવિઓની સમિતિના પ્રમુખ નીમવામાં આવ્યા હતા ) એ જણાવવું જરૂરી છે કે રોગના ફેલાવામાં માત્ર મચ્છરીઓ જ (નાના મચ્છર નહિ, પરંતુ મચ્છરની માદાઓ) ભાગ લે છે, નર મચ્છર કદી લોહી ચૂસતા નથી

હવે આપણે પૅરેસાઈટ્સની જીવનકહાણી તરફ નજર નાખીએ. માદા મચ્છર માણસને કરડે છે ત્યારે પોતાની લાળ (saliva)નું ટીપું શરીરમાં દાખલ કરે છે આ લાળની અંદર પૅરેસાઈટ્સ રહેલા હોય છે આ પૅરેસાઈટ્સ આપણા લોહીમાના લાલ કોષો (red cells) ઉપર હુમલો કરે છે, એમાથી જ ખોરાક મેળવીને ધીમેધીમે મોટા થતા જાય છે અને છેવટે લગભગ કોષના જેટલા જ મોટા થઈ કોષમાની જગ્યા પૂરી નાખે છે ત્યાર પછી તેનું વિભાગીકરણ શરૂ થાય છે અને એકમાથી જ ૧૦થી ૧૫ નાના પૅરેસાઈટ્સ પેદા થાય છે હવે ખાલી બનેલો રક્તવર્ણી કોષ ફાટે છે અને એમાથી નાના પૅરેસાઈટ્સ બહાર પડે છે એમ જણાય છે કે મૅલેરિયાના આ પૅરેસાઈટ્સને જાતિ (Sex) હોતી નથી આ બચ્ચાઓ બીજા લાલ કોષો પર હુમલો કરે છે, એમાથી ખોરાક મેળવે છે ને એ પ્રમાણે સંખ્યા વધે છે. જ્યારે લાલ કોષ ફાટે છે ત્યારે લોહીમાં એ રોગનું ઝેર ભળવાથી દરદીને તાવ આવે છે પૅરેસાઈટ્સ અને નાશ પામેલા કોષો ઘણીવાર હૃદય, મગજ, ફેફસાં વગેરેની નસોમાના લોહીના વહનમાં અંતરાય રૂપ બને છે અને એ ઉપરથી બીજા દરદો ઊભા થાય છે જો કોષોનો નાશ વધારે પ્રમાણમાં થાય તો લોહીનું પાણી બનવાનો રોગ (ઍનીમિયા—anemia) થઈ જાય છે.

શરીરને ઠીકઠીક નુકસાન કર્યા પછી થોડે સમયે મોટા થયેલા પૅરેસાઈટ્સ જાતિ ધારણ કરે છે કેટલાક પુરુષત્વ પામે છે ને કેટલાક સ્ત્રીત્વ. આ પછી એમાના ઘણાખરા નાશ પામે છે, પણ સંજોગવશાત્ એ માણસના લોહીમાથી એમાના એકાદ બે પૅરેસાઈટને જો કોઈ બીજા મચ્છરે ચૂસી લીધા, તો તે એક વાર ફરીથી મચ્છરના જઠરમાં પોતાનું કાર્ય શરૂ કરી દે છે માદાના શરીરમાં થોડો ફેરફાર થાય છે અને એ ઈંડા મૂકવાની તૈયારી કરે છે. લગભગ એક અઠવાડિયામાં તો દાતરડાના આકારના સેંકડો નાના જંતુઓ ઉત્પન્ન થાય છે આ જંતુઓ મચ્છરના લોહીમાથી લાળની કોથળી (salivary gland)મા જાય છે અને બીજા કોઈ કમનસીબ માણસના લોહીમાં મચ્છરના ઈન્જેક્શન મારફત દાખલ થવાની રાહ જુએ છે આ ક્રિયા ચક્રાકારે ચાલ્યા જ કરે છે અને પરિણામે માણસ બીમારી કે મૃત્યુનો ભોગ થઈ પડે છે પણ માણસને સારે નસીબે, મચ્છરની જે ૧૫૦૦ જાતો છે તેમાથી માત્ર ૧૫૦ જ ઍનોફીલ્સ જાતની છે, ને એમાથી પણ માત્ર ૧૦ ટકા જ વધારે ભયજનક છે. અમુક લત્તામાં માત્ર એક કે બે જાતના મચ્છરો જ હોય છે

મૅલેરિયાના ઝેરવાળું લોહી જો કોઈ બીજો લોહી ચૂસનારો જંતુ ચૂસે છે તો પૅરેસાઈટ્સનો એકદમ નાશ થાય છે મૅલેરિયાના પૅરેસાઈટ્સમા ત્રણ જુદીજુદી જાતો છે. એક જાતને લાલ કોષોમાં મોટા થવા માટે બે દિવસ લાગે છે, બીજીને ત્રણ દિવસ લાગે છે. આથી

પહેલી જાતમાં દર બીજે દિવસે તાવ આવે છે અને એ મૅલેરિયાને એકાંતરીઓ તાવ *Tertian Malaria* કહેવામા આવે છે, બીજી જાતનો તાવ દર ત્રીજે દિવસે આવે છે, આ તાવને તરીઓ તાવ Quartan Malaria કહે છે. ત્રીજી જાત અનિયમિત રીતે વધે છે–કોઈ જલદી તો કોઈ ધીમે એથી રોજ કે અનિયમિત પણે તાવ આવે છે

મૅલેરિયા દૂર કરવાના બે ઉપાય છે સ્વચ્છતા વધારીને મચ્છરના જંતુનો નાશ, અને માણસના શરીરમાંથી પૅરેસાઇટનો નાશ જ્યાં મચ્છરના જંતુને અનુકૂળ જગ્યા મળે ત્યાં એ વધે એ તો દેખીતુ છે. જંગલ અને ખિતારવાળી જગ્યાનો આમા સમાવેશ થાય છે આવી જગ્યામા મૅલેરિયાના નાશ માટે પગલા લેવાવા જોઇએ અને એ જગ્યાની એક માઇલની હદમાં મચ્છરના જંતુ ઉત્પન્ન ન થાય એની કાળજી લેવાવી જોઇએ મૅલેરિયાના કારણ રૂપ કેટલીક વસ્તુઓ તો માણસે પોતે ઊભી કરેલી છે; જેમકે ખેતીને માટેની નહેરો, ચોખા અને શેરડી જેવા પાણીમા થતા પાક, પાણીના કુદરતી વહનને અટકાવની રેલવેઓ, પાણીનો નિકાલ કરનારી ખામીવાળી ગટરો, ખાબોચિયા, કૂવાઓ વગેરે આવી જગ્યાઓમા જંતુનાશક દવાઓ અવારનવાર નંખાવી જોઇએ, ગટરો અને પાણીના નિકાસમાર્ગોમાની ખામીઓ દૂર કરવી જોઇએ, ખાબોચિયા પુરાવી નાખવા જોઇએ અને કૂવાઓ બંધ થવા જોઈએ, અથવા સાફ રહેવા જોઇએ.

લોહીમાના પૅરેસાઈટનો નાશ કરવા માટે તો દવાની જ જરૂર પડે. હાલ બજારમા મૅલેરિયા માટે 'અકસીર' ઘણી દવાઓ મળી શકે છે પણ ક્વિનીન જેવી સોંઘી અને સહેલી બીજી એકે દવા નથી એમ કહેવાય છે કે ઈ ૧૬૩૯મા કાઉન્ટેસ દ–ચૅાલ–સિંકોનેએ યુરોપમા સિંકોના ઝાડની છાલ દાખલ કરી. આ બાદનો ધણી પેરૂમા વાઇસરૉય હતો તેના કોઇ મૂળ રહેવાસીએ આપેલી સિંકોનાની છાલથી કાઉન્ટેસ સાજી થએલી ઈ ૧૮૨૦મા પૅલેટીઅર અને કૅવેન્ટને સિંકોનાની છાલમાથી ક્વિનીન છૂટુ પાડ્યુ ધીરેધીરે તેનો ઉપયોગ વધ્યો ને યુરોપના જુદાજુદા દેશોમા સિંકોનાનુ વાવેતર થવા લાગ્યુ જાવામા ૧૮૫૨મા ડચ લોકોએ એનુ સફળ વાવેતર કર્યું. ૧૮૬૦ લગભગ હિંદમા નીલગિરિમા, રાધીની ખીણમા મગપૂ આગળ અને બ્રહ્મદેશમા કરેન હિલ્સમા સિંકોનાના ઝાડ વાવવામા આવ્યા.

સિંકોના વૃક્ષમા પણ જુદીજુદી જાતો હોય છે અને તેમાથી ક્વિનીન અને બીજાં દ્રવ્યો જુદાજુદા પ્રમાણમા નીકળે છે સંયોગીકરણ(synthesis)થી બનતી દવાઓમા મૅલેરિયા માટે પ્લાસ્મોચિન (plasmochin) અને ઍટેબ્રિન (atebrin) વધુ જાણીતી છે ગયા વિશ્વયુદ્ધ વખતે ક્વિનની તાણ પડવાથી તેની જગ્યાએ વાપરી શકાય એવી સીન્થેટિક દવા શોધી કાઢવા માટે એલ્બરફેલ્ડની બેયર-મીસ્ટર-લ્યુસીઅસ રીસર્ચ લૅબોરેટરીમા પ્રયોગો કરવામા આવ્યા, અને એને પરિણામે આપણને પ્લાસ્મોચિન મળ્યુ ત્યાર પછી ઍટેબ્રિનની શોધ થઈ આ બન્ને દવાઓ ઘણી શીઘ્ર પરિણામી છે, પણ ભાવમાં મોંઘી છે, અને ગાઢ હોવાથી વાપરવામા કુશળ તબીબી સલાહની જરૂર પડે છે ઍટેબ્રિન લીવરને નુકસાન કરે છે ને અતિસેવનથી શરીર પીળુ પડી જાય છે. જોકે બીજી પણ કેટલીક દવાઓ છે, પણ તેનું કંઈ ખાસ મહત્ત્વ નથી મોંઘી હોવાથી, તબીબી દેખરેખની જરૂર પડવાથી ને હિંદમા મોટા પાયા પર ઉત્પાદન કરવાનુ વિકટ હોવાથી પ્લાસ્મોચિન ને ઍટેબ્રિનનો બહોળો ઉપયોગ હિંદમા શક્ય નથી. આથી દેશની જરૂરિયાત પ્રમાણે ક્વિનીન બિનહરીફ છે ને છૂટથી વાપરી શકાય એમ છે ક્વિનીનની બાબત સમજવામા શ્રી કે વી. કીલને તૈયાર કરેલો નીચેનો કોઠો માર્ગદર્શક થઇ પડશે'

| | |
|---|---|
| મૅલેરિયાના રોગી | ૧૦થી ૧૨ કરોડ |
| ક્વિનીનની ઓછામા ઓછી જરૂરિયાત | ૬થી ૧૨½ લાખ રતલ |
| હમણાં વપરાશ | ૧,૬૦,૦૦૦ રતલ |
| આયાત થતુ ક્વિનીન | ૧,૪૦,૦૦૦ રતલ |
| હિંદમા બનતુ ક્વિનીન | ૭૦,૦૦૦ રતલ |
| સીંકોના વાવવા હિંદમા મળી શકે એવી જમીન | ૩૮,૦૦૦ એકર |
| તેમાંથી શક્ય ઉત્પાદન | ૧૮½ લાખ રતલ |

આપણા દેશમા ૬ રૂપિયે રતલ લેખે ક્વિનીન સલ્ફેટ બનાવી શકાય એમ છે, અને છતા તે આપણને ૧૮ રૂપિયે મળે છે! હિંદની સરકાર ખાસ કરીને બ્રિટિશ-ડચ કંપનીના વાવેતરને મદદ કરવા ખાતર જ આ નીતિને વળગી રહી છે સરકારે ક્વિનીનની નીતિમા ફેરફાર કરવાની જરૂર છે.' (અને આજે લડાઇને લીધે તો તેનો ભાવ લગભગ ૩૫૦ રૂપિયે રતલ થવા ગયો છે )

સિંકોનાના વાવેતરને પૂર્ણ રીતે વિકાસ પામતા ૭ થી ૮ વર્ષ લાગે છે. જો હિંદી જનતાને ક્વિનીન પહોંચાડવુ જ હોય, તો તેની ખેતીની શરૂઆત ઢીલ મૂકયા વિના એકદમ થવી જોઈએ, કારણ કે ત્રણે ફાયદા—સોંઘુ, સુગમતાવાળુ અને અસરકારક—એકીસાથે ધરાવતી બીજી એકે સિન્થેટિક દવા નથી અને નજીકના ભવિષ્યમા મળી શકે એવું કંઈ કારણ પણ નથી. વળી સિંકોનામાથી ક્વિનીન ઉપરાંત બીજા કેટલાક alkaloids મળે છે, જેમની અંદર મૅલેરિયા દૂર કરવાની સારી શક્તિ હોય છે. આથી જો દરેક ચીજનો ઉપયોગ કરવામાં આવે તો વળી વધારે સસ્તી કિંમતે ક્વિનીન મેળવી શકાય.

મૅલેરિયા, કૉલેરા, મરકી અને ક્ષય જેવા ભયંકર દરદો આપણે ત્યા ઘર કરીને બેઠા છે શુ આપણે આ દિશામા કશું જ કરી શકીએ એમ નથી? સરકારને બાજુએ રાખતા, રાજકીય મંડળોએ, તેઓ આર્થિક અને રાજકીય બાબતમા કરે છે તેમ, આ દિશામા પણ જાગૃતિ આણવી જોઇએ એને માટે મોટા ફાળાની જરૂર પડે, પણ જ્યા સુધી જનતામા સામાજિક ફરજનો ઉત્સાહ ન હોય ત્યા સુધી માત્ર ફાળાથી કંઈ અર્થ સરે એમ નથી દરેક ગામે પોતાના મંડળ દ્વારા તંદુરસ્તીના પ્રશ્નનો ઉકેલ આણવો જોઇએ. ઈ ૧૯૨૭મા સ્થપાએલુ 'મૅલેરિયા ઇન્સ્ટીટ્યૂટ ઑાવ ઇન્ડિયા' આ દિશામા સારૂ કામ કરી રહ્યુ છે તેમા મૌલિકરીને પ્રયોગો કરવામા આવે છે, મૅલેરિયાના ઉપાયો કરવામા તે મદદ કરે છે, દવાખાના ચલાવે છે, મૅલેરિયાની બાબતમા કેળવણી આપે છે, મહત્ત્વના લખાણો પ્રસિદ્ધ કરે છે વગેરે પણ આટલા મોટા દેશમા એ એક ઇન્સ્ટીટ્યૂટ કેટલુ કરી શકે? એ માટે તો આખા સમાજમા જાગૃતિ અને પ્રયત્ન જોઇએ

છેવટે, એક નમ્ર સૂચના મૂકુ દર વર્ષે ઑાગસ્ટ માસની ૨૦મી તારીખે 'mosquito day' (મચ્છર-દિન) ઉજવવો જોઇએ સર રૉનાલ્ડ રૉસ પોતે પોતાની મહાન શોધની યાદગીરીમા ૨૦મી ઑાગસ્ટને 'mosquito day' કહેતા અને જ્યારે આ દેશમાં ધાર્મિક અને રાજકીય કારણોસર આટલા બધા દિવસો રજાના પળાય છે, તો પ્રજાના આરોગ્ય માટે એક દિવસનો આ 'આરોગ્ય તહેવાર' વધારવાથી કંઈ ખાસ ફેર પડવાનો નથી. આ દેશનો એ અગત્યનો દિવસ બનવો જોઇએ; અને એ દિવસે તંદુરસ્તીનો સંદેશ હિંદના ખૂણેખૂણે ફેલાવો જોઇએ તે દિવસે દેશભરમાં શહેરો, કસ્બા અને ગામડેગામડે સાફસૂફી અને પછી ભાષણો, ફિલ્મો, પ્રદર્શનો અને રેડિયો દ્વારા તથા બીજી અનેક રીતે મૅલેરિયા સામે શી રીતે ઝૂઝવું તેનું જ્ઞાન જનતાને આપવા પ્રચંડ પ્રયત્નો થવા જોઇએ.

('હરિજન રિવ્યૂ'ને આધારે) રજનીકાન્ત હિ. સુતરી

# બાપુનું બજેટ

**ઊંટ ગમે તેટલા ઢેકા વધારે**
**—પણ માણસ તેની સામે કાંઠડા કરવાનો જ**

પ્રશ્ન ખરેખર ગંભીર હતો. કારભારી સાહેબ જેવા આંટીઘૂંટીવાળા માણસને કપાળે પણ મૂંઝવણસૂચક પ્રશ્નાર્થબિંદુઓ ઊગ્યા હતા. બાપુનો તો ચહેરો જ એવો જડ હતો કે કોઈ પણ જાતનો ભાવ વાંચી જ ન શકાય. બાકી તેમના મનમાં યે કારભારી સાહેબ કરતાં ઓછી મૂંઝવણ હતી એમ માનવાનું નથી.

મૂંઝવણ તો થાય જ ને? 'નાણાં વિનાના નર નીમાણા' એ કહેવત રચનાર કોઈ વ્યવહારદક્ષ અર્થશાસ્ત્રી જ હોવો જોઈએ. અત્યારે નર તો શું પણ નરપતિ- નૃપતિ—બાપુ જેવા પણ નાણાં વિના નીમાણા થઈને બેઠા હતા. રાજની તીજોરીમાંથી ચૂકવવાના બીલ અત્યારે હૈયા સામી હોળી પ્રગટાવીને ટેબલ ઉપર પડ્યા હતા, અને એ હોળીની પડખે ડાકણ રચતા ડઝનબંધ રીમાઈન્ડરોની થપ્પી હતાશ બનાવી દેતી હતી. આ ઉપરાંત આતવારે ને છાશવારે રૂબરૂ ઉઘરાણી કરવાવાળાઓનો તો તોટો જ નહોતો. હજી ગઈ કાલે જ સિયાલકોટવાળો ક્રિકેટના સામાનના બીલની યાદ તાજી કરાવી ગયો હતો. અત્યારે બાપુને થયું કે ઓછામાં ઓછું બધુ ક્રિકેટ ન ખેલ્યા હોત તો સારું થાત. પણ એકલા ક્રિકેટનો જ વાંક શા સારુ કાઢવો? પેલી નાચવાળીઓના આખા તંબુ સકનો ત્રણત્રણ મહિનાનો તનખો ચડી ગયો હતો. આ સિવાય જહોની વૉકરના જૂનાગાં જૂનો વ્હિસ્કી ખર્ચ થયો હતો એના પૈસા પણ હજી સુધી ભરપાઈ નહોતા થઈ શક્યા. આમ વિપત્તિ પણ, વરસાદની જેમ આવી ત્યારે એકસામટી આવી પડી હતી.

આજના દિવસ સુધી બાપુના સિવિલ લિસ્ટના ઢખખૂટ ખરચો કારભારી સાહેબે સિફતપૂર્વક પૂરા પાડ્યા હતાં. ક્યાં અને કેવી રીતે પૂરા પાડ્યા હતા એની સાથે આપણને નિસ્બત નથી. પ્રશ્નને ખંખેરવાની અનેક રીતો તેમણે ઉપજાવી કાઢી હતી. આજે પણ તેમની કુનેહ ઉપર મુસ્તાક રહીને ડાઇનેસ હસતું મોં રાખી શક્યા હતા.

આ વર્ષે બજેટમાં મોટામાં મોટી ખાધ આવી હતી. રખે માની બેસતા કે આ ખાધનું કારણ બાપુનો વિલાયતનો પ્રવાસ હતો. પ્રવાસ માટે તો પહેલેથી જ જોગવાઈ થઈ ગઈ હતી. પણ કોઈ અધન્ય ઘડીએ બાપુનો પગ આડાઅવળો પડી ગયો અને જુગારસોની ટોળકીએ ધાકધમકી આપીને બહુ ભારે રકમનો ચેક લખાવી લીધો. આને લીધે બજેટમાં નાણાં પડ્યું. એક તો બાપુનું ખોબા જેવડું રાજ, આવકના બહુ મોટા સાધન નહિ, ને ખર્ચનો પાર નહિ. એમાં વળી બાપુ આવી અણધારી આફતો વહોરી આવે! કારભારી સાહેબ તે બીચારા શું કરે? પૈસાના તે કાંઈ ઝાડ થાય છે તે ખંખેરી આપે? છતાં બાપુ તો, પેલી વાતની જેમ, પોતાના રાજના બાવળને પણ આંબા માનતા અને તેમને ય ખંખેરી શકાય તેટલા ખંખેરતા.

અફીણ અને ગાંજો-ચરસ જેવી કેફી વસ્તુઓથી માંડીને તે ધૂળ જેવી ચીજોના ઇજારા અપાઇ ચૂક્યા હતા. બહારથી આવતી હરેક ચીજ ઉપર આકરી જકાત લેવાતી. દાદા આદમના વખત જેટલા જૂના અનેક વેરાઓ પ્રજાએ ભરવા પડતા. એ ઉપરાંત કેટલીક નવી જ જાતના કર પણ નાખવામાં આવ્યા હતા. બાપુ માટે સલુન બાંધવું હતું ત્યારે ખેડૂતોના હળ દીઠ રૂપિયાનો સલૂન ટેક્સ પરચો હતો. પછી એક દિવસ બાપુને પોતાનું પૂતળું પોતાની હયાતીમાં જ ખોડવાનો અભરખો થયો (કારણ કે મનમાં ખાત્રી જ હતી કે મૃત્યુ પછી તો પ્રજા પૂતળું બનાવવાની તો શું પણ યાદ કરવા જેટલી યે દરકાર કરવાની નથી) આથી, જીવ્યા કરતાં જોયું ભલું માની પોતાને આરસમાં કંડારેલા જોવા પ્રજા ઉપર બાવલા ટેક્સ નાખેલો. આમ ચૂસીચૂસીને પ્રજાને ચૂસાયલા ગોટલા જેવી તો કરી જ મૂકી હતી. હવે વધારે ચૂસવાથી, રસ મળવાને બદલે ઉલટાની, છાલ ઘસાવાનો ભય હતો.

છતાં કારભારી સાહેબે એક રસ્તો શોધી કાઢ્યો. રાજ્યની હદની બહારથી આવતી ખાંડને અટકાયત કરી, રાજ્યે પોતે જ ખાંડ વેચવાનો ઇજારો રાખવો અને મનફાવે તે ભાવે વેપારીઓને વેચવી. આમ કરવાથી થવાની સંભવિત આવકનો આંકડો કારભારી સાહેબે હળવેક રહીને બાપુના કાનમાં કહ્યો ત્યારે બાપુની છાતી ગજગજ ફૂલી ઊઠી.

આ યોજના ઉપલક દૃષ્ટિએ જેટલી આકર્ષક લાગી હતી એટલી અમલમાં મૂકતી વખતે સહેલી ન નીવડી. બાપુનું રાજ્ય સાવ નાનું હતું, પણ એની સરહદની લંબાઈ વિચિત્રરીતે મોટી હતી. આથી કડક નાકાબંધી કરવા માટે બહુ મોટી સંખ્યામાં માણસો રોકવા પડ્યા. કેટલીક ઉજ્જડ જગ્યાઓ અને ગાડામાર્ગોએ ચોરીછૂપીથી ખાંડ આવવાનો ભય હતો ત્યાં ખાસ મકાનો બાંધીને માણસો બેસાડવા પડ્યા. આ બધા ખર્ચની જોગવાઈ પણ થઈ જ ગઈ હતી. જે ભાવથી રાજ્યને ખાંડ મળે એનાથી બમણા ભાવે પ્રજાને વેચવાનું નક્કી થયું હતું. આમાં મળતા નફામાંથી પચ્ચાસ ટકા નાકાબંધી તથા વેચાણ ખર્ચ પેટે જવાના હતા અને બાકીના પચ્ચાસ ટકા ક્રિકેટ ખર્ચ, વ્હિસ્કીનું બીલ, નાચનીઓના દરમાયા તથા અન્ય બીલ ચૂકવવામાં વપરાવાના હતા.

થોડીસરખી પણ આવક થાય એ પહેલાં જ બહુ મોટું ખર્ચ કરવું પડ્યું. એક નવા જ અમલદારની આ કામ માટે નિમણૂક કરવામાં આવી. તેમના હાથ નીચે પેટા વિભાગના માણસો નીમવામાં આવ્યા. એમનું કામ રાજ્યની ખાંડની કુલ વપરાશનો અડસટ્ટો કાઢી બહારથી ખરીદી કરવાનું હતું.

જ્યારથી હજુર હુકમમાં જાહેર કરવામાં આવ્યું કે ખાંડ વેચવાનો ઈજારો રાજ્યે પોતાને હસ્તક લીધો છે ને હવેથી બમણે ભાવે ખાંડ વેચાશે અને પરહદમાંથી એક કણી પણ નહિ લાવી શકાય અને એ લાવનારને સખ્ત નસ્યત થશે, ત્યારથી જ પ્રજાના હોશકોશ ઊડી ગએલા. તુરત જ સહુએ ગણી ત્યાંથી ખાંડ વરગા સંઘરવા માંડી. કેટલાકે તો હજી કડક નાકાબંધીનો અમલ શરૂ થાય ત્યાં રાતોરાત પરહદમાંથી ગાડાં ભરી લાવીને સંઘરો કરી રાખ્યો. વેપારીઓને ત્યાં ખાંડ લેવા માટે ઘરાકોનો દરોડો પડ્યો. વેપારીઓએ ભાવ વધાર્યા છતાં, બમણા ભાવથી જે ઓછું એટલું એ ફાયદામાં, એમ ગણતરી કરી મળી શકી એટલી ખાંડ સૌએ ભરી લીધી.

પણ આવી અનેરી નગરી અજીજ વખત ચાલવા દે એટલી હદ સુધી કારભારી સાહેબ ગમાર નહોતા. તરત એમણે સરહદ ઉપર કડક ચોકીપહેરો ગોઠવી દીધો. અને કોઈપણ રીતે એક કણી પણ

બધે બંધ થતી, મોટા વરા અને જમણ વગેરે માટે તો લોકો ઝખ મારીને અહીંથી જ ખરીદ કરશે ને ? પણ આ માન્યતા યે ખોટી ઠરી. જેનેજેને મિઠાઈ વગેરેમાં ઝાઝા પ્રમાણમાં ખાંડ વાપરવાની જરૂર પડતી, એ સામે કાંઠે જઈને ત્યાંના કંદોઈ પાસે મિઠાઈ તૈયાર કરાવી આવવા લાગ્યા લોટ, ઘી, ખાંડ બધી જ ચીજો ત્યાંથી ખરીદ કરે, ત્યાંના જ કંદોઈ મિઠાઈ તૈયાર કરે અને તૈયાર થયે ગામની સીમ બહાર મિઠાઈને સ્વરૂપે અહીં ઘસડી લાવે !

હવે તો રાજ્યના વેચાણને બહુ જ ધોકો પહોંચ્યો છતાં એને માટે નીમવામાં આવેલા માણસોના બારેબાર પગાર તો ચડતા જ રહ્યા. એ ઉપરાંત આખી સરહદ પરના ચોકિયાતોના પગાર પણ ચાલુ રહ્યા. પણ કારભારી સાહેબ એમ કોઈથી ગાંજ્યા જાય એવી માયા નહોતા તેમણે ઘરવપરાશ માટે વેચાતી ખાંડના ભાવમાં બીજા પચ્ચાસ ટકાનો વધારો કરાવ્યો, જેથી લાડવા, પેંડા વગેરે ચીજોમાં બેસીને સામી હદમાંથી આવતી ખાંડનું સાટું વળી રહે આ નવી યોજના ગામી લોકો ત્રાહિત્રાહિ પોકારી ઊઠ્યા. કારભારી સાહેબને આ યોજના સફળ થતી લાગી. પણ કહેનારે નથી કહ્યું કે અન્યાયનો અતિરેક એ અન્યાયનો સામનો કરવાનું નવું શસ્ત્ર સુઝાડે છે ? થોડા અઠવાડિયામાં જ ઓચિંતું ખાંડનું વેચાણ અર્ધે આવીને ઊભું રહ્યું.

કારભારી સાહેબ તો સાંભળીને ડઘાઈ જ ગયા ! કેવી રીતે આ બનવા પામ્યું એની જ ગમ ન પડી તપાસ કરતાં એટલું જાણવા મળ્યું કે ગામના બધા જ કંદોઈઓએ સામી હદમાં દુકાનો નાખી છે. એ સિવાય દૂરદૂરથી પણ કેટલાક નવા કંદોઈઓએ આવીને પણ ત્યાં વસવાટ કર્યો છે. સો ખાંડમાંથી પતાસાં બનાવવાનો ઉદ્યોગ બહુ મોટા પાયા ઉપર ચલાવે છે, અને લોકોએ હવે દરેક કામમાં ખાંડને બદલે પતાસાં જ વાપરવા શરૂ કર્યાં છે ચા દૂધ તથા મિષ્ટાન્નોમાં તો ઠીક, પણ લગનની ખુશાલીમાં પણ ખાંડના પડાને બદલે પતાસાના પડા વહેંચવામાં આવે છે, અને છતાં એ કહેવાય છે તો ખાંડના જ પડા ! નરસિંહ મહેતાના શ્રી હરિની જેમ વસ્તુ તો એક જ હતી, પણ જૂજવે રૂપ અનંત ભાસતી હતી આ પતાસાંના ગાડાં ને ગાડાં સામી હદમાંથી અહીં ઠલવાતા,—ખાંડ નહોતી આવી શકતી.

એટલામાં તો વર્ષની આખર આવી ગઈ અને ચોપડા તપાસતાં ખબર પડી કે રાજ્યે પોતાને ખર્ચે ખરીદેલી ખાંડનો મોટો ભાગ પડી રહેવા પામ્યો હતો. ઊલટું તેની કિંમત, માર્ગવ્યય, મૂડી પરનું વ્યાજ, વખારોનું તથા દુકાનોનું ભાડું, વેચાણખાતાના અમલદારો તથા સરહદ પરના ચોકિયાતોના પગાર અને કારભારી સાહેબને મળેલો મોટો પગારવધારો, આટલું નફામાં હતું

પરિણામે આ નવા બજેટની ખાધ તો મોઈ પણ વર્ષની ખાધ કરતાં વધી ગઈ હતી

ચૂનીલાલ મડિયા

## રામલીલાનું છાયાનૃત્ય

અનુસંધાન પૃ. ૩૩૦થી

ત્યારે ખરેખર એમ જ લાગે છે કે જાણે હનુમાને જ છલંગ મારી !

તે પછી અશોક વાટિકામાં સીતા સમક્ષ હનુમાન અચાનક પ્રવેશ કરે છે. તે પહેલાં રાક્ષસીઓ અને રાક્ષસોનું ભયંકર નૃત્ય આવી જાય છે. એ બધાના નિદ્રાવશ થવા બાદ હનુમાન પ્રકટ થઈ રામની અંગુઠી બતાવે છે અશોક વાટિકાનું ખેદાનમેદાન અને ફળોની પાયમાલી, ઇન્દ્રજીતના હસ્તે હનુમાનનું બંધન, રાવણ દરબારમાં પ્રવેશ અને અંતે હનુમાનનું લંકાદહન. એની પાછળ પ્રકાશ અને સે-



ઉદયશંકર-કલાસંસ્કાર-કેન્દ્રનું ગુરુમંડળ

ટીંગમની કરામતો અજબ હોય છે. અને ઇન્દ્રજીતના હાથે લક્ષ્મણની મૂર્છા, પાછળથી ઇન્દ્રજીતવધ, હનુમાનનું સુષેણ પર્વત સહિત આવવું વગેરે પ્રસંગો ભજવીને તૈયાર કર્યા છે.

કુંભકર્ણવધનો પ્રસંગ પણ બહુ નવીનતા પમાડે એવો છે છાયામાં કુંભકર્ણનો પ્રચંડ દેહ શયન કરેલો જણાય છે તેને જાગ્રત કરવા અનેક વાજિંત્રો વગાડે છે. સૈનિકો તેના દેહ ઉપર દોડાદોડી કરવા દરમ્યાન તેના નસકોરામાંથી નીકળતા શ્વાસમાં અનેક સૈનિકો ઉછળતા દેખાય છે. પછી કુંભકર્ણનો નિદ્રાભંગ અને યુદ્ધ દરમ્યાન કુંભકર્ણનો વધ.

પછી આવે છે આખરી મહાયુદ્ધ. અનેક સૈનિકો સહિત રાવણ રણભૂમિ તરફ ધસે છે અને પ્રચંડ સંગ્રામનો ખ્યાલ આવે છે રાક્ષસો અને વાનર સૈન્ય વચ્ચે થતા તુમુલ યુદ્ધ દરમ્યાનની ભીષણ ઘોષણાઓ અને સ્ક્રીન ઉપર દેખાતા મહાકાય માયાવી દેહો જોનારને ખરેખર ગભરાવી નાખે છે રામાયણનો આખરી સંગ્રામ ભીષણ બને છે અને તેમાં અદ્ભુત વીરતા દાખવી રાવણ રામબાણનો ભોગ બને છે.

તે પછી મંદોદરીવિલાપનો પ્રસંગ ઘણો કરુણ બની જાય છે. પણ સીતાનો અગ્નિપ્રવેશ તો ખરો હૃદયદ્રાવક થાય છે. છેવટે સૈન્ય સહિત રામ અયોધ્યા આવે છે અને રસ્તામાં થતો ભરતનો મિલાપ તો આંખમાં આંસુ લાવે છે અંતમાં રામનું રાજ્યારોહણ થાય છે અને રામલીલા સમાપ્ત થાય છે

રાવણનું પાત્ર ભજવનાર એક સારા કથકલી નૃત્યકાર છે. શાંતિનિકેતનમાં તેઓ નૃત્યના અધ્યક્ષ હતા. હાલ તેઓ આ કેન્દ્રમાં રહ્યા છે કથકલી નૃત્યની શૈલીથી અનેક કદમો અને હીલચાલોમાં તે વીરત્વ દર્શાવે છે.

પ્રેક્ષકોની બેઠકો ટેકરી ઉપર જ પગથિયાંની જેમ કોતરી કાઢેલી છે. નીચેની વચલી ખુલ્લી જગ્યામાં વિશાળ મંચ ઊભો કરવામાં આવ્યો છે. એ આખાયે સુરમ્ય સ્થળની પાછળ દૂર નંદાદેવી, ત્રિશૂળ આદિ હિમગિરિના શિખરો, નીલ આકાશ અને નીચેના પહાડોની વચ્ચે ચમકતા દૃષ્ટિગોચર થાય છે મંચની ડાબી બાજુએથી સીમતોલાની ઊંચી ટેકરી ઉપરથી આવતું પાઇનના વૃક્ષોનું સુંદર સંગીત કાનને સતત સંભળાયા જ કરે છે અને હિમાલયની ગિરિકંદરાઓમાંથી વાલ્મીકિ તથા તુલસીદાસજીના ભવ્ય પાત્રો ભારત ઉપર ફરીવાર વિચરતા થતાં જણાય છે

મંજુલાલ ત્રિવેદી

# ભૂત? એમાં હું માનતો જ નથી!

[એક અનુભવકથા]

આમારા એક વડિલ સબંધી, જેમનું વય સિત્તેર વર્ષની ઉપર હશે, તે એટલી ઉમર છતાં હજુ જુવાનોને પડકાર દે એવી પડછંદ કાયા ને હિંમત ધરાવે છે. તે પોતાની જિંદગીના અનુભવો, ધોળી ને ભરાવદાર એમની મોટી મૂછો મરકાવતા, તીખી આંખે વર્ણવતા હોય, ત્યારે વખતનો હિસાબ ન રહે એવો રસ જામે છે. એમણે બધી બાબતોમાં ચુસ્તરીતે જૂની રસમોનું પાલન કર્યું છે. આટલી ઉમરમાં ચા, બીડી કે તમાકુને હાથ પણ નથી લગાડયો. ખોરાકમાં ઘી, બાજરી અને લોટના પકવ પદાર્થો ઉપર જ કાયાને પોષી છે, અને હજુ પણ બધી રીતે શરીર, મન અને ક્રિયાઓની આઝાદી ભોગવે છે. જૂની રૂઢિઓને ચુસ્તપણે પાળનારા છતાં જૂના વહેમો અને ભૂતભડકામાં તેમને જરા યે વિશ્વાસ નથી. તેની ખાતરી આપવા એમણે એક દિવસ સ્વાનુભવની આ વાત કહી હતી:

વાડિયાવાડમાં મારા ઘર પાસે કૂવો છે તેને લોકો ઘણા વખતથી ભૂતપ્રેતનું સ્થાનક માનતા અને અધરાતે-મધરાતે કોઈ ત્યાંથી નીકળવા હિંમત કરતા નહિ. રાત્રે કૂવામાં ભુસ્કા દેવાય છે અને અંદરથી નિસાસા ને હાય નીકળે છે એવી વાતો એને વિષે થતી. કાળી ચૌદશને દિવસે મેલી સાધના કરનારા ત્યાં આવી રાત્રે સિંદૂર, નાળિયેર ને ધૂપદીપથી સાધના કરી જતા એ તો હું યે જાણું. એવામાં અમારી પડોશીવારની પરણેતર ગુજરી ગઈ અને પડોશીઓ વાતો કરવા લાગ્યા કે તે ભૂત થઈને રોજ રાતે કૂવાના પરથારે આવી બેસે છે ને મધરાતે કૂવામાં ભૂસકો દઈ અલોપ થઈ જાય છે. કોઈની સાથે તો વાતો પણ કર્યાનું બોલાવા માંડયું. છેવટે પડોશી બૈરાંએ મારે માટે આવી આ વાત કરી. આમ વાતો કરીકરી એ જગ્યાનો ભય લોકોએ વધારવા માંડયો અને છેવટે લોકો કૂવો વાપરતા અટકી ગયા. આથી મને એ વાતની ચોકસી કરવાની ચટપટી થઈ.

મેં તો મારો ખાટલો કૂવાના મથાળા પર જ નખાવ્યો અને એક ડંગો ને એક ફાનસ પાસે રાખી આખી રાત ધ્યાન રાખ્યું. પણ કશો ય પ્રકાર બન્યો નહિ. પછી તો મેં ત્યાં લાગટ પંદર રાત સુધી બિછાનું રાખ્યું અને લોકોને ઢમ ભીડાવ્યો કે "સાળાઓ, તમે નાહક મારી બૈરીને અને કૂવાને વગોવો છો. જુઓ, હું અહીં પંદર દિવસથી છું, પણ કંઈ બન્યું નથી." આમ કર્યું ત્યારે કૂવાનો વાવર પાછો ચાલુ થયો.

તો યે મેલી સાધનાવાળા તો કાળી ચૌદશે આવી ધૂપદીવા ને નાળિયેરસીંદુર કરી જ જતા હતા, એટલે મેં પણ એમની ચૌદશના પારખા લેવાનો નિરધાર કર્યો. એવામાં કાળી ચૌદશ આવી પહોંચી.

ધોતિયાનો કછોટો મારી, હાથમાં ડંગો, એકમે જગતી જામગરી અને મૂઠીમાં રાળની ભૂકી લઈ હું પહેલી રાત્રે કૂવાના મથાળામાં કોસનું ચામડું ઓઢી અંધારામાં સંતાઈ રહ્યો. લગભગ મધરાતે ત્રણ આદમી કૂવાની પરથારે આવ્યા. તેમણે સીંદુરના ત્રિશૂળ તાણ્યા, દીવો કર્યો અને નાળિયેર વધેર્યાં. તેમની વાત પરથી મેં તેમને ઓળખી કાઢયા કે ત્રણે જણ ગામ આખાને ડરાવનારા સાધુઓ હતા. મેં બને હાથના આંગળામાં જામગરીઓ ભીડવી હથેળીમાં રાળનો ભૂકો તૈયાર રાખ્યો, અને જેવાં નાળિયેર ફૂટ્યાં તેવી જ મેં બંને હથેળીઓ છટકોરી ભડકા કર્યા અને સીધો કૂવામાં ભૂસકો માર્યો. આ જોઈને તો પેલા ભટપ્પાને ફડાક દેતા ઊભા થઈ ગયા અને બોલ્યા "ઝટ હાલો, પડ જાવું છે; ચૌદશ ફળી હવે હાલો, નદીએ જઈને અપવાસ ભાંગીએ."

ત્રણે જણ ફાટી આંખે જોઈ રહ્યા.

મેં કૂવામાંથી એ સાંભળ્યું, અને તેઓ દૂર ગયાની ખાતરી થતા બહાર નીકળી, કોસનું ચામડું, રાળ, જામગરી ને ડંગો લઈને બીજે રસ્તે થઈ, નદીકાંઠે બાવળની ઝાડી હતી તેમાં જઈ એક બાવળ પર ચડી ગયો. મેં ગણતરી કરી રાખી હતી તે પ્રમાણે એ સાધુઓ ભરવાડવાડામાંથી જ નીકળ્યા. ત્યાંથી ભોગ માટે એક બકરું સાથે ઉપાડતા આવ્યા હતા. સામે મસાણ હતું અને પાસે કેટલીક દેરીઓ અને પાળિયા હતા. પણ એ ભાગ ખુલ્લો હતો, એટલે પકડાઈ જવાની બીકે તેઓ ઝાડીને ઓથે દેવતા સળગાવવા બેઠા. જેવી બકરું વધેરવાની તેમણે તૈયારી કરી કે મેં બાવળના જ ઝાડ પરથી કોસનું ચામડું ખખડાવ્યું ને ભડકો કર્યો. તરત પાછું અંધારું થઈ ગયું. એટલે તેઓ બીના. "બીજે હાલો, આંહીં કાંઈક થાવું લાગે છે!" કહેતા તેઓ પાળિયા અને દેરીઓથી દૂર નદીને કાંઠે જઈ બેઠા. તરત હું અવાજ વગર નીચે ઊતરી, ફરીને દેરીઓ પાછળ જઈ છુપાયો અને થોડી વારે બે દેરીઓ વચ્ચેથી ડંગા વડે કોસનું ચામડું ઊંચું રાખી ઊભો થયો. એટલામાં તો ત્રણમાંથી એકની નજર તેના પર પડી અને ભડક્યો: "એલા, કાંક કૌતક છે!" ધાબળા વગરની એ કાળી આકૃતિને ઊભી થતી ત્રણે જણ ફાટી આંખે જોઈ રહ્યા. એટલામાં તો તે આકૃતિ હાલી અને તેમની પાસે આવતી જણાઈ. આટલી ભયાનક રીતે આવતો કાળો ને એવો જ આકાર પોતાની પાસે આવતો જોઈ તેમની હિંમત રહી નહિ અને તેઓ મૂઠીઓ વાળી ગામ તરફ નાઠા.

મને લાગ્યું કે એમના કાળજામાં ભય પેસી ગયો છે, એટલે એ પાછળ રહેશે તો જરૂર ફાટી પડશે અને અનર્થ વેતરાઈ જશે; એટલે છતા થઈ મેં પડકારો કર્યો: "ઊભા રો' હરામખોરો!"

માનવીનો અવાજ સાંભળી તેઓ ઊભા રહ્યા, એટલે મેં પાસે જઈ દમ ભીડાવ્યો "આ રીતે ભરવાડવાડામાંથી ચોરી કરી લાવ્યા છો તે શું સમજો છો? હું હમણાં જઈને ફોજદારને સોંપું છું." તેઓ મને જાણતા હતા કે આની સામે બાઝવું નહિ ફાવે અને ફજેતી થશે, એટલે હાથેપગે લાગ્યા. મેં બે-ત્રણ છોટા દઈ લીધા ને કહ્યું "જાઓ, સાળાઓ, આવું કરતા ફરી હાથ આવ્યા છો તો તમારી વાત છે."

પણ આવો આ એક જ મારો અનુભવ નથી. મેં બાળપણથી અને જુવાનીમાં ભૂત, ડાકણ અને પ્રેતની વાતો સાંભળીસાંભળીને જ્યાં જ્યાં તેમના ઠામ ગણાતાં ત્યાં ત્યાં કાળી રાતે જઈ તપાસ કરી છે, પણ મારા જોવામાં કાંઈ આવ્યું નથી. મારી તો ખાતરી થઈ છે કે દુનિયાને ભૂતના તો ફક્ત ભણકારા છે અને વાતો કહેનારા તેને રંગ ચડાવે છે. એટલે હું તો ભૂતમાં માનતો જ નથી.'

(સાંભળનાર) ૨. મ. ૨.

# જીવનનું પરોઢ ભાગ ચોથો



## પ્રકરણ ૮મું

### બે દેવદૂત

દમનનું જોર ટોચે પહોંચ્યું હતું. જેલમાં સત્યાગ્રહીઓ રીબાઈ રહ્યા હતા અને બહાર હડતાલિયાઓ ગોળીઓ સુદ્ધાં વીંધાઈ રહ્યા હતા. હિંદીઓ સાથે સહાનુભૂતિ રાખવાને વાંકે અંગ્રેજોની ધરપકડ કરતાં પણ દક્ષિણ આફ્રિકાની સરકાર અચકાતી ન હતી. એવી કપરી ઘડીએ અનાથ હબરાતા લોકોની મદદ માટે હિંદુસ્તાનથી ગોખલે મહારાજે બે સહૃદય અંગ્રેજોને મોકલ્યા.

એક રેવરન્ડ સી. એફ. ઍન્ડ્રૂઝ અને બીજા મિસ્ટર ડબ્લ્યૂ ડબ્લ્યૂ પીઅર્સન. તેઓની સ્ટીમરને મુંબાઈથી ડરબન પહોંચતાં લગભગ મહિનો લાગ્યો. પણ તે દરમ્યાન અમે એ બંને નામો રટી લીધાં હતાં અને સાંભળ્યું હતું કે ગોખલે મહારાજે ફીનિક્સ આશ્રમની અને લડતની ખબર એક ઘણા વિદ્વાનને લેવાને મોકલ્યા છે.

બાપુજી અને પહેલી ટુકડી છૂટીને આવી એ જ અરસામાં તેઓ આવી પહોંચ્યા. આખું ફીનિક્સ તેમના સ્વાગત માટે સ્ટેશને પહોંચેલું.

રેલમાંથી ઊતરતાંની સાથે બંને સાહેબોને હાથ જોડી આપણી પદ્ધતિએ સૌને પ્રણામ કરતા જોઈને તથા અમ નાના વિદ્યાર્થીઓને માથે હાથ ફેરવતા જોઈને, કોઈ અજાણ્યા મહેમાન આવ્યા છે એવો ખ્યાલ સરખો પણ અમને ન રહ્યો. એ મોટા છે, અંગ્રેજ છે, ગોરા છે, એ પણ અમે ભૂલી ગયા. એમની પાસે બરાબર ન બેસવું, ચાલતાં ચાલતાં અથડાઈ ન પડવું, અને એમને ખાસ તો નહિ જ બવરે — જે અદબ જાળવવી જોઈએ એ અદબ પણ અમે જાળવી ન શક્યા.

તેઓ સાંજને સમયે આવ્યા અને નિત્યકર્મથી પરવારી પ્રાર્થનાનો સમય થતાં સૌ ફીનિક્સવાસીઓ એકઠા થયા ત્યારે મોટા મેજના કેંદ્રમાં બેસી ઍન્ડ્રૂઝ સાહેબે અમને સૌને શાંતિવચન સંભળાવ્યાં.

'હું ગુરુદેવ પાસેથી આવું છું. એમના શાંતિનિકેતનની વાતો હું કહેવા બેસું તો ખૂટે નહિ. પણ અત્યારે તો હું ગુરુદેવનો સંદેશો જ તમને સંભળાવીશ.' એમ કહી તેઓ ઊભા થયા, હાથ જોડ્યા અને આંખ અર્ધનિમીલિત કરી ધીમે સ્વરે ઉદ્‌ઘોષ કર્યો

सत्यं ज्ञानं अनन्तं ब्रह्मानंद रूपम्

अमृतं यद्विभाति शांतं शिवं अद्वैतम् ।

અને પછી એક આચાર્યની માફક અમને એ મંત્રની દીક્ષા આપી એનો અર્થ સમજાવ્યો.

એક ગોરો—અંગ્રેજ પાદરી પોતાના વિચિત્ર ઉચ્ચારો વડે સંસ્કૃત શ્લોક સંભળાવે એ અમારે માટે અકલ્પ્ય વસ્તુ હતી. એમને શ્લોક બોલતા જોઈને તાળીતાળીને હાથીહાથીને બોલવું પડતું હતું એ જોઈ અમને હસવું આવતું હતું, પણ એમની ગંભીર ધ્યાનસ્થ મુખમુદ્રા અને એમની શાંત વાણી અમારા અંતરમાં અનેરું તેજ પૂરી રહી હતી.

ઍન્ડ્રૂઝ સાહેબ ફીનિક્સમાં બેચાર દિવસ મુશ્કેલીથી રોકાઈ શક્યા હતા. તેઓને બાપુજી સાથે તુરત જ પ્રિટોરિયા જનરલ સ્મટસ પાસે જવાનું થયું, અને ત્યાર પછી સત્યાગ્રહની લડત બંધ કરવા અને હિંદીઓને ન્યાય અપાવવાને સારુ તેમને દક્ષિણ આફ્રિકાના મોટા-મોટાં શહેરોમાં ઘૂમવું પડ્યું.

એ બે કે ચાર દિવસમાં પણ ઍન્ડ્રૂઝ સાહેબે અમારા ઉપર એવી જાદુઈ અસર કરી જે જિંદગીભર ન ભૂલાય. ગુરુદેવનો મંત્ર અમને સમજાવ્યા પછી તેમણે સત્યાગ્રહના માર્ગનો મહિમા અમને સમજાવવા માંડ્યો. બીજી કે ત્રીજી પ્રાર્થના વખતે ઇસાઈ ધર્મ ફેલાવનાર પાદરીઓ કુરબાની કરીને કેટલા અમર થઈ ગયા તેની કથા સમજાવતાં તેમણે કહ્યું 'જૂના વખતમાં મારા જેવા પાદરીનું કામ કરનારાઓએ ખૂબ દુઃખો વેઠ્યાં છે. પોતાનો ધર્મ ફેલાવવા તેઓએ રીબાઈરીબાઈને જાન આપ્યા છે. પોતાનો ધર્મ વિષેનો અભિપ્રાય બતાવનારાઓને અને તેને દૃઢપૂર્વક વળગી રહેનારાઓને યંત્રોની અંદર નાખી એક તરફથી તેમના બંને હાથ ખેંચવામાં આવે ને બીજી તરફથી બંને પગ ખેંચવામાં આવે. એમ ખેંચતા જ જાય અને એને માની જવાનું કહેવામાં આવે. પણ જે સત્યને માટે મરવા તૈયાર થયો એ કંઈ જૂઠી વાત સ્વીકારે? એ ધર્મપ્રચારકોના હાથપગ યંત્ર વડે બંને બાજુથી તણાતા હોવાથી તેઓ અત્યંત પીડાય, અમનું હાડેહાડ તૂટે તોપણ તેઓ એમાંથી ઊગરી જવા જરા યે ચીસ ન નાખે અને ક્રૉસે ચડેલા પોતાના ઇષ્ટદેવ જીસસનું સ્મરણ કરતા પ્રાણ છોડે ઈશ્વર પાસે ન્યાય મેળવવા ચાલ્યા જાય. જેમ હાથ પગ ખેંચે એમ વળી બે પગને ધીમેધીમે પહોળા કરતાકરતા, એ ફાટી જાય ત્યાં સુધી પહોળા કરે. વળી યંત્રોથી છાતીને ભીંસી દે. યંત્રની અંદર ઊભા રાખી, કની બારસડી બે બાજુથી દબાવે એમ પગ અને માથા આગળથી દબાવે. એમ અનેક રીતે લોકોએ ધર્મોપદેશકોને પીડ્યા છે. ઘાસની ગંજીમાં ખડકી જીવતા બાળી પણ નાખ્યા છે. એવા એક બહાદુર ધર્મોપદેશકની વાત હું તમને કહું. એ આફ્રિકાના એક રાજ્યમાં જ ધર્મોપદેશાર્થે આવેલો. એ તમારા જેવડો ૧૮ વર્ષનો છોકરો જ હતો. આફ્રિકાના જંગલી લોકોએ એને કેદમાં પૂર્યો. ત્યાં એને ખૂબ રીબાવ્યો ને ડાયરી લખવાને યે કશું ન આપ્યું. એક દિવસ પણ એ લખ્યા વિના ન રહેતો એવો એનો નિયમ હતો. એને કાગળ તો મળ્યા, પણ પછી શાહીને માટે એણે પોતાનો અંગૂઠો ચીર્યો. એમાંથી લોહી લઈ સળી વતી લખવાનું કામ જારી રાખ્યું. પૂરા એક મહિના સુધી એવી રીતે એણે પોતાની ડાયરી લખી. ત્યાર પછી એને થાંભલે બાંધી, એના ઉપર સૂકું ઘાસ ખડક્યું, એને જીવતો બાળી નાખવામાં આવ્યો. તેણે હસતાં હસતાં પોતાનું બલિદાન આપ્યું.'

ઍન્ડ્રૂઝ સાહેબની આ વાતની બીજાઓ ઉપર કેટલી અસર થઈ એ હું ન કહી શકું, પણ મારા મનમાં તો એ સદાકાળ માટે ઊંડેઊંડે કોતરાઈ ગઈ. જેલ જવામાં શું ખૂબ બહાદુરી છે? ફાંસીએ ચડવામાં પણ એવી કઈ મોટી બહાદુરી છે? ખરી બહાદુરી તો કટકે કટકે મરવા છતાં પોતાનું કામ ન છોડવામાં છે' એ ભાવથી આખું દિલ રંગાઈ ગયું, અને જ્યારેજ્યારે વાર્તાલાપમાં કે પ્રત્યક્ષ જેલ જવાનો કે મરી ફીટવાનો પ્રસંગ આવતો દેખાયો ત્યારે નજર સામે ઍન્ડ્રૂઝ સાહેબે વર્ણવેલા પેલા વીર પાદરી યુવાનનું દૃશ્ય આંખ સામે ખડું થયા વિના ન રહ્યું. એની સરખામણીમાં હું મને પોતાને હિમાલય પાસે રજકણ સમો તુચ્છ અનુભવતો રહ્યો.

જે છોકરાઓ જેલ જઈ આવ્યા હતા અને ફરી જવાની તૈયારીમાં

હતા તેઓના ચહેરા પરનો ઉત્સાહ પણ ઍન્ડ્રૂઝ સાહેબની એ વેધક વાર્તાએ ઓગાળી નાખ્યો. સૌના ચહેરા પર ગંભીરતા તરવરી રહી જાણે દરેક જણ પોતાની યોગ્યતા અને કિંમત મનમાં આંકવા લાગ્યું.

એ વેળાના ઍન્ડ્રૂઝ સાહેબને દાઢી ન હતી મૂછો પણ સફાચટ રાખતા. એમના ગળામાં ગોળ કૉલર જોઈ મને અચંબો થયો અને નેકટાઈ વિનાનો એવો કાંઠલો શા સારુ પહેરતા હશે એમ મેં પૂછ્યું ત્યારે મારી યાદ પ્રમાણે મગનકાકાએ મને સમજાવ્યું કે 'એ એમનો પાદરીપણાનો પોષાક છે અને એટલા સારુ જ તેઓ રેવરન્ડ કહેવાય છે. એમને માસ્ટર કહેવું અપમાનજનક લેખાય.' ત્યાર બાદ ઍન્ડ્રૂઝ સાહેબને અનેકવાર જોવાનો અવસર મને મળ્યો છે, મહિનાઓ સુધી તેમની સોડમાં બેસી ભણવાનો અને તેમની અજબ સેવાનો સુયોગ મને મળ્યો છે અને એમના દીનબંધુ તરીકે પંકાયા પછી એમની ભવ્ય દાઢી, અનુપમ વાત્સલ્ય ને પ્રોત્સાહક મીઠાશ મેં અનુભવ્યાં છે, પણ જે ઍન્ડ્રૂઝ સાહેબના દર્શન ફીનિક્સમાં મળ્યાં હતાં એવાં ફરી મળ્યાનું યાદ નથી. લાંબો સફાચટ ચહેરો, મરકતા હોઠ, ચમકતું કપાળ અને મધુર વાણી વડે તેઓ સાક્ષાત દેવ સમા દેખાતા હતા. એમની એ દૈવી મૂર્તિ અને ઊછળતું માધુર્ય દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનું સમાધાન કરવામાં એક પ્રધાન બળ સિદ્ધ થયું.

જનરલ સ્મટ્સને ઍન્ડ્રૂઝ સાહેબે કેવી રીતે પીગળાવ્યા, દક્ષિણ આફ્રિકાના ગોરાઓને પોતાની વિદ્વત્તા વડે કેવા મુગ્ધ કર્યા અને હિંદુસ્તાનીઓ કુલી કે કાળાગોરા નથી, એ પણ માણસ જેવા માણસ છે, આર્ય છે, ઘણી ઊંચી જાતના સંસ્કારવાળા છે એ બધું દક્ષિણ આફ્રિકાની ગોરી પ્રજાને કવી રીતે ગળે ઉતાર્યું, તેનો ઇતિહાસ રસભર્યો છે. બાપુજીની આત્મકથા, દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ, ઍન્ડ્રૂઝ સાહેબના પોતાના લખાણ અને 'ગાંધીજીની સાધના' વગેરેમાં એ વાતો લખાઈ ગઈ છે એટલે અહીં એ ઓવડાવવાની જરૂર નથી.

જો મિ. પીઅર્સનને જીવવાને લાંબુ આયુષ્ય આપ્યું હોત તો જેમ ઍન્ડ્રૂઝ સાહેબ દીનબંધુ તરીકે ભારતવાસીઓની જીભને ટેરવે રમી રહ્યા તેમ પીઅર્સન સાહેબ પણ જરૂર 'દેવદૂત' તરીકે પ્રખ્યાત થઈ જાત પણ દુર્ભાગ્યે એ ઍન્ડ્રૂઝ સાહેબ કરતાં વીસેક વર્ષ ઓછું જીવ્યા. ઍન્ડ્રૂઝ સાહેબે અમને જીવનમંત્ર આપ્યા, ત્યારે પીઅર્સન સાહેબે અમને મુગ્ધ કરી મૂક્યા. અમારા ભવનમાં એ પહેલા જેટલા ગોરાઓ આવતા તેઓ 'મોટા માણસ' ગણાતા. તેઓ પોતાની મોટાઈ ચૂકી ન જવા દેવાની પૂરતી ચીવટ રાખતા જણાઈ આવતા. મિ. કેલનબેક, મિ. પોલાક, મિ. આઇઝેક વગેરે સજ્જનો અમને છોકરાઓને ઠીક-ઠીક રમાડતા, પણ જ્યારે તેઓ પોતાના કામમાં ગૂંથાયા હોય ત્યારે એમની આડે ઊતરવાની અમારી હિંમત ન ચાલતી. છોકરાંઓ સાથે રમવું, રમતમાં ને રમતમાં તેમને માહિતી આપવી, એ ગોરાઓનો સામાન્ય સ્વભાવ છે, છતાં તેઓ પોતાની મોટપ ક્ષણભર પણ વિસારી નથી શકતા.

મિ. પીઅર્સનનું વ્યક્તિત્વ અદ્‌ભુત હતું. પરોઢથી રાત પડતા સુધી પોતાની આસપાસ બાળકોના ઘેરા વચ્ચે જ તેઓ વસતા. બાળકોથી યે વધુ બાળક ને નિર્દોષ વર્તાવ તેમનો સદા રહેતો. એ ફીનિક્સમાં પંદરેક દિવસ જેટલું રહ્યા હશે, પણ એટલો વખત અમને એક જ દિવસ જેટલો ટૂંકો લાગ્યો. વિનોદપ્રિય અને ટીખળ કરી હસાવતા રહેનાર મિ. આઇઝેક કરતાં પીઅર્સન સાહેબનો રમતીલો સ્વભાવ ઓછો ન હતો, પણ મિ. પીઅર્સનની એકેએક ગમ્મત, એકેએક વિનોદ, એકેએક સ્મિત કદી છીછરું ન રહેતું. એમની પાસેથી ટીખળ અને ચાળાનો સ્વાદ નહિ પણ જ્ઞાનનો ઊંડો આનંદ મળતો.



બેઠેલા : સી. એફ. ઍન્ડ્રૂઝ, ઊભેલા, ડબ્લ્યુ. ડબ્લ્યુ. પીઅર્સન

તેઓ અમને બગીચામાં લઈ જાય. કેળની રચના, બીજ પાદડાં ને કેળનાં પાંદડાંનો ભેદ, ફૂલોની ખાસિયત વગેરે પર એવા પ્રશ્નો પૂછે, જેના પર અમારે મગજને જોર આપવું પડે. તેઓ વનસ્પતિના બહુ જ શોખીન હતા, એટલે જાતજાતનાં ફૂલો તથા વનસ્પતિના અને ઘાસ કાંટાના નમૂના ભેગા કરવાને અમને રખડાવે ને પોતે પણ રખડે. એમણે બતાવેલું રહસ્ય કે એમણે આપેલી પિછાન જો બીજે દિવસે અમે ભૂલી જઈએ તો પોતે મહેમાન હોવા છતાં અમને માથે ટપલો યે મારે. પણ મોટે ભાગે તેઓ હાસ્ય વેરતા વેરતા એવી રીતે વર્તતા કે જાણે અમારી સામે લળી પડતા હોય. અમને સત્યાગ્રહના વીર યોદ્ધાઓ સમા ગણી તેઓ પોતાને અમારાથી ઊતરતા લેખવતા હોય એટલી નમ્રતા એમનામાં ભરી હતી અને આમ બાળકો તથા કુમારોને પણ સવારથી સાંજ સુધી એમના વિના ગોઠતું ન હતું.

એકવાર તેમની સાથે ઈનાન્ડા ફૉલ્સની ઊંડી ખીણો જોવા નદીએ પહેલાં એંકદર વાર અમે ગયા હોઈશું, પણ એમની સાથે ઘણી નવી મજાઓ જોયાનું મને યાદ છે. અમે તો પાણીમાં નહાતા ને ધોધ પડતો જોતા, પણ એમણે ત્યાંની વૃક્ષરાજી, નવનવે સ્થાનેથી ધોધનું દૃશ્ય, પથ્થરો ને ગુફાઓની ગમ્મત, વગેરે તરફ અમારું ધ્યાન ખેંચ્યું.

બીજા વિદ્યાર્થીઓ કરતાં પીઅર્સન સાહેબ પ્રત્યે હું વધુ ખેંચાયો એનું એક બીજું કારણ પણ હતું. મોટા વિદ્યાર્થીઓ જેટલું મને અંગ્રેજી ન આવડતું, અને તેમના જેવાં મોટાંમોટાં કામ કરી હું લેખામાં આવવા લાયક બન્યો પણ ન હતો. સાધારણરીતે હું બધે પોતાને વિસારાયેલો અનુભવતો. બાપુજી હોય તો તો એ બધાં વચ્ચે મારે યે ભાવ પૂછે ને મારો ઉમંગ વધારે, પણ સાધારણરીતે બીજા શિક્ષકો અને મોટેરાઓ પાસે મારી એવી કોઈ પ્રતિષ્ઠા ન હતી. હું સાધારણરીતે નિરાશાભર્યો રહ્યા કરી ખૂણે ભરાઈ બધું જોયા કરતો.

મિ. પીઅર્સને મારી આ નિરાશામય જિંદગીમાં પહેલી વાર ખલેલ નાખી. રેવદાસકાકાનું અને જેલમાં જઈ આવેલાઓનું જે સમાન થતું તેમાં મને પણ તેઓએ લેખવ્યો. સાધારણરીતે લોકો મહેમાનો હોશિયાર જણાતાઓ સાથે વાર્તાલાપ કરતા, પણ પીઅર્સન

સાહેબે મને ડોકને પણ અપનાવ્યો. તેઓ બગીચામાં જાય, કંઈ નવી વિદ્યા શીખવવા બેસે, ત્યાંયે હું ન હોઉં તો 'પ્રભુદાસ ક્યાં છે? બોલાવો એને.' એમ કહી મને બોલાવે. ઘણીવાર મને એકલાને પોતાની સાથે હાથ પકડીને લઈ જાય ને ફૂલ, વનસ્પતિનું નિરીક્ષણ કરાવે. અનેક વિદ્યાર્થીઓ વચ્ચે મને સંબોધીને બતાવે. આમ મારી નિરાશા તથા કચવાટ દૂર કરી તેમણે મારામાં ઉત્સાહ રેડ્યો.

જ્યારે અમારી મંડળી ફીનિક્સથી શાંતિનિકેતન પહોંચી ત્યારે પીઅર્સન સાહેબની ઝૂંપડી જ મારે આખા દિવસનું ધામ થઈ પડેલ. હું અંગ્રેજીમાં કાચો, પણ બીજા અનેક વિષયોમાં તેમણે મને આગળ વધાર્યો. એમનું ઊંડું ગાંભીર્ય, શીખવતી વખતે વિદ્યાર્થીમાં ઓતપ્રોત થવાની રીત, અને વિશાળ સૃષ્ટિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરાવવાની એમની કળા જવલ્લેજ બીજા શિક્ષકમાં જોવા મળે.

શિક્ષક તરીકે પીઅર્સન સાહેબનો મહિમા ગાવાનું આ સ્થાન ન ગણાય, પણ તેઓ કેવળ દસપંદર દિવસ જ ફીનિક્સમાં રહી પોતાનું રાજકીય કામ કરવા સાથે પોતાના માધુર્ય વડે અમારાં ચક્ષુ ઉઘાડી ગયા એમનું શિક્ષકત્વ ભૂલ્યે ગુનો કર્યો ગણાય એટલે લખ્યું.

ફીનિક્સમાં તેમણે આસપાસની અનેક દિશાઓએ એકલાએકલા કેટલાયે માઈલ પગપાળા યાત્રા કરી અને ગિરમિટિયા હિંદીઓના જીવનનું સૂક્ષ્મ વિવરણ સંગ્રહ્યું. એન્ડ્રૂઝ સાહેબ કરતાંયે વધારે પડદા પાછળ રહી નમ્રતા સાથે ઊંડી સેવા તેમણે આપી. એન્ડ્રૂઝ સાહેબની ભાવુકતાને પોતાના નક્કર પાયા વડે સફળ બનાવી અને દક્ષિણ આફ્રિકાના અંગ્રેજોને હિંદીઓનો આદર કરવાનું શિક્ષણ પોતાના ઉદાત્ત આચરણ વડે આપ્યું. ટૂંકમાં કહું તો પીઅર્સન સાહેબના પરિચયની મને ભૂખ જ રહી ગઈ. આટલું હું જવલ્લેજ પણ કાગળમાંથી ઉતારી શક્યો.

પ્રિટોરિયામાં એન્ડ્રૂઝ સાહેબ સ્મટ્સ સાહેબ અને બાપુજી વચ્ચે કાચી સમાધાની થઈ, એન્ડ્રૂઝ સાહેબનું દક્ષિણ આફ્રિકામાં પરિભ્રમણ થોડુંઘણું થયું, ત્યાં એમની માતાના સ્વર્ગવાસના સમાચાર આપતો તાર વિલાયતથી આવ્યો. અંગ્રેજો પર ગમે તેટલાં દુઃખ આવે તો પણ તે રોવા નથી બેસતા. એન્ડ્રૂઝ સાહેબની ઉદાસી તથા તેમની વ્યાકુળતા તરફ મેં ધારીધારીને દિવસમાં પાંચસાત વાર જોયું. તેઓ મૌન હતા, પણ રોતલપણું એમના ચહેરા પર મુદ્દલ ન હતું. શાંત ભાવે મનમાં ને મનમાં દુઃખ પી રહ્યા હતા.

અમારાથી એ બંને સાહેબની વિદાય ખમી શકાતી ન હતી. તેઓ સદા ફીનિક્સમાં વસી જાય એવી અદમ્ય ઇચ્છા અમને હતી પણ તેમને વિદાય આપ્યે જ છૂટકો હતો. ગણ્યાગાંઠ્યા દિવસોમાં તેઓ અમારાં મન ને હૃદય પોતાની મુઠ્ઠીમાં લઈ વિલાયત સિધાવ્યા.

એમને વળાવવા આખું ફીનિક્સ ભેગું થયું. પ્રાર્થનાના સ્થાને વિશેષ પ્રાર્થના થઈ ને

सत्य ज्ञानं अनत ब्रह्मानंदरूपम्
अमृत यद्विभाति शात शिवमद्वैतम्

નો મંત્રઘોષ કરતા સૌ છૂટા પડ્યા. અને ટેકરાની પાછળ એમની ટ્રેન અદૃશ્ય થઈ ત્યારપછી કેટલીયે વારે અમે એ દિશાએથી નજર પાછી ફેરવી શક્યા ને સૂને હૃદયે ઘર ભણી ચાલ્યા.

## પ્રકરણ ૯મું
## સરકારી મહેમાનો

એન્ડ્રૂઝ સાહેબ અને પીઅર્સન સાહેબ સમા દેવદૂતોએ પોતાના સત્સંગથી આખું વાતાવરણ સુગંધિત કરીને વિદાય લીધા પછી તુરત જ હિંદુસ્તાનની અંગ્રેજી સરકારના દૂત સર બેન્જામિન રૉબર્ટસન ફીનિક્સ આવી પહોંચ્યા. સાડા ચાર હજાર માઈલનો હિંદી મહાસાગર એમની ઝડપબાજીએ ગણતરીના નવ દિવસની અંદર ઓળંગી નાખ્યો અને એવી જ ઝડપભરી રીતે તેઓએ હિંદીઓનું અપમાન ધોવાની બાંહેધરી આપતા દક્ષિણ આફ્રિકાની ભૂમિ પર પગ મૂક્યો. તેઓ સાહેબ આવીને શું કરે છે, શું કહે છે, એમના રંગઢંગ કેવા છે, એમનામાં એન્ડ્રૂઝ-પીઅર્સન સમા મહાત્માના અંશની ભલાઈ છે કે એ સ્મટ્સ સાહેબના જાતભાઈ જ છે વગેરે પારખવા લેવા અમે સૌ ટાંપી રહ્યા હતા.

સર બેન્જામિન રૉબર્ટસન હિંદુસ્તાનના એક કમિશનર સાહેબ હોઈ પોતાને મન તેઓ બહુ મોટા માણસ હતા; પણ અમારા ફીનિક્સમાં તો તેઓ અન્ય અતિથિઓ સમા સદ્ગૃહસ્થ જ લેખાય. બેચાર મોટેરાઓ અને ચાર છ વિદ્યાર્થીઓ એમના સ્વાગત માટે તથા સામાન ઊંચકી લાવવા માટે ફીનિક્સ સ્ટેશને ગયા. તેઓ સાહેબને જંગલને રસ્તે ઊંચા ટેકરા ને નાળાં ઓળંગતા ત્રણ માઈલ પગે આવવું પડ્યું. તેઓ બોલ્યા નહિ, પણ અમે પામી ગયા કે આવી નજીવી મહેમાનગીરીથી તેઓ ખીજી રહ્યા છે. એમના ચહેરા પર સ્પષ્ટ દેખાતું હતું કે તેઓ પોતાને કોઈ ઊંચી ટોચેથી એકાએક ગબડી પડેલા અનુભવી રહ્યા છે.

હિંદુસ્તાનમાં લાટસાહેબી ચલાવવાની અંગ્રેજોની ટેવથી બાપુજી પૂરા વાકેફ હોઈ તેમણે અહીં એવી લાટસાહેબીને ઉત્તેજન ન આપવાનું ઠરાવ્યું હતું. એથી એમનું ડરબન જઈ સ્વાગત ન કરતા બાપુજી ફીનિક્સ રહ્યા. ફીનિક્સ સ્ટેશને પણ લેવા ન ગયા; કેવળ આશ્રમની હદ પર સ્મિતભર્યું તેમનું સ્વાગત કર્યું. સન્માન સાથે વિનય પણ જળવાઈ રહે એ હેતુથી પોલાક સાહેબને બાપુજીએ ડરબન મોકલેલા. રૉબર્ટસન સાહેબ ફીનિક્સ સ્ટેશને ઊતર્યા કે તરત આમતેમ જોવા લાગ્યા ને પોતાનું સ્વાગત કરનારની શોધમાં પડ્યા. પણ ત્યાં હારતોરા કે સરઘસ કશું જ ન હતું. અમને ફેંટ ટોપી વિનાના વગડાઉ વિદ્યાર્થીઓને પોતાની સામે ઊભેલા જોઈ તેઓ જરા પાછા પડ્યા. એમના ચહેરા પરનું સ્મિત ઊડી ગયું ને ભારેખમ બની ગયા. એટલામાં રેવાશંકર સોઢાએ આગળ વધી 'શેક હૅન્ડ' કરવા પોતાનો હાથ લંબાવ્યો. હિંદુસ્તાનમાં વસતા અને અમલદારી કરતા ગોરાઓના સ્વભાવની એમને શી ખબર? ફીનિક્સ આવનારા ગોરાઓનું સન્માન તેઓ શેક હૅન્ડથી કરવાને ટેવાયેલા હતા. પણ રેવાશંકરનું હાથ મિલાવવા જવું એ વિનયને બદલે અવિનય થઈ પડ્યો. હાઈ કમિશ્નર સાહેબે પોતાનો હાથ ન આપતાં સહેજ ડોકું નમાવ્યું અને હાથમાંની લાકડી તસુભર ઊંચી કરી શેઠ નોકરની સલામ સ્વીકારે એમ અમારી વિદ્યાર્થીઓની સલામ સ્વીકારી તેઓ મગનલાલ માસ્તર સાથે બે'ક બોલ વાતચિત કરી પગપાળા આશ્રમને પથે પડ્યા. એમના સેક્રેટરી અને એમના સાથી સદ્ગૃહસ્થ રાયબહાદુર પણ એમની પાછળપાછળ ચાલ્યા. ત્રણમાંથી કોઈ કશું બોલતું ન હતું. એમની પાછળ ચાલતા અમે રેવાશંકરના ફેનડના શેક હૅન્ડનું ટીખળ આખે રસ્તે ચાલુ રાખ્યું.

આશ્રમમાં તેમને એક સાદા ઉતારામાં ઉતારવામાં આવ્યા. તેમને ક્યાંયે ગોઠતું દેખાયું નહિ. તેમાંયે જ્યારે અમે એમની સાથે આવેલા શ્રી સરકાર નામના રાયબહાદુરને પૂરા ગભરુ ને રૉબર્ટસન

ગુરુ સાથે અનેક પ્રાન્તોનું પર્યટન કરી અન્ય ભાષાજ્ઞાન પ્રાપ્ત કરી લીધું

એક વખત તેઓ મંડળી સાથે પંઢરપુરમાં હતા વાદ્યોમાં તેમને દેશી વાદ્યો તરફ વધુ આકર્ષણ હતું અને સિતાર પ્રત્યે તેમને વધુ મમતા હતી એક રાત્રે ગુરુસેવા બાદ તેઓ સિતારમાં માલકોષ વગાડતા હતા તેઓ તો સંગીતમાં ગરકાવ હતા, પાછળ ગુરુ ધ્યાનપૂર્વક સાંભળતા હતા રાગમાં ઘણી ભૂલ થતી હતી, પણ ગુરુએ પ્રથમ તો કહ્યું કે ઘણો સરસ વગાડ્યો પછી ધીરેધીરે એવી સૂચનાઓ આપી કે ત્યારે જ સાચું જ્ઞાન પ્રાપ્ત થયું ગુરુએ પણ ખરે સમયે જ કહ્યું કે જેથી તેમને સાચી પ્રેરણા મળી ત્યાર બાદ પંડિતજીએ ઉજ્જૈનના બેથા સાહેબ અષ્ટેવાલા જેઓ સિતારના ઉસ્તાદ હતા તેમને પાંચ મહિના માટે વિદ્યાર્થીઓને તાલીમ આપવા વિદ્યાલયમાં બોલાવ્યા તેમની પાસેથી પણ તેમણે ઘણું જાણી લીધું

એક વખત એક વિચિત્ર પ્રસંગ બની ગયો ગુરુમંડળી સાથે એક વાર શિરાલીજીને કોઈ મહાત્માને ત્યાં જમવાનું નિમંત્રણ મળ્યું શિરાલીજી જ્ઞાતિએ બ્રાહ્મણ તો હતા, પણ બ્રાહ્મણોમાંયે ઉચ્ચનીચનો ભેદ રાખનાર મહાત્માએ તેમનું જમવાનું પાત્ર અલગ રાખ્યું શિરાલીજીની ઉંમર તે વખતે સત્તર વર્ષની હતી દિલમાં ઘણું લાગી આવ્યું ને દિવસે જમ્યા પણ નહિ. ગુરુને મનમાં ખ્યાલ આવી ગયો, પણ એ વખતે કાંઈ બોલ્યા નહિ મુંબાઈ પાછા આવતા ગુરુએ જ એક દિવસે આગલો પ્રસંગ ધ્યાનમાં લાવી શિરાલીજીને પોતાને ત્યાં જમવા આજ્ઞા કરી તેમને ઘણો સંકોચ થયો ગુરુની સાથે વાત કરવી એમાં પણ દરેક વિદ્યાર્થી ખૂબ જ સંકોચ ને ક્ષોભ અનુભવતો તો પછી જમવાની તો વાત જ શી? ગુરુએ પોતાના પત્નીને કહી દીધું કે શિરાલીની બેઠક મારી નજીક જ રાખજો અત્યાર સુધી કોઈ દિવસ નહિ ને આજે ગુરુની પાસે બેસી જમવામાં તેમને ઘણો ક્ષોભ થયો પણ ખુદ પંડિતજીએ પોતાની પાસે બેસાડી, ગત પ્રસંગ સંભારી કહ્યું 'તે દિવસે તને ખરાબ લાગેલું તે મારા ધ્યાનમાં હતું કોઈ વખત આવું પણ બને એમાં ખોટું શું લગાડવું?'

પંડિતજી એક મહર્ષિ જેવા જ હતા સંગીત માટે તેમણે આખું યે જીવન અર્પણ કરી સંગીતના સ્થાનને ઊંચું લાવવા પ્રયત્ન કર્યો હતો કોઈ દિવસ તેમણે રાજામહારાજાઓ સામે નીચે બેસી ગાયું નહોતું સમાન દરજ્જે બેસીને જ ગાવાનો તેમનો આગ્રહ હતો ઇ ૧૯૨૬માં રાયગઢના મહારાજાએ પંડિતજીની મંડળીને આમંત્રણ આપ્યું પંડિતજીએ એક જ શર્ત રજૂ કરી કે 'રાજાના સિંહાસનની સપાટી પર જ બેસીને હું ગાઈશ એ શર્ત જો કબૂલ હોય તો જ હું આવીશ' રાજામહારાજાઓ પણ તેમના સ્વભાવને સમજી ગયા હતા

ગાંધર્વ મહાવિદ્યાલયનો નવ વર્ષનો અભ્યાસક્રમ આઠ જ વર્ષમાં પૂરો કર્યો ને વીસ વર્ષની વયે અભ્યાસક્રમ પૂરો કરવા સાથે ભાષાજ્ઞાનમાં મરાઠી, કર્ણાટકી, હિંદી, સંસ્કૃત અને સાધારણ અંગ્રેજી પણ પ્રાપ્ત કરી લીધું અભ્યાસક્રમ પૂરો કર્યો એટલે પંડિતજીએ તેમને લાહોર વિદ્યાલયમાં આચાર્ય તરીકે નીમ્યા ૧૯૨૭થી ૨૮ સુધી તેમણે એ સંસ્થામાં કામ કર્યું ત્યાર બાદ તે પંડિતજીને મળવા પૂના ગયા ને ત્યાં પંડિતજી પાસેથી રજા લઈ તેઓ છૂટા થયા

૧૯૨૫માં તેમણે કોઈ સ્વામીનું પુસ્તક વાંચેલું ત્યારથી તેમને પરદેશગમન કરવા ઉત્કંઠા જાગેલી આથી હવે તેમણે ઇંગ્લંડ જવા તૈયારી કરવા માંડી તે પહેલાં લાહોરમાં એક પ્રોફેસર પાસે તેમણે વધુ અંગ્રેજી શીખવા માંડ્યું પોતે બદલામાં એ પ્રોફેસરને સિતાર શીખવતા આમ ઇંગ્લંડ જતા પહેલાં અંગ્રેજી ભાષા શીખી લીધી

૧૯૨૮માં તેમણે ઇંગ્લંડ જવા તૈયારી તો કરી, પણ પાસે રાતી પાઈ પણ હતી નહિ રૂ ૧૦૦૦ની જોગવાઈ કરવા તેમણે મહેનત કરી. શ્રીમંત મિત્રો પાસેથી જેમતેમ કરીને ૭૦૦ રૂપિયા મેળવ્યા ત્રણસો રૂપિયા માતાની અંગત મૂડી જે ઘણાં વર્ષોથી માતાએ સાચવી રાખેલી તે તેમની પાસેથી મેળવી મુંબાઈમાં શ્રી બિરલાને મળ્યા તેમણે ત્રણ અઠવાડિયાં સુધી લંડનમાં રહી શકાય એવી ત્યાં આર્યભવનમાં વ્યવસ્થા કરી આપી ૧૯૨૯માં જાન્યુઆરીમાં ગુરુજીને આખરી મળ્યા, અને તેમના આશીર્વાદ લઈ તેઓ ૧૯૨૯ના નવેમ્બરમાં કૉન્ટિનેન્ટલ લાઇનમાં વેનીસ થઈ લંડન ગયા ૧૯૩૧માં પંડિતજીનો દેહાન્ત થયો.

ઇંગ્લંડ જતી વખતે સાથે તેમના ખાસ વાદ્યો સિતાર, તબલાતરંગ, જલતરંગ વગેરે હતાં એ વેળા ઘણાએ કહ્યું કે ત્યાં નકામા જ તેને છોડ઼કાઈ નાખશે નહિ પડે પણ કોઈનું સાંભળ્યું જ નહિ. લંડનમાં ઇનિવર્સિટી હૉલમાં તેમણે 'સ્ટુડન્ટ્સ શો' કર્યો અને બીજા એટ્લું કેમાવે પણ કીરો કર્યો ત્રણ અઠવાડિયા સુધી તો કાંઈ ફિકર હતી નહિ. પણ પછી મુશ્કેલી ઊભી થઈ એક વખત તો આપણા હિંદી ભાઈઓએ ગાવા માટે આમંત્રણ આપ્યું ને છેવટે ટૅક્સીભાડું પણ ન ચૂકવ્યું!

આ દરમિયાન પારીસથી એક ઝવેરી લંડન આવ્યા. તેઓ પણ આર્યભવનમાં ઊતર્યા હતા તેમણે વાતવાતમાં શિરાલીજીને કહ્યું કે 'તમે પારીસમાં ઉદયશંકરને મળો એમને પોતાની પાર્ટી માટે કોઈ સારા સંગીતજ્ઞની ઘણી જ જરૂર છે' રૂમ ઉપર આવીને વિચાર કર્યો કે પારીસનો પણ અનુભવ લઈ લઈએ, જોઈએ, શું થાય છે! પાસેના રૂપિયા પણ ખૂટવા આવ્યા હતા તાત્કાલિક એક ચિઠ્ઠી પારીસ શ્રી ઉદયશંકરને લખી નાખી. પૈસા ખૂટતા હોવાથી તેમણે ક્રૉમ્વેલ રોડ પર ઇન્ડિયન બોર્ડિંગમાં રહેવાનું રાખ્યું. પંદર શિલિંગ જ પાસે હતી એક મહિના સુધી એક જ 'સૂપ' ઉપર નિભાવ કરતા. અચાનક બે મિત્રો તેમની પરિસ્થિતિ જાણી ગયા. દરમિયાન તેમની રૂમમાં ઉદયશંકરનો જવાબ આવી ગયેલો પેલા મિત્રે પત્ર ખોલી વાંચી લીધો અને ખરી પરિસ્થિતિ સમજી જતા તે જ સાંજે એ મિત્રોએ શિરાલીજીને પારીસ જવાનો આગ્રહ કરી બબ્બે પૌંડ આપ્યા

પારીસ કાગળ લખી નાખ્યો કે હું આવું છું ત્યાં સ્ટેશને ઉદયશંકર, સિમ્કી તથા તેની માતા સામા આવ્યા બેત્રણ દિવસ ત્યાં રહ્યા. દરમ્યાન સિતાર વગેરે વગાડી બતાવ્યા. તેમના કામથી ઉદયશંકર ખુશખુશ થઈ ગયા બધી વાતચિત કરી નક્કી કર્યું ઉદયશંકર તો હિંદ આવતા હતા અને તે પાછા પારીસ જાય ત્યાં સુધી શિરાલીજીએ [illegible] હતું ત્યાં એક હિંદી ડૉક્ટર મિ. ચોકસી ([illegible]) હાર્વે સ્ટ્રીટમાં રહેતા હતા તેમણે એમને ખૂબ મદદ કરી પોતે સિતાર શીખતા અને મિત્રોમાં શિરાલીજીનો પરિચય કરાવતા

આઠ મહિના બાદ ઉદયશંકર પારીસ પાછા ફર્યા અને પાર્ટી શરૂ કરી શિરાલીજીને બોલાવી લીધા તેમની સાથે તેમણે યુરોપમાં ખૂબ પ્રવાસ કર્યો અને અનુભવ મેળવ્યો ઈ ૧૯૩૮માં ઉદયશંકર યુરોપના પ્રવાસેથી પાછા ફર્યા, પણ શિરાલીજી ઇંગ્લંડમાં જ રોકાયા ને ત્યાંના ડાર્ટિંગ્ટન હૉલમાં સંગીતના 'થીઓરેટિકલ' (સૈદ્ધાન્તિક) અભ્યાસની ત્યાંના ડૉક્ટર મિ. ઓપનહામ પાસે તાલીમ લીધી ૧૯૩૮ના ડિસેમ્બરમાં તે હિંદ આવ્યા અને જાન્યુઆરીમાં આલમોડામાં આવેલા ઉદયશંકરના 'કલાકેન્દ્ર'માં જોડાયા અત્યારે પણ ત્યાં તેઓ સંગીત પ્રણેતા તરીકે ઉદયશંકરના જમણા હાથ બનીને રહ્યા છે

શ્રી શિરાલીજીએ ભારતીય સંગીતનાં શુદ્ધ સ્વરૂપોનો પૂર્ણ અભ્યાસ કરીને, શ્રી ઉદયશંકરના નૃત્યો સાથે તેની નવીનતાઓ ને વિવિધતાઓ સરજવામાં અપૂર્વ ફાળો આપી હિંદી સંગીતની સમૃદ્ધિ વધારી દીધી'-

છે તેમના ર[illegible] અને શિરાલીજી [illegible] પ્રેમ-

પાત્ર બની ગ[illegible]

## ઉચ્ચ ગાયકો

આજથી પચાસ વર્ષ પહેલાં શાસ્ત્રીય સંગીતનો શોખ આજના જેટલો ન હતો. તે વખતે સારા સુશિક્ષિત ગાયકો ઘધાર્થે ગાનારીઓને શીખવતા. આ અરસામાં સદ્ગત સંગીતાચાર્ય પં. વિષ્ણુ દિગંબરે અને ખાં સાહેબ અબ્દુલ કરીમખાંએ નિષ્ણાત ગાનાર તરીકે ખ્યાતિ મેળવી અને સેંકડો શિષ્યોને તૈયાર કર્યા. આજે એ શિષ્યો આપણા દેશમાં ઉચ્ચ સંગીતનો સુંદર પ્રચાર કરી રહ્યા છે.

આજે મોટાં શહેરોમાં તો અનેક ગાનારા મળી રહે છે ને હિંદના દરેક રેડિયો સ્ટેશન પરથી આપણે શાસ્ત્રીય સંગીતકારોને સાંભળી શકીએ છીએ. રેડિયો અને સીનેમા દ્વારા આજે સંગીતનો જે સારો પ્રચાર થયો છે તેથી અનેક શ્રોતાઓ સંગીતના અભ્યાસી પણ થયા છે. ઉચ્ચ ગાયનની સાચી પદ્ધતિ ને અભ્યાસ માટે દરેક સંગીતપ્રેમીને જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે, એટલે અત્રે આપણે સારા શાસ્ત્રીય ગાયકોનાં સંગીતની ખૂબીઓ પ્રતિ દૃષ્ટિપાત કરીશું.

સમ્રાટ અકબરના વખતમાં બૈજુબાવરાથી માંડી તાનસેન જેવા ગાયકોએ જે ચીજો જુદાજુદા રાગોમાં લખી છે તે ઘણું કરી વ્રજભાષા કિંવા હિંદુસ્તાની ભાષામાં છે. એ ભાષાને પૂરી ન સમજી, અપભ્રંશ કરી ગાનાર ગાયકો આજે અનેક મળી રહે છે, પણ સારા ગાયકો તેમ ન કરતાં ચીજને સંપૂર્ણ સમજી તેનો ભાવ રજૂ કરે છે.

સંગીત સંબંધીના પ્રાચીન ગ્રંથોમાં ગાયકોના અનેક ગુણો અને અવગુણો દર્શાવેલા છે. નાકેથી ન ગાવું, અવાજને દાબવો નહિ, પૂતળાની પેરે સ્તબ્ધ રહી ન ગાવું, અસ્પષ્ટ ન ગાવું, એમ સૂચવી એ ગ્રંથો લખે છે કે જમીને તરત ગાયકે ન ગાવું, વિકારી અવાજે, તરત નહાઇને, બપોર કે બેતાલે પગે ન ગાવું, તંગ કપડાં પહેરીને, મોઢેથી શ્વાસ લઇને, ઠંડી હવામાં બેસીને, કઠોર અવાજ લગાવીને જે ગાયકો પોતાની કળા જનતા સમક્ષ રજૂ કરે છે તે ગાયકો ઉચ્ચ સંગીતનાં સુંદર તત્ત્વો શ્રોતાઓ સમક્ષ કદાપિ રજૂ કરી શકતા નથી.

સારા ગાયકો હમેશાં બ્રહ્મચર્યનું પાલન કરી પોતાના અવાજને અવિકારી બનાવે છે. તેઓ હમેશાં નિર્ભય હોય છે અને વ્યાયામ પ્રત્યે અભિરુચિ ધરાવે છે. અતિ દ્રુત, અસ્વાભાવિક પદ્ધતિથી તેઓ કોઈ પણ ચીજને છેડતા નથી, પછી ભલેને તે ચીજ ધ્રુપદ હોય યા ખ્યાલની હોય. તેઓ નિર્વ્યસની હોય છે અને મરીમસાલા તથા તિખાશથી તેઓ પ્રતિદિન દૂર નાસે છે.

વળી, ઉચ્ચ ગાયકો હમેશા રાગના રસથી રંગાય છે. પ્રત્યેક રાગની લાગણીઓને તે ધીરજથી પ્રકટાવે છે. તેઓ તિલંગ રાગને ગંભીર બનાવતા નથી, તેની જ રીતે દરબારી કાનડાને શૃંગારરસમાં કદાપિ ગાતા નથી. તેઓની ગાયનની પદ્ધતિ અતિ વ્યવસ્થિત હોય છે ને સીધા ‘અસ્થાઇ’ લઇ આલાપચારીથી ‘સમ’ બતાવીને શ્રોતાઓને આકર્ષી એકાગ્ર બનાવે છે.

વાદી સંવાદી સૂરોના મર્મનો બતાવી, સંગીતસમ્રાટ અલ્લાદીઆખાંની તાલગત અતૂટ આલાપચારી કરીને, સારા ગાયકો, ગવાતી ચીજના ચોક્કસ તાલમાં ‘બોલ તાનો’ શરૂ કરે છે. રાગસ્વરૂપ, સૂર અને તાલ જાણી તો તે પ્રતિપળે લક્ષ આપે છે અને ચક્ષુઓ બંધ ન કરી, મોં પરના હાવભાવ પર અશોભની વિકૃતિઓને તે દૂર કરે છે. આમ કરીને તે ગવાતા રાગની મીંડ, ગમક અને તાન વગેરેમાં પ્રવેશે છે.

સંગીતમાં તાલ જેમ અતિ આવશ્યક અંગ છે તેમ સૂર પણ એવું જ એક જરૂરી અંગ છે. ઘણા ગાયકો એમ બહાનું કાઢી બેસે છે કે સાંભળનારાઓ ઉચ્ચ સંગીતને ન સમજી શકે; પણ ૯ કમા એવું કંઇ નથી. જો ગાનાર સૂર અને તાલમાં ગાય તો દરેક સંગીતપ્રેમીને રસ જ આવે,–પછી ભલેને શ્રોતા હળવા (light) સંગીતનો શોખીન હોય. સાપ, ગાયો, હરણ એ બધા જેમ સૂરીલા સંગીતથી (બંસીથી યા સારંગીથી) આકર્ષાય છે, તેમ માણસને પણ સૂરીલું સંગીત અસર કેમ ન કરે? એ પ્રાણીઓ સંગીતના શબ્દો કે રાગનું શાસ્ત્ર ન સમજી શકે, પણ માણસ તો પ્રયત્ને આ બધું સમજી શકે છે. એટલે ‘શ્રોતાઓ ઉચ્ચ સંગીતને ન સમજી શકે’ એમ કહેનાર ગાયકો સૂરીલા હોતા જ નથી. આ અનુભવસિદ્ધ વસ્તુ છે. પોતાની નબળાઈ વ્યક્ત કરવાને બદલે તેઓ શ્રોતાઓને નકામા ઠંડા પાડી દે છે.

વળી, સારા સંગીતકારોના સંગીતથી સંગીતજ્ઞો જે મજા માણી લે છે તે હળવા સંગીતના શોખીનો નથી માણી શકતા, કારણ કે હળવા સંગીત–શોખીનો તો ચીજના શબ્દો–ચીજનો સાદો ઢંગ, આલાપ કે તાન વગરનો તરત ગવાઈ રહે તેવું પસંદ કરે છે; જ્યારે સંગીતજ્ઞો તો રાગના ઊંડાણમાં ઊતરી જઇને રાગની દાટ, મીંડ, ગમક, ગુરુસ્વર, ન્યાસ, તાન અને આલાપોમાંથી લહેર લૂંટી શકે છે.

સારા ગાયકો સવારે ગવાતી ટોડી સાંજે સાત વાગ્યે ગાતા નથી, તેમ સાંજે ગવાતુ મુલ્તાની સવારે પાંચ વાગ્યે ગાતા નથી. તેઓની તાન લેવાની પદ્ધતિ વાક્યરચનાનુસાર ને બુદ્ધિથી ભરેલી હોય છે. દરેક ચીજની અસ્થાઈ અને અંતરો તેઓને ખ્યાલમાં રહે છે, અને શ્રોતાઓના સંગીત સંબંધી માનસ ઓળખવાની કળા પણ તેઓ હાસલ કરી લે છે.

—વિશ્વનાથ શાહ

## પાંદડાંમાંથી રેશમ

બનાવટી રેશમ લગભગ દરેક ઘરમાં હોય છે, પણ તે શી રીતે બને છે તે આપણામાંના ઘણા જાણતા હોતા નથી. ન માની શકાય એવી વાત છે, પણ બનાવટી રેશમ ઝાડનાં પાંદડામાંથી બને છે. રેશમના કીડા જે રીતે રેશમ બનાવે છે તે રીતનું વૈજ્ઞાનિકોએ અનુકરણ કર્યું અને બનાવટી રેશમનો જન્મ થયો.

‘મલબેરી’ અને ‘ઓક’ નામના ઝાડનાં પાંદડાં ખાઇને રેશમના કીડા તે પાંદડાંના રસના ઝીણા તાતણા પોતાના શરીરની આસપાસ વીંટે છે. આપણે એને કોશેટો કહીએ છીએ. વૈજ્ઞાનિકોએ વિચાર્યું કે જે જાતનો રસ રેશમના કીડા ચૂસે છે એ જાતનો રસ જો માણસ મેળવી શકે તો એમાંથી રેશમ કેમ ન બને?

આ વિચારના પરિણામે આજથી લગભગ પચાસ વર્ષ પહેલાં બનાવટી રેશમની શોધ થઈ અને ત્યારથી તે આજ સુધી બનાવટી રેશમનો વપરાશ રોજ બરોજ વધતો ગયો. આપણા ઘરમાં વપરાતી કેટલીયે ચીજો બનાવટી રેશમની હશે; પણ કોઇ આપણને પૂછે કે તમે ઝાડના પાંદડામાંથી બનતા કાપડ વિષે સાંભળ્યું છે? તો આપણે જવાબમાં ના જ કહેવાના.

રેશમના કીડા જે રસ ચૂસે છે તેને સેલ્યુલોઝ (cellulose) કહે છે. આ સેલ્યુલોઝ જ્યારે તાંતણારૂપે બહાર નીકળે છે ત્યારે એને હવા લાગવાથી એનો પાકો દોરો બની જાય છે. વૈજ્ઞાનિકોએ સેલ્યુલોઝ બનાવ્યું અને કેટલીક રાસાયણિક ક્રિયાઓ વડે એમાંથી તાતણા કાઢી ઝીણો દોરો પણ બનાવ્યો. અહિંસક રીતે રેશમ બનાવવાની આ પદ્ધતિ પ્રમાણે આપણે ત્યાં કોઇ કારખાનાં કામ કરતાં હોય એવું જાણવામાં નથી. આપણે ત્યાંનું બનાવટી રેશમ ઘણુંખરું રાસુ અને કેતકીના રેસામાંથી બનાવવામાં આવે છે. આ નવી રીતનાં સાધનોના અભાવને કારણે પાંદડાંમાંથી રેશમ બનાવવાનું હજુ આપણે ત્યાં બની શક્યું નથી.

—ડી. ડી. બારોટ

એક રવિ તમ લાખ હણે, એક ઇન્દુ પરકાશ;
એક ભ્રમ ઢયાળો કરે, એક જ ભૂલ વિનાશ.

—તનસુખ ભટ્ટ

તૈમુર લંગને સંગીત સાંભળવાનું મન થતાં દિલ્હીના એક અંધ પરંતુ કુશળ ગવૈયાને તેની સામે લાવવામાં આવ્યો. ગવૈયાએ દિલ ખોલીને ગાન વહેવડાવ્યું, પરંતુ તૈમુરનું દિલ ન રીઝ્યું. આખરે સંગીત પૂરું થતાં કશી બક્ષિસ વિના એણે ગવૈયાને પ્રશ્ન કર્યો, 'તારૂં નામ શું?' ગવૈયાએ જવાબ આપ્યો, 'દોલત.' તૈમુરે મશ્કરીમાં પૂછ્યું 'દોલત તે વળી આંધળી હોય?' ગવૈયાએ જવાબ આપ્યો: 'હાસ્તો, નહિતર એ લંગડા પાસે શેની આવત?'

અનેકાર્થી શબ્દ. કાંટો=શૂળ; સોના જેવા આકારની કોઈ પણ વસ્તુ—જેવી કે ઘડિયાળનો કાંટો; પશ્ચિમના લોકો જમવા માટે નાની ખપાળી જેવા આકારનું સાધન વાપરે છે તે, તોલ કરવાનું સાધન; નાકે પહેરવનું સ્ત્રીઓનું ઘરેણું, પોપટના ગળામાં થતો એક જાતનો રોગ, રોમાંચ, નડતર, અડસ, શંકા; ઝનુનો, ગમ્મત.


દેશદેશના શિરપેચ
•
બાજુએ બતાવ્યો છે તે હિન્દુસ્તાનના વતની હિન્દીનો

કહેવતો કેમ પડી 'ભેંશ ભાગોળે, છાશ છાગોળે ને ઘેર ધમાધમ' કાંઈ પણ વસ્તુ કબજે થવાની ઘણી વહેલા અગાઉથી તેને વિષે મતભેદ કે મારામારી કરવા માટે ઉપાલંભમાં વપરાતી આ કહેવત વિષે એવી વાર્તા છે કે પાણી ભરવા ગએલી એક પટલાણીએ ભાગોળે ભેંશના ખાડા આવેલા જોયા તેમાંથી એક ભેંશ લાવવાનું ઘેર આવીને પટેલને કહ્યું. પણ પછી એના દૂધ છાશ પોતાના ભાઈબેનના છોકરા ખાશે કે પટલાણીના ભાઈબેનના, એ વાત ઉપર બન્ને ખેંચાખેંચી કરતા ગાળાગાળી પર આવી ગયા અને પરિણામે પટલાણીનો ભરડો ખોખરો થયો. તેની રોકકળ સાંભળીને દોડી આવેલા પડોશીઓએ બન્નેને તેમની મૂર્ખાઈ માટે ઠપકો આપીને ઉપરની કહેવત કહી કે ભેંશ તો હજી ભાગોળે ઊભી છે, ને આ ઘેર શી ધમાધમ?

માખીની જનનશક્તિ એટલી વિપુલ હોય છે કે એ જ માખીનો વંશવિસ્તાર જો બધો જ જીવતો રહે તો એક જ ઋતુને અંતે તેની સંખ્યા એટલી બધી વધી જાય કે તે વડે ઇંગ્લેન્ડના ૫,૦૦,૦૦,૦૦,૦૦૦ (પાંચ અબજ) ઇંચનો ભરાવ અને તેની ટ્રેન બે કરોડ માઈલ લાંબી થાય! પણ સદ્ભાગ્યે જન્મે છે એટલાં ઈંડાં એનાં ઉછરતાં જ નથી. મોટો ભાગ નાશ પામે છે, અને ઉછરેલી માખીઓ પક્ષીસમાજનો મોટો આહાર બની જાય છે.

ગણિતની ગમ્મત

$(૧+૨)^{૩}-૩ = (૨^{૨}+૫)-૦$
$(૨+૩)^{૩}-૫ = (૪^{૨}+૧૦)-૧$
$(૩+૪)^{૩}-૭ = (૬^{૨}+૧૫)-૨$
$(૪+૫)^{૩}-૯ = (૮^{૨}+૨૦)-૩$
$(૫+૬)^{૩}-૧૧ = (૧૦^{૨}+૨૫)-૪$
$(૬+૭)^{૩}-૧૩ = (૧૨^{૨}+૩૦)-૫$
$(૭+૮)^{૩}-૧૫ = (૧૪^{૨}+૩૫)-૬$
$(૮+૯)^{૩}-૧૭ = (૧૬^{૨}+૪૦)-૭$
$(૯+૧૦)^{૩}-૧૯ = (૧૮^{૨}+૪૫)-૮$
$(૧૦+૧૧)^{૩}-૨૧ = (૨૦^{૨}+૫૦)-૯$

અને એમ આગળ —કા. મ. જોષી



બંગલાઓના ઝાંપાની બે બાજુના થાંભલા ઉપર પથ્થરના જે ગોળા ઘણું ખરું મૂકેલા જોવામાં આવે છે તેનું મૂળ વિચિત્ર છે. વિલાયતમાં જૂના વખતમાં એવો રિવાજ હતો કે લડાઈમાં શત્રુને મારીને આવનો વિજેતા, હારેલા દુશ્મનના માથા વાઢીને પોતાના દરવાજાને બે થાંભલે, પોતાના શૌર્યના ગૌરવચિહ્ન તરીકે મૂકતો. સંસ્કૃતિની પ્રગતિ સાથે એ જંગલી રિવાજ તો આજે, અલબત્ત, ત્યાં નાબૂદ થયો છે; પણ તેમની જંગલી દશામાં પ્રચલિત એ રિવાજનો અવશેષ હજી એ સ્થળે પથ્થરના ગોળા મૂકવાની પદ્ધતિના રૂપમાં રહ્યો છે. આપણે ત્યાં તો એ વિલાયતના અનુકરણરૂપે આવ્યો છે. આફ્રિકાના કેટલાક ભાગમાં હજી યે શણગાર તરીકે માણસની ખોપરીઓ વાપરવાનો એવો રિવાજ ઘણા ગામડાઓમાં ઠેરઠેર નજરે પડે છે.

ઑસ્ટ્રેલિયામાં 'રાન્ડ' નામના બે ટાપુઓ છે: એક ક્વીન્સલૅન્ડ પરગણાને તાબે, અને એક પશ્ચિમ કાંઠે.




સાકરનો જાદુઈ ટુકડો—આ નુસખો કરી બતાવવા માટે કોઈ ખાસ સામાનની જરૂર નથી. ચાહમાં નાખવા માટે, તરત ઓગળી જાય એવા ખાસ બનાવટના સાકરના ચોસલા આવે છે. એવા ટુકડાને અગાઉથી કોલોડિયનમાં બોળી તેનો પડ કઈ સૂકવો, જેથી કોલોડિયનની એક પતરી તેના પર જામી જશે. પછી મિત્રો ચાહ પીવા બેસે તે વેળા એ ટુકડો રકાબીમાંથી ઉપાડી ચાહમાં નાખશો, એટલે તે ડુબકી મારી નીચે તો જશે; પણ પછી તરત ઉપર તરી આવશે ને કોલોડિયનની પતરીને લીધે તે ચાહથી ભીંજાયા વિના તરતો રહેશે. મિત્રો એ જોઈ તાજુબ થશે! પણ પછી એ ચાહ કોઈને પીવા દેશો નહિ, ઢોળી દેજો.

આ મહિનાનું નામ–'નવેમ્બર'. ઇ. પૂર્વે ૭૧૩ પહેલાં વર્ષનો આરંભ માર્ચ માસથી થતો, ને એ ક્રમાનુસાર સપ્ટેમ્બર સાતમો, ઑક્ટોબર આઠમો, નવેમ્બર નવમો અને ડિસેમ્બર દસમો આવતો. તેથી તે ક્રમાંક માટેના રોમન નામો ઉપરથી એ ચારે માસના નામ પડ્યા હતા તે આજે પણ ચાલુ છે.




વિચિત્ર કુદરત!: ઝાડે ચડનારા સર્વ પ્રાણીઓના હાથ લાંબા હોય છે; પણ હિમાલયના જંગલોમાં થતો આ લંગૂર કપિ એ નિયમનો અપવાદ છે.



સૌભાગ્યસર્જક (ઇડરની ચૂડીઓ બનાવનારી)

ફોટો · મફતલાલ ડુધિયા

મ્હોબ્બતથી મુંબાઈએ એના પર પ્રસંશાનાં પુષ્પો વેર્યાં છે

# કારણ

રાજકવિ શુદ્રક કૃત 'મૃચ્છકટિક'
આચાર્ય અત્રેની રૂપેરી કલમ
એક વરસનો સતત પરિશ્રમ
લાખો રૂપિયાનું ખરચ

એ બધાંના સમન્વયે

ગૌરવશાળી ગઈ કાલનો અદ્ભૂત
સંદેશ લઈ આજના અંધારાભર્યા
વાતાવરણને અજવાળવા આવે છે
૧૯૪૨નું સર્વશ્રેષ્ઠ સર્જન



૯ નવેમ્બરથી મુંબાઈમાં

**નૉવેલ્ટીમાં**

લેખક સર્જક
આચાર્ય અત્રે

દિગ્દર્શક
જાગીરદાર

સંગીત
કૃષ્ણારાવ

કલાદેહ
કનુ દેસાઇ

ભૂમિકા

**વનમાલા**

જાગીરદાર
શાહુ મોડક
ગૌરવ તારાપોર
સુનાલિની દેવી
નવીન યાજ્ઞિક
બેબી દેવી

સાહિત્ય અને સંગીત
નાટ્ય અને નૃત્ય
કલા અને સુશોભનની
અનુપમ આરસી

૨૬૦૦
વર્ષ પહેલાની જિંદગી
ફરી સજીવ છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| હી | | બી | જો | મો | | ચો | | ફી |
| | ર | | | | જ | | | |
| ક | | ક | | ગી | | | | |
| | ગ | | મ | | | | ગ્ર | હ |
| | ર | | | હો | મ | | | |
| ચ | | | ચિ | | ત્રા | ક | | |
| ખ | ર | | | | | વ | | લિ |
| | | ક | | ણી | | | વ્યૂ | |
| ર | | | | ચા | શા | | | હ |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| હી | | બી | જો | મો | | ચો | | ફી |
| | ર | | | | જ | | | |
| ક | | ક | | ગી | | | | |
| | ગ | | મ | | | | ગ્ર | હ |
| | ર | | | હો | મ | | | |
| ચ | | | ચિ | | ત્રા | ક | | |
| ખ | ર | | | | | વ | | લિ |
| | | ક | | ણી | | | વ્યૂ | |
| ર | | | | ચા | શા | | | હ |


સહી

ઠેકાણું

ગામ

[મુંબાઈના કલેક્ટરે મંજૂર કરેલી]

મ. ઓ. રસીદ નં. ... | રો. પા. નં. ... | પો. ઑ. નં. ... } મેં મારી પ્રવેશ ફી થી મોકલી છે

પત્રવહેવારનું સરનામું:

**જન્મભૂમિ હીરક વ્યૂહ ૬૦**

પો. બો. નં. ૬૨

૧૩૮ • મેડોઝ સ્ટ્રીટ • મુંબઈ ૧

માત્ર એક રૂપિયામાં ચાર હજારની કીંમતનો છ હીરાનો હાર, અથવા દશ મહીના સુધી દર મહીને રૂ. ૪૦૦ અથવા, એક સાથે રોકડા રૂ. ૩૫૦૦ હીરક વ્યૂહમાં સર્વશ્રેષ્ઠ ઉકેલ ભરી મોકલનાર હરીફને મળશે. એ હરીફ આપ હો તો આપના પ્રવેશપત્રો ભરી મોકલો.

## પ્રવેશ ફીનો કોઠો

એક નામના એકીસાથે પ્રવેશપત્રો ભરવાની પ્રવેશ ફી નીચે મુજબ છે

| | |
|---|---|
| એક પ્ર.પત્ર | રૂા ૧-૦-૦ |
| બે ,, | રૂા. ૨-૦-૦ |
| ત્રણ ,, | રૂા. ૨-૦-૦ |
| ચાર ,, | રૂા. ૩-૦-૦ |
| પાંચ ,, | રૂા. ૪-૦-૦ |
| છ ,, | રૂા ૪-૦-૦ |
| સાત ,, | રૂા ૪-૦-૦ |
| આઠ ,, | રૂા ૪-૦-૦ |
| બાર ,, | રૂા ૬-૦-૦ |
| સોળ ,, | રૂા ૮-૦-૦ |

## પ્રવેશ ફી કેમ ભરશો?

**(૧) મ. ઓ.થી**

મ. ઓ.ની ટપાલ ઑફિસમાંથી મળેલી રસીદ પ્ર. પત્રો સાથે મોકલવી. મ. ઓ. કુપનમાં નામ, ગામ ઇ. લખવું.

**(૨) પો. ઓ.થી**

'જન્મભૂમિ ઑફિસનું' નામ લખી ક્રોસ કરવો.

**(૩) રો. પા.થી**

એક રૂપીઆની એક એવી ૧૬ પાવતીની ચોપડી સોળ રૂપીઆમાં મળે છે.

ઓછામાં ઓછી રૂા. ૪-૦-૦ની રોકડ પાવતી મંગાવી શકાય છે.

આ પાવતીની એક બુક મંગાવનારને એક ને ચાર એકી સાથે મંગાવનારને પાંચ ફ્રી વાઉચરો વિના મુલ્યે મોકલાશે.

**—સાચો ઉકેલ ૨૦ ડીસેમ્બર—**

KUMAR Reg. No B. 1603



પુષ્પાંજલિ

# કુમાર




આવતી કાલનાં નાગરિકો માટેનું અદ્યતન માસિક

તંત્રી · રવિશંકર રાવળ
સંપાદક·બચુભાઈ રાવત



## વિજ્ઞપ્તિ ★

### વાચકોને

કુમાર કાર્યાલય હવે પહેલાંના સમયના પેઠે પોતાનું કામકાજ નિયમિતપણે ચાલુ રાખશે. તેથી અમારા વાચકોને વિનંતિ છે કે કોઈપણ જાતના ચિત્રકામ, ફોટોગ્રાફી, ડિઝાઇન, સાદા રંગીન બ્લૉક્સ કે છપાઈની તેમને જરૂર પડે ત્યારે અમને યાદ કરવા કૃપા કરશો

### ગ્રાહકોને

કુમાર માસિક ડિસેમ્બર ૧૯૪૨ના અંકથી અનિશ્ચિત મુદ્દત માટે મોકૂફ રહેતું હોવાથી ગ્રાહકોએ ૧૯૪૩ માટે ભરેલાં લવાજમો ફેબ્રુઆરી-૧૯૪૩ની આખર સુધીમાં તેમને પરત કરવા પ્રયત્ન થશે

● બહારગામના ગ્રાહકોને તે મનીઑર્ડરથી રવાના કરવામાં આવશે. ● અમદાવાદના ગ્રાહકોએ કુમાર કાર્યાલયમાં આવી બાબત લઈ જવા કૃપા કરવી

● આફ્રિકા વગેરે પરદેશના ગ્રાહકોના લવાજમો, હાલ તુરત અત્યારે ત્યાં અનામત રહેશે, અને અનુકૂળ સંજોગોમાં તે મોકલી આપવામાં આવશે

● જે ગ્રાહકો જૂના સમયની રૂઇએ કંઇ પ્રશ્નોની પૂછપરછ કરવા માગતા હોય તેમણે કૃપા કરી જવાબ માટે પોસ્ટેજ મોકલવું —વ્યવસ્થાપક











મુદ્રક: બચુભાઈ રાવત તંત્રી અને પ્રકાશક: રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂ. ૬, બ્રહ્મદેશના રૂ. ૬॥, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના મુંબઈમાં - કુમાર ઑફિસ, ૧૩૬–૧૪૨ મેડોઝ સ્ટ્રીટ; આર આર શેઠની કં અથવા રાવત બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ, વડોદરામાં - નૂતન ફોટો સ્ટુડિયો, રાવપુરા




## સાચી સાંકળ

## ઝંડુ

# બ્રાહ્મ્યાદિવટી




હિસ્ટીરિયામાં
ઘેલછામાં
મગજની અવ્યવસ્થામાં તેમજ
મગજની નબળાઈમાં અકસીર દવા

## અચૂક વાપરો!

૨૫ ટીકડીની બાટલીના રૂા. એક
૧૦૦ ટીકડીની બાટલીના રૂા. ત્રણ

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.

કારખાનું: ગવાની રોડ મુંબાઈ-૨૩

કુમાનકર્જની ગાદાજનવાડી મુંબાઈ-૨

અમદાવાદના એજન્ટ · મેસર્સ ભોગીલાલ ચર્ચમં · ગાંધીરોડ

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો

વર્ષ ૧૯મું  અંક ૧૨મો

ડિસેમ્બર - ૧૯૪૨

## મૃત્યુમાં જીવન

• મિશ્ર •

શિશિરનાં શીત પૂઠે વસંત, જો,
વસંતમાં ગ્રીષ્મની ઝાળ ઊની;
જો ગ્રીષ્મના આતપમાં તું વર્ષા,
ને એમ વર્ષામહીં શારદેન્દુ–
નાં પૂર્ણિમાતેજ, શરત્ મહીં તથા
હેમંતની હેતભરેલ માધુરી;
હેમન્તનાં હેજ મહીં તું શીત જો
શિશિરનું જેમ, વસંત એમાં.

તું મૃત્યુમાં જીવન એમ જોઈ
જો મૃત્યુને જીવનમાંહી એમ.

હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ

## વિશ્વંભર!

• દુહા •

કુદરતને કોરમ દિધલું,
તારાને દેતલ તેજ,
જાણું એના એજ
ધરતી આભ તણા ધણી.

ન મળે સ્પર્શ કે સમજના
આકાર સીમાડા,
ઓરા ને ન્યારા,
વ્યાપક વિશ્વંભર ધણી!

મનથી તેં માન્યા ન કો'
વેરી કે ન વિરેગ,
પ્રેમલ હે પરમેશ!
છાનું ન તુથી ઊંડર.

નવ ખંડે વરતાવતા
તારા પ્રેમલ રાજ,
મોકળ હે મહારાજ!
સાચા તારા સતજન.

માનવના હૈયા મહીં
ઝળહળ જેની જ્વાલ,
વા'લપ તણી મશાલ
પ્રગટી પ્રેમ તણા પ્રભુ!

લાખો જખમી દિલ તણા
એક જ હે આરામ!
તારી નો'ય પિછાન
પ્રેમવિહોણાને પ્રભુ!

ધરતીમાથી ટાળવા
મન-તૃષ્ણા ધિક્કાર,
પ્રીતિ પારાવાર
છલકાવો ઊંડે ખપક.

હસાવીને સ્વપ્ને રમે
નૌતમ જેનાં રૂપ,
હે સૌંદર્યસ્વરૂપ!
શોભા હું તે શી કહું!

(એક અંગ્રેજી કાવ્યનો ભાવાનુવાદ)

ઝવેરચંદ મેઘાણી

## પામર જીવ

• ઇન્દ્રવજ્રા •

આકાશ તો વ્યાપ્ત અનંત તત્ત્વ,
પૃથ્વી વિશાળી કલ્પ પામી,
પ્રાણે ભરેલાં જલ તેજ વાયુ—
ક્યાંયે અને પામર જીવ હું ક્યાં?

કોઈ કહે, 'પામર જીવ છો ના
જો પંચનો કેમ ન અંગભૂત?
રંગે ભર્યો કેમ ન સુંદરૂપ!
આ સૌ અમોઘ પણ પ્રાણવાન.'

દેશળજી પરમાર

# તંત્રીનું નિવૃત્તિનિવેદન

● 'કુમાર'ના આ અંક સાથે હું તંત્રીપદથી નિવૃત્ત થાઉં છું અને હવે પછી 'કુમાર' કોઈ અચોક્કસ મુદત સુધી મોકૂફ રહેશે. આ સમાચાર 'કુમાર'પ્રેમી વાચકોને આપતાં હું આઘાત ને વિક્ષોભ અનુભવું છું.

'કુમાર' માત્ર લેખોનું પ્રકાશન કરનારું પત્ર નથી બન્યું, માત્ર ભાષા અને કળાના વિવિધ વિકાસનું વાહન નથી બન્યું, પણ અનેકના જીવનમાં પ્રવેશી તેમને ઉત્કર્ષ અને પ્રગતિના આદર્શો પૂરા પાડનારું એક જીવનસાથી બન્યું હતું, તેના પુરાવા તેના ગુણી વાચકોએ અનેક વાર આપ્યા છે, અને મારી આ છેલ્લી મૂંઝવણ વખતે પણ તેમનો એનો એ જ ઉમળકો અને લાગણી ટકી રહ્યાં છે એ જાણી હું સંતોષનો શ્વાસ લઉં છું.

પરંતુ ૧૯ વર્ષથી 'કુમાર' ચલાવવાને એકધારી નાણાંવ્યવસ્થા, સ્ટાફની યોજના તથા કવિઓ કલાકારો વિદ્વાનો પ્રવાસીઓ અનુભવીઓ તેમજ સાહિત્યરસિકોનો સંપર્ક જાળવવા પાછળ એક જ વ્યક્તિના યૌવનજીવનનો નિચોડ આપી દીધા પછી તેની સંખ્યા કદી ૨૦૦૦ સુધી પહોંચી નહિ, એ લાંબી મજલે નિરાશાજનક બીના છે. આજે ખોખરી તબિયત આગેકદમ જવા ના પાડી રહી છે અને હવેના શેષ જીવનમાં કંઈક આત્મીય સ્વાધ્યાય ને સાધના પૂર્ણ કરવાનો સંકલ્પ થાય છે.

● 'કુમાર' શરૂ કરતાં જ મને જણાયું કે તે પોતાના ખર્ચે પર નભી નહિ જ શકે, તેથી ધંધાનાં ઈતર ક્ષેત્રો વિકસાવવા યત્નો અને સ્ટાફ વધારી તેને એક અગત નાદ તરીકે ટકાવી રાખ્યું. ઘણાં યે પ્રસંગોએ 'કુમાર'ના ગ્રાહકોને લવાજમના હિસાબે 'કુમાર' એક લહાણા રૂપે અપાયું છે, પણ તેના ભારની ફરિયાદ મેં નથી કરી. 'કુમાર'નું નિર્વાહ અયાચકવ્રત પર ચાલુ રાખ્યું છે અને આજ સુધી કોઈની પાઈ પણ તેના હિત માટે ઈનામ કે દાન રૂપે સ્વીકારી નથી.

'કુમાર'ને બીજા કોઈ ધંધા કે આવકના ટેકાની જરૂર રહે નહિ ને તે એકલું સ્વતંત્ર સંસ્થા રૂપે નભી રહે તે માટે તો ત્રણથી પાંચ હજાર ગ્રાહકો જોઈએ એવો મારો અંદાજ છે. છતાં અમે તો કળાના અનેક પ્રકાશનો અને મુદ્રણો દ્વારા અમારો કાર્યભાગ ટકાવી રાખ્યો હતો. ૧૯૪૦થી જ સ્ટાફના ખર્ચો ને મોંઘી છાપસામગ્રીએ ધંધાનો કસ ઘટાડવા માંડ્યો હતો, અને આજે કુમાર કાર્યાલયને ધંધાની ઈતર આવકો દેશની પરિસ્થિતિને અંગે વિરલ થઈ પડી, તેમજ અંકલા 'કુમાર' માટે સારા સ્ટાફનું છાપખાનું નિભાવવું એ સમસ્યા બની ગયું, તો ભવિષ્યના વર્ષની વાતજ શી કરવી? એટલે નિરુપાયે મારા માગતી સહકારી કામદાર ભાઈઓને દુ:ખથી વિદાય આપી 'કુમાર' મૌન બને છે.

● જે ઉત્સાહી લેખકો, વિદ્વાનો, કલાકારો અને કવિઓએ તથા બીજા જેમણે જેમણે 'કુમાર'ના સંગોપનમાં આજ સુધી પોતાનો ફાળો આપ્યા કર્યો છે તે સૌનો હું ઋણી છું. ભાઈ પ્રભુદાસ ગાંધીએ 'જીવનનું પરોઢ' લખી 'કુમાર'માં એક ઉજ્જવળ ચરિત્રગંગા આજ સુધી વહેતી રાખી હતી, એથી પૂ. ગાંધીજીના આફ્રિકાના જીવનવ્રતની એક અનેરી બાજુનો ગુજરાતને પરિચય થયો છે. 'કુમાર'ને તેની પ્રથમ પ્રસિદ્ધિનો યશભાગ આપવા માટે તેમનો તો ખાસ ઉલ્લેખ ઘટે છે. કુમાર કાર્યાલયમાં ફોટોગ્રાફીની દીક્ષા લઈ, તેનો પ્રચાર ને વિકાસ કરી શ્રી અવન્ત ભટ્ટે પોતાની દક્ષિણા ચોગરીને ચૂકવી છે. તેમણે જે ચીવટથી 'કુમાર'ના ફોટોગ્રાફી વિભાગની માવજત કરી છે તે ધન્યવાદપાત્ર છે.

એ સાથે 'કુમાર'ને જાહેર ખબર આપનારાઓએ મને ઉપકૃત કર્યો છે તે ભુલાય તેમ નથી. ખાસ કરી ઝંડુ ફાર્મસીના સંચાલકોએ 'કુમાર'ના પ્રથમ અંકથી આજ સુધી 'કુમાર'ને એકધારો સહકાર આપ્યો છે.

● 'કુમાર'ની સંસિદ્ધિઓ અને લોકપ્રિયતાની પાછળ તો એક બીજી 'નેપથ્ય'વાસી વ્યક્તિ છે. તેણે ભાગ્યે જ પોતાના નામનો ઉદ્ઘોષ કે ઉલ્લેખ કરવા યત્ન કે અભિલાષ કર્યો હશે, છતાં તેનું વ્યક્તિત્વ છાનું રહ્યું નથી. એણે 'કુમાર' શબ્દ સાથે એકવાક્યતા કરી દીધી હતી. 'કુમાર'નું કલેવર ઘડનાર વિરલ સંપાદક તરીકે ગુજરાતને જાણીતા થએલા શ્રી બચુભાઈ રાવતની વધુ પિછાન શી હોઈ શકે? 'કુમાર'ને તેમણે પોતાની કળાના વિકાસનું અનન્ય ક્ષેત્ર બનાવી ગુજરાતને છાપકળાના વિવિધ નમૂના પૂરા પાડ્યા છે અને ગુજરાતની છાપકળાનો ઈતિહાસ ઘડ્યો છે. એમની કારકીર્દિ વધુ યશસ્વી થવા હજુ ઘણાં મોટાં ક્ષેત્રોની જરૂર છે. એમના હાથે તૈયાર થએલા કારીગરો અને કાર્યનાયકો પણ પોતપોતાના ક્ષેત્રોમાં ભવિષ્યના ઉપયોગી નરો નીવડશે.

એ ઉપરાંત કુમાર કાર્યાલયને આંગણેથી કૈંકે પોતાના જીવન ભાથા બાંધી લીધા છે, કંઈક તરી નીકળ્યા છે, અને વાચકોમાંથી પણ કૈંકે સાચો જ્ઞાનસમાગમ અને જીવનદર્શન મેળવ્યાં હશે. 'કુમાર'ને આંગણે કલાકારોનું એક કુલ વિરચ્યું છે અને તેઓએ 'કુમાર'ના સ્વજન બની ગુજરાતને અને તેને સમૃદ્ધ કર્યું છે. વીસ વર્ષ પહેલાં એક સ્વપ્ન તરીકે 'કુમાર' ગુજરાતમાં પ્રકટ થયું અને આજે તે પુન: મહાકાળના સ્વપ્નમાં ડુબકી મારી જાય છે. કોણ જાણે ક્યારે તે એવા જ અથવા એથી યે ભવ્ય દેહે ફરી ગુજરાતમાં દેખાશે.

## અને હવે

● અન્ય સ્થળોમાં લાખોના ખર્ચે કલાકેન્દ્રો પ્રયોગો કરી રહ્યા છે, ત્યારે ગુજરાતમાં પ્રયોગોના ભારથી થાકેલો આત્મા વિશ્રાંતિ અને એકાન્ત તરફ પગલાં ભરે છે. વર્ષો પહેલાં 'કુમાર' શરૂ કર્યું ત્યારે ઘણી આશા હતી કે 'કુમાર' ગુજરાતની એક મોટી સાર્વજનિક સંસ્થા બની જશે; પણ દેશની બદલાઈ ગએલી નાણાં અને ધંધાની હાલત તે વિષે કંઈ પણ ઈશારો કરતા વારે છે. હું તો મારા પ્રમાદરહિત જીવનની સાક્ષી રૂપે મારી સ્વલ્પ જ્ઞાનસમૃદ્ધિ અને સાધના ગુજરાતની સેવામાં સમર્પી વિશ્રાંતિ ચાહું છું. અને અધૂરી વાસનાઓ તથા કાર્યોનિ પૂર્ણ કરી બતાવવાના યશભાગી કોઈ બને એવી મનેચ્છા સેવું છું. છતાં આશા અમર છે. કોઈ ને કોઈ યોજક કે તંત્રવાહક 'કુમાર'ને નવા રૂપ અને પરિધાનમાં નવી વિચારસૃષ્ટિ અને નવી ભાવનાઓ ભરી યુગનું મુખપત્ર બનાવી દેશે.

આજે તો મારું આટલું જ સૂત્ર છે મધુરેણ સમાપયેત્ !

ર. મ. રા.

# 'ભઈ'

નાટિકા ★

[ઉઘાડું મોટું ફળિયું છે. આખા ય ફળિયામાં કાંકરેટ જેવી નેણુ પાથરી છે ફળિયા વચ્ચોવચ્ચ ખોખડધજ કાળના જોડીદાર શો લીમડો છે લીમડાનું થડ પોલું છે, ને ડાળીઓ, સારી પડની નીચે નમી ગઈ છે નીચી નમેલ ડાળીએ પખીઓને કાજે પાણીનુ કૂંડુ બાંધ્યુ છે, લીમડાના પોલા થડમા પીપળાનુ એક તીરખુ ઊગ્યુ છે ¶ લીમડાના છાંયડામા આદા પાયાનો, મુંજનો ભરેલો એક ખાટલો પડયા છે. ખાટલા માથે વેનનરી પછેડીનું ગોદડું પાથર્યું છે. ગોદડાની વચમા બે થીગડા છે ને ગોદડામા લાલ દોરીના તાજેલ ટેભા લાલ કીડીઓની કતાર જેવા લાગે છે ¶ ખાટલાને માથે સત્તાવીશ વર્ષના જુવાનજોધ 'ભઈ'—વહીવટદાર—બેઠા છે મારકણી ને માજરી આખ, બહુ કાન, ટૂંકી ગરદન ને ઠીંગણી દડી છે મો કઇંક રૂપકડુ ને ધારીલુ છે. કાયાનો વાન તો ધોળો ય દૂધના ફીણુ જેવો છે તેમણે હજામનો ધોયેલ, ગળીનો છટકાવ દીવેલ પહોળા પાયચાનો લેંઘો ને લાંબી બાયનુ પહેરણ—ગંઢ પહેર્યું છે કફમા બટન નહિ હોવાથી તે હવામાં ફરકે છે. પગ લટકતા રાખ્યા છે ને દેહને ખાટલાની ઇસ માથે ટેકવીને બેઠા છે બાજુમા કસુંબલ રંગનો, ઝીણીઝીણી ભાતવાળો મલમલનો સાફો પડયો છે. મોટી મૂછો વાયરો આવતાં ફરફરે છે, ને બીજા પડખે 'વાસડા છાપ' બીડીની ઢગલી પડી છે તે ય ઝોક માયલા રખડતા લવારાં જેમ. ¶ કોઈ મહાન નીતિજ્ઞ ગૂંચને ઉકેલવાની મથામણ કરતો હોય ને વિચારમહેરામણમા ડૂબ્યો હોય તેમ 'ભઈ' વિચારસાયરે ડૂબ્યા છે ¶ ઉતારાના ઓરડામાથી પૂજો ધાયજો ચાનો 'કોપ' લઈ 'ભઈ' સામે આવે છે. ભઈ ઝબકે છે]

★ લેખક - પુષ્કર ચંદરવાકર

પૂજો (ભઇના પગ પાસે બેસતા) સૂરજની જવાની જઉંજઉં છે, તો ય ઇનો તડકો જીરવાય છે?

[ઝગારતા પિત્તળના રકાબી પ્યાલાને 'ભઈ' હાથમા લઈ ચા ઢાળવવાનો પ્રયાસ કરે છે પ્યાલાને ગ્હેજ ત્રાસો કરી હાથને એકદમ તરછોડી દે છે]

પૂજો. ભઇ, રે'વા દ્યો, લ્યો, હુ આ ઢારી દઉં. (ઝડપ દેતોકને ઊભો થઇને ચાને રકાબીમા ઢાલવે છે)

ભઈ ઉતારાનો વારો કયા જીવાદારનો ચાલે છે?

પૂજો વીરભાનો

ભઈ (રકાબી ખાલી કરીને) વીરભા? રેવન્યુ પટલ? હ. કીમ આયા કળાતા નથી?

પૂજો રોટોબોટો કરવા ગીયા હશે (ચા રકાબીમા ઢારે છે)

ભઈ કાલ નીમતાનો છે ઝાપડાને દાડી દઇ આવવાનું કઈ દેજે.

પૂજો (હસીને) આવતી કાલ્યે?

ભઇ. (ચા ઠસકાવીને) કયમ, ધારણુ નથી રે'તી? હવે ગજે તારી કે મારી ભૂખ ભાગે ઇમ નથી, સમજ્યો કાટોકાટ તોળાય છે પઈ-ભારે નમતુ નો તોળે ને? પૂંજિયા, મોયલી વેળાઉ ગઇ. માણહ માતર ધડધડઈને પાકા થઇ ગીયા છે

પૂજો ભઈ, પણ આપને કયા એવી તરસણા છે? આ તો ચાર મઇનાનો પગાર પડયો છે, ઇ સારૂ પૂછ્યુ પડયુ

ભઇ તારા એકલાનો ચાર મઇનાનો પગાર છે એવું કાંઈ નથી હુ ય કાંઇ કોરો નથી મારો ય તારા જેટલા જ દિ'નો પગાર પડયો છે હવે પગાર થાશે પગારમા પાચપંદર બાજરો આલશે, ને એકાદ કળશો ઘઉં ને બેત્રણ ભાર કાલા સાચુ પૂછ તો બાજરિયુ રાજ કે'વાય

પૂજો પણ રાજની દિ'એ વાત થાય?

ભઇ: સારૂ, લે, સોપારી લાવ્ય

[પૂજો જાય છે. વીરભા પ્રવેશે છે. વીરભા જિંદગાની સાથે તાળિયો દે છે માથે પદર શેરનું પાઘડુ, ઉઘાડુ ડીલ, કેડયે પછેડી બાધેલ ને પહેરેલ, હાથમા આઠ શેર-ખૂટ આઠ શેર—ની કડિયાળી ડાગ ને પગમા દેશી ગામડાના, તાજા જ તેલ પાયેલ ચમ! ચમ! બોલતા જોડા છે]

વીરભા: રામરામ ભઈ!

ભઈ. રામ ભઇ રામ! વીરભા, ઘરે આટો મારી આવ્યા?

વીરભા' ના ભઈ કાળુને મોઢે થાવા ગીયો'તો. ઇનો દોલો કે'તો'તો કે કાળુ બગડ રાત રીયો'તો, ને ન્યાકણે આપડા વેવઈ છે. તે કઈ સધેવોબધેવો મોકલ્યો હોય તો ઈ લેવા સારૂ જ.

ભઈ કાળુ ટાણેથી આવી ગીયો?

વીરભા: કયમ? મોસૂઝણું ય નો'તુ થીયુ ને આવી તમને બીડા સોપી ગીયો'તો, ઈમ મને વાતેય કરી. તમે મગાવેલ સો રૂપિયાની રકમ પણ સાથોસાથ ચાર બીડા ય સંધાથે. (પૂજો આવે છે)

પૂજો ઈસકોતરામા કે ટાંકામા સમ ખાવા જેટલી સોપારીની કટકી ય નથી તમારા તકિયા હેઠે ય નથી તો!

ભઇ: લઈ આવ્ય બજારમાથી.

પૂજો. કોના નામે? તમારા નામે?

ભઈ ગામેત ખાતે લાવ્ય ને! સામટી અચ્છેર લાવી મૂક્ય.

પૂજો વારે ચિઠ્ઠી કાઢી દ્યો ઓલ્યો ખામલો મોદી ચિઠ્ઠી વગર પગથિયે ટકવા ય દેતો નથી

ભઈ. હ, ચિઠ્ઠી? કોના નામે કાઢી દેવી? કાગળસીસપેન લાવ્ય ને! વીરભા, છે તમારે આવુ કાંઈ! તમે તો કરો છો તનતારા લાવ્ય ડબકાંરે સરકારી કો'ક જમાદાર સાહેબનુ નામ (પૂજો સીસપેન ને કાગળ 'ભઈ'ની આગળ ધરે છે લખતાં લખતાં) છાયડા જેમ વેળાય કાઇ ફરતી રે'છે! ગાધીડો જાગતા માણહ માતર પાકા થીયા લો! (પૂજો જાય છે 'ભઇ' વીરભા તરફ ફરી વાતોએ વળગે છે) વીરભા, કાળુ આવ્યો, પણ હજુ પેટ નથી આવ્યુ પેટનો મેલો લાગે છે. મને નવેસવો જાણી સંધાય અળપસળપ થઇ જાય છે ગામ જ ખેધાનુ વસ્યુ લાગે છે

વીરભા: ભઈ! નાખી દીધા જેવુ વેણ શું કાઢો છો? તમે તો અમારા આખમાથે. બોલો, સા કરૂ કાળુને? કામકાજ પતાવી હ્યો બીડામાથી કાઈ નવો કોટો તો ફૂટયો નથી ને? ભઈ, કામ હોય તો આખના પલકારામાં સા કરૂ!

ભઇ: કામ તો છે પણ વીરભા, કાળુ પાહે કેટલા સાતીની ભો?

વીરભા: જાણે વેલાવાળુ આઠ વીઘાનુ કટકુ, ચાણ્ખીના મારગની કટકી બાર વીઘાની, જોડિયામા ઇનો તીજો ભાગ, એટલે પંદર વીઘા, ને બારિયુ સુવાગ ઇનુ, એટલે ઈ તરફી ને પાચ વીઘા, ને પાનો સોળ વીઘાનો; કેટલા થીયા, સંધાય થઇને? ભઈ! બધા ય માથે ફૂવા. બધાની સરવાણીનુ વે'ણ નદી કોરનું આ તો મેળાપાતળા વરહે ઈ

આવવાનું શું છે? બઈ, અમે તો રાંધ્યા મોર ખઈ બેઠ્યું હોય માથાના મોવાળાથી ય વધુ માથે કરવવા હોય! પછી શેના એ પાદરે મરે?

બઈ: તમારે તો નીમતાનો આવી ગીયો છે. ટટકાવીને તમે ઘી કેળા સાકર

કાણુ: બઇ, છેદ હોયેં ન્યા લગણ જ કુંનરા ભરના હાથી જેવા કળાય, બાકી થાનુમા ગીયા પછી તો છીપરાનો ઢગલો જ જોઈ લ્યો.

બઈ: ના, કંઈ સધાય એવા હોય? તમારો તો તાલ જ ઓર છે

કાણુ: બઈ, તમે નવાસવા છો, એટલે તમને ઇમ લાગે. વરહ દિ'મા તમને હજુ ગામની પૂરી ગધ ય નો આવે. બેપાચ વરહે ગામને ઓળખી જશો. બાકી મારી તો પેટછૂટી વાત કરી દઉં બસ, આપડે તો આબરૂ રોતા છીં ને આબરૂ ગોતા જઈ, ઇજ મોટી વાત. મા'રાજને હાથ જોડીને કઉ છુ કે આપડે લક્ષાધિપતિ નથી થાવું વીરજા, કીમ બોલતા નથી?

બઈ વાત તો ઠીક છે આજકાલ સૌ વાત કયેં શૂરાપૂરા છે, બાકી તો બધા ય ગીદડીના મસિયાઇ! ઊંદરડું દેખ્યે કો સૂધનો ઘોઘરે ય ડેકસા વગર રે' છે? કેમ વીરજા! ખોટો હોઉં તો વેણુ છાનીએ ડોકલે.

વીરજા બઈ, આ તો કળજગ છે. કાઇ કે'વાય નઈ.

કાણુ પણ વીરજા, સધાય એવા નથી હોતા ખેતરના ખેતર હનારિયુ નો પાકયા હોય, ચાઢમા એકાદ સાડે જ હનારિયો બેઠો હોય.

બઈ કાણુ, બધી જ ગદકુલિયુ આવડે છે તુ જ કૈવો છો? પૂછી જોને તારા આતમાને! ઉધાડા દિ'એ તો સૌને ઊજળા થઇને ફરતા આવડે, પણ રાતના ઉજળા રે'વુ ઈ જ ખરી માણસાઈ, સમજ્યો!

વીરજા (વાત ફેરવીને) ટાપે ડેઠોઠેથી હાલીને આવ્યો?

કાણુ ગીયો તારે તો થાકયો લેવા ક્યાય કરતા ક્યાય રોકાણો નો'તો

વીરજા તારે વળતી વેળાએ?.. ..

કાણુ બગડ રાત રીયો

વીરજા: મારગ તો આમ ચોખ્ખા ને?

કાણુ કાલાટાણી છે તે કસ્લોતો જાય છે પણ મેં તો ફેરા લીવેલ પદર ગાઉએ બે ગાઉનો ફેર પડે ને?

વીરજા: ફેરો બીકણો ખરો, કીમ?

કાણુ ના, ના, ફેડા માથે મનખાનું કીડીઆરૂ ઉભરાણું છે

વીરજા તારે મારગ તો ચોખ્ખા છે તો ય વળતી વેળા સાચવીને હાલવુ જોયુ હશે?

કાણુ મારે સાચવવા જેવુ હતુ શું? મને ભાળીને જ આવનાર કે' કે છે આ તો સુદામાનો ભઈ!

વીરજા. મને તારી મોટી ચત્યા થતી'તી. ભઈએ વાત કરી કે આ વેળાએ સો રૂપિયા ટાપા સાથે આપવાના છે, ને વળી તુ હાલતો ગીયો છુ ઈમ પણ ભઇએ કીધુ, ત્યારનો હું તો હાલકલોળ હતો. બગડ રાત્ય રીયો, નંઇ? ઈ ઠા'પણ કર્યું અસૂર વેળાનો આનીકોર જરાક બો છે ઓલ્યા બે ચાર જુવાનિયા ડોરકાપલી કરતાં શીખ્યા છે ને! સારૂ, સારૂ રકમ તો ભરણામા આપી દીધી ને?

કાણુ: બઇને જ પૂછી જોવો ને! તારોદિયુ માથે હતુ ને મેં તો પોતાટ્યા રોકડે રોકડા ગણી લીધા ને! મેં તો આવીને પાછલા પો'રની મીઠી ઉઘ ખેંચી

વીરજા: આપડે બીજુ કામ શું? રકમ પોતાડવી જોયે (ભઈ તરફ ફરીને) ભઇ, રકમ તો મળી ગઇ ને?

ભઈ. શેની રકમ? મગાવેલ?

વીરજા. (ટાઢા કોઠે) હા.

બઈ મને તો કાઇ સાભરતું નથી

કાણુ: કીમ? મેં તમને હાથોહાથ બીડા આપ્યા ને તમે રૂપિયા ગણી લીધા

બઇ: શેણુની વાત કરતો હોઇશ

કાણુ (હેબકાઇને) કા બઈ, ભૂલી ગીયા? ઇસકોતરાનો ખટખટાટ આ સગે કાને સાભળ્યો'તો. ગણી કરીને તમે ઇમા રૂપિયા મૂકી દીધા તારોદિયુ માથે હતુ ને મેં ચાહ માથે ચાહ દીધા તારે પાળા સૂજનાર લાગી ગીયા, પછી તમને જગાડ્યા તમે ઇ ટાકે જ કીધુ કે રાતનો હેનારો બઈ તુ તો જણરો! ઇ વખતે સખકારે કાનસની ગેડય સમીનમી કરીને ચારે ય બીડા તમારા હાથમા ગોંપ્યા. મેં પીઠ ફેરવી ને તમે રૂપિયા ઈસકોતરામા મૂકયા.

બઈ. (વીરજા પ્રત્યે) વીરજા, જોયુ! સામો વળગે છે ને? આમા ગાધીનાં માણસોને ભગવાન દેખાણા! બોળપણ દેખાણું!

વીરજા: કાણુ, તેં સોપ્યા છે? બરાબર સાભરે છે?

કાણુ: રએલિયા મા'દેવના સમ ખઇને ક'વ છુ કે હાથોહાથ સોપ્યા છે.

વીરજા: બઈ!

બઇ: આલ્યા હોય તો ચોપડે લખુ ને? અલ્યા પૂંજિયા, ઈસકોતરામાથી ચોપડો . .વીરજા!

વીરજા: ક્યા હજુ ઈ ટળ્યો છે? લ્યો લાવુ.

[વીરજા ઊભા થઇને કતારામા જાય છે કાણુ શૂન્યમનસ્ક બની ભોંય ખોતરે છે. મો પર નરી મૅશ જ ઢળી છે. 'બઇ'ની ખધી આખો કાણુના ચેહરા પર છે વીરજા ચોપડો લાવીને 'ભઇ'ના હાથમા મૂકે છે]

લ્યો ('ભઇ' ચોપડો ખોલે છે)

બઈ વીરજા, ભણ્યા તો છો ને?

વીરજા: નઈ જેવુ, ધૂડી નિશાળે. માડમાંડ અક્ષર ઉકલે

બઈ ઉકલે તો ખરા ને?

વીરજા ઉકલે, નઇ જેવા (વીરજા ચોપડામા આખો ખોડે છે)

બઈ. (થોડી વાર પછી) કાં વીરજા? માડ્યા છે? કાણુ, તારા હાથે જ પટારામાથી ચામડાની કોથળી લાવ્ય, શિલક રે' છે ઈ. તારા હાથે જ મારે મો છોડાવવુ છે. હુ તો પરોઢિયે ઊઠીને પીપળ નીમતાને ગીયો'તો ઓલ દમયતી પોટચે મારા હાથમા કઇ જતરમતર તો નથી ને? કે મેં કઈ કોતયક કર્યું હોય? (ચાવીઓનો ઝુમખો ફેંકે છે)

કાણુ (વીરજા પ્રત્યે) વીરજા! કળજગ છે!

બઈ હું ય, વીરજા, કે'તો આવ્યો છું ને કે કળજગ છે! નઇ તો સો રૂપિયામા માણસ જેવાં માણસ શો જીવ બગાડે!

કાણુ: વીરજા, કાળજુ દેખાડાત તો હનમાન જીમ ચીરીને દેખાડત મેં રૂપિયા સોપ્યા છે ઈ સાવ સાચી વાત'

બઈ તારે ઇસકોતરો ગળી ગીયો? આ કોથળી ગળી ગઈ? મારા મે'રબાન, બગડ રાત્ય રીયો'તો તે ન્યાકણે કો'ક ભેટી ગીયો હશે, સમજ્યો? (વીરજાને સંબોધીને) વીરજા, ગામમાથી પાચ ભાભલા જેવા માણસને સા કરો. કરો પાચ પરમેશ્વર વચ્ચે સાચ! આ તો જમાનો ફરી બેઠો છે, નઇ તો કાળી સુધી કુળકણી તેલની કડામા હાથ બોળાવત! આજકાલ કોરટ ને કાયદાનુ રાજ છે, એટલે થાય શુ? સુખીને સા કરી આનું કાડુ દને સોપ્યા વિના ક્યા છૂટકો? થાય શુ બીજુ? મારે ઘણી ઈ ઓરડાંની આબરૂ સાચવવી'તી પણ ઈ મને મૂરખ બના'વા નીકળ્યો છે. અલ્યા પૂંજિયા!

['ભઈ' આંખ ફેરવે છે. આંખમાં રોષની વીજળી ચમકે છે. બધા ચૂપચાપ બેઠા છે. કાળુ તો કાળોકાળો થઇ ગયો છે. વીરભા તરફ નજર ફેરવે છે. વીરભા ઈશારે છે 'ભઈ' ઊભા થઇને ઓરડામાં પધારે છે ]

વીરભા: કાળુ !

કાળુ: વીરાકાકા ! આ કાળુની જાનતગા હેઠે ય બેસે ખરો ?

વીરભા: ભઈ, આખરે આપડે સહાય કાળા માથાના માનવી ને ? મને ગળા લગણ તારો ભરોસો છે; પણ આ તો આવુ થઇ ગીયુ હોય તો ઘરમેળે પતાવટ કરવી ઇ વધારે ડા'પણ

કાળુ. પણ મારે હાથે એવું . . .

વીરભા: રૂપિયા છૂટા હતા કે નોટુ ?

કાળુ: છૂટા જ હશે ને ? ભઈ ખખડાવતા'તા

વીરભા: તારા ગીયા પછી ને ?

કાળુ: મેં તો પીઠ ફેરવી તારે સાદ આવતો સાંભળેલ

વીરભા: તેં હાથોહાથ રૂપિયા તો નઇ ગોપેલ ને ?

કાળુ: પણ બીડો સોંપેલ ને ?

વીરભા: બીડામાં હતા ઇની તારા હૈયે ઠારક તો ખરી ને ?

કાળુ: ઇ વગર ભઈ ખખડાવે શેના ? !

વીરભા: આખી વાટ રૂપિયા રૂપિયા જાપ્યો આવ્યો તે ખોટી બાજુ તો નો'તી ને ?

કાળુ: તારે બીડામા નઈ હોય ? મને ન્યાંકણેથી મઇએ રોકડા તો નથી આલ્યા

વીરભા. ભઈ કે' છે કે ન્યાંકણેથી ગોતક્યા છે તો બગડ આડા-અવળા . . .

કાળુ: (કાન આડા હાથ દઇને, આકાશ તરફ આંગળી ચીંધીને) ઈ જાણે !

વીરભા: જો ભઇ, આપડું પેટ તો હોય ચૈતરવૈશાખના વાદળ જેવું. નો હોય કૂડકપટ, ચોરી, દગો કે આઘીપાછી પણ કો'ક વેળા આવી પડે તે આવી પડે. તો આવી વેળાએ સમજણા થઈ જવુ આયા ચૂંધા ઉપર સૂરજખાગી નો કરનો. જો તારી કને ન હોય તો મારી પાસેથી લઈ જા હમણા તો સૂરજ ખરો તપે છે. ઇ ટાણે હમણા તારે બળધુનો શો ખપ ? સમજ્યો ? પછી વાવણી ટાણે બે હીકડીક ખૂંટિયા લઇ લીધા.

કાળુ: પણ . . . નાક તો (બતાવીને) આંયાથી ઊડી જાય ને ?

વીરભા: પણ ને બણ. તારી આબરૂ જાય, પણ ગામ આખાનુ શુ દનિયા શાથે કે'વાય ? આ વાતનો પછી તો ડંકો દેવાય આખી દનિયામા. એટલે આમાં કાંઇ હા—ના થાય ઈમ જ નથી. જો ભઈ, આગા સારે પઈનો ય સવારથ નથી. હું કાંઈ તને સીસામા ઉતારતો નથી જો આગ કયે વાતની ઘોયે આંયા જ થાતી હોય તો મારે મન આનંદ આનંદ.

કાળુ: બળધ હારી દીધે ય મારી તો આબરૂ . . . (ગળગળો થતા) મારી સાત પેઢીની આબરૂ, વીરાકાકા !

વીરભા: આગળ જોયુ જાશે. બીજો મારગ મને હવે સૂજતો નથી ને ભઈ મારગ કાઢી બેઠા છે ઈ તો . . *પૂછવાની વાત જ નઈ.* તારુકે બાવડાં બાધવાનો 'સે કાળુ, આપડી તારુકે ઓળખાણ શી ? આપણુ સાચ હોય તો ય ન્યાંકણે ડૂબી જાય. સળી આખ્યે જોયેં છીં ને, કે સરકારી અપઇસપરો ય માલપાણી ખાધા વગર ભૂખ્યો જાય છે ? તારે આપડે શુ વરસી વળીએ છીં ? કોઈ દિ' પોક તેં કોઇને આપ્યા સાંભરે છે ? એટલે તારુકે જઇને આપડે તો ખાતર માથે મળા ગણુ તેલનો દીવો જ છે. બાપ, આપડાં ઈ કામ નઈ. વાહે ઉલાળ નઈ, પાછળ ધરાળ નઈ ઇના કામ, સમજ્યો તારુકે શુ કે' કે મારી પાહે પૈસા નથી ને બેપાંચ વરહની ટીપાય તો વાંઢલાંની શી દશા ? આભલા જેવુ ઘર ઝંખવાય, બાપ ! જરા વિચાર્યે.

કાળુ: કાકા, પણ બળધ હારી દેવા ઈમાં તો બેઠ મરીને . .

વીરભા: પણ આજ ને આજ કે'વ છું ? જા, વાવણી કરીને ભા-દરવીએ પીલે કરી જાજે. ખળા ય પતી ગીયાં હશે.

કાળુ: પણ . .

વીરભા: તારે ઇમ જ કે'ને કે માલ તેં માર્યો છે ને માલીપા ઓ-રેવા છે હાગડભઠ ભાગડભઠને ! મારા બેટા ! જોયા શાવકાર ! અલ્યા, સો રૂપિયા સખ્યે તેં ટાંકે મૂક્યા ને હવે છીંગએ ચમે ચડ્યા ! વાહ દીકરા ! ભેળા થઇને હવે ગામનો દહાડો વાળશો ખરા ! (કાળુ ઊભો થઇને જાય છે.) અલ્યા કાળિયા, પાછો વળ્ય જો, ભઇને હું અતારે તો સમજાવુ છુ કે કાલ્ય સુધીમા આનો કઈંક ઘરોસાટનો લાવી દે'શુ પૈસાની ઉતાવળ નથી. તારુકે બઇ ભરણુ કરી દેશે ઈ તો, સમ-જ્યો, અલ્યા, તારા કરમ પાંસર્યાં કે આવો ગુલાબી આમદમાર મળ્યો છે બીજો હોત તો બીંગડા ઉખેડત, બીંગડા ! સોટાવાળી બોલાવે કે બીજી વાત ? હવે કાઇ તુ નાનો નથી કોળી ભઈનુ ઉંદુ છાડય

[કાળુ જાય છે. 'ભઈ' પ્રવેશે છે ]

ભઈ: કા વીરભા ? છીપરા માથે પાણી, કે કાંઇ વધારે ?

વીરભા: પે'લા તો ડોકુ ધુણાવતા માણહ ઓઝપાય ને ? કાલની મુદત પાડી છે આવી જશે

ભઈ: બાકી પટલ, વાતના પીછડા ય નો ચૂંથવા જોયેં. મેં ફૂંકી-ફૂંકીને વાત કઢાવી ઇગ જ કાગ લેવું જોયેં, સમજ્યા ? આપડે કાઇ કોઈની મ્હેરે કાઇ ઓછુ સેરવવુ છે ? ગળયે મરતો હોય તો વખ આપી-ને શુ કામ છે ? કાળા ઉનાળે મને ય બચારાની ઘણી ય દયા આવે છે.

વીરભા: મને ય ઘણું થાય છે કે મારા ઘરમાથી કાઢી દઉં ! પણ શું કરૂ ? આપડે ગોરવા પોસાતા નથી. તો ય બળધ માથે ધીરવા મેં ધારટો ધુણાવ્યો છે.

ભઈ: ડોસા, ખેડ ભાગવા થીયા તિયાર ? વાહવાહ !

વીરભા: એમા શેની ખેડય ભાગવાની ? વાવણી સુધી તો આમે ય રાખવાના. પછી મોળાપાતળા બે ખૂંટિયા લઈ લે ! ખેડયની ખે-ડય રે', આબરૂની આબરૂ રે' !

ભઈ: પણ ખૂંટિયા લાવવા રકમ ક્યાંથી કાઢે ?

વીરભા: કરગ લેયે !

ભઈ: તારે ઈમ જ કો'ને કે જમીનેય વે'ચીમેલી . . હા . . . આ . . . આ તમે જ સાકર આપી ઢોલ ટીપાવશો !

વીરભા: ભઈ, સૌને ગેરોધેરો ડોકરા હોય છે, સમજ્યા ? પેટ ઈનું ભાડુ માગે છે !

ભઈ: શુ કહ્યુ ?

વીરભા: આ તો મરતની વાત છે. ઓઠા તરીકે કળ્યું કે તમારી શીંગડીએ ન ધણિયાની ભગરી બેંસ નીકળે તો તમે જ ખીલની ઘો ! દનિયા ઇગ જ હાલે છે.

ભઈ: પણ મને ય એમા જ ગણ્યો ?

વીરભા: દનિયાના સંધાય એવા. હોલો મારીને બાજ છુટે

ભઈ: એમ, ડોસા ? તમે ય જમાનાનું આચમન કરી ગીયા લાગો છો !

વીરભા: તમે ય ઇ માયલા, મારા સા'બ ' નઈ તો . . .

ભઈ. (વચ્ચે જ) શું નઈ તો ? [ધ્રૂજે આવે છે ]

વીરભા: અલ્યા પૂંજા, કીની કેર'તો ?

પૂંજો: મોહનભાઇને ત્યાં છો છો વાર ઘેરે ટાંપું ખઈ નીયા ને વતુ કરવા નો જવ તો ઇમને માઠુ લાગે

વીરભા: મોહનભઈ? મોટી પાટીવાળા?

પૂંજો: (હસીને) આ મોહનભઈ, ગામનો 'નાનો દરબાર'. નાના દરબાર જ ને' દરબાર કેરચે ઈમની પાહે જ વધારે જમીન ને?

વીરભા: હા, હા મોહનભઈ બાલીસ્ટર કે'ને!

પૂંજો: હા, ઈ જ. પણ ગામમાં આજ નવાનૂની થઈ લાગે છે.

વીરભા: શી?

પૂંજો: ઓલ્યો કાળિયો ન્યાકણે હમણાં જ મોહનભઈ કને આવ્યો'તો કાંઈક 'ચોરી ચોરી' કરતો'તો 'સો રૂપિયા સો રૂપિયા' ય કરતો'તો ખરો!

ભઈ: હં, પછી?

પૂંજો: જો ભરી દેવા હોય તો અબઘડીએ તિજોરીમાથી કાઢી આલુ ઈમ મોહનભઇએ કીધુ

ભઇ: તે કરમબુદિયાળે નો લીધા? વ્યાજ મોઠુ કીધુ હશે! કા તો જમીન લખી આપવાનુ કીધુ હશે! પછી તો વેઠ સાંકડો જ પડે ને!

વીરભા: જીવઇને વટાતર કોઈ નો લે. ને અગાથી ગીરવાયે ય નઈ

પૂંજો: પણ બેમાથી કોઇ આલવા-લેવા તિયાર નથી

ભઈ: જોયુ વીરભા, ગામના માણસો? આને તો તાલુકે જ લેવો પડશે પછી જોઈ લેવાશે હં, પૂંજિયા! પછી?

પૂંજો: કાળુને ને મોહનભઇને નાતો એટલા પૂરતો કે કાળુના ડોસાએ મોહનભઇના ઘરડાનુ ખડ રાખેલુ, તે મોહનભઈ કાળુનુ આટલુ આ જમાનામા રાખે છે મોળા વરસે પાચપચાસ આલે ય ખરા આજ કાળુને આલવા તિયાર થીયા તારે ઈમણે તો ચોખેચોખી ફૂલ જેવી ના પાડી કે ભરવા ઇમા મન નથી હુ ચોખો છુ તો સામો લડ ને!

ભઈ: (ઉત્સુકપણે) પછી કાળુએ શુ કીધુ?

પૂંજો: ઇ તો કે છે કે' મેં રાતમા ને રાતમા સંધુય સોપી દીધુ છે, ને આ વાતમા આ વઈવટદારની દાનત બગડી છે નઇ તો મેં તો ઇગને અકબધ બીડા સોપ્યા છે

ભઈ: (વિચારમાથી જાગીને) હં, પછી?

પૂંજો: મોહનભઈ કે' છે કે કાલ ફો'દારને આવા જ સા કરશું ને કાળુને કીધુ કે તને વઇવટદાર સા કરે તો ય નો જાતુ

વીરભા: ભઇ! સાચુ કવ? ઇ મોહન કાયદેબાજ છે. વળી પોતાનુ ઘર ને ઇનો સભાવ જ એવો છે કે લીધુ કામ પાર કર્યે જંપે

પૂંજિયો: વીરભા, બાકી આબરૂ માથે રોનાર તો જદગાનીમા કાળિયા એકને જ જોયો કાઇ રોયો છે! હૈયાનો સમદર ઉલેચી નાખ્યો! માડમાડ મોહનભાઇએ ધીરપ આપી. તારે ઇ એટલું જ બોલ્યો કે 'આપરૂં છુર્તી, પણ દુનિયા શુ કે'રો?' ને ઘરે હાલી નીકળ્યો

['ભઇ' ઊભા થઇને ખાટલાની આજુબાજુ આંટા મારે છે ઉતારો આખો શાંત થઇ ગયો છે ઝાડ માથે ચકલુ ય ફરકતુ નથી]

ભઈ: (થોડી વાર પછી) વીરભા, વાતની ટાઢી ઠારવી પડશે.

વીરભા: બોલો!

ભઈ: શો મારગ નીકળે? સો રૂપિયા હું ખરી દ'વ

વીરભા: ઈ વગર બોલ્યે મારગ નથી કાળુને આયા સા કરી કઈ દેવુ કે તારા રૂપિયાનો હુ જામીન થીયો છું.

ભઇ: પણ ઈ ઈમ માનશે?

પૂંજિયો: મોહનભઈ જિયાળખાતે આલતા'તા તોય ઇણે ના પાડી.

વીરભા: તારે શો મારગ?

ભઈ: પૂંજિયા, આયા સમજાવીને તેડી તો લાવ્ય!

[પૂંજિયો જાય છે

વીરભા: ભઈ, સાચેસાચું કવ? આ વાતને સકેલી લેવામા માલ છે ઇણે ખાધા તો ઈના બાપના બાકી ચોર્યુ તો તાન હાલશે હજી ઈની દાનતઈ માથે મને તો અણુવશવાસ નથી અવતો! તમે કે'નાર ભલે કઈ રીયા!

ભઇ: (ગભરાટમાં) તારે, આ માશ તરકટ?

વીરભા: ઈ તો હુ શું જાણું? પણ સાચ તો સૂરજ જેમ ઝળ ઊઠવાનુ

ભઈ: વીરભા, જાણીશ, કે છો મહિના મોડા નોકરીએ ચડ્યાં'તે વીરભા, પણ આવા ઈ આવશે? નઇ તો તમે ઈના ઘરે જઇ સા જાતી લાવો

વીરભા: પૂંજિયાને ઈના મોઢાના ગાભરાબ લઈ આવવા તો દ

[પૂંજિયો પ્રવેશે છે

ભઈ: કા? નો આવ્યો? શીનો આવે! પડખુ દેનાર ગમ્યો ગી છે, ભઈ!

પૂંજિયો: ભઈ, વાત પૂછો મા કે'વાય નઇ એવું થીયું છે! કાળ કામ કરતુ નથી!

ભઈ: (ભડકી ઊઠે છે) મારા માથે તો કાઈ નથી ને?

વીરભા: જાઓ, ભડકયે હિ' વળશે? પૂંજિયા, મોહનભઇએ ફો'દારને ઘરે સા કર્યાં નથી ને? લે, તાલુકે જવાનુ કર્યું હોય તો જઇને બે વેણ ક'વ

ભઈ: વીરભા, ઝટ! (ધીમેથી) મારા કાળા હાથે મારૂ જ રંગાયુ!

પૂંજિયો: વીરાભા, એવું કશું ય નથી કાળુએ નો કરવાનુ કા

વીરભા: શુ?

પૂંજિયો: રૂપિયાના અફીણ માથે અઢીશેર તેલ પી સોડ્ય તાણ

વીરભા: ઊગર્યાં!

(પડદો)

[આ નાટિકા ભજવવા માટે લેખકને ચંદરવા, વાયા ભીમનાથ, કાઠિયાવાડ એ સરનામે પૂછવું જ]

## ત્રિવિધ પાન

(અનુ૦ આગળ પાન ૩૬૬થી) દૂધની મિઠાઈ કે દૂધપાક-શ્રીખંડ જેવી વાનીઓમાં દૂધમા રહેલા કીમતી તત્ત્વોનો અંશ પણ રહેતો નથી. એટલે આમ વિકૃત સ્વરૂપે દૂધ લેવાથી દૂધના લાભ મળતા તો દૂર રહ્યા, પણ આહાર વધુ પડતો ભારે ને તરત ન પચે તેવો થાય છે

સાંજના વાળુ સાથે તો દૂધ જરૂર લેવું જ જોઇએ સાંજનુ દૂધ વધુ ગુણવાળું છે દુધાળાં પશુઓએ ખુલ્લી હવામાં અને સૂર્યના પ્રકાશમા જંગલમા ચરીને કસરત કરી હોવાથી અને જંગલનુ ઘાસ ખાધુ હોવાથી એ દૂધ હળવુ અને પોષક તત્ત્વોથી ભરપૂર હોય છે આખુ તાજગી આપનાર દૂધ આખા દિવસના શારીરિક અને માનસિક શ્રમ કર્યાં પછી શરીરને જરૂરી છે તાજું શેડકઢું દૂધ તરત પચે છે અને શક્તિ આપે છે તાજું દૂધ કબજિયાત તોડનાર ને પાચનક્રિયાને મદદ કરનાર છે, એટલે સાંજના ભોજનમાં દૂધ અવશ્ય લેવુ જોઇએ

આરોગ્યને ઈચ્છનારે આ ત્રિવિધ પાનને અપનાવવુ જોઇએ.

પ્રભુલાલ ધોળકિયા

અને તેનો પ્રચાર તથા પ્રસિદ્ધિ બિહારની બહાર પણ એટલા વિસ્તર્યાં કે આજ સુધી તેનો બધે સમાદર થતો જ રહ્યો છે

શરૂઆતમાં 'ભંડાર'ને પોતાનુ પ્રેસ નહોતુ, એટલે 'બાલક' પત્ર કલકત્તામાં છપાવવાનુ નક્કી કરી પોતાની દેખરેખ નીચે માસ્તર સાહેબે તેનો સર્વ ભાર એક એવી વ્યક્તિને સોપ્યો કે જે હિન્દી સાહિત્યાકાશમાં વેગભરવધી રહ્યા હતા. એ વ્યક્તિ તે શ્રી બેનીપુરીજી કલકત્તાના 'વણિક પ્રેસ'મા 'બાલક' ઠીક છપાતુ, પણ ત્યા તેના માત્ર બે જ અંક છપાયા એ વખતે બિહારના તપસ્વી હિન્દીસેવક શ્રી શિવપૂજન સહાય કલકત્તામા હતા તેમનો સહયોગ ભંડારને મળી ગયો અને શરણજીએ તેમને અપનાવી લીધા 'ભંડાર'નુ બીજુ છાપ-કામ બનારસમા થતુ હતુ એટલે માસ્તર સાહેબની સમ્મતિ વિચારી શિવપૂજનજી બિસ્તરાપોટલા લઈ બનારસમા જઈ બેઠા તેમનો અને બેનીપુરીજીનો યોગ ભંડારને સબળ કરનાર નીવડ્યો અને પ્રકાશનકાર્ય શુક્લપક્ષના ચંદ્રની જેમ વધવા માડ્યુ

સફળતા વધતી જોઈ ભંડારને હવે પોતાનુ પ્રેસ ખોલવાની જરૂર જણાઇ અને ૧૯૨૮મા લહેરિયાસરાઈમા 'વિદ્યાપતિ' નામનુ છાપખાનુ શરૂ કર્યું પ્રેસ થતા જ બનારસનુ બધુ કામ ત્યા આવ્યુ અને સાથે શિવપૂજનજી પણ ત્યા આવી રહ્યા થોડા જ સમયમા વિદ્યાપતિ પ્રેસ છપાઇ-સફાઈ માટે વિખ્યાત બની ગયુ અને તેણે પોતાનો સર્વ વિસ્તાર ખૂબ વધારી દીધો આજે ત્યા પાચ મોટા ફ્લૅટ મશીન અને ત્રણ ટ્રેડલ મશીન ચાલે છે ઑફિસ, કમ્પોઝિંગ અને મશીનખાતામા મળી સોએકસો ઉપરાંત માણસો ત્યા કામ કરે છે પ્રત્યેક વિભાગની કાર્યવહેંચણી આદર્શ છે પ્રેસના મૅનેજર શ્રી નારાયણ રાજારામ સોમણ કરીને એક મહારાષ્ટ્રીય સજ્જન છે.

ભંડારનુ કાર્યક્ષેત્ર એટલુ વિપુલ બની ગયુ કે બધી બાજુનો ભાર ઉઠાવવાનુ કઠિન બન્યુ, અને પટણામા તેની એક શાખા ખોલવાની જરૂર ઊભી થઈ માસ્તર સાહેબનુ બધુ કામ ભગવાનને આધારે અને વિશ્વાસ ઉપર ચાલતુ હતુ પણ જે કામો કે સચાલનનો ભાર દેખી કોઈ વ્યક્તિ ગભરાઈ જાય તેનો નિકાલ માસ્તરસાહેબ બહુ આસાનીથી લાવી દે છે, અને એ જ શિરસ્તે તેમણે ઈ ૧૯૨૯મા પટણામા શાખા ખોલી ૧૯૩૪મા ગોવિન્દમિત્રરોડ પર રૂા ૧૫,૦૦૦ની કિમતની જમીન લઇ તેમણે એ શાખા દૃઢ કરી ૧૯૪૧મા પટણામા બીજુ એક છાપખાનુ પણ ખોલ્યુ જે 'હિમાલય પ્રેસ'ના નામથી જાહેર છે પટણાની શાખામા ત્રીસચાલીસ માણસો નિરતર રોકાએલાં રહે છે ને પંડિત જયનાથ મિશ્ર જેવા કર્મઠ પુરુષ તેની દેખરેખ રાખે છે

ઇ. ૧૯૩૪મા બિહારના ભૂકમ્પથી સર્વનાશ થયો તેમા ભંડારની પણ લાખોની સપત્તિ ગઈ ને તે વેરાન જેવુ બની ગયુ, પણ માસ્તર સાહેબની કુનેહથી સડકના કિનારા પર ફરી બીજુ આલીશાન મકાન ઊભું થઈ ગયુ જે આજે દૂરથી પણ ભવ્ય લાગે છે એમના બંને ભંડારોની આવકજાવકના નિરીક્ષક બાબુ રામલખનપ્રસાદ બહુ દક્ષ પુરુષ છે એ કર્મઠ અને પ્રામાણિક વ્યક્તિ ઉપર માસ્તરસાહેબ પોતાનું સર્વસ્વ નિછાવર કરી દે છે

'વિદ્યાપતિ વાચનાલય' નામનું એક સ્વતંત્ર વાચનાલય પણ ભંડારે ખોલ્યુ છે તેમા અનેક દુર્લભ ગ્રન્થો સઘરાયા છે ત્યા બિહારની કલાનુ ચિત્રપ્રદર્શન પણ કર્યું છે, જેમા બિહારના સર્વ પ્રતિષ્ઠિત સાહિત્યકો, પ્રેક્ષણીય દૃશ્યો આદિ જોવા મળે છે

ભંડારનો બ્લૉકવિભાગ પણ અપૂર્વ છે તેમા લગભગ ૧૦,૦૦૦ બ્લૉક છે. પ્રસિદ્ધ વિદ્વાનો, લોકનેતાઓ, ઐતિહાસિક યા દર્શનીય સ્થળો, કોઈ તેમા બાકી નહિ હોય એ સગ્રહ એટલો વિપુલ છે કે હાલ નવા બ્લૉક બનાવ્યા વિના જ ભંડાર પોતાનું કામ ચલાવી શકે છે

ભંડારમા શિવપૂજનજીનો યોગ તો સોનામાં સુગંધ જેવો છે તેમા બીજી બે વ્યક્તિઓના આવવાથી તેની આભા બહુ વધી ગઈ છે એક તો 'બાલક'ના સંપાદક શ્રી અચ્યુતાનંદ દત્ત ને બીજા કલાકાર ઉપેન્દ્ર મહારથી દત્તજી બહુ હસમુખા અને મધુર સ્વભાવના છે પ્રાચીન સાહિત્યનુ તેમનુ જ્ઞાન બહુ પ્રશંસનીય છે માસ્તર સાહેબના સસર્ગથી પાઠ્ય પુસ્તકોની યોજનામા પણ તે કુશળ અને અનુભવી બન્યા છે તેમણે કંઈક સંસ્કૃત પુસ્તકોના પદ્યમય મૈથિલી અનુવાદ કર્યા છે મૈથિલી સાહિત્યના ઉદ્ધારકર્તાઓમાના તે એક છે

ઉપેન્દ્ર મહારથી નખશિખ કલાતરબોળ તરુણ છે. ભંડારમા આવ્યા પછી મહારથીજીએ પોતાની ચમક વધારી દીધી છે,—તે એટલે સુધી કે તે હવે ભારતપ્રસિદ્ધ બની ગયા છે તેમના હાથ નીચે કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસ વધારી એક વર્ગ બનાવી રહ્યા છે

આવા વિપુલ સાધનોના બળ ઉપર ભંડારે પાઠ્ય પુસ્તકો ઉપરાંત ૫૦૦ જેટલાં તો સાહિત્યના એવા પુસ્તકો પ્રકાશિત કર્યાં છે કે જેના વિષે હિંદી સંસારને અભિમાન છે 'બાલક' પત્ર તેની વિશેષ કીર્તિશાખા છે આજ સુધીમાં તેના ૧૩ વિશેષાંકો નીકળ્યા છે અને ૧૪મો તૈયાર થઈ રહ્યો છે ભંડારે જેમ સાહિત્યની સેવા કરી છે તેમ મોટા વિદ્વાનોના સન્માન પણ કર્યા છે, નવા શિખાઉઓને આગળ પાડ્યા છે બિહારમા કોઇ એવો ચમકતો સિતારો નથી કે જેને ભંડારમાથી પ્રકાશ મળ્યો ન હોય

આ રીતે શરણજીના ૩૩ વર્ષોની એકાન્ત તપશ્ચર્યાએ મહાન યશકમાઈ કરી છે એથી સમસ્ત બિહારનું મસ્તક ઉન્નત બને છે એમની સુવર્ણજયન્તી ને ભંડારની રજતજયન્તી બિહારની સાહિત્યિક કીર્તિની વૈજયન્તી છે અને પ્રભુઈચ્છા હશે તો 'વિદ્યાપતિ વિદ્યાપીઠ' સ્થપાય એટલે ભંડાર દ્વારા બિહારનુ સાહિત્યક્ષેત્ર બિહારને એક આદર્શ પ્રાન્ત બનાવી દેશે

('બાલક'ના વિશેષાંકમાથી સકલિત)

## જીવનનું પરોઢ

[અનુ૦ આગળના પાન ૩૬૯થી] બાપુજીની સ્મૃતિ ઘણી ચોક્કસ રહી છે, છતા જ્યાં તારીખ અને વિગત બાબત શંકા ઊઠે છે ત્યા સોનેરી અંકનુ માર્ગદર્શન સૌથી સાચુ લેખાય એ અંકનો સાર રાવજીભાઇએ 'ગાંધીજીની સાધના'મા લઈ લીધો છે એ સારૂ થયુ છે

'સોનેરી અંક' ગમે એવો હોય, પણ એ તો મારા જેવા બાળકોનું રમકડુ જ ગણાય. કાગળ આખરે તો જડ વસ્તુ રહી એમા ગમે એટલો સાજ-શણગાર કરીએ, પણ એ જતે દહાડે ભૂંસાઈ જનારી વસ્તુ સાચુ તો બાપુજીનુ એ સોનેરી જીવન છે, જેના અનેક અંકોમા પહેલો અંક દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની સફળતામા પરિણમ્યો અને બાપુજીને આખા વિશ્વમા અભૂતપૂર્વ, નવીન અને સાચના સેનાપતિ તરીકે સ્થાપિત કર્યા

બાપુજીની દેહયષ્ટિ જોઇજોઇને લોકોના હૃદય ગદ્ગદ્ થઈ જતા હતા સ્મટ્સ સાહેબ જેવા માણસને એમણે વશ કર્યા એ જોઇને એમના ચરણોમા ઢળી પડવાનુ સૌને મન થતુ હતુ હવે દક્ષિણ આફ્રિકાના હિંદીઓને એમને 'ગાંધીભાઈ' તરીકે સબોધવાથી સતોષ ન થયો એમને માટે 'લોકમાન્ય મોહનદાસ કરમચદ ગાંધીકી જય'ના પોકારો સંભળાવા લાગ્યા એ રીતે થોડા દિવસ 'લોકમાન્ય' તરીકે આવકાર્યા પછી એમને માટે 'કર્મવીર' તરીકેનો આવકારવાચક શબ્દ ચાલુ થયો ને 'લોકમાન્ય'નુ બિરુદ તિલક મહારાજને લોકોએ આપ્યુ

(સપૂર્ણ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

પરન્તુ આનાથી નાહિંમત થયા વગર હવે આપણે સૂર્યમંડળની અંદરના ગ્રહો વિષે વિચાર કરીએ, અને જોઈએ કે પૃથ્વીના સગા ભાઈઓ સગા આ બધા ગ્રહોમાંથી કોઈ પૃથ્વીની આ એકલતામાં સાથ પુરાવે તેમ છે કે નહિ. ઉપરાંત, આ ગ્રહો પ્રમાણમાં પૃથ્વીથી ઘણા જ નજીક છે, એટલે ખગોળિકો આપણને આ બાબતમાં કંઈક વધારે ખાત્રીપૂર્વક કહી શકશે પણ ખરા.

સૂર્યમંડળના જાણીતા મુખ્ય ગ્રહ કુલ નવ થોડા વૈજ્ઞાનિકો માને છે તેમ હજુ જો કોઈ ગ્રહ શોધાતો રહી ગયો હશે તો તે દસમો થશે આ નવમાં એક તો પૃથ્વી, એટલે જેના વિષે આપણે વિચાર કરવાનો છે તેવા આઠ રહ્યા

આ આઠમાં બુધ (Mercury) સૂર્યની નજીકમાં નજીકનો અને યમ (Pluto જે હજુ હમણાં જ ૧૯૩૦માં શોધાયો એ સૂર્યથી દૂરમાં દૂરનો છે બંને એક રીતે સરખા છેઃ તેમના પર બધી વસ્તુ અતિશયતામાં જ છે. ચંદ્રની જેમ એક જ બાજુ આપણા તરફ ફરતી રહે છે, તેમ બુધની પણ એક જ બાજુ સૂર્ય તરફ ફરતી રહે છે એ સૂર્યની નજીકમાં નજીકનો ગ્રહ હોવાથી ત્યાં એટલી બધી ગરમી લાગે છે કે ત્યાં તડકામાં મૂકવાથી જસત ઓગળી જાય,—પૃથ્વી પર તડકામાં મૂકવાથી માખણ ઓગળી જાય તેમ આવી જ રીતે તેની બીજી બાજુ જે સદા અંધારામાં રહે છે તેમાં અતિશય ઠંડી છે યમ સૂર્યથી અતિશય દૂર હોવાને અંગે ત્યાં એટલી બધી ઠંડી પડે છે કે ત્યાં આપણા વાતાવરણમાં ફરતા પ્રાણવાયુ નત્રવાયુ વગેરે વાયુઓ, જેમ વરાળને ઠંડી કરવાથી પાણી થઈ જાય તેમ, પ્રવાહી થઈ જાય છે' આને અંગે યમ પર વાતાવરણ જેવું કશું છે જ નહિ બુધ પર પણ વાતાવરણ નથી આ બધા પછી બુધ કે યમ પર જીવન હોવાનો કોઈ પણ સંભવ નથી એ કહેવાની જરા પણ જરૂર નથી

યમથી સૂર્યની નજીકના બે ગ્રહો—વરુણ અને શનિ પિતા (Uranus અને Neptune) પર પણ, સૂર્યથી તેઓ ખૂબ દૂર હોવાને અંગે અતિશય ઠંડી પડે છે આ બે ગ્રહો પર વાતાવરણ છે એવું તો માલૂમ પડ્યું છે છતાં જીવનને માટે જે વધારેમાં વધારે ઉપયોગી એવો પદાર્થ, જેને આપણે ક્ષણેક્ષણ શ્વાસોચ્છ્વાસમાં લઈએ છીએ ને જેના વિના એક ક્ષણ પણ જીવવું અશક્ય છે તે પ્રાણવાયુ આ વાતાવરણમાં હોય એની સાબિતી મળતી નથી ત્યાંના વાતાવરણમાં તો જે વાયુને અંગે ખાણોમાં મોટા અકસ્માત થાય છે અને જબરદસ્ત આગો સળગી ઊઠે છે તે વાયુ (અંગ્રેજીમાં જેને marsh gas કહે છે તે) પુષ્કળ પ્રમાણમાં છે એક બીજો વાયુ, જેની ગંધ આપણને કોઈ જાહેર મુતરડી પાસેથી પસાર થતાં આવે છે અને જેને ગુજરાતીમાં અપાનવાયુ (ઍમોનિયા) કહે છે તે, પ્રવાહી રૂપમાં ત્યાંના વાતાવરણના એકદમ નીચેના ભાગમાં હોય છે આ વાયુના પ્રવાહી થઈ જવાનું કારણ ત્યાંની અતિશય ઠંડી જ છે આ રીતે આ ગ્રહો પર પણ પ્રકાશ, ગરમી અને પ્રાણવાયુના પ્રવર્તતા અભાવને લઈને આપણે સ્વીકારવું જ પડે છે કે ત્યાં જીવન હોવાની આશા નથી

હવે આ બન્ને ગ્રહો કરતા સૂર્યની વધુ નજીક આવેલા, પરંતુ તેમના તરતના જ પડોશી એવા બીજા બે ગ્રહો—ગુરુ અને શનિ વિષે જોઈએ આ બંને ગ્રહો ખૂબ જ મોટા છે ગુરુનું કદ તો ૧૩૦૦ પૃથ્વીઓ સમાઈ શકે તેવડું છે પરિણામે એના પરનું વાતાવરણ પણ ખૂબ જ વિસ્તારવાળું છે શનિના વાતાવરણનું દબાણ એટલું બધું છે કે એ દબાણને અંગે વાતાવરણમાં રહેલો અપાનવાયુ પ્રવાહી થઈ જાય છે. વાતાવરણ ખૂબ જ વિસ્તૃત હોવા છતાં ત્યાં પ્રાણવાયુ કે પાણીની વરાળ હોય તેવાં કોઈ ચિહ્નો માલૂમ પડ્યાં નથી. વરુણના વાતાવરણની માફક અહીં પણ આર્દ્રવાયુ (hydrogen), અપાનવાયુ અને માર્શગૅસ માલૂમ પડે છે. શનિમાં તો અપાનવાયુ, આગળ કહ્યું તેમ, દબાણને અંગે પ્રવાહી રૂપમાં ફરી ગયેલો હોય છે અસહ્ય ઠંડી અને વાતાવરણના દબાણ ઉપરાંત, આ બન્ને ગ્રહોનું કદ ખૂબ જ મોટું હોવાથી ત્યાંનું ગુરુત્વાકર્ષણ પણ ખૂબ જ છે જે વસ્તુનું વજન પૃથ્વી પર એક શેર થાય ત્યાં તે લગભગ ૩૦૦૦ શેરે તોળાય! ત્યાંનું ઉષ્ણતામાન શૂન્ય અંશની નીચે ૨૦૦ અંશ છે અને વાતાવરણનું દબાણ દર ચોરસ ઇંચે હજારો ટન છે. આ બધું જોતા એ તો તદ્દન અસંભવિત જ છે કે આ બંને ગ્રહો પર પણ કોઈ પણ જાતનું જીવન હોય

હવે ફક્ત બે ગ્રહો રહ્યા શુક્ર અને મંગળ. શુક્ર પૃથ્વી કરતા સૂર્યથી નજીક છે, જ્યારે મંગળ પૃથ્વી કરતા દૂર છે. સૂર્યથી નજીકમાં નજીકનો ગ્રહ બુધ, પછી શુક્ર, પછી પૃથ્વી અને પછી મંગળ ચડને બાદ કરતાં પૃથ્વીના નજીકમાં નજીક આવેલા આ બે પડોશીઓ પર જીવનની સંભવિતતા હવે તપાસીએ

• — •

શુક્ર એ આપણને દેખાતા ગ્રહોમાં સૌથી વધુ પ્રકાશિત ગ્રહ છે. એ જ્યારે પૂર્ણપણે પ્રકાશતો હોય છે ત્યારે દિવસે પણ તેની સ્થિતિની ખબર હોય તો જોઈ શકાય છે કદમાં તેમજ વજનમાં એ પૃથ્વીથી જરા નાનો છે તેમજ તેની સરેરાશ વિશિષ્ટ ઘનતા પણ પૃથ્વીથી જરા ઓછી છે. પૃથ્વીના વજન જેટલું જ તેનું વજન હોવાથી શુક્રનું ગુરુત્વાકર્ષણ પૃથ્વીના ગુરુત્વાકર્ષણ જેટલું જ છે, એટલે શુક્ર પર પૃથ્વી જેટલું જ વાતાવરણ હોય એ સંભવિત છે સૂર્યના પ્રકાશનો ૬૦ ટકા જેટલો ભાગ શુક્ર પરાવર્તિત કરે છે એટલે પણ માનવાને કારણ મળે છે કે ત્યાં વાતાવરણ હોવું જોઈએ શુક્રના દિવસ વિષે કશું નક્કી નથી જાણી શકાયું, પરન્તુ એમ લાગે છે કે તે લગભગ આપણા એથી ત્રણ અઠવાડિયાં જેવડો હોવો જોઈએ શુક્રના વાતાવરણના ઉપરના પડનું ઉષ્ણતામાન લગભગ ૧૫ અંશ ફેરનહાઈટ છે, પરન્તુ સપાટી પર આનાથી વધુ હોવું જોઈએ, કારણ કે વાતાવરણના બહારના પડોનું ઉષ્ણતામાન હમેશા ઓછું હોય છે. પ્રકાશના પરિવર્તનની કેટલીક હકીકતો પરથી એવું યે માલૂમ પડ્યું છે કે શુક્ર પર મોટા મહાસાગરો હોવા જોઈએ એ ઉપરાંત સપાટી પરના ઉષ્ણતામાનને અંગે ત્યાં બાષ્પીભવન પણ ખૂબ જ પ્રમાણમાં થતું હશે. આ બધા કારણોથી શુક્રનું વાતાવરણ ગરમ અને ભેજવાળું હશે એમ પણ મનાતું હતું

આ બધી વાતો સાંભળીને એક ક્ષણ તો સૌ કોઈને સંભવ લાગી જાય કે શુક્ર પર મનુષ્યો સંભવતા હોય! પરંતુ કમનસીબે શુક્રના વાતાવરણ વિષે રંગપટ (Spectrum)ની મદદથી જે જાણી શકાયું છે તે બધા પરથી આ આશાવાદિતા ટકી શકતી નથી શુક્રના વાતાવરણમાં પ્રાણવાયુ નહિ જેવો જ છે,—નથી જ એમ કહીએ તોપણ ચાલે માત્ર પૃથ્વીના વાતાવરના પ્રાણવાયુના હજારમા ભાગનું પડ થાય ત્યાં પાંચ માઈલની ઊંચાઈથી આગળ વાતાવરણમાં વરાળ પણ જણાતી નથી, એટલું જ નહિ પરંતુ ત્યાં અંગારવાયુ (Co2)નું પ્રમાણ ખૂબ જ વધારે છે જ્યારે આપણે લાકડાં કે કોલસા બાળીએ છીએ ત્યારે જે વાયુ નીકળે છે તે જ આ અંગારવાયુ પ્રાણીજીવનને ટકાવી રાખવા માટે કે બીજી કોઈ સીધી રીતે જીવનને મદદરૂપ થવા માટે આ વાયુ ઉપયોગી નથી આ બધી હકીકતો પરથી એટલું તો લગભગ નક્કી જ છે કે અત્યારે શુક્ર પર કોઈ જાતનું જીવન હોય એવો જરા પણ સંભવ નથી.

પરંતુ આ આખા યે પ્રશ્નને એક બીજી (અને સાથેસાથે ખૂબ જ રસપ્રદ) બાજુ પણ છે એ સમજવા માટે પૃથ્વીનો ઇતિહાસ જરા જાણવાની જરૂર છે એટલે પહેલાં એ ઇતિહાસ જોઈ, પૃથ્વી પર

અત્યારનું વાતાવરણ કઈ રીતે ઉત્પન્ન થયું એ જાણીએ

ગમે તે કારણે પૃથ્વી સૂર્યમાંથી ઉત્પન્ન થઈ હોય, પરંતુ એટલું તો ચોક્કસ છે કે પોતાના જન્મ સમયે પૃથ્વી જલતી આગ હતી સૂર્ય જેટલી જ એ ઉષ્ણ હતી અને તેના બધા પદાર્થો પરમાણુ અને વાયુ-સ્વરૂપે હતા. ધીમેધીમે તે ઠરવા લાગી ને એક પછી એક પદાર્થો વાયુરૂપમાંથી પ્રવાહીરૂપમાં આવવા માંડ્યા. સખત ગરમીથી વાતાવરણમાંનો આર્દ્રવાયુ થોડોઘણો અવકાશમાં ઊડી ગયો, થોડો, જે પદાર્થો ઠરવા માંડ્યા તેમાં ભરાઈ ગયો ને બાકીનો પ્રાણવાયુ સાથે પાણી બનાવવા જોડ્યો. આ ધમાલમાં થોડો પ્રાણવાયુ પૃથ્વીની અંદર રહેલા કાર્બન સાથે જોડ્યો. પરિણામે, અત્યારે જે વાયુ શુક્રમાં માલૂમ પડે છે તે અંગારવાયુ પૃથ્વીના વાતાવરણમાં આવ્યો. અલબત્ત, આ બધા ફેરફારો થતાં પહેલાં તો પૃથ્વીના જીવનના કેટલા યે અબજો વર્ષો ચાલ્યા હતા.

આ પછી પૃથ્વી પર ધીમેધીમે જીવનની શરૂઆત થઈ. એ ખ્યાલ રાખવો જરૂરી છે કે જ્યારે જીવનની શરૂઆત થઈ ત્યારે પૃથ્વી પર મુક્ત પ્રાણવાયુનું નામનિશાન પણ નહોતું. શરૂઆતમાં શેવાળ વગેરે જાતના જે વૃક્ષો પૃથ્વી પર ઉત્પન્ન થયાં તેમનામાં એવી શક્તિ હતી કે સૂર્યના પ્રકાશની મદદથી તેઓ વાતાવરણના અંગારવાયુમાંથી પ્રાણવાયુને છૂટો કરીને, વધેલા કાર્બનનો પોતાના વિકાસ માટે ઉપયોગ કરી લેતા આથી વાતાવરણમાંથી ધીમેધીમે અંગારવાયુ ઘટતો ગયો ને પ્રાણવાયુ વધતો ગયો. જેમજેમ પૃથ્વી પર વૃક્ષો વધતા ગયા અને વધારે ઉચ્ચ જાતિના વૃક્ષો ઉત્ક્રાંતિ પામતાં ગયા તેમતેમ આ ઘટના વધારે ઝડપથી બનવા માંડી અને જ્યાં સુધી પૃથ્વી પર પહેલા પ્રાણીનું આવાગમન ન થયું ત્યાં સુધી એનો વેગ વધતો જ ગયો.

હવે, કુદરતે જે શક્તિ વૃક્ષોને બક્ષી છે તેનાથી તેણે પ્રાણીઓને વંચિત રાખ્યાં છે. પ્રાણીઓમાં અંગારવાયુને છૂટો પાડવાની શક્તિ નથી. એમને તો વૃક્ષો જે પ્રાણવાયુ અંગારવાયુમાંથી છૂટો પાડે તેના પર જ જીવવાનું રહ્યું, ને એટલે જ તેઓ વૃક્ષો પછી પૃથ્વી પર આવ્યા.

પૃથ્વીના વાતાવરણના આ ઇતિહાસને અનુલક્ષીને આજથી થોડાં વર્ષો પહેલાં એમ માનવામાં આવતું કે આજથી કરોડો અને અબજો વર્ષો પહેલાં જ્યારે પૃથ્વી પર કોઈ જાતનું જીવન નહોતું ત્યારે તેના વાતાવરણની જે દશા હતી તેવી જ દશા અત્યારે શુક્રના વાતાવરણની છે. શુક્ર પૃથ્વીથી સૂર્ય કરતાં વધારે નજીક હોવાથી તે હજુ સુધી પૂરેપૂરો ઠરીને પૃથ્વીની સ્થિતિએ પહોંચ્યો નથી, એટલે સંભવ છે કે અત્યારે જોકે ત્યાં જીવન હોવાની અંશમાત્ર પણ શક્યતા માની શકાતી નથી, પરંતુ લાખો ને કરોડો વર્ષો પછી ત્યાં પણ પૃથ્વીની જેમ જીવન ઉદ્ભવશે ને અમુક સમયે મનુષ્યની, અને નહિ તો તેના જેવા બીજા કોઈ પ્રાણીની ત્યાં ઉત્ક્રાંતિ થશે. પૃથ્વી પરનો મનુષ્ય અત્યારની ગતિથી પણ જો વિજ્ઞાનમાં પ્રગતિ કરતો જશે અને કુદરતના એક પછી એક બળ પર સ્વામિત્વ મેળવતો જશે તો ત્યારે જરૂર તે શુક્ર સુધી પહોંચવાની શક્તિ ધરાવતો હશે. ત્યારે સૂર્ય પ્રમાણમાં ખૂબ જ ઠરી ગયો હશે અને પૃથ્વીને પૂરતા ઉષ્મા ને પ્રકાશ મળતા નહિ હોય, અને સંભવ છે કે ત્યારની આખી યે પૃથ્વીક માનવજાતિને પૃથ્વીનો સદાને માટે ત્યાગ કરીને શુક્રમાં આશરો લેવો પડશે.

પણ પરમાણુક પદાર્થવિજ્ઞાનમાં પ્રતિદિન થઈ રહેલી ક્રાંતિકારક શોધોને પરિણામે માલૂમ પડ્યું છે કે સૂર્યના શક્તિગર્ભનો ઉદ્ભવ પદાર્થોના નાશમાંથી નથી, પણ સાદાં મૂળ તત્ત્વોમાંથી ગૂઢ સંકિલષ્ટ મૂળ તત્ત્વોના સર્જનમાંથી આ શક્તિધોધ ઉત્પન્ન થાય છે. આનો અર્થ એ થયો કે જ્યાં સુધી સૂર્યમાં સાદા મૂળતત્ત્વો વપરાઈ જાય નહિ ત્યાં સુધી સૂર્યનો શક્તિઝરો અખંડ વહ્યા કરવાનો. ભૂતકાળમાં સૂર્ય જેટલી શક્તિ (એનર્જી)દાન કરતો તેટલું જ શક્તિદાન પોતાના મૃત્યુ સુધી એ કર્યે જ રાખવાનો.

પરિણામે, આપણી જે માન્યતા છે કે ભવિષ્યમાં એક દિવસ સૂર્ય ઠંડો પડવાને અંગે પૃથ્વી પણ શીત થઈ જશે અને માનવોને નવા વતન તરીકે શુક્રનો આશરો લેવો પડશે, એ ભ્રામક ઠરે છે. ગ્રહોના જન્મથી જ સૂર્યનું શક્તિદાન નિયમિત છે પૃથ્વી કે શુક્રને વધારે શક્તિ ભૂતકાળમાં મળી નથી અને જ્યાં સુધી સૂર્યનું મૃત્યુ નહિ થાય ત્યાં સુધી ભાવિમાં તેમને ઓછી શક્તિ મળવાની નથી. ઉપરાંત, જ્યારે પૃથ્વીને પ્રકાશ મળતો બંધ થશે ત્યારે શુક્રની પણ એ જ દશા હશે ને ત્યારે જ માનવજાતિનો નાશ થવાનો અવસર ઊભો થશે.

શુક્રનું વાતાવરણ પણ ભવિષ્યમાં પૃથ્વીના વાતાવરણને મળતું સ્વરૂપ પામશે કે કેમ એ હવે શંકાસ્પદ બન્યું છે. પૃથ્વીના વાતાવરણના વિકાસ અને રૂપાંતરનો ઇતિહાસ આપણે જોયો અને માનવા લલચાયા કે શુક્રનું વાતાવરણ પણ એ જ રસ્તા પર જ સફર કરશે. પરંતુ એક જર્મન વૈજ્ઞાનિક વિલ્ડ (Wildt)ની શોધ પછી આજે એમ માનવાને કારણો મળ્યાં છે કે શુક્રના વાતાવરણનો વિકાસ જુદા રસ્તા પર થશે, એટલું જ નહિ પણ થોડેક અંશે જુદા રસ્તા પર ગયો પણ છે. ત્યાંના પાણીની અંદર જોડાએલ પ્રાણવાયુ ને આર્દ્રવાયુના અણુઓએ સૂર્યની નિકટતાથી ક્યારની છૂટાછેડા કરી નાખ્યા છે. આર્દ્રવાયુ નવા સાહસોની શોધમાં અવકાશમાં ઊપડી ગયો છે, જ્યારે પ્રાણવાયુએ તો બીજું એક ઘર—અને તે પણ પોતાની બહેનનું—અંગાની પોતાનું ઘર સાચું કર્યું છે. જે અંગારવાયુ આપણા ઉચ્છ્વાસમાં પ્રતિક્ષણ બહાર નીકળે છે તેમાં કાર્બન ને પ્રાણવાયુના અણુ હોય છે. પાણીને પ્રાણવાયુ આ કાર્બન સાથે ભળી ફોર્માલ્ડિહાઇડ નામનો નવો પદાર્થ તૈયાર કરે છે. શુક્રના વાતાવરણમાં જે સફેદ વાદળાં જણાય છે તે આ પદાર્થના હશે એમ આજે મનાય છે.

આ બધું જોતાં અને વિચારતાં શુક્ર પરના જીવનને લગતી જે આશાવાદ થોડાં વર્ષો પહેલાં પ્રવર્તતો હતો તે આજે ઓસરી ગયો છે અને ખગોળશાસ્ત્રીઓ કહે છે કે શુક્ર પર જીવન હોય કે ભવિષ્યમાં ઉત્પન્ન થાય એવો કોઈ સંભવ જણાતો નથી.

હવે પૃથ્વીનો બીજો પડોશી ગ્રહ મંગળ રહ્યો. તેનો વ્યાસ પૃથ્વીના વ્યાસના લગભગ અર્ધા ભાગ જેટલો છે અને વજન પૃથ્વીના દસમા ભાગનું છે. પરિણામે મંગળનું ગુરુત્વાકર્ષણ પૃથ્વીના કરતાં ખૂબ જ ઓછું છે. આથી અને મંગળના વાતાવરણમાંથી હલકા વાયુઓ નાસી છૂટ્યા હશે એમ માનીએ તો ખોટું નથી. છતાં સૂર્યના પ્રકાશના પરાવર્તન પરથી અને અંબુજાતીત (ultra-violet) ને પારરક્ત (infra-red) છબીઓ પરથી એટલું તો ચોક્કસ કહી શકાય એમ છે કે ત્યાં વાતાવરણ જરૂર છે. સૂર્યથી પૃથ્વી કરતાં દૂર હોવાને લીધે ત્યાં ઠંડી વધારે છે દિવસે +૫૦ અંશ (F) જેટલું ઉષ્ણતામાન હોય છે તે રાત્રે ઘટીને કેટ—૧૩૦ અંશ (F) જેટલું થઈ જાય છે. પારક્ત કિરણોની મદદથી લેવાએલી છબીઓ પરથી મનાય છે કે મંગળના વાતાવરણમાં થોડીક પણ વરાળ હોવાનો સંભવ છે.

આ બધા કરતાં યે વધારે ચમત્કારિક હકીકત તો એ છે કે મંગળના બન્ને ધ્રુવ પર બરફ જામેલો હોય એવું જણાય છે. ઉનાળામાં બરફના આ થરો ઓગળે છે, જ્યારે શિયાળામાં તેમના કદમાં વધારો થાય છે આ પરથી થોડાં વર્ષો પહેલાં એમ ચોક્કસ માનવામાં આવતું કે મંગળ પર પાણી છે એટલું જ નહિ પરંતુ વાતાવરણ પણ છે.

આ ઉપરાંત બીજી જાણવાજોગ વાત એ છે કે મંગળની સપાટી

પર ઋતુઓના ફેરફાર મુજબ રંગના પણ ફેરફાર થાય છે. શિયાળામાં બધો પ્રદેશ લીલો રંગ ધારણ કરે છે જ્યારે વર્ષાઋતુ ચાલી જાય છે ત્યારે તેની સપાટીનો રંગ ભૂખરો થઈ જાય છે. આ પરથી થોડા વર્ષો પર ખાત્રીપૂર્વક એમ કહેવામાં આવતું કે મંગળ પર જીવન જરૂર છે અને આ ઋતુક ફેરફારો વનસ્પતિના ઊગવાને અંગે છે. આ દલીલને પુષ્ટિ આપતી અને કેટલાં યે વર્ષો સુધી મંગળને ઘરઘરની ચર્ચા બનાવી મૂકનારી ત્રીજી એક વાત બરાબર આ જ વખતે રજૂ કરવામાં આવી એ હતી મંગળ પર પાણીની નહેરો હોવા વિષેની.

એક ઇટાલિયન વૈજ્ઞાનિક શ્યાપારેલી ઘણા વખતથી મંગળની સપાટીનો તથા તેના પર થતા જુદાજુદા ફેરફારોનો ઝીણવટથી અભ્યાસ કરતો હતો—મંગળ પર જીવન હોઈ શકે કે નહિ એ પ્રશ્નનો નીવેડો આણવા માટે. અચાનક એણે એક દિવસ જાહેર કર્યું કે તેને મંગળ પર નહેરો હોય તેવું લાગે છે. આ નહેરો ધ્રુવ તરફથી શરૂ થતી હતી ને હજારો માઇલોની મુસાફરી કરીને મંગળના જે વિભાગમાં ઋતુક ફેરફારો થતા હતા તે પ્રદેશ તરફ જતી હતી. શ્યાપારેલીનું એમ કહેવાનું થયું કે આ નહેરો ઉનાળાના સમયમાં ધ્રુવના ઓગળતા બરફનું પાણી ફળદ્રુપ પ્રદેશને પૂરું પાડતી હતી. ત્યાં માણસોના પ્રયાસને અંગે વનસ્પતિ ઊગતી હશે ને આ વનસ્પતિને અંગે ઉનાળામાં ત્યાંના રંગમાં ફેરફાર જણાતો હતો. નહેરો એટલી લાંબી ને સીધી હતી કે મનુષ્યો સિવાય કોઈ બીજા પ્રાણીનું કે કુદરતનું એ કામ હોઈ શકે એ લગભગ અશક્ય અને અસંભવિત જ ગણાતું.

ખરેખર આ એક ઉત્પાતજનક સમાચાર હતા. જેવા આ ખબર છાપામાં છપાયા કે લોકો તો ગાંડા જ થઈ ગયા. ઘણા લોકો રૉકેટની મદદથી મંગળમાં જવાની વાતો કરવા લાગ્યા અને આને માટે દુનિયાના કેટલાં યે શહેરોમાં મંડળો ને સંસદો સ્થપાયાં તથા ફંડફાળા ઉઘરાવા માંડ્યા. જે લોકોને થોડોઘણો ગણિતનો શોખ હતો તેમણે વળી એક નવો તુક્કો રજૂ કર્યો. તેમનું કહેવાનું એમ થયું કે જો એ પ્રાણીઓએ જરા પણ પ્રગતિ કરી હશે તો તેઓ ગણિત જરૂર જાણતા હશે માટે એ લોકોએ એવો પ્રસ્તાવ મૂક્યો કે આપણે સહરાના રણમાં આગથી પાયથાગોરાસનું ભૂમિતિનું પ્રમેય સમજાવતું એક મોટું ચિત્ર દોરવું. આ ચિત્ર મંગળ પરથી તેઓ પોતાના દૂરદર્શકોની મદદથી જોઈ શકશે ને તેમને ખાત્રી થશે કે સૂર્યના આ બીજા કોઈ એક ગ્રહ પર પણ અક્કલવાન આદમીઓનો વાસ છે. આ વિચારને અમલમાં મૂકવા માટે મોટું ફંડ શરૂ કરવામાં આવ્યું ને ફ્રેંચ સરકારને એમાં મદદ કરવાની ને સહરાના રણનો ઉપયોગ કરવાની રજા આપવા વિનતિ કરવામાં આવી.

મંગળ પર જીવન છે કે નહિ એ પ્રશ્ન વૈજ્ઞાનિકોએ પોતાના હાથમાં લઇ લીધો. એ પહેલાં પણ ઘણાને એવી શંકા હતી કે કદાચ કોઈ એકાદ ગ્રહ પર જીવન સંભવી શકે. આ માટે માર્કોની બીનતાર (wireless)ની મદદથી એ ગ્રહો પર સંદેશાઓ મોકલવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. બીનતારમાં કોઈ કોઈ વખત તેને ખૂબ જ વિચિત્ર સંદેશાઓ મળતા હતા. આ સંદેશાઓનો કોઈ ઉકેલ તેને જડતો નહોતો. તેને શંકા હતી કે કદાચ આ સંદેશાઓ તેને કોઈ બીજા ગ્રહ પરથી મળતા હોય. પરંતુ આ બાબતમાં એ કશું નક્કી કરી શકે એ પહેલાં તો એનું મૃત્યુ થયું અને એ આખી યે બાબત ત્યાં જ અટકી પડી.

શ્યાપારેલીની આ સનસનાટીભરી શોધ પછી કેટલા યે વૈજ્ઞાનિકોએ એ દિશામાં પોતાના દૂરદર્શકો ફેરવ્યા અને ખૂબ જ ઝીણવટપૂર્વક તપાસવા લાગ્યા કે આ ઇટાલિયન ખગોળવિદની જે માન્યતા છે એ ખરેખર સત્ય છે કે માત્ર ભ્રમ જ છે. ઘણાએ એક બાજુ મત આપ્યો તો ઘણાએ બીજી બાજુ. કેટલાં યે વર્ષો સુધી આ ઝગડો ચાલ્યો. પરંતુ છેવટે શ્યાપારેલી હાર્યો. ધીમેધીમે તેના ટેકેદારો ઓછા થતા ગયા અને છેલ્લેછેલ્લે તો બધા ખગોળવિદોનો મત થયો કે શ્યાપારેલીને જે નહેરો તરીકે દેખાયું હતું તે નહેરો તો નહિ જ—બીજું ગમે તે હોય. આથી મનુષ્યની—અક્કલમંદ પ્રાણીની વસ્તી ત્યાં અત્યારે હોય એવો સંભવ નથી. બીજી બાજુથી વળી કેટલાક ગણિતજ્ઞો અને બીજા વૈજ્ઞાનિકો તદ્દન જુદી જ દૃષ્ટિથી આ પ્રશ્ન વિચાર કરવા લાગ્યા. તેમણે મંગળનું કદ તપાસ્યું, તેના ઉષ્ણતામાન અને વાતાવરણ તપાસ્યાં, તેની ઉંમર તપાસી અને પછી વિચાર કરવા મંડ્યા કે મંગળ પર જીવનને અનુકૂળ સંયોગો અત્યારે હોય એ સંભવિત છે કે નહિ.

અને પરિણામ? શુકના દાખલાના જેવું જ લગભગ આવ્યું. ખૂબ વિચાર વિનિમય પછી તેઓ એવા નિશ્ચય પર આવ્યા કે ઉત્ક્રાંતિ ચક્રમાં પૃથ્વીને મુકાબલે મંગળ, તેનું કદ, વાતાવરણ, ઉંમર વગેરે ધ્યાનમાં લેતાં ખૂબ જ આગળ નીકળી ગએલ છે. આનો અર્થ એટલો કે જો કદી પણ મંગળ પર મનુષ્યજીવન સંભવતું હશે તો તે કરોડો વર્ષો પહેલાં અસ્તિત્વમાં આવ્યું હશે. અત્યારે કદાચ તેનો નાશ પણ થઈ ગયો હશે, કારણ કે જીવન માટે મંગળ નાલાયક થતો ગયો હશે—જેમ આજે પૃથ્વી થતી જાય છે. પરિણામે ઘણા મોટા ભાગના વૈજ્ઞાનિકો અત્યારે માને છે કે નવ્વાણું ટકા તો મંગળ પરથી જીવનનો નાશ થઇ ગયો જ હશે.

તો પછી ધ્રુવની બરફટોપી અને ઋતુક ફેરફારોનું શું? એ માટે વૈજ્ઞાનિકો એમ કહે છે કે એક વખતની મંગળ પરની જીવન માટેની શક્યતાઓની એ તો શેષ માત્ર જ છે. વધતી ઠંડી, પાણીની તંગી, વાતાવરણના ફેરફારો, આ બધાને અંગે ધીમેધીમે મંગળ પરથી જીવનનો નાશ થઈ ગયો ને બરફટોપી અને ઋતુક ફેરફારો મૃતક ગત સભ્યતાના ખંડેર માત્ર તરીકે રહ્યાં. જે થોડીઘણી વનસ્પતિ આવા કપરા સંયોગોમાં પણ પોતાનું જીવન ટકાવી રહી છે તેને અંગે ઋતુક ફેરફારો દેખાય છે અને બરફટોપી તેમના જીવતરના આ કલહમાં પાણી પૂરું પાડીને તેમને મદદ કરે છે. મંગળને લગતા ત્રણેક વર્ષ પહેલાના વિચારોની આ રૂપરેખા.

વળી છેલ્લાં બેત્રણ વર્ષમાં થએલી શોધો પ્રમાણે તો તે બરફટોપી પણ કોઈ વાતાવરણીય ઘટના જ હશે એમ માનવા તરફ આજ વૈજ્ઞાનિકો વળ્યા છે. કારણ કે જો ખરેખર એ બરફટોપી પૃથ્વીની બરફટોપી માફક બરફની બની હોય તો તે પારરક્ત કિરણોની મદદથી લીધેલી છબિઓમાં દેખાવી જોઇએ. પરંતુ એ તો માત્ર જાંબુડિયા તીત કિરણો વડે લેવાએલી છબિમાં જ જોવા મળે છે. એટલે એ માત્ર વાતાવરણમાં ઊડતા કણોની બની હોય એવો વધારે સંભવ છે.

તો પછી આ નવા વિચારો પ્રમાણે ઋતુક ફેરફારોનું શું? એ બાબત હજુ કશું નક્કી કહી શકાતું નથી. અત્યારે તો એ વિષયમાં એમ માનવામાં આવે છે કે રણની રેતી કે જ્વાળામુખીની રાખ પર પડતા વરસાદને અંગે એ પરિસ્થિતિ ઉત્પન્ન થતી હોવી જોઇએ.

આ બધાનો અર્થ એ થયો કે આજનું વિજ્ઞાન જેટલું જોઈ અને જેટલું જાણી શક્યું છે તે પરથી એમ માનવાને એ લલચાય છે કે સૂર્યમંડળના નવે ગ્રહોમાંથી પૃથ્વી બાદ કરતાં બીજા કોઈ પણ ગ્રહ પર પૃથ્વીના જીવનને મળતું જીવન સંભવતું હોય એવું કોઇ પણ સૂચન વૈજ્ઞાનિક દૃષ્ટિએ મળતું નથી. એટલે હવે સૂર્યમંડળના બીજા બે સભ્યો—ઉપગ્રહો અને ધૂમકેતુઓનો વિચાર કરવો રહ્યો.

કોઈ પણ ગ્રહ કે ઉપગ્રહમાં વાતાવરણ ટકી રહેશે કે કેમ એનો મુખ્ય આધાર તેના કદ અને વજન પર રહે છે. જેમ વજન વધારે

તેમ વધારે વાયુઓ વાતાવરણમાં ટકી રહે. જેમ વજન ઓછું તેમ હલકા વાયુઓ વાતાવરણમાંથી નાસી છૂટી અવકાશમાં ઊપડી જાય. પોતાની મહાકાયાને પરિણામે જ ગુરુ છ હજાર માઈલ ઊંડું વાતાવરણ ટકાવી રહ્યો છે અને પોતાની નાનકડી કાયાને અંગે જ સૂર્યની સૌથી નજીકનો ગ્રહ બુધ, જીવનના જુગારમાં વાતાવરણ ખોઈ બેઠો છે.

આ દૃષ્ટિએ વિચારતાં સહજ શંકા રહે કે ઉપગ્રહો પર વાતાવરણ —અને પરિણામે જીવન—હોવાનો સંભવ ઘણો ઓછો છે. ઉપગ્રહો ગ્રહોમાંથી ઉત્પન્ન થયા હશે એમ માનવામાં આવે છે, એટલે તેમનું કદ ઘણું નાનું હોય છે. પરિણામે તેમના પરથી હલકામાં હલકા વાયુઓ પણ અનંતની સફરે ઊપડી જાય છે.

આપણે આપણા ચંદ્રનો જ વિચાર કરીએ. પૃથ્વીનો એ નજીકમાં નજીકનો પડોશી હોવાથી તેની સપાટી, કદ વગેરે વિષે ઘણું જ જાણી શકાયું છે. નથી ત્યાં વાતાવરણ કે નથી ત્યાં પાણી. આખો ચંદ્ર તદ્દન ઠરી ગયો છે. વનસ્પતિનું નામનિશાન પણ જણાતું નથી. તો પછી વનસ્પતિથી ઉચ્ચ જીવનની આશા ક્યાંથી રખાય? આવી જ સ્થિતિ બીજા ગ્રહોના ચંદ્રોની પણ એટલે કોઈ ઉપગ્રહમાં જીવન હોવા સંભવ નથી.

હવે છેલ્લા રહ્યા ધૂમકેતુઓ. તેમના વિષે બે ત્રણ હકીકત માત્ર જાણવાથી ખાત્રી થઈ શકે તેમ છે કે ત્યાં પણ જીવન હોઈ શકે નહિ.

ધૂમકેતુઓની કક્ષા અનુવલયિક (parabolic) હોય છે એના પરિણામે પોતાના પરિભ્રમણ (revolution) દરમ્યાન એક કાળે એ સૂર્યની તદ્દન નજદીક આવી જાય છે ત્યારે આપણે તેને જોઈ શકીએ છીએ. પરિભ્રમણના બીજા કાળ દરમ્યાન સૂર્યથી એ કરોડોના કરોડો માઈલ દૂર ચાલ્યો જાય છે. ત્યારે તેનું ઉષ્ણતામાન અત્યન્ત ઘટી જાય છે, કોઈ જાતના પ્રકાશનો લાભ એને મળતો નથી ને તે સૂર્યની પાસે હોય છે ત્યારે તેની ઝડપ હોય છે તેના કરતાં ખૂબ જ ઘટી જાય છે.

ધૂમકેતુઓને મૃત્યુ હોય છે. જો ભૂલેચૂકે તે ગુરુ કે એવા બીજા કોઈ મહાકાય ગ્રહની આમન્યાનું ઉલ્લંઘન કરીને બહુ જ નજીક આવી જાય છે તો શંકરના શાપથી જેમ શાપિતો બળીને ભસ્મ થઈ જાય તેમ ગ્રહોના ક્રોધથી ધૂમકેતુના ટુકડેટુકડા થઈ જાય છે અને સૂર્યમંડળમાંથી તેનું અસ્તિત્વ હંમેશ માટે મટી જાય છે પરિણામે તેને બદલે વર્ષના અમુક મહિનાઓમાં એ ધૂમકેતુની દિશામાં આપણે ખરતા તારાઓ માત્ર જોઈએ છીએ.

થોડા ધૂમકેતુઓની પૂંછડીમાં એક એવો વાયુ હોવાના ચિહ્નો મળ્યાં છે કે જે વાયુ શ્વાસમાં જવાથી પૃથ્વી પરના માનવોના જીવનનો અંત આવે છે. થોડા વર્ષો પહેલાં જ્યારે ખગોળવિદોએ જાહેર કર્યું કે પૃથ્વી અમુક ધૂમકેતુની પૂંછડીમાંથી પસાર થવાની છે ત્યારે લોકોને તો એમ જ લાગેલું કે પ્રલય કે કયામતનો દિવસ આવી રહ્યો છે. ઘણા લોકો પોટલા બાંધીને, હિસાબકિતાબ પતાવીને, [illegible] ફરી પૃથ્વી છોડવા તૈયાર પણ થઈ ગએલા. પરંતુ મનુષ્યજાતિના સદ્ભાગ્યે કશું નુકસાનકારક ન બન્યું અને એ સારો યે પ્રસંગ અણજાણ્યો જ પસાર થઈ ગયો. આ બધા કારણોને અંગે ધૂમકેતુઓ પર પણ જીવન હોય એવું માનવામાં આવતું નથી.*

તો પછી શું ક્યાં યે સૂર્યમંડળમાં કે બહાર જીવન જ નથી? આખા વિશ્વમાં પૃથ્વી સિવાય કોઈ સ્થળે મનુષ્યો છે જ નહિ? વિજ્ઞાન એનો જવાબ આપે છે કે ક્યાં યે પણ જીવન હોય એવા સંયોગો અત્યારે જણાતા નથી. આટલા જ માટે એક નૂતન ખગોળવિદે જણાવ્યું છે કે જીવન એ આ વિશ્વમાં એક આડ-પેદાશ (બાઈ-પ્રોડક્ટ) છે. વિશ્વરચનામાં તેનું કોઈ નિશ્ચિત સ્થાન નથી. એ માત્ર એક અકસ્માત જ છે.

છતાં યે આપણે નિરાશ થવાનું કારણ નથી. વૈજ્ઞાનિક સિદ્ધાંતો કદિ પૂર્ણ નથી હોતા. યુગેયુગે અને સ્થળેસ્થળે તેમાં સુધારાવધારા થયા જ કરે છે,—શુક્ર અને મંગળની બાબતમાં [illegible] અંદર થયા તેમ. કદાચ ભવિષ્યમાં એમ બને કે ભૂતકાળમાં જે હકીકતો આપણે એકઠી કરી હોય તેમાં બદલી થાય ને જે નવી હકીકતો જમા થઈ હોય તે પ્રમાણે આછોઆછો પણ સંભવ રહે કે આટલા વિશાળ આ વિશ્વમાં ક્યાંક જીવન હશે અને આપણે માત્ર આ આશાના તંતુએ જ વિશ્વની ભયાનક એકલતામાં દિવસો કાઢવા પ્રયત્ન કરવો જોઈએ.

'સિરીષ'

* ઘણા લોકો asteroidsને પણ એક દસમો ગ્રહ ગણે છે ખરી રીતે એ એકાદ ગ્રહના ટુકડા જ છે પરંતુ તેમના અતિ નાના કદને અંગે તેમના પર વાતાવરણ હોવું અસંભવિત છે એટલે આ લેખમાં તેનો વિચાર કર્યો નથી.



## સંસારનાં શહેરો

### ૩૭-આર્કટ

કર્ણાટકના નવાબ ચંદાસાહેબ અને રૉબર્ટ ક્લાઈવ વચ્ચેના યુદ્ધથી પ્રખ્યાત થએલા આ શહેરનું મૂળ નામ 'આરુકાડુ' છે અને તે હાલના ઉત્તર આર્કટ જિલ્લામાં રાણીપેઠની સામે પાલાર નદીને કાંઠે આવેલું છે. પાંચ માઈલ ઘેરાવાના તોતીંગ કિલ્લાથી રક્ષાએલું આ શહેર કર્ણાટકના નવાબોની રાજધાની હશે ત્યારે ખૂબ જાહોજલાલ ને દર્શનરમ્ય હશે. આજે તો એના પતન પછી એની પડોશની નદીએ ઝુમાઈ ગઈ છે. ઈ. ૧૭૫૧માં ક્લાઈવે તે જીત્યું. ૧૭૫૮માં ફ્રેન્ચ સરદાર લાલીએ તે અંગ્રેજો પાસેથી ખૂંચવી લીધું. પણ ૧૭૬૦માં સર આયર કૂટે તે પાછું લઈ, ચંદાસાહેબના હરીફ અને પોતાના મદદગાર મહમદઅલીને તેની મસનદ સોંપી.

વીસ વરસ સુધી મહમદઅલીના તાબામાં રહ્યા પછી મહીસુરના સિંહ હૈદરઅલીએ તે જીતી લીધું. પણ તેના પછી તેના પુત્ર ટીપુ સુલતાને તેની ઉપેક્ષા કરી ને ૧૮૦૩માં કર્ણાટકના બીજા ભાગો સાથે તે પણ અંગ્રેજોએ ખાલસા કર્યું.

આજે એનો ભવ્ય કિલ્લો ભગ્નાવશિષ્ટ ઊભો છે. એનો કોઈ પણ દરવાજો કાયમ રહ્યો હોય તો એક દિલ્લી દરવાજો. કેટલીક મસ્જિદો હજુ જેમની તેમ ઊભી છે. જેમાં સૌથી દર્શનીય સાદતુલ્લાખાનની લીલા આરસની બાંધેલી મસ્જિદ છે. આર્કટના ઘેરાની યાદ આપવા યાદગારીની એક તખ્તી દિલ્લી દરવાજા પર જોડેલી છે.

૧. ૧૭૪૪માં કંપનીના કારકુન બની હિંદમાં પ્રવેશેલા ક્લાઈવની ખ્યાતિ રાજરમતને વેગ આપવામાં આ આર્કટે સૌથી વિશેષ ભાગ ભજવેલો.



# સંસ્કૃતિની સર્જક ગરમી

ગ્રીસમાં એક જૂની પુરાણકથા છે. પ્રાચીનકાળમાં પ્રોમેથસ નામના એક દેવદૂતે સ્વર્ગમાંથી માણસને આપવા અગ્નિ ચોર્યો. સ્વર્ગના રાજા ઝીયસને આ વાતની ખબર પડી તે તો ઘણો જ ગુસ્સે થઈ ગયો, કારણકે તેને તો ખબર હતી કે અગ્નિ—ગરમી પર જો માનવજાતિનો કાબૂ આવી જશે તો માનવો સદેહે સ્વર્ગ ભોગવશે. કોપેલા ઝીયસે આથી પ્રોમેથસને શાપ આપ્યો કે 'જા, તું પત્થરનો બની જા.' ઉપરાંત તેણે એ દેવદૂતને વધુ હેરાન કરવા એક સમડી બનાવી, જે રોજ પ્રભાતે પ્રોમેથસનું કાળજું ખાઈ જતી, કારણકે દૂતને રાત્રિ દરમ્યાન નવું કાળજું મળતું. વર્ષો સુધી દૂત આ પ્રમાણે પીડાતો રહ્યો. એકવખત જગવિખ્યાત પહેલવાન હરક્યુલસ ત્યાં આવી ચડ્યો. તેણે એ સમડીને મારી નાખી, પ્રોમેથસ શાપમુક્ત થયો અને તેણે માણસને અગ્નિ આપી દીધો.

મને તો એમ લાગે છે કે દેવદૂત પ્રોમેથસ જગતને—માનવજાતને આથી વધુ ઉત્તમ ભેટ કદાપિ આપી શક્યો જ ન હોત. આપણી સંસ્કૃતિનો પાયો અગ્નિમાં—ગરમીમાં જ રહેલો છે. ગરમી જ આપણો કાચો ખોરાક પકાવી આપે છે, ગરમીમાંથી ઉત્પન્ન થતો પ્રકાશ અંધકાર હાંકી કાઢે છે, અને શું અગ્નિ વગર જ આપણે સંસ્કૃતિના સ્તંભો જેવા આધુનિક યંત્રોને કાચી ધાતુઓમાંથી બનાવી શક્યા હોત? કદાચ આ કારણથી જ આપણા પૂર્વજો અગ્નિનું પૂજન નહિ કરતા હોય?

## ગરમીની ઉત્પત્તિ

આફ્રિકાના જંગલોમાં રહેતો કોઈ અસંસ્કૃત માનવી બે પથરા ઘસીને, કે આપણે બજારમાંથી દીવાસળી ઘસીને અગ્નિ પેદા કરીએ છીએ તેમાં કશો જ મૂળભૂત તફાવત નથી. બન્નેના કાર્યથી બે જુદાંજુદાં મૂળ તત્ત્વોનું પ્રાણવાયુ સાથે સંયોજન થાય છે, અને આ સંયોજનના પરિણામે એ મૂળ તત્ત્વોના અણુઓમાં રહેલો ગરમીનો મોટો જથ્થો છૂટો પડે છે. આપણાં સામાન્ય બળતણો લાકડું, કોલસો, તેલ ઇત્યાદિ-માં બીજું મૂળ તત્ત્વ તે કાર્બન (Carbon). આ બળતણોને અમુક હદથી વધુ ગરમ કરવાથી, તેમાં રહેલા કાર્બનના અણુઓ પ્રાણવાયુ સાથે સંયોજિત થઈ કાર્બોનિક ઍસિડ ગૅસ (Carbon Dioxide) ઉત્પન્ન થાય છે. આ સંયોજનથી પુષ્કળ પ્રમાણમાં ગરમી છૂટી પડે છે. તમે જાણતા તો હશો કે સગડીમાં શરૂઆતમાં જ લાકડી મૂકી થોડા કોલસા સળગાવવા પડે છે, ત્યાર બાદ તો ગરમી છૂટી પડવાથી કોલસા આપોઆપ જ સળગે છે.

## જ્વાળા અને પ્રકાશ

સામાન્ય સંજોગોમાં તો આપણને ગરમી, જ્વાળા અને પ્રકાશ સાથે જ મળે છે. પરંતુ બધા જ પ્રયોગોમાં આ હકીકત સત્ય નથી. એક સામાન્ય દાખલો લઈએ. દીવાળીમાં ઇલેક્ટ્રિક તાર (જે મૅગ્નેશિયમ ધાતુનો બનાવેલો હોય છે તે)ને સળગાવવાથી આપણને ગરમી અને પ્રકાશ એ બે તો મળે છે, પણ સ્ટવમાંથી જેવી જ્વાળાઓ નીકળે છે તેવી જ્વાળાઓ નીકળતી નથી. કારણકે ગમે તેટલી ગરમી આપવાથી પણ મૅગ્નેશિયમનું વાયુમાં રૂપાંતર થઈ શકતું નથી. તો પછી તમે સવાલ પૂછશો કે જ્વાળા ઉત્પન્ન ક્યારે થાય? જ્યારે બે યોગ્ય મૂળ તત્ત્વો વાયુ અવસ્થામાં સંયોજિત થાય છે ત્યારે જ જ્વાળા ઉત્પન્ન થાય છે. વાયુ પદાર્થ તો છે જ, પણ વાયુ અવસ્થામાં મૂળ તત્ત્વોના અણુઓ એકબીજાથી ઘણા અંતરે રહેલા હોય છે. આથી વાયુ અવસ્થામાં બે મૂળ તત્ત્વોનું સંયોજન ઘણી જ ઝડપથી થઈ શકે. એ અતિ ઝડપથી પુષ્કળ ગરમી છૂટી પડે છે, અને પરિણામે જ્વાળા ઉત્પન્ન થાય છે. પણ જ્વાળાને અને પ્રકાશને શો સંબંધ? વાયુ અવસ્થામાં પણ કેટલાક ઘન કારબનના અણુ રહેલા હોય છે. આ અણુઓ પુષ્કળ ગરમી છૂટી પડવાથી અતિ તપ્ત (white hot) થઈ જાય છે, અને તેથી જ્વાળા મોટે ભાગે પ્રકાશ આપે છે. સૂર્યમાં પણ ઘણે ભાગે ઘણું જ મોટા કદમાં આવું બને છે. જુદે જુદે ઉત્પન્ન થએલી ગરમી અનન્ત માઇલમાં પ્રસરે છે.

## ગરમી—એક પ્રકારની ગતિ

આપણે જ્યારે સગડી પાસે ઊભા હોઈએ છીએ ત્યારે આપણને તાપ લાગે છે, પણ જો ભલેચૂકે આ ઋતુમાં બરફનો સ્પર્શ થઈ જાય, તો કેવા દાંત કકડી ઊઠે છે! આ પણ પ્રકારથી ઉત્પન્ન થતી તેજ અને અવકાશ જેવી જ એક પ્રકારની અસર છે. પણ આ અસર થવાનું કારણ શું? આનો ટૂંકો જવાબ એ છે કે 'ગરમી એક પ્રકારની ગતિ છે.' સૂર્યની ગરમીનો દાખલો લઈએ તો ઉપરનું કથન સમજવું સરળ પડશે. સૂર્યગોળાના અને સપાટી પર રહેલા અણુઓ અતિ વેગવાન હોય છે. આ અણુઓના સંપર્કમાં આવવાથી વાતાવરણમાં રહેલા ઇથર (Ether) નામના પદાર્થમાં ગતિ ઉત્પન્ન થાય છે. આ ગતિથી ઈથરમાં ગરમીના, પ્રકાશના અને બીજા અનેક પ્રકારના મોજાં (waves) ઉત્પન્ન થાય છે. ઈથર મારફતે આ મોજાં પૃથ્વી પર આવે છે. આ રીતે આવતાં થએલાં ગરમીનાં મોજાં પૃથ્વી પરની તમામ વસ્તુઓ પર અથડાય છે, અને તે એ તમામ વસ્તુઓમાં (જેમાં આપણો પણ સમાવેશ થઈ જાય છે) એક પ્રકારની ગરમી ઉત્પન્ન કરે છે જેને આપણે ગરમી તરીકે ઓળખીએ છીએ. આ ક્રિયામાં ઇથરની સ્થિતિ તો માત્ર સંદેશો લઈ જનારા જેવી જ છે. આથી ગરમી આપણને તે પહોંચાડે છે, પણ તેને જરા ય ગરમ થવાનો લાભ મળતો નથી!

## ગરમીનાં મોજાં

તમારા ઘરમાં જો કોઈ ઓરડાને વાદળી કાચની બારીઓ હશે તો તે ઓરડામાં બીજા ઓરડાઓ કરતાં વધુ ઉકળાટ લાગશે. એમ કેમ? તમને કદાચ ઉપરની વસ્તુનો ખ્યાલ જ નહિ આવ્યો હોય, પરંતુ આ ફેરફારની પાછળ ગરમીનાં મોજાં જ છુપાએલાં છે. પ્રકાશનાં મોજાંની માફક ગરમીનાં મોજાંમાં પણ જુદીજુદી મોજાં-લંબાઈ (wave-lengths) હોય છે. વાદળી રંગના કાચમાં એક એવો ગુણ છે કે જેથી ગરમીનાં ટૂંકી લંબાઈનાં મોજાંને જ તે અંદર જવા દે છે. આ પ્રવેશેલાં મોજાં ગાડાની માફક ટેબલ પર, ખુરશી પર, દીવાલ પર અને જ્યાંત્યાં અથડાય છે. પણ થોડી જ વારમાં એ બીચારાંઓ ડાહ્યાં થઈને જ્ઞાન પ્રાપ્ત કરે છે કે હવે તેઓ મોટાં થયાં છે, (એટલે કે તેમની મોજાં-લંબાઈ વધી છે) અને હવે જે દરવાજેથી પેઠાં હતાં તે દરવાજે તો બહાર જવા માટે નાનો પડે છે; કારણ વાદળી કાચ મોટી લંબાઈવાળાં ગરમીનાં મોજાંને આરપાર જવા દેતો નથી. નિરાશાનાં માર્યાં એ બીચારાં ગુસ્સે થઈ આમતેમ ફૂંફાડા મારી,

# જીવનનું પરોઢ ભાગ ચોથો



**કુ**મારના ૧૩મા વર્ષ સાથે શરૂ થએલી આ રસભરી અને મહત્ત્વની લેખમાળા આ અંક સાથે પૂરી થાય છે. આ સાત વર્ષ દરમ્યાન એણે એક મહાન સતતનાં આતરિક સ્મરણો આલેખતી એક બાળકુમારની મુગ્ધ આત્મકથાનો જે રસ વાચકોને આપ્યો તેની પ્રશસ્તિના અમે સાક્ષી છીએ. એ ખરૂં છે કે આ પ્રકરણના અંત સાથે આવતો તેનો અંત અણચિંતવ્યો લાગે છે. હજી તેનો થોડો અંતિમ ભાગ બાકી છે, પણ તે આપી શકાય એવી સ્થિતિ આજે નથી, એ, લેખક, આધુનિક રાજકીય સંતને અમે જેલ જતાં-જતાં લખેલા પત્રમાનું નીચેનું અવતરણ આપમેળે બોલે છે'.. 'આ નજના બારેક પ્રકરણ લખીશ તો લખીશ; બાકી આશા નથી. એક રીતે તો જેટલુ લખી ચૂક્યો તેમાં 'જીવનના પરોઢ'ની સમાપ્તિ કહી શકાય હવેના પ્રકરણોમા તો બાપુનો મહિમા ગાવો રહ્યો. પ્રધાન વસ્તુ રહી ગઈ તે ચોદ દિવસના ઉપવાસનું વર્ણન પણ તે 'આત્મકથા'મા આવ્યું છે એટલે જો આટલેજ આ ગ્રંથ પૂરો થાય તોયે મને સંતોષ જ રહેશે'

---

—— પ્રકરણ ૧૭મું ——

## સોનેરી અંક

**સા**માન્યરીતે પંદરવીસ દિવસનો ગાળો લાંબો ન ગણાય પણ જ્યારે અવનવા ઇતિહાસો ઘડાય છે, મહાન સંધિવિગ્રહ અસ્તિત્વમા આવે છે, ત્યારે એકએક દિવસ મહાગ્રંથની સામગ્રી મૂકતો જાય છે. મહાભારતનું યુદ્ધ પૂરા વીસ દિવસે નહોતુ ચાલ્યુ, પણ એની કથાના સેંકડો શ્લોકો રચાયા રામ-વનવાસ તથા દશરથ રાજાના સ્વર્ગવાસ અને ભરતજીના નંદીગ્રામ-નિવાસ વચ્ચે પણ પંદરવીસ દિવસ જેટલો સમય માંડ વીત્યા હશે, પણ એની ગાથા વાચતા એ એકએક દિવસ એકએક વરસ જેટલો લાંબો અનુભવાય છે. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની સફળતાએ પંદરવીસ દિવસ જેટલા ટૂંકા સમયમા જન્મ લીધો, પણ એ પખવાડિયાનો એક એક દિવસ વિશાળ ઇતિહાસથી ભરપૂર છે એ વેળા બાપુજીના દિવ્ય સ્વરૂપનું–એમના તપઃપૂત, તેજોમય શરીરમા ઝળહળી રહેલા આશ્ચર્યભર્યા અનુપમ આત્માનુ દર્શન કરતાકરતા એમના મિત્રોને સેવકો ઘેલા બની પડતા એમા તો નવાઈ નહિ, પણ દુશ્મનો પણ વધુ ને વધુ સંખ્યામા ગદ્‌ગદ્ બની માથુ ઝુકાવતા જતા હતા એ વેળાનો એક એક કલાક સત્યના પ્રતાપી વિજયનો ડંકો વગાડી જતો હતો.

સ્વ દીનબન્ધુ ઍન્ડ્રૂઝ જેવા સંત ને સાહિત્યકાર એ અદ્‌ભુત પ્રસંગોનુ રંગભર્યું આલેખન આપી શકે, એમણે આપ્યુ પણ છે પરંતુ તેઓ એ સમયે બાપુજીના નવા મિત્ર હતા, અંતેવાસી ન હતા. એ સમયે મહાદેવભાઇની કલમનો તાજો પ્રસાદ આપણને મળવા પામ્યો હોત તો યે આપણું મોટું સદ્‌ભાગ્ય ગણાત છતા રાવજીભાઇએ બહાર પાડેલી 'ગાંધીજીની સાધના'ના છેલ્લા પ્રકરણો દ્વારા બાપુજીના એ દિવ્ય રૂપની જે ઝાંખી આપણને મળે છે તે યે ઓછી પાવક નથી

હુ મારી સ્મૃતિને બને એટલી કસુ છુ તો યે એ મહાન ઇતિહાસના બહુ જૂજ સંસ્મરણ મને સાંપડે છે. ખરી વાત એ છે કે બાપુજી હવે કેવળ અમારા ઘરના કે ફીનિક્સના નહોતા રહ્યા; નાતાલ ને ટ્રાન્સવાલમા વસી રહેલા લાખો હિંદીઓના લોહીના ધબકારા ને શ્વાસોચ્છ્વાસ સાથે તેઓ એકરૂપ બન્યા હતા મહાન યોદ્ધાનુ એક ટગલુ નજરે પડવાથી એની વીરતાની જેટલી કલ્પના આવી શકે એથી વધુ કલ્પના ફીનિક્સને આંગણે ફરતાફરતા બાપુજીના દર્શન, પોતાની નજરે કરવાથી મને આવી શકે એમ ન હતુ. ઊંડી રાજનૈતિક ચાલ, સત્યાગ્રહના વિવિધ મોરચા વગેરે કશુ મારા કાચા ભેજામા ઊતરે એમ ન હતુ એટલે કથારસિકોને હુ વિનવીશ કે તેઓ પૂરો રસ મેળવવાને તો 'આત્મકથા', 'દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ', 'ગાંધીજીની સાધના' અને એ વેળાના ઍન્ડ્રૂઝ સાહેબના લેખો વાંચી જાય એ વિના સત્યાગ્રહ-વિજયની એ ગાથા અધૂરી રહી જશે છતાં મારી સ્મૃતિ જેટલો સાથ આપે છે એટલુ વર્ણન આપી આ સ્મરણયાત્રા પૂરી કરીશ

**ઍ**ન્ડ્રૂઝ સાહેબ અને પીઅર્સન સાહેબને વિદાય આપ્યા પછી ફીનિક્સના વાતાવરણમાંનુ તાણ ઘણુ ઘટી ગયું થોડા દિવસમા થનારી વિરાટ યુદ્ધયાત્રા આધેના ભવિષ્યમા લંબાઈ ગઈ સત્યાગ્રહ માટે સોરાબજીની પહેલી ટોળી ૦ પડેલી તે પહેલાના નિયમ પ્રમાણે ફીનિક્સ આશ્રમનો કાર્યક્રમ પાછો ગોઠવાતો આવ્યો જોકે ક્યારે ફરી જેલ જવુ પડે તેની અટકળ ન હોવાથી ભણનાર કે ભણાવનારના ચિત્ત અધ્યયન અધ્યાપનમા ઊંડે ઊતરવાને બદલે વર્ગોમા મોટેભાગે હળવી વાતોચીતો, કથા-આખ્યાન ને નામમાત્રનુ ગણિત ચાલતુ. બગીચાઓનો ને છાપખાનાનો ઉદ્યોગ તો પોતાની મેળે જ કામ માની લેતા, પણ બીજા ઉદ્યોગો વિષે કોઇને ખાસ ઉત્સાહ ન હતો

એવામા એક સવારે ઘરને ખૂણે પડેલી મોચીકામની ઓરડીની આટલુંડ ખની ને નેના ઓજારો ઘસાઇને તૈયાર થતા મારી નજરે પડ્યા મેં પૂછ્યુ, 'કોણ, મોચીકામ, બગાભાઇ કરશે કે? ડાહ્યો તો આવ્યો નથી' જેલમાથી છૂટીને આવેલા નવા વિદ્યાર્થીઓમાં બગાભાઇ એક હતા રામદાસકાકાના એ ખાસ દોસ્ત ગણાતા અને ટોલ્સ્ટૉય ફાર્મમા ચપલ બનાવનારા પ્રણેતાઓમા બગાભાઇનુ નામ મોખરે રહેતુ પણ બગાભાઈના કામને મેં જોએલું નહિ, એટલે એ જોવાનો મને ઉત્સાહ હતો ને એ કામ શીખવાનું પણ મન હતુ પણ ઓરડી સાફ કરનારે મને તરત જવાબ વાળ્યો 'હથિયારોને અડીશ નહિ શીખવા–શીખવવાનુ કામ શરૂ થવાનું નથી. આ તો જનરલ સ્મટ્સે બાપુજી પાસે એક જોડી ચંપલ માગ્યા છે, એટલે એ તૈયાર કરવા પૂરતો સામાન તૈયાર કરવાનો છે હજુ તો કોને ખબર, ક્યારે જેલ જવાનુ થાય! એટલે એક જોડી ચપલ બનીને કામ બંધ રહેશે'

મોચીકામ શીખવાનો મારો ઉમગ આમ એકબે વાર પાછો પડ્યો તે પડ્યો ને હુ સદા એ કામ શીખ્યા વિનાનો રહ્યો શરીરે નબળા ને ઉંમરે નાના રહેનારને તક ખોવી પડે એ જીવનભરને માટે

વસમી થઈ પડે છે. એ એક જોડી ચંપલ તૈયાર થાય એ જોવા મેં આશ્રમને એકાંત ખૂણે બેઠા બેઠા આંટા માર્યા ને જોવાનો સંતોષ લીધો.

ચંપલજોડી તૈયાર થયા પછી બાપુજીએ એની ચીવટભરી તપાસ કરી. સ્મટ્સ સાહેબના પગના આકાર સાથે કેવી રીતે એ બંધબેસતા થઈ રહે એ સુરખ્ખુ તથા એનો ઘાટઘાટ, સિલાઈના ટાંકા આદિની બધી વિગતો ધારીધારીને જોઈ વળ્યા ને જ્યારે એમને પૂરેપૂરો સંતોષ થયો ત્યારે તેમણે સ્મટ્સ સાહેબને એ પ્રેમોપહાર પાઠવ્યો.

ઘણા લોકોને ઘણી ભેટો આપતા મેં જોયા છે. મિત્રો મિત્રોને, ભાઈ બહેનને, કાકા ભત્રીજાને અને માબાપ પુત્ર-પુત્રીને ભેટ આપે છે. પણ એવી એકેય ભેટ યાદ નથી, જેવી સ્મટ્સ સાહેબને બાપુજીએ મોકલેલી ચંપલવાળી ભેટ યાદ છે. હજુ સ્મટ્સ સાહેબ સાથે છેવટની સમાધાની થઈ ન હતી. કાચી સમાધાની પર પણ ભરોસો નહિ જેવો હતો. આપેલાં વચન ફેરવી બેસતા સ્મટ્સ સરકારને વાર નથી લાગી એવો કડવો અનુભવ વારેવારે થયો હતો, એટલે હિંદી કોમના નાના-મોટા સૌનાં મન ઊંચા હતા. પણ બાપુજી સ્મટ્સ સાહેબને જોહાનિસબર્ગ મળવા ગયા ને એમણે (કદાચ એમના સેક્રેટરીએ) 'ગાંધી, તમારા હાથના ચંપલ બહુ સારા આવે છે; એક જોડી મોકલશો?' કહી માગણી કરી, એટલા પરથી બાપુજીએ પ્રેમથી તરબોળ કરીને એ ચીજ મોકલી. સ્મટ્સ જેવો દુશ્મન, જે ચાંચડ-મચ્છરની પેઠે હિંદીઓને મસળી નાખતાં વાર ન લગાડે તેના જોડા પાછળ આટલી મહેનત બાપુજીને લેતા જોઈને મને એ વેળા ઓછો અણગમો નહોતો થયો. આજે એમાં બાપુજીની અદ્વિતીય મોટાઈનું જ દર્શન થાય છે.

ધીમેધીમે લડતના અંતની આગાહી વધવા લાગી. દક્ષિણ આફ્રિકાના હિંદીઓની હાડમારી હવે વધુ લાંબો વખત નહિ રહે એવી આશાનો ઉદય થયો. જેલ, ગોળીબાર, અપમાન ને મોતના વરસાદની કાળી મેઘલી રાતો જઈ રૂડું સોહામણું પ્રભાત ઊગશે, જે મિજાજથી સ્મટ્સ સાહેબ બાપુજીનો આદર કરવા લાગ્યા છે તેવો જ આદર દરેક અંગ્રેજ-દરેક આફ્રિકાવાસી ગોરો આપણા હિંદી ભાઈઓનો પણ કરશે, આપણે જીતશું ને ગોરાઓ પોતાની ભૂલનો પસ્તાવો કરશે, એવા સ્વપ્ન સત્યાગ્રહીઓને દેખાવા લાગ્યા અને સાચે જ એક મંગળ દિવસે ફીનિક્સમાં ખબર આવી પહોંચ્યા કે 'હવે જેલમાં કોઈ બાકી નથી રહ્યું. આખા દક્ષિણ આફ્રિકાની પ્રત્યેક જેલમાંથી એકેએક સત્યાગ્રહી કેદીને છોડી મૂકવામાં આવ્યો છે.'

સમાધાનીને અંગે છૂટી આવેલા કેટલાયે જેલવાસીઓ બાપુજીના દર્શન માટે ફીનિક્સ આવ્યા અને એમની માગ પ્રમાણે ફીનિક્સમાં એક દિવસ મિઠાઈ વહેંચવાનું નક્કી થયું. ફીનિક્સમાં પકવાન-રસાળુ ન થતા એમ નહિ, પણ ઘરમાં સાધારણરીતે થઈ શકે એવાં. તે યે સાવ સાદી જાતનાં. ફીનિક્સમાં મારું આખું બાળપણ વીત્યું, પણ એકે ય દિવસ કોઈની મિઠાઈ-બિઠાઈ ચૂંથ્યાનું યે મને યાદ નથી. પણ આ સત્યાગ્રહ-વિજયના ઉત્સવને દિવસે ડરબનથી મિઠાઈઓ આવી. ખરી, સૂતરફેણી વગેરેનાં નામ સાંભળેલાં, પણ એની જાણ તે દિવસે થઈ.

બહાર ખુલ્લા આંગણામાં મધુરો તડકો તપી રહ્યો હતો. એક નાનકડા મેજ પર મિઠાઈઓ પડી હતી ને એકેએક મહેમાન, વિદ્યાર્થી વગેરે બાપુજી પાસે જઈને ઊભતા તેમને તે પોતાને હાથે, એકએક વાનગી હાથમાં તોળીતોળીને, પીરસતા જતા હતા અને વચ્ચે વચ્ચે પ્રશ્ન પૂછનાર કે વિનોદ કરનારને ટૂંકો જવાબ આપતા જતા હતા.

મિઠાઈનો પ્રસાદ, તે વળી બાપુજીને હાથે મળે ને તે યે સાચી કમાણીનો પ્રસાદ હોય, તો પછી એવો કોણ બાળક, મરદ કે બુઢ્ઢો હોય જે હરખથી ઊભરાઈ ન રહે? વિજયના આનંદથી સૌ ગદ્‌ગદ હતા. પણ મને સ્પષ્ટ યાદ છે કે બાપુજીનું રોજનું સાહજિક સ્મિત પણ એ ટાંકણે અદૃશ્ય થઈ ગયું હતું. તેઓ કોઈ ઊંડા વિચારમાં ગરક થઈ ગએલા દેખાતા હતા. મિઠાઈ પીરસવાનું ને ટૂંકા ટૂંકા જવાબો આપવાનું માત્ર યાંત્રિકરીતે ચાલતું હતું. 'કંઈ મોટું કામ કર્યું છે, કોઈ વાઘ માર્યો છે, આખરે આપણે જીત મેળવી છે,' એવી કશી ભાવના એમના ચહેરા પર ન હતી. વિજયોત્સવથી જાણે તેઓ કચવાતા હોય એવું દેખાતું હતું. આમ બાળકોને ખાતર મિઠાઈની લહાણી કરતા હતા, પણ એ આપવામાં લૂખી રોટલીના ટુકડાથી યે એમને મન ઓછો રસ હતો એવી ભાવના એમના ચહેરા પરથી નીતરતી હતી.

બાળપણની મારી ટેવ એવી કે વડીલોને મનમાં ક્લેશ થવાની શંકા પડે એટલે એમની નજરથી બચી જઈને તેના કારણની ઝીણવટથી તપાસ કરું. એટલે હું મારા ભાગનો પરસાદ પતાવી વધુ રમવા ન ચાલ્યો જતાં બાપુજીથી થોડે દૂર ઘાસના તરણાં તોડતો બેઠો. એટલામાં એક મહેમાને બાપુજી સાથે ચર્ચા ઉપાડી "આજે મિઠાઈ વહેંચાઈ એ તો ઠીક જ થયું; પણ આપણી જીત યાદ રહી જાય એવું કોઈ ટકે એવું કામ કરવું જોઈએ. આજે આપણો સોનેરી દિવસ છે તો આપ સોનેરી અક્ષરોમાં ઇંડિયન ઓપીનિયનનો એક અંક છાપો તો કેવું?'

આ પ્રશ્ન એવો આવ્યો કે બાપુજીના મુખમુદ્રાની ગંભીરતા જતી રહી તેમના ચહેરા પર સહજ સ્મિત ઝળકી રહ્યું. તેમણે સૌ સાંભળનારને સમજાવતા કહ્યું: 'કબૂલ; આપણે સોનેરી અંક જરૂર છાપશું. એમાં સત્યાગ્રહની આખી લડતનું સરવૈયું કાઢીશું. પણ હજુ સોનેરી અંક છાપવા જેવી સમાધાની નથી થઈ. તમે બધા જેલમાંથી છૂટી આવ્યા એ આનંદની વાત થઈ અને મિઠાઈ વહેંચવાનું મેં તમારા સંતોષને સારુ કબૂલ કર્યું; પણ હજુ કાયદા તો એના એ છે. એ બદલાય ત્યારે જીત થઈ ગણાય. એવી જીત વિના આપણે હરખ શાનો કરીએ?'

'ઇંડિયન ઓપીનિયન'ના સોનેરી અંક વિષે મારા મનમાં જાત-જાતની કલ્પનાઓ ઊભી થઈ. સોનાનું પૂંઠું હશે, આખા ને આખા પાના સોનેરી રજથી ચળકચળક થતા હશે અને બાપુજીએ એમાં મજાનું મજાનું લખ્યું હશે. અમારા છાપખાનામાં બેચાર વાર સોનેરી અક્ષરે છપાતા પાના મેં જોએલા. તાજી શાહી ઉપર સોનેરી રજ ભૂંસીને એ તૈયાર કરવામાં આવતાં. મને એ ક્રિયામાં બહુ રસ આવતો. હવે મને છેવટની સમાધાનીની ભારે ઉતાવળ થઈ પડી. ક્યારે સમાધાની થાય, ક્યારે સોનેરી અંક છપાય અને ક્યારે એના પાના પર સોનેરી રજ ભૂંસવાનું મળે, એની દર અઠવાડિયે હું રાહ જોતો રહ્યો! પણ એ રગતનો વારો ન આવ્યો તે ન જ આવ્યો.

આ પ્રસંગ પછી છ સાત મહિને છેવટની સમાધાની થઈ ને સમાધાની થવાની સાથે બાપુજી વિલાયત ને અમે સૌ વિદ્યાર્થીઓ અહીં હિંદુસ્તાન આવવાને નીકળી પડ્યા. સોનેરી અંક પાછળથી મારા પિતાશ્રીએ ફીનિક્સમાં તૈયાર કર્યો ને મોડેમોડે મને તે હિંદુસ્તાનમાં જોવા મળ્યો. મને એ જોઈને ભારે નિરાશા થઈ. એનું નામ જ ફક્ત 'સુવર્ણ-અંક' રાખેલું; બાકી એકેય પાનું સોનેરી અક્ષરે છપાયું ન હતું. પૂઠા ઉપરના ચાર અક્ષરો માત્ર સોનેરી હતા અને તે સોનેરી અંક કેમ કહેવાય એ મારી સમજમાં કોઈ રીતે ન આવ્યું.

પણ એ તો થઈ બચપણની વાત. આજે એનું મહત્ત્વ સમજાય છે. સત્યાગ્રહની લડતનો ઇતિહાસ એ ટૂંકા રૂપમાં યે એ વખતે લખાઈ ન ગયો હોત તો ઘણી વાતો અંધારામાં જ રહેત. બાપુજી તો ત્યાર પછી દસ વરસે, જ્યારે યરવડા જેલમાં જવાનું મળ્યું ત્યારે, એ ઇતિહાસ ('દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ') લખી ગયા. 'આત્મકથા' એથી યે મોડી લખી. એમાં [અનુ૦ પાછળ પાન ૩૫૮મે]

# સંખ્યાઓની ગમ્મત

આજ સૈકાઓ થયા કેટલીક સંખ્યાઓ અને આકડાઓમા કાઇક વિશેષ પ્રકારની શક્તિ હોવાનુ લોકો માને છે. દત્તાત્રેયમાનો ત્રણનો આક, નાગની ફેણ ઉપરનો ૧૦નો આક આદિનો ખાસ ધાર્મિક કે બીજા પ્રસગોમા ઉપયોગ થતો આપણે જોઇએ છીએ. એ આકડાઓની પોતાની અદર એવી શક્તિ તો કોઈ જ નથી હોતી, તોપણ તે પ્રત્યેક સંખ્યાને અગે કંઈક ખૂબી તો હોય છે જ. દાખલા તરીકે '૫'નો અક લ્યો લબાઇ–પહોળાઇની સખ્યાનો અદાજ આપતા ઘણા લોકો પાચનો જથ્થો લઇને ગણવા બેસે છે, અને તે પરથી જ હિંદમા પાચનુ ચાર ગણું વીસ લોકગણત્રીમા પ્રચલિત થયુ છે અનેક લોકોને જો ૧થી ૧૦ સુધીમાંનો કોઈ અક ધારવાનુ કહેવામા આવ્યુ હોય તો તેઓ જે જુદાજુદા આકડા ધારે તેની સરેરાશનો અનુક્રમ કાઢતા ૦,૫,૮,૨,૩,૭,૬,૪,૯,૧ એમ આવ્યો છે.

આપણી માપ લેવાની પદ્ધતિ ૧૦ના આકડા પર ઠરાવેલી છે, પણ ૧૨નો આકડો બહુ મહત્ત્વ ધરાવે છે. દાખલા તરીકે રાશિ [illegible] છે, દિવસના કલાક ૨૪ (૧૨×૨), વર્ષના મહિના ૧૨, ફૂટના બાર, કલાકની મિનિટ સાઠ (૧૨×૫), મિનિટની સેકડ સાઠ (૧૨×૫), ડઝન વસ્તુ એટલે બાર, અને ગ્રોસમા પણ ડઝન બાર. આપણી માપની પદ્ધતિ જો આ બાર (૧૨) ઉપર, એટલે કે સખ્યાકના પહેલા બે આકડા ઉપર બેસાડી હોત તો તેને ૨,૩,૪,૬, એ ચાર આકડાથી ભાગતા આપણને બહુ જ સરળતા થાત દસને ફક્ત ૨ અને ૫ થી જ ભાગી શકાય છે, તેથી દસના સરખા ત્રણ ભાગ કે ચાર ભાગ બની શકતા નથી. દસનુ $\frac{1}{3}$ એટલે ૦·૩૩૩ આવો આવર્ત દશાશ થાય.

૯૯નો આકડો બહુ ગમ્મત આપનારો છે, કારણકે તેની મદદથી કોઈપણ બે આકડાની સખ્યાનો ગુણાકાર જલદી થઈ શકે છે દાખલા તરીકે ૬૪×૯૯=૬૩૩૬, આ ગુણાકાર થઇ ગયો! એની રીત એ છે કે પ્રથમ ૬૪ના આંકડામાથી ૧ ઓછો કરો અને જે આવે તેને (૬૩ને) ૯૯માથી બાદ કરી બાકી રહે તે મૂળ આકડાની જોડે લખી નાખો એટલે ગુણાકાર તૈયાર થઈ ગયો બીજો દાખલો ૫૮×૯૯=૫૭૪૨

૧૦૦૧નો આકડો અરબી ભાષામા અરેબિયન નાઇટ્સની સુરસ અને ચમત્કારિક વાર્તાઓની સખ્યામા પ્રસિદ્ધ થયો છે, તે બીજી દૃષ્ટિએ પણ મજેદાર છે. એકાદ ત્રણ આકડાની સખ્યાને જો ૧૦૦૧ સાથે ગુણવાની હોય તો ચાલો ગુણાકાર કરવાની જરૂર નથી ફક્ત તેને તે સખ્યા બે વાર લખી કે થયુ દા૦ ૬૪૩×૧૦૦૧=૬૪૩૬૪૩

આજકાલ સિપાઇઓની સખ્યા, લડાઇનો ખર્ચ ઇત્યાદિનો વિચાર કરવામા લાખ, કરોડ, અબજ વગેરે શબ્દો આપણે સહજ વાપરીએ છીએ; પણ આ સખ્યા ખરેખર કેટલી મોટી હોય છે? એક લડાયક વહાણ માટે નવ કરોડ રૂપિયા પડે છે એવું આપણે વાચીએ છીએ; પણ નવ કરોડનો કંઈ ખ્યાલ છે, કે નવ કરોડ એટલે કેટલુ અને કેવડુ?

પગે ચાલતો માણસ એક વારનું પગલુ ભરતો ચાલે એવું સાધારણપણે માની લ્યો તે મુંબાઈ અને પૂનાના એ રીતે પાંચ ફેરા કરે ત્યારે દસ લાખ કદમની સખ્યા થાય.

ચાલવાની વાત તમને ન સમજાઈ હોય તો બીજો એક પ્રકાર લ્યો કાગળ પર દર સેકડે એક સીધી પેન્સિલથી દોરી શકાય છે એમ માની લઇએ, તો દસ લાખ રેખા કાઢવાને, જરાયે છૂટી લીધા વિના, રાત્રે ઊંઘ્યા વિના, ૨૭૮ કલાક—એટલે કે ૧૧ દિવસ અને ૧૪ કલાક—એકસરખો હાથ ચાલવો જોઇએ.

દસ લાખને માટે અંગ્રેજી ભાષામાં પ્રચલિત શબ્દ મિલિયન છે. તે તો ૪૦૦ વરસથી જ પ્રચારમા આવ્યો છે. તે પહેલા વ્યવહારમા તે વાપરવાની જરૂર જ પડી નહોતી! એ મુદતના (૪૦૦ વર્ષના) આજ સુધીના ગાળામા ૨૧૦ દસ લાખ (૨૧૦ મિલિયન) મિનિટો વીતી છે,—એક વર્ષની શુમારે ૫૨૬,૦૦૦ મિનિટોને હિસાબે

કોઇ અતિ બારીક ચીજને આપણે તે વાળ જેટલી બારીક છે એમ કહીએ છીએ. સામાન્ય રીતે વાળની જાડાઈ એક ઇંચના $\frac{3}{1000}$ ભાગની હોય છે. હવે એ જાડાઇને દસ લાખ ગણી વધારવી હોય તો કેટલી થાય? વેંત? હાથ? કેટલી? ગુણાકાર કરી ખાત્રી કરો $\frac{3}{1000}$× ૧૦,૦૦૦૦૦=૩૦૦૦ ઇંચ=૨૫૦ ફૂટ! એટલે કે માથાનો એક વાળ દસ લાખ ગણો વધી જાય તો એક મોટી ઇમારત જેટલો જાડો દેખાય!

ઘરમાં ઊડતી માખી $\frac{3}{10}$ ઇંચ લાંબી હોય છે છતા તેનો એટલો બધો ત્રાસ છે કે તેને દસ લાખ ગણી મોટી કરો તો તે ૨૫૦૦૦ ફૂટ થઇ જાય એટલે લગભગ પાચ માઇલ થવા જાય, અને પરિણામે રાષ્ટ્રીય સંરક્ષણનો પ્રશ્ન વિકટ બની જાય! ૬ ફૂટ ઊંચાઇનો સામાન્ય આદમી જો દસ લાખ ગણી ઊંચાઇનો બને તો ૧૧૩૬ માઇલ થાય તેનુ માથું પજાબમા ને પગ મુંબાઇમા ધારો તો જ તે માપનો ખ્યાલ આવી શકે.

દસ લાખની સખ્યા મોટી તો ખરી, પણ હાલના વ્યવહાર માટે તે પૂરી પડતી નથી. તેને માટે આપણી પાસે કરોડ અને પશ્ચિમના દેશોમા અબજ (બિલિયન) ૧૦૦૦,૦૦૦,૦૦૦ની સખ્યા વારવાર વપરાય છે એ એક અબજ કેટલી પ્રચડ સખ્યા છે તેની કલ્પના પામવા એકબે ઉદાહરણ લઇએ એક રૂપિયાવાળી ૧૦૦ નોટોના બડલની જાડાઈ શુમારે $\frac{3}{8}$ ઇંચ હોય છે એ એક રૂપિયાવાળી એક અબજ નોટને એક પર એક મૂકીએ તો ૬૦ માઈલ ઊંચો ઢગલો થઈ જાય! ઈસવી સનના આરભથી ગણીએ તો એપ્રિલ ૧૯મી ૧૯૦૨ના રોજ ૧૦–૪૦ વાગ્યે એક અબજ મિનિટ થાય! દર સેકડે એક, એમ આપણે ગણતા ચાલીએ તો એક અબજ આંકડા ગણતા ૩૧·૭ વર્ષ લાગે! માખીને એક અબજગણી મોટી કરો તો ચદ્ર કરતા યે મોટી બની જાય!

આટલા પ્રચડ આકડા ફક્ત એકડાની પાછળ મીંડા લગાડી દઇને ન લખતા ૧ની કાંધ પર જરા જમણી બાજુ એક નાનો આકડો લખીને પણ દર્શાવી શકાય છે દાખલા તરીકે ૧૦૦=$10^2$, ૧૦૦૦=$10^3$, ૧૦૦૦ ૦૦૦,૦૦૦=$10^9$. એકાદી સખ્યા એકડાની પાછળ ૨૫ મીંડાવાળી હોય ત્યારે તેમા એકાદ મીંડાની ભૂલ પડી જાય તો તેના ફરકનો ખ્યાલ આપણને રહે નહિ, પણ તે એક મીંડાથી તે પ્રચડ સખ્યા દસગણી વધે કે ઘટે. એટલે સૌથી મોટી એવી કઈ સખ્યા હશે તે કદી કહી જ શકાય નહિ ગમે તેવી સખ્યા કરતા પણ મોટી સખ્યા આપણે સહજ લખી શકીએ છીએ એ સ્પષ્ટ થાય છે

વસ્તુની સખ્યાની કલ્પના કરવામાં આપણને જે મુશ્કેલી આવે છે તેથી યે વધારે મુશ્કેલી સમયની બાબતમાં કલ્પના કરતા થાય છે આપણી પૃથ્વી કેટલી પુરાણી છે? સૂર્યમાળા ઉત્પન્ન થયે કેટલો કાળ ગયો? મનુષ્યનો લેખિત ઇતિહાસ શુમારે ૬૦૦૦ વર્ષો સુધીને ગણે છે, પણ મનુષ્યપ્રાણી જ પૃથ્વી પર આજ ૫૦,૦૦૦ વર્ષથી તે અસ્તિત્વ બતાવે છે. આપણી પૃથ્વી નિદાન બે અબજ વર્ષથી તે અસ્તિત્વમા છે જ પૃથ્વી પર જીવસૃષ્ટિ આવ્યાને શુમારે ૫૦૦ ૦૦૦,૦૦૦ વર્ષ થયા આપણે એક ૫૦ ફૂટ લાંબી લીટી કાઢીએ, અને એટલુ સૂર્યનું વય થાય એમ કલ્પના કરીએ, તો પૃથ્વીનું વય તેમાન



# પંચતંત્રની વાર્તાઓ



## ચોથું તન્ત્ર

મગરવાનર આમ વાતચીત કરતા હતા, ત્યાં કોઈ જલચરે આવીને નિવેદન કર્યું, કે 'હે મગર, તારી સ્ત્રી અનશનથી મરી ગઈ છે, અને તારા ઘરમાં બીજો મગર ઘરી ગયો છે.' મગર કહે, 'વાનર મિત્ર, આ તો મારે દુઃખતા અંગ ઉપર ડામ વાગ્યા જેવું થયું. હવે મારે કરવું કેમ?' વાનર કહે, 'મૂર્ખ, તને હિતોપદેશ કરવામાં કાંઈ સાર નથી. ઉજ્જ્વલક રથકારે એના માનીતા ઊંટને ગળે ટોકરો બાંધ્યો હતો. એ ઘંટાઉષ્ટ્રને એવી ટેવ, કે જૂથથી છૂટો પડી જાય ને મોડો મોડો ઘેર આવે. એને બીજા ઊંટોએ બહુ સમજાવ્યો, પણ એણે માન્યું નહિ. ને સિંહને હાથે માર્યો ગયો.' મગર કહે, 'મેં ભલે કૃતઘ્નતા કરી, તો પણ મને સારી શીખામણ દે.' વાનર કહે, 'તો ભદ્ર, ત્યાં જઈને તું એની સાથે યુદ્ધ કર. અને કહ્યું છે:

**મરતાં સ્વર્ગનો લાભ જીવતાં ઘર ને જશ।**
**ઝૂઝવાથી તને આમ ગુણદ્વય જ ઉત્તમ॥**
**ઉત્તમને વંદના સારી ભેદથી શૂર સાધવા।**
**અલ્પદાનથકી નીચ સમશક્તિ પરાક્રમે॥**

મગર કહે, 'એ કેમ?' તે બોલ્યો:

### કથા ૯

એક વનમાં ચતુરક નામે શિયાળ હતો. તેને એક વાર એની મેળે મરેલો હાથી મળી ગયો. હાથીની આસપાસ ચતુરક ફરે છે, પણ એની કઠણ ચામડી ચીરી શકતો નથી. ત્યાં કોઈ સિંહ આવી ચડ્યા. એની આગળ હાથ જોડીને શિયાળ કહે, 'સ્વામિન્, તારે સારુ હું આ હાથીની રક્ષા કરું છું, એટલે તું એને ખા.' સિંહ કહે, 'બીજાએ મારેલા જીવને હું ખાતો નથી, એટલે આ હાથીનો પ્રસાદ મેં તને આપ્યો.'

સિંહ ગયા પછી કોઈ વાઘ આવ્યો, એની સામે જઈને ચતુરક કહે, 'મામા, તું અહિં મૃત્યુના મુખમાં ક્યાં આવી ચડ્યો? જેણે આ હાથીને માર્યો તે સિંહ એનું રક્ષણ કરવા મને અહિં મૂકી નદીએ નહાવા ગયો છે, ને કહેતો ગયો છે કે 'કોઈ વાઘ આવે તો મને છાનો છાનો આવીને વાત કરજે, એટલે હું એને મારી નાખું. એક વાઘ પહેલાં મારા મારેલા હાથીને એઠો કરી ગયો હતો. તે દી'થી વાઘમાત્ર ઉપર મને દાઝ છે.' આથી ત્રાસીને વાઘ કહે, 'ભાણેજ, મને પ્રાણદક્ષિણા દે, અને મારી વાત સિંહને કરીશ મા.' એમ કહીને એણે પલાયન કર્યું.

વાઘ ગયા પછી કોઈ ચિત્તો આવ્યો. એને જોઈને શિયાળે વિચાર્યું 'આની દાઢમાં બહુ બળ છે, એટલે આની પાસે હાથીની ચામડી ચીરાવી લઉં.' આમ કરીને એ બોલ્યો: 'ભાણેજ, બહુ દિવસે તું દેખાયો. તું ભૂખ્યો લાગે છે અને જમવાટાણે આવ્યો છે, એટલે તું મારો અતિથિ છે. આ હાથી સિંહનો મારેલો છે, અને એણે મને રખવાળ દાખલ યોજ્યો છે. પણ એ આવ્યો નથી ત્યાં તું ધરાઈને ગજમાંસ ખાઈ લે ને ઝટ જા.' ચિત્તો કહે, 'મારે મારો જીવ એમ જોખમમાં નથી નાખવો.' શિયાળ કહે, 'આમ અધીરાઈ કેમ કરે છે? નીરાંતે ખા, અને સિંહ આવશે તો હું દૂરથી જ તને જાણ કરીશ.' દીપડાએ ચામડી ચીરી લીધી એમ (અનુ૦ આગળ પાન ૩૭૪મે)



દીપડાએ ચામડી ચીરી લીધી એટલે શિયાળ બોલ્યો 'ભાણેજ, ભાણેજ, એ સિંહ આવે!'

વાતો કહેતો, અને આવી મઝે વાતોમાં ઇશ્વર ઉપરનો તેનો ઊંડો સદ્‌ભાવ હમેશા તરી આવતો.

કોલ્ડ જ્યારેજ્યારે પોતાના વિદ્યાર્થીઓ સાથે વાતો કરતો ત્યારે ત્યારે કેમ જાણે એ વિદ્યાર્થીઓના સૂતેલા આત્માઓને સંબોધન કરતો હોય એમ લાગતુ એની ઝીણી ભૂરી આંખો એમના ઊંડાણ સુધી કેમ જાણે સ્પર્શ કરતી. તે ઘણી વાર કહેતો: 'લોકશાળાઓનો ઉદ્દેશ વિદ્યાર્થીઓના આત્મા સુધી પહોંચવાનો છે. વિષયોનું જ્ઞાન એ તો માત્ર સાધન અથવા માર્ગ છે'

કોલ્ડનો પોશાક એટલો બધો સાદો હતો કે અજાણ્યા લોકો તેને માળી માની લેતા. અને છતા પોતાના શરીરની તેમજ શાળાની તેને બહુ ચીવટ હતી. એક વાર એક મિત્ર કચરાવાળા લાકડાના જોડા ઉતાર્યા વિના શાળામા દાખલ થયો, એટલે કોલ્ડથી ન રહેવાયુ' 'પીટર! તમારા જોડા ઉતારી નાખ' પીટરે કહ્યું: 'શુ તમારો ઓરડો એટલો બધો સરસ છે કે આવા જોડાથી બગડી જશે?' કોલ્ડે જવાબ વાળ્યો: મારા ઓરડાની મને કિંમત નથી, પણ મારી બેન ઓરડો વાળે છે તેની મને કિંમત છે માટે તમને કહું છુ'

લોકોએ સાદાઈથી અને કરકસરથી રહેતા શીખવું જ જોઈએ એવી કોલ્ડની દૃઢ માન્યતા હતી તે ઘણી વાર કહેતો' 'માણસ ગાય દોહતો હોય કે છાણવાસીદુ કરતો હોય, અને છતા તેનુ જીવન ઉચ્ચ હોય એ શું બનવાજોગ નથી? આ ભભકાદાર અને ખર્ચાળ રમતો એ શુ ખરો સુધારો છે? જે લોકશાસનમા માત્ર સ્થૂળ વસ્તુઓને મેળવવા પાછળ જ માણસ પોતાનુ જીવન ગાળે એ લોકશાસન ને એ સંસ્કૃતિના કરતા મારી લોકશાળાનુ લોકશાસન વધારે ઊંચુ છે, કારણકે આ લોકશાળાના આદર્શમા તો સાદા રીતરિવાજો, સાદુ કરકસરવાળુ જીવન અને સાથેસાથે બુદ્ધિ અને હૃદયની ઊંચી સંસ્કારિતા એ બધાય રહેલા છે કોલ્ડે પોતાના વિદ્યાર્થીઓને સાદા રહેતા શીખવ્યુ, તેમના લાખો રૂપિયા મોજશોખમા ખરચાઈ જતા અટકાવ્યા, અને જીવનના રોજના કામમા વધારે નીતિથી ચાલતા શીખવ્યું કોલ્ડને ખેતીવાડી સબંધી કશુ યે જ્ઞાન ન હતુ, છતા ડેન લોકોની ખેતીવાડી પર એની ભારે અસર હતી ડેન લોકોનુ માખણ દુનિયા પર પ્રસિદ્ધ છે તે ડેન લોકોના માખણ-સંઘોને આભારી છે તો કરતા કોલ્ડ જેવા સાધુપુરુષોના જીવનને વધારે આભારી છે

કોલ્ડ વિદ્યાર્થીઓ પાસેથી બહુ ઓછી ફી લેતો એટલે તેને રાજ્યની મદદ માગવી પડી, અને આવી મદદ તેને મળી પણ ખરી, પણ તે એવી શરતે લીધી કે વિદ્યાર્થીઓના શિક્ષણમાં અધિકારીઓ જરાય દખલ કરે નહિ કોલ્ડે ઘણી લોકશાળાઓ શરૂ કરવામા સાથ આપ્યો હતો. પણ રૉડીંગની શાળા તો કોલ્ડની પોતાની જ શાળા એને માટેનુ એનુ મમત્વ છેક સુધી એવુ જ રહ્યુ ઈ ૧૮૭૦મા કોલ્ડ મરણ પામ્યો

(છાત્રાલય) —નાનાભાઇ

## દાંત અને દાતણ

દાતણ દાતને માટે કસરતનુ તેમજ સફાઈનુ બંનેનુ સુંદર સાધન છે આર્યો દાતણના ખૂબ હિમાયતી હતા આયુર્વેદમા તો દાતણની નાનીનાની વિગતોનુ પણ ખૂબ વિસ્તારથી વર્ણન કરેલુ છે દાતણને માટે બાવળ, લીમડો, વડ, આકડો, કણજી કે એવા જ બીજા ઝાડની કોમળ અને સીધી ડાખળીઓ વાપરવી શહેરવાસીઓનાં કૃત્રિમ બ્રશ કરતા ગ્રામજનોને સુલભ આ કુદરતી બ્રશ અનેકરીતે આવકારને પાત્ર છે એમાનો રસ દાતના મૂળને ફાયદાકારક છે ચાવવાથી કસરત તો મળે જ છે અને તે તાજા હોઈ ચિત્ત પણ પ્રસન્ન રહે છે તાજા દૂધિયા દાતણને બ્રશ સાથે સરખાવાય જ શી રીતે? પીલુડાનુ ઝાડ 'ટૂથ-બ્રશ ટ્રી' કહેવાય છે, કેમકે એના રેસા પીછી જેવા સખત ને સીધા બને છે. એ બ્રશનો જેને અનુભવ કરવો હોય તે કરી લે અરેઠાનું દાતણ દાત સાફ કરવામા અજોડ છે જેમ એની રાખથી વાસણો ચકચકિત બને છે તેમ એના દાતણમાં રહેલા ક્ષારોથી દાતની સફાઈ પણ સારી થાય છે આમ દરેક ઝાડના રસમા પોતપોતાના વિશિષ્ટ ગુણો હોય છે, ને એ લાભ તો ફક્ત દાતણથી જ મળી શકે, બ્રશથી નહિ

દાતણના કૂચા વડે એકેક દાંતને મૂળથી ટોચ તરફ ઘસવો. આગળ, પાછળ અને ઉપર એમ બધી બાજુએથી દાત સાફ થવા જોઈએ વળી કૂચાની સાથે કોઇ મંજન જરૂર વાપરવુ મંજનમા ફટકડી જેવી નુકસાનકારક વસ્તુ હોવી જોઈએ તલના શુદ્ધ તેલની સાથે દાતણના કૂચાનો ઉપયોગ દાંતને માટે ખૂબ હિતાવહ છે ત્યાર પછી ઠંડા પાણીના ખૂબ કોગળા કરવા જોઈએ. એમ કરવાથી દાતની વચ્ચેની જગાઓ સાફ થઈ જશે

ગમે તેવુ સારૂ પોષણ હશે અને ભારેકસર કસરત પણ મળતી હશે, તોપણ જો સફાઈ બરાબર નહિ હોય તો દાતના આરોગ્ય ઉપર ધા પડવાનો જ, કેમકે અંધકાર અને ભેજ હોય ત્યા કીટાણુઓ ઝપાટાબંધ વધે છે, અને મોંની અંદર આ બંને સગવડો છે એટલે દાંતની વચ્ચે ભરાઈ રહેલી ખોરાકની કણીઓમા ઉછરતા કીટાણુઓની વૃદ્ધિ સરળતાથી થાય છે અને સડો વધે છે સડતા ખોરાકમા ખટાશ ઉત્પન્ન થાય છે આ ખટાશ દાતના સખત ભાગને કોરવા માંડે છે શરીરના કોઈ પણ ભાગ કરતા દાતના ઉપલા પડમા કુદરતે સખત કઠણાશ મૂકી છે એને આ મામૂલી ખટાશ શું નુકસાન કરનારી છે એનો કાઇએ ભ્રમ સેવવાની જરૂર નથી, કેમકે કાયમના ઘસારાને લીધે 'કૂવા પરના કઠણ જે, પાકા નાળા પહાણ. દોરડીએ છેદાય છે' તેમ આપણા ગમે તેવા મજબૂત દાંત પણ આ જરાજરા ઉત્પન્ન થતી ખટાશને લીધે ઉપરટ ખવાઈ જાય છે બીમાર દાતોમાના કેટલાકનો ટોચનો ભાગ ખવાઇ ગયો હોય છે, કેટલાકને બાજુમાં કાણુ પડયું હોય છે, તો કેટલેક ઠેકાણે એ દાતનો વચ્ચેનો ભાગ તૂટી ગયો હોય છે આ બધુ તેતે જગાએ ખટાશના તત્ત્વોએ મેળવેલા વિજયનુ જ પરિણામ છે અને આ ખટાશનુ મૂળ કારણ સ્વચ્છતાની ગેરહાજરી છે દાત ઉપરની છારી એ બીજુ કંઈ જ નહિ, પણ કહોવાઇને કઠણ થઈ ગએલા પદાર્થોનુ અસ્તર જ છે આવા અસ્તર ખાસ કરીને દાતના વળાંકમા, બાજુઓમાં અને ખૂણાખાંચાઓમા જામે છે અને દાતને નિર્બળ કરવા ઉપરાત મોંને પણ ગંદુ કરી મૂકે છે છારીનો આ ધૂળિયો કોટ દાતનું રક્ષણ નહિ પણ ભક્ષણ કરનારો છે.

આઇસક્રીમ ને ઠંડાં પીણાં પણ દાતના કઠણ પડ પર અવશ્ય ચીરા પાડે છે અતિ ઠંડી અને અતિ ગરમીના જે નિયમો લોખંડી ખડકોમા પણ તરાડો પાડે છે તે જ નિયમો દેહમંદિરના આ લોખંડી થાંભલાઓમા અતિશય સૂક્ષ્મ તરાડો પાડે છે સંકોચવિકાસનો આ મૂંગો માર દાતને ઉપરટ તોડે છે ત્યારે જ જંપે છે ગરમાગરમ ચા ને લહેજતદાર ઠંડા પીણાં પીનારાના દાત આ વાતની સાક્ષી પૂરશે

ગળપણથી દાત ખરાબ થાય છે એમ કહેવુ તદ્દન બરાબર નથી ગળપણનુ ચીકણું અસ્તર દાત ઉપર જામે છે, એમા જંતુઓ જલદી પેદા થાય છે ને એને પરિણામે પરોક્ષ રીતે દાતની તંદુરસ્તીની ઘોર ખોદાય છે એટલે ગળપણ ખાવું ખરૂં, પણ ખાઇને તુરત જ પાણીથી ખૂબ કોગળા કરી દાત સાફ કરી નાખવા દૂધનુ પણ તેમ જ સમજવાનુ છે, એટલે દૂધ પીધા પછી પણ દાતને સાફ કરવા જરૂરી છે

ખોરાક ખાધા પહેલા કોગળા કરીને દાત સાફ કરો અને ખાધા પછી પણ કોગળા કરીને દાતની વચ્ચે ભરાઈ રહેલી ખોરાકની કણિ-

દાંતોને દૂર કરવાનો નિત્યનિયમ રાખો. વળી રાત્રે સૂતી વખતે અને સવારે ઊઠીને તરત પાણીના ખૂબ કોગળા કરવાનું પણ ભૂલતા નહિ.

સોપારી અને પાનની કરચો દાંતની વચ્ચે ભરાઈને જે ગરબડ કરે છે તેનાં બૂરાં પરિણામો એ વ્યસનોના ભોગ થઈ પડેલાના દાંત જોઈને જાણી લેવાં. પાનના કૂચા અને તમાકુના કૂચા ચાવનારાઓએ સ્ફટિક જેવા કુદરતી દાંતની જે કરુણ દશા કરી નાખી હોય છે તે જોઈને અફસોસ થયા વિના રહેતો નથી.

હોજરીનાં દરદોની પણ દાંત ઉપર અસર થાય છે તેથી અજીર્ણ, કબજિયાત વગેરેનું નિરાકરણ કરવું જોઈએ. કોઈ કહેશે કે હોજરીના દરદોના કારણ તરીકે તો દાંતની બીમારીને ગણાવી છે તેનો જવાબ એ જ કે કેવળ દાંતની સફાઈ રાખી એટલે અજીર્ણના બીજા કારણોનો નાશ થયો માનવાનો નથી. એવા કારણો હોય ત્યાં સુધી અજીર્ણ તો ઊભું જ રહેવાનું. માત્ર એમાં દાંતનો ફાળો ઉમેરવાનો નહિ એટલું જ.

રોટલી ચાવવાથી દાંતના મૂળ અને પેઢાં મજબૂત થાય છે. દાંતમાંથી પડતું લોહી અટકાવવાનો એ એક ઉપાય છે તેવી જ રીતે કાળા તલ ચાવવાનો પ્રયોગ પણ કરવા જેવો છે.

દરરોજ દાતણ કરીને તેલનો કોગળો ભરવામાં આવે તો દાંતની ઘણી ઘણી બીમારીઓ નાબૂદ થઈ જાય. આયુર્વેદમાં આ કોગળાને તૈલગંડૂષનું નામ આપેલું છે આજે એ વિસારે પડેલી ચીજ છે પણ આર્યોની દિનચર્યામાં તેનું સ્થાન મહત્ત્વનું હતું દાંતની બીમારીઓથી પીડાતા જગતને આ તૈલગંડૂષ આશીર્વાદ સમાન છે. પણ દરરોજ ૧ અધોળ જેટલા તેલનો ખર્ચ તેને પોસાય તેમ નહિ હોય! હા, દાંતની બીમારીમાં થતી પીડા પોસાશે, તંદુરસ્તીની ઉપરાછાપરી પોસાશે અને છેવટે થાકીને દાંતનો વિયોગ પણ સહન કરાશે, વળી કદાચ દંતમંજનો ને પેસ્ટોનું શરણ લેવાનું મન કરશે; પણ રોજના માત્ર ૧ પૈસાના તેલનું ખર્ચ ભારે પડશે! પરંતુ તેલના અનેકવિધ ગુણો તરફ ધ્યાન આપતાં તેનું ખર્ચ નજીવું જ માનવું જોઈએ.

દાંતનાં મૂળ અને પેઢાંને મજબૂત કરનાર તથા સ્નેહથી સ્નિગ્ધતા વધારનાર તૈલગંડૂષ સંબંધે મહર્ષિ ચરક કહે છે કે 'હમેશાં તેલનો કોગળો ભરવાથી જડબાંનું બળ અને અવાજની શક્તિ વધે છે, વદન ભરાવદાર થાય છે, ખોરાકના રસનું ભાન ઠીક થાય છે અને અન્ન ઉપર રુચિ રહે છે, કંઠ સુકાતો નથી તેમજ હોઠ ફાટવાની બીક રહેતી નથી. દાંતનો ક્ષય થતો નથી, પણ ને મજબૂત મૂળવાળા બને છે અને તેમાં કદી શળ મારતું નથી ખાટી વસ્તુ ખાવાથી તે અંબાઈ જતા નથી તેમજ ખૂબ કઠણ પદાર્થો પણ ચાવી શકે છે

દાંતના રોગોમાં કેટલીક વાર મૂળ પણ હાલી જાય છે તથા તેમાં પરૂ પણ થાય છે દાંતના પેઢાં દાબતાં સડાવાળા દાંતના મૂળ આગળ એકલું કે રક્તમિશ્રિત પરૂ દેખા દે છે. એને પાયોરિયા (દાંતનું પરૂ) કહે છે. સુધરેલા જમાનાનો એ સર્વસામાન્ય રોગ છે

પોલાણવાળા દાંતની પીડા ખૂબ અસહ્ય હોય છે એના તાત્કાલિક ઉપાય તરીકે પોલાણમાં લવીંગનું તેલ, પીપરમીંટનું તેલ, કોકેન, ક્લોરલ અને કપૂરનું મિશ્રણ, કે કપૂર ઈલીમેટના ફૂલ અને અજમાનાં ફૂલ આ ત્રણનું મિશ્રણ, જલદ કાર્બોલિક ઍસિડ, ક્રિયોસોટ અને પદ્મીણનો અર્ક,—આ દવાઓમાંથી કોઈનું પણ ટીપું મૂકી શકાય છે. ઘણી વાર આમાંની એકે દવા ફાયદાકારક નીવડતી નથી ત્યારે કાયમની રાહત માટે દંતવૈદ્ય પાસે દાંતનું પોલાણ પુરાવી નાંખવાની જરૂર રહે છે પોલાણ સિવાયના દુખતા દાંતને ખેંચી નંખાવ્યા સિવાય બીજો ઉપાય નથી.

દાંતના પરૂ માટે તૈલગંડૂષનો ઉપયોગ કરી શકાય કપૂર અને દીવેલનું મિશ્રણ દાંતે ઘસવાથી ફાયદો થવાનો સંભવ છે. ચૂનાના પાણીના કોગળા પણ ફાયદાકારક ગણાય છે

દાંત સંબંધી આટલું લખાણ સામાન્ય વાચકો માટે પૂરતું છે. એમાં કહેલી હકીકત સંબંધી વિચાર કરનારને એમાં આપણા સ્વાસ્થ્યસંરક્ષણનો એક કીમિયો બતાવેલો માલૂમ પડશે બાકી લાભ તો તેને જ થશે કે જે એમાં જણાવેલા નિયમોનું પાલન કરવા જેટલા ભાગ્યશાળી હશે

છેવટે આજે ભોળી થતી દુનિયાને આર્યવૈદ્ય વાગ્ભટનો એક સુંદર ઈલાજ અજમાવવાની નમ્ર સૂચના કરીશું. તેથી ફાયદો તો થશે જ અને નુકસાન તો કંઈ પણ નહિ થાય.

> दिने दिने कृष्णतिलप्रकुंच समश्नता शीतजलानुपानम् ।
> पोष शरीरस्य भवत्यनल्पो दृढीभवन्त्यामरणाच्च दन्ता ॥

દરરોજ કાળા તલ એક મૂઠી ખૂબ ચાવીને સવારમાં ખાઓ ઉપરથી શીતળ પાણી પીઓ. એમ કરવાથી શરીર ખૂબ પોષણ પામે છે અને મરણ સુધી દાંત મજબૂત રહે છે

(અભ્યાસગૃહ પત્રિકા) —ફુલાભાઈ મથુરભાઈ પટેલ

## હિંદમાં વૈદકનો વિકાસ

દિવસોદિવસ વૈદકશાસ્ત્ર એટલી બધી શાખાપ્રશાખાઓમાં વહેંચાતું જાય છે કે એની એકેકી શાખા પણ વિશિષ્ટ જ્ઞાન માગી લે છે આજ સુધીનો એનો વિકાસ માનવશ્રમ ને સહનશીલતાની એક આકર્ષક કથા બની રહેલ છે.

સામાન્ય રીતે આપણા આધુનિક માનસ એ વિકાસની પશ્ચાદ્ભૂમિ તરીકે યુરોપ તરફ જ નજર માંડશે એ માત્ર આપણા માનોદારિદ્ર્યનું જ પરિણામ છે. બાકી આપણા સદીઓ-પુરાણા ચરક સુશ્રુત વગેરે ભિષગ્વરોની કૃતિઓ અવલોકી જવાની આપણે તસ્દી લઈએ તો એ ભ્રમ તરત જ ભાંગી જાય એમ છે શાસ્ત્રોના નિષેધ છતાં સુશ્રુતે અંગવિભાજન (સર્જરી)ને એની ટોચમાં ઊંચી કક્ષાએ પહોંચાડેલું હતું યુરોપમાં અઢારમી સદી સુધી અજ્ઞાત રહેલી રોગપ્રતિકારક રસી (વૅક્સીનેશન) મુકાવવાની પદ્ધતિ હિંદુસ્તાનમાં ઠેઠ ઈ. પૂ૦માં યે જાણીતી હતી. હિપ્નૉટિઝમ ને હિપ્નૉટિક થેરાપીને રોગનિવારણમાં કામે લગાડનાર પણ હિંદુઓ જ હતા. ત્યાંથી મિસરમાં ને પછી ગ્રીસમાં તેનું જ્ઞાન પહોંચ્યું

યુરોપ આજે વૈદકમાં આરબોનું ઋણી છે, અને આરબો હિંદના ઋણી હતા, એટલે પરોક્ષ રૂપે યુરોપ એ બાબતમાં હિંદનું જ ઋણી રહ્યું છે. પણ બૌદ્ધ કાળ પછી હિંદ સ્થિતિચુસ્ત બની ગયું એટલે એ વિભાગમાં કશી મૌલિક શોધખોળને અવકાશ ન રહ્યો યુરોપમાં તો એ કાળે એથી યે વધુ અરાજકતા વૈદકના ક્ષેત્રમાં પ્રવર્તતી હતી પણ પછીથી પાસ્તર અને ત્યાર બાદ જેનરે એમાં જે ક્રાન્તિ આણી તેનો લાભ આજે આખું જગત ઉઠાવી રહ્યું છે.

જંતુશાસ્ત્ર અને પ્રતિરોધક વૈદકના વિકાસ પછી હિંદમાં પણ એ જ પાયે પ્રગતિ કરવાના પ્રયાસો થયા. ઈ. ૧૮૯૯માં પ્લેગ માટેની પ્રયોગશાળા (પાછળથી હાફકીન ઇન્સ્ટીટ્યૂટ) સ્થાપવામાં આવી. ૧૯૦૫માં બૅક્ટીરીઓલૉજિકલ ડીપાર્ટમેન્ટ ખોલવામાં આવ્યું ૧૯૦૬માં કસૌલી મુકામે સેન્ટ્રલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ સ્થપાયું ને પાસ્ચર ઈન્સ્ટીટ્યૂટો ૧૯૦૭માં કુન્નુરમાં, ૧૯૧૫માં રંગૂનમાં ને ૧૯૧૭માં શિલોંગમાં સ્થપાયાં ૧૯૨૦માં ટ્રૉપિકલ વૈદકશાળા અને ૧૯૩૨માં અખિલ હિંદ જાહેર સુખાકારી અને આરોગ્ય સંસ્થા

ખોલવામાં આવી. એમાં 'હિંદી શોધખોળ ભંડોળ સંસ્થા' તો હિંદના વૈદક સંશોધનમાં એક માર્ગદર્શક સમી જ છે.

મૅલેરિયા એ હિંદના સામાજિક આરોગ્યનો મોટામાં મોટો પ્રશ્ન રહ્યો છે, એટલે સ્વાભાવિક જ વૈદકીય સંશોધકોનું મોટા ભાગનું લક્ષ તેના પર જ કેન્દ્રિત થાય છે. આ હિંદમાંથી જ ગઇ સદીના અન્તભાગે સર રોનાલ્ડ રૉસને મૅલેરીઆના મૂળરૂપ મચ્છરોની ભાળ લાગેલી અત્યાર સુધી એ દિશામાં ઘણું કાર્ય થએલું છે. શ્રી કૃષ્ણનની 'બંગાળી મૅલેરીઆ' અને 'બ્લૅક વૉટર ફીવર' પરની શોધખોળો મૅલેરીઆ સામેના સંરક્ષણમાં મહત્ત્વનો ફાળો આપશે એમ મનાય છે

વળી કૉલેરાનું પણ હિંદ ઘર છે, એટલે એ પણ સંશોધનનો અગત્યનો વિષય બનેલ છે એ રોગના મૂળ પણ ૧૮૮૪માં હિંદમાં જ તેના જંતુઓ (Comma Bacillus)ની શોધ કરી કૉક નામના વિજ્ઞાનીએ ખોળી કાઢ્યાં. ત્યારથી એ રોગનાં અટકાવ, પ્રતિકાર ને નિવારણ એ સંશોધનની મુખ્ય દિશા રહેલી છે

પ્લેગ હિંદુસ્તાનમાં ઈ ૧૮૯૬મા ચીનમાંથી દાખલ થયો એની સામે મુંબઈમાં ૧૯૦૫માં 'પ્લેગ રીસર્ચ કમિશન' નીમાયું ને ૧૯૧૩ સુધી એની કાર્યવાહી ચાલુ રહી આજના આપણા પ્લેગના જ્ઞાન માટે આપણે એ કમિશનના જ ઋણી છીએ.

પણ આ બધી પ્રવૃત્તિમાં આપણો પોતાનો ફાળો તો નાચ કું, સોખે, મૈત્ર એવા ગણ્યાગાંઠ્યા નામોમાં જ પર્યાપ્ત થઇ જાય છે એનું એક જ કારણ છે, અને તે આપણી પ્રાયોગિક વિજ્ઞાન પ્રત્યેની પરાઙ્મુખતા

## દૂધમાંથી કાપડ

કાપડાના શોખ પાછળ અને નવી નવી જાતની ફૅશન પાછળ મરી ફીટતી પશ્ચિમની પ્રજાએ ધાતુમાંથી, કાચમાંથી, લાકડામાંથી અને ન કલ્પી શકાય તેવી એવી જ બીજી ચીજોમાંથી કાપડ બનાવવાના અખતરા કર્યા છે પણ આ બધામાં વધુ વિસ્મય પમાડે એવી એક શોધ દૂધમાંથી કાપડ બનાવવાની છે

થોડાક વર્ષો પર ઈટાલીમાં દૂધમાંથી કાપડ બનાવવાની શોધ થઈ નવું ગપ્પું લાગે એવી આ વાત સાવ સાચી છે. આ નવી રીત પ્રમાણે બનતું કાપડ ઊનના કાપડ જેવું ગરમ હોય છે, અને જે દૂધમાંથી એ બનાવવામાં આવે છે તેમાંથી પહેલાં માખણ છૂટું પાડવામાં આવે છે આમ દૂધમાંથી માખણ અને કાપડ એક સાથે મેળવી શકાય છે લગભગ પાંચ મણ દૂધમાંથી નવ શેર જેટલું માખણ છૂટું પાડ્યા પછી બાકી વધેલા ઉપયોગ વગરના પદાર્થમાંથી લગભગ ચૌદ શેર જેટલું કાપડ મેળવી શકાય છે આ કાપડ ગરમ હોવા ઉપરાંત 'વૉટરપ્રુફ' પણ હોય છે ટાઢ અને વરસાદ બન્નેમાં કામ લાગે તેવા ઇટાલિયન ઓવરકોટ આ જાતના કાપડમાંથી બનાવવામાં આવે છે. ગરમી વખતે પહેરવાના મુલાયમ વૉટરપ્રુફ કપડાં પણ આમાંથી બનાવી શકાય છે

ઇટાલીનું ગરમ કાપડ આપણે ત્યાં પુષ્કળ પ્રમાણમાં વપરાય છે ખાસ કરીને ઇટાલિયન 'બ્લૅંકેટ' (ધાબળા)નો આપણે ત્યાં ખૂબ વપરાશ છે. ઇટાલીનું દરેક જાતનું ગરમ કાપડ પણ હિંદમાં આયાત થાય છે આ બધામાં દૂધનું કાપડ બીજા કાપડની સરખામણીમાં ઓળખવું મુશ્કેલ છે, કારણકે તે બીજા કાપડ જેવું જ હોય છે અપ ખમીસથી માંડી કોટ બનાવવા સુધીના દરેક કામમાં વાપરી શકાય તેવા જુદાજુદા પોતમાં એ તૈયાર કરવામાં આવે છે

—ડી. ડી બારોટ

## કપૂર

કપૂરનો આન્તરરાષ્ટ્રીય વેપાર શરૂ થયો ૧૫મી સદીમાં ચીન નજીકના ફૉર્મોસા ટાપુ પર એના ઝાડ થાય છે એમાંથી ઝરતો મહેક રસ માઇલો સુધીની હવાને સુગંધિત બનાવી મૂકતો એ પરથી ચીનાઓએ એ રસ એકઠો કરી તેની પતરીઓ પાડવા માંડી પછી તો હિમકણી જેવી એ કપૂરની ગાંઠીઓ હિંદ, અરબસ્તાન, મિસર ને યુરોપથી ઠેઠ અમેરિકા સુધી પહોંચી ગઈ ને આજે જુદાજુદા વ્યાવસાયિક ઉદ્યોગોમાં અમેરિકા એનો લાખો મણ ઉઠાવ કરે છે.

આ ઔદ્યોગિક માંગનો, ઇ ૧૮૯૫માં ફૉર્મોસા છતી લઈને જાપાને ખૂબ લાભ ઉઠાવ્યો પણ પછી અમેરિકાને માલૂમ પડ્યું કે એના દક્ષિણ પ્રદેશમાંના પાઈન વૃક્ષોમાંથી પણ એ કપૂરના વૃક્ષો (Cinnomomum Camphora) જેવો જ રસ ઝરે છે એ રસ ને નીકાચાનોમાં અમૂલ્ય નીવડેલું ટર્પેન્ટાઇન. ટર્પેન્ટાઇનમાંથી હાઇડ્રોક્લૉરિક ઍસિડ પસાર કરતાં ચીનના સદીઓનાં હિત બદલાવનાર શુદ્ધ કપૂર જેવો જ ખુશબોદાર પદાર્થ નીપજ્યો. આજે અમેરિકામાં ઈ આઈ ડુ પૉં કંપનીએ મેરીલૅન્ડ સંસ્થાનમાં ડેલાવેર નદી પર એ બનાવટી કપૂરના મોટા કારખાના ઊભા કરી જાપાનનો ઈજારો તોડી પાડ્યા છે

## શામ્વા (શૅમૉય) લેધર

આપણે પેટ્રોલ ગાળવાના કામમાં વપરાતા ચામડાને શૅમૉય લેધર કહીએ છીએ, પરંતુ તે ચામડું શૅમૉય (ખરૂં નામ 'શામ્વા' છે) નામના પ્રાણીનું નથી હોતું ઘેટાના ચામડાની અંદરની બાજુને ચોક્કસ રીતે કમાવવાથી તે બને છે. શૅમૉયને મળતા રોમન શબ્દનો અર્થ ચામડું છે અને ડચ શબ્દ સૅમ એટલે 'સુંવાળું' થાય છે આમ રોમન અગર ડચ શબ્દ ઉપરથી 'શૅમૉય લેધર' શબ્દ બન્યો હોવાનો સંભવ છે પરંતુ તે શામ્વા નામના પ્રાણીનું ચામડું નથી હોતું (હિં.)

## પંચતંત્રની વાર્તાઓ

(અનુ૦ પાછળના પાન ૩૭૦થી) જાણીને શિયાળ બોલ્યો, 'ભાણેજ, ભાણેજ, એ સિંહ આવે !' આ સાંભળીને ચિત્તો નાઠો

ચિત્તાએ કરેલા ચીરા આગળથી શિયાળ માંસ ખાય છે, ત્યાં કોઇ બીજો શિયાળ આવ્યો એને તુલ્યપરાક્રમ જાણીને ચતુરક આ શ્લોક બોલ્યો:

**ઉત્તમને વંદના સારી ભેદથી શૂર સાધવા।**
**અલ્પદાનથકી નીચ સમશક્તિ પરાક્રમે॥**

બીજા શિયાળ ઉપર તૂટી પડ્યો, ને એને મારીને ચિરકાળ હાથીનું માંસ સુખેથી ખાધું.

એટલે તું પણ સ્વજાતીય શત્રુનો યુદ્ધમાં પરાભવ કર, નહિ તો એને હાથે તારો વિનાશ છે '

આ સાંભળીને મગર ગયો, પોતાના ઘરમાં પેઠેલા મગર સાથે વિગ્રહ કરીને એને માર્યો, ને પોતાનું ઘર પાછું હાથ કર્યું.

ઇતિ લબ્ધપ્રણાશ નામે ચોથું તન્ત્ર સમાપ્ત

રેવાશંકર વાલજી બધેકા? 

---

ઘરાક-મારે એક પાજરૂ જોઇએ છે

વેપારી-હા સાહેબ, પધારોને

ઘરાક-જરા જલદી કરજો મારે તરત ગાડીની બસ પકડવી છે

વેપારી-(માથું ખંજવાળતો) સાહેબ, એવડું મોટું પાંજરૂ તો અમારી પાસે નથી!

# આ મહિનો (ડિસેમ્બર) ઇતિહાસમાં

**તા. ૪** વિખ્યાત અંગ્રેજ સાહિત્ય-પ્રતિભા ટૉમસ કાર્લાઈલનો જન્મ-ઇ. ૧૭૯૫

**તા. ૭** મ્હૈસુરના સિદ્ધ હૈદરઅલીનું અવસાન-ઇ. ૧૭૮૨

**તા. ૧૦** પ્રોફેસર પી. રંગાનંદ મુદલીઆરનું અવસાન-ઈ. ૧૮૯૩. મદ્રાસની પ્રેસીડેન્સી કૉલેજમા ગણિતશાસ્ત્રના વિખ્યાત પ્રાધ્યાપક અને સરકારી શિક્ષણશાસ્ત્રી.

**તા. ૧૧** રાઘોજી ભોંસલે ત્રીજાનું અપુત્ર અવસાન-ઈ. ૧૮૫૩; જેને પરિણામે અંગ્રેજોએ નાગપુર અંગ્રેજ હકુમતમા જોડી દઇને નિઝામના રાજ્યને ચોમેરથી પોતાના પ્રાંતો વડે સાંકળી લીધુ અને મુંબાઈ-કલકત્તાનો સુવાગ માર્ગ સરળ કરી નાખ્યો.

**તા. ૧૪** અમેરિકન પ્રજાસત્તાકના પહેલા પ્રમુખ જ્યૉર્જ વૉશિંગ્ટનનું અવસાન-ઇ ૧૭૯૯

**તા. ૧૭** દાખ્ખણ અમેરિકાને સ્વાતંત્ર્યની ધૂંસરીમાથી છોડાવનાર સાઇમન બોલીવારનું અવસાન-ઇ. ૧૮૩૦

**તા. ૨૪** અમેરિકા અને ગ્રેટબ્રિટન વચ્ચે સુલેહની સંધિ થઈ-ઇ. ૧૮૧૪

**તા. ૨૭** 'એસેઇઝ ઑફ ઇલિયા'થી અંગ્રેજી સાહિત્યમાં પ્રખ્યાત, અંગ્રેજ નિબંધકાર ચાર્લ્સ લૅમ્બનું અવસાન-ઈ. ૧૮૩૪. (કુમારવયના વાચકોમા 'લૅમ્બ્ઝ ટેઈલ્સ ફ્રૉમ શેક્સપીઅર'થી કદાચ તેનુ નામ વધુ જાણીતુ હશે. એક કાળે એ લોકપ્રિય વાચન ગણાતુ)

આ માસની વ્યક્તિવિશેષ

## ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ

ગુજરાતી પત્રકારત્વમા આગલી હરોળમાં ઊજળુ નામ મૂકી જનાર, અને આજે પણ ચાલી રહેલા જાણીતા 'ગુજરાતી' સાપ્તાહિકના સ્થાપક ને આદ્ય તંત્રી શ્રી ઈચ્છારામ સૂર્યરામ દેસાઇનો જન્મ સુરતમા, બ્રહ્મ શૂરવીર ને મજબૂત બાંધાના, લશ્કરી નોકરી કરતા પિતાને ત્યાં, ઇ ૧૮૫૪ના ઑગસ્ટની ૨૩મી તારીખે થયો હતો એમની માતાનું નામ પ્રાણકુંવર. તદ્દન સામાન્ય આર્થિક સ્થિતિમા ગામઠી નિશાળે ભણી ૧૮૬૬મા તે અંગ્રેજી શાળામા દાખલ થયા, પણ ભૂમિતિ જેવા વિષયો પર કંટાળો આવવાથી શાળામાથી છટકી જઈ તાપી નદીને તીરે જઈ રખડતા અથવા બાવાજીના મંદિરમાં કથાશ્રવણ કરતા. ૧૩ વર્ષની વયે ૧૦ વર્ષની દીવાળી સાથે તેમનુ લગ્ન થયું. ઇ. ૧૮૭૨માં તેમણે પિતા ગુમાવ્યા અને ઈ. ૧૮૭૫મા ડિપાર્ટમેન્ટલ પરીક્ષા પાસ કરી. નાની અવસ્થામાથી જ તેમને મુદ્રિત ને હસ્તલિખિત



પુસ્તકો વાચવાનો ઘણો શોખ હોઇ, તે સમયે મળતુ એકેએક પુસ્તક તેમણે વાચી નાખ્યુ હતુ ઈ ૧૮૭૨-૭૪ના અરસામા તેમણે ભક્તરાજ માણેકલાલ જમનાદાસની સાથે મળીને પુરુષોત્તમમાસની કથા વ્યાસજી પાસે સાભળી, છપાવી, અક્ષરજીવનમા પહેલા પગલા માડ્યા એમની અભ્યાસાભિરુચિ એટલી બધી ઉત્કટ હતી કે એક સમય પુસ્તક ખરીદવા માટે એમની પાસે પૈસા ન હોતા નવલરામનુ મેઘદૂત એક મિત્ર પાસેથી માગી લઈ તેની નકલ કરી લીધી હતી અને ૧૮૭૬મા મુબાઈમા 'આર્યમિત્ર' ને 'મુબઈ સમાચાર'મા થોડો સમય અનુભવ લીધા બાદ સુરતમા માસિક રુપિયા ૫૦ની મદદ મેળવી તેઓ બાપીકા ઘરમા રહેવા લાગ્યા, પરતુ ત્યા માતા સાથે ઝઘડો થતા એ ઘર પણ છોડવુ પડ્યુ મુંબાઈમા ઇ ૧૮૭૮ના જાન્યુઆરીથી શારદાપૂજક મંડળ તરફથી 'સ્વતંત્રતા' માસિક પ્રકટ કર્યાં પછી તેમા, તે સમયના પ્રમાણમાં, તીખા લેખે લખવા માટે તેમની ઉપર કામ ચલાવવામા આવ્યુ હતુ, પરતુ સર ફિરોજશાહ મહેતાના કુનેહભર્યા બચાવથી તેઓ ઊગરી ગયા હતા પણ તેમનો પત્રકાર તરીકેનો આત્મા ઘડ્યુ મનમનતો હતો. તેઓ પૈસેટકે ખુવાર થતા હતા છતા સસરાનું માસિક રુપિયા પચાસનુ લૂખુ ખાઈને જીવન ગુજારવું તેમને આકરૂ લાગતુ હતુ એક ધ્યેયનિષ્ઠ ને સત્યવીર પત્રકારને પત્ર વગર બીજુ સૂઝે પણ શું?

ઈ. ૧૮૮૦મા મુબાઇમા, સર મનમોહનદાસ રણછોડભાઈની ઇચ્છાથી, ઈચ્છારામ ભગવાનદાસ દલાલ મારફત, માદા ઈચ્છારામને પણ નાણાંમાં ધારીને મુંબાઇ લઈ જવામાં આવ્યા ને એમના તંત્રીપદે આઠ પાનાંના સ્થૂલ દેહસ્વરૂપે ઇ ૧૮૮૦ના જૂનની છઠ્ઠી તારીખે 'ગુજરાતી' પત્રનો જન્મ થયો ઇ ૧૮૮૪મા ઇચ્છારામે ગુજરાતી પ્રેસ સ્થાપ્યું ભર મનમોહનદાસે રૂ ૩૦૦૦ની મદદ કરી. ઈ ૧૮૮૫મા રાષ્ટ્રીય મહાસભા સાથે ઇચ્છારામે 'ગુજરાતી' પત્રની નીતિ એક કરી ને સર ફિરોજશાહને પોતાના ગુરુ બનાવ્યા 'હિંદ અને બ્રિટાનિયા'નુ રાજકીય પુસ્તક ભેટ આપવાથી 'ગુજરાતી'ની ગ્રાહકસખ્યા જે ૯૦૦ની હતી તેણે ૨૫૦૦ ઉપર કૂદકો માર્યો ગુજરાતી પત્રનુ સ્થૂલ કલેવર પણ ૧૬ પાનાથી વિસ્તરીને ૨૪ પાનાનુ બન્યુ એ પુસ્તકની કીર્તિ તો પરદેશમા પણ પ્રસરી હતી

ચડતીપડતીના અનેક ખાડાટેકરા વટાવ્યા પછી ઇ ૧૯૦૪મા ઈચ્છારામ 'ગુજરાતી' અંગેના દસ હજાર રૂપિયાના દેવામાથી મુક્ત થયા સં ૧૯૪૮ની સાલથી તેમણે, આખા ગુજરાતના ઘેરઘેર જાણીતા થએલા, શુદ્ધ કાર્તિકી પંચાગનુ પ્રકાશન શરૂ કર્યું, જે હજી વર્ષોવર્ષ બહાર પડતુ રહ્યું છે ને પછી છાપખાનામા પડતી બીબાની મુશ્કેલી ટાળવા તેમણે બીબા ઢાળવાની સ્વતત્ર 'ગુજરાતી ટાઇપ ફાઉન્ડ્રી' કાઢી, જેમા તેમના જ્યેષ્ઠ પુત્ર મણિલાલ ઇચ્છારામે ખૂબ રસ તથા મહેનત લઇ તેને મશિનની અદ્યતન ઢબ ઉપર કામ કરતી બનાવી

ઈ. ૧૯૨૦ના જૂનમા 'ગુજરાતી' પત્રની ૨૫ વર્ષની કારકીર્દિનો રૌપ્ય મહોત્સવ ઊજવવામા આવ્યો. પત્રના દીવાળી અંકો કાઢવાની તથા ઐતિહાસિક નવલો ભેટ આપવાની પ્રથા ગુજરાતી પત્રકારત્વમા શરૂ કરવાનુ માન પણ એમને ફાળે જાય છે ૧૯૧૦મા પ્રેસએક્ટને અંગે રૂ ૨૫૦૦ની જામીનગીરી સરકારને ભરવી પડતા તેમને આઘાત લાગ્યો ત્યાર પછી તબિયત પણ લથડી ને ૧૯૧૨ના ડિસેમ્બરની પાચમીતારીખે એમનો દેહ પડ્યા

તેઓ ધર્મનિષ્ઠ, તત્ત્વપરાયણ અને ગુજરાતના આદ્ય નીડર પત્રકાર હતા. સુરતમા રેલ અને આગ વખતે, રાષ્ટ્રીય મહાસભા સમયે, દુકાળ પ્રસંગે, તથા દાનશાળાના દિવસો માટે લોકહિતાર્થે ફંડો એકઠા કરવામાં પણ તે મોખરે રહ્યા હતા. ને ઉપરથી તેમના ઉદાર ને લોકહિતૈષી હ્રદયની પ્રતીતિ થાય છે. તેમણે સંશોધિત, મૌલિક ને અનુવાદિત ઘણા પુસ્તકો લખ્યા છે. તેમા ચંદ્રકાન્તના ૩ ભાગ, 'હિંદ અને બ્રિટાનિયા', વાલ્મીકિ રામાયણ, 'કાદંબરી', કથાસરિત્સાગર' વગેરે મુખ્ય છે



## ઉપાડ પેલો, પાને પ્હેલો, દુનિયા તારી વાટ જુએ; પોઢો લોક પછાડે માથે, તો યે મેલું પાટ પુએ

—રમણલાલ સોની—

દુર્વાસા સ્વભાવવાળી ઇરાનની રાણી ફ્રેડેરાઈનને, બંગનની આટગાં ઊભેલા બે સિપાઈઓ કોઈ કારણસર સલામ આપતા હતા તે જોયું અને એના પ્રધાનોએ સાંભળી, એટલે એક પ્રધાન બોલ્યો: 'આપની આજ્ઞા હોય તો દગાખોર ને દગાખોર એમને ઠાર કરીએ.' રાણી બોલી. 'ના, ના; એવું ન કરતા મને ક્રોધ ચડ્યા છે ખરો, પણ આખી જિંદગીમાં એક વખત પણ મેં ક્રોધ કર્યો હતો એટલો અપવાદ તો ભવિષ્યને માટે રહેવા દો!'

અનેકાર્થી શબ્દ કાટ=ધાતુ પર લાગતો વિકાર-મેલ, દગાની લાકડું, સામો દાવ આપવા પ્રતિકાર, નડતર કે આડ, નાગ આગળ ધાબુ વગાડો તે, ધ્વને થા પહેરેલો માણસ

પ્હેલવેનોના અર્થ 'શેઠની શિખામણ ઝાંપા સુધી'—આ કહેવતનો અર્થ કહે છે કે કહેલું ન માનનાર માણસ, અગર તો કોઈ સમજણ, જેને દીધેલી શિખામણની કાંઈ અસર થતી નથી અને પોતાને સૂઝે તેમ જ કરે છે, તેવ ના પ્રસંગ માટે વપરાતી આ કહેવત પાછળની નીચેની વાર્તા તો તેનો ખરો અર્થ એવો દર્શાવે છે કે મોટેરાની શિખામણ ગમે તેવી સોનાની હોય તો યે તેને આચરણમાં મૂકનાર માણસ બુદ્ધિશાળી ન હોય તો એ શિખામણ કાંઈ કારગત થતી નથી. એક શેઠે મુનીમને ઝવેરાત લેવા દિલ્હી મોકલ્યો ને ઠેઠ ઝાંપે વળાવવાની વેળા સુધી તેને સૂચનાઓ ને શિખામણો આપ્યા જ કરી આથી મુનીમે મર્મ કર્યો કે 'શેઠની શિખામણો ઝાંપા સુધી જ રહેવાની છે, અને તો ત્યાં બુદ્ધિ સુઝાડશે તે જ પ્રમાણે વર્તવાનું રહેશે.' આથી શેઠે પોતાનું અપમાન સમજી, મુનીમનું દિલ્હીમાં કામ કાઢવા, ત્યાંના પોતાના આડતિયા મારફત, બાદશાહને ભેટ ધરવા સારૂ જે ડાબડો મુનીમે મોકલ્યો તેમાં વાળની બીંદડી મૂકી પણ તેથી અપમાન સમજી ક્રોધે ભરાએલા બાદશાહને મુનીમે ચતુરાઈથી એવો તો ઉત્તર આપ્યો કે બાદશાહે ખુશ થઈ મુનીમને ઇનામ આપ્યું તથા તેણે ખરીદેલા માલની જકાત માફ કરી, જેથી શેઠને પણ ફાયદો થયો અને શેઠે કબૂલ કર્યું કે શેઠની શિખામણ નહિ પણ માણસની બુદ્ધિ જ ખરે વખતે કામ લાગે છે એને મળતી બીજી કહેવતો: 'પૂછીએ સૌને, પણ કરીએ મનફાવતું,' 'પાણીને સૂઝે ઢાળ ભણીમાં, પરોણાને આરસીમાં,' 'આપબુદ્ધિએ જયજયકાર, પારકી મતે પ્રલયકાર'



ઘણા દેશોમાં સ્ટેશનો પાસે બે પાટાની વચ્ચે આ પ્રકારનો પાકો ચણતરનો ખાડો કરેલો જોવામાં આવે છે તેથી ઘણાને કુતૂહલ થાય છે. એન્જિનના અંદરના ભાગને તપાસવા, સાફસૂફ કરવા કે કાંઈ ભાંગફોડ હોય તેની મરામત કરવા માટેની સરળતા માટે આ યોજના હોય છે એ ખાડા પર એન્જિનને ઊભું રાખી, ડ્રાઈવર ખાડામાં ઊતરીને ઉપર નજર કરે છે એટલે એન્જિનના બધા ભાગ સ્પષ્ટ જોઈ શકે છે અને પોતાનું કામ કરી શકે છે.

### ગણિતગમ્મત

કોઈ પણ રકમ ધારો પછી તેની ઉપર તમારી ઇચ્છા પડે તેટલા આંક ચડાવો હવે એ આખી યે રકમને બે વડે ગુણો. જે રકમ આવે તેનો એક અંક સુધી સરવાળો કરી, આવેલી રકમમાંથી બાદ કરો. જે રકમ આવે તેમાં ધારેલી રકમ સાથે ચડાવેલા આંકોવાળી આખી યે રકમ ઉમેરો જે આવે તેનો એક-અંકી સરવાળો કરી, તેને બમણો કરી, (ફરી થતો હોય તો એક અંક સુધી સરવાળો કરી) આવેલી રકમમાં ઉમેરો આવે તેને ત્રણ વડે ભાગો ભાગમાં જે આવે તે તમારી ધારેલી રકમ સાથે આંકો ચડાવેલી આખી સંખ્યા હશે એ રકમમાંથી જેટલા આંક ચડાવ્યા હોય તેટલા કાઢી નાખો બાકી વધે તે તમારી ધારેલી સંખ્યા!

—કાન્તિલાલ મ. જોષી

હિંદુસ્તાનના પોસ્ટખાતાએ મની ઑર્ડરનો વ્યવહાર ઇ. ૧૮૮૦થી શરૂ કર્યો

ફ્રાન્સ ધોબિયા ખાતે ૩૦૧ વર્ષનો સંગ્રામ ફ્રાન્સના રાજા લૂઈ સાતમાની રાણી એલીઆનોર, વમના દાયજ તરીકે દક્ષિણ ફ્રાન્સના ગીન અને વોઈટુ નામના પ્રાંતો પોતાની સાથે લાવેલી રાજા લૂઈ ક્રુઝેડના ધર્મયુદ્ધમાંથી પાછો આવ્યો તે વખતે તેણે પોતાની દાઢીના વાળ ઉતરાવી નાખ્યા તે રાણીને ગમ્યું નહિ, તેથી તેણે જાહેર કર્યું કે હવે પોતે તેને ચાહી શકશે નહિ. આ પરથી તેણે છૂટાછેડા લીધા અને દાયજમાં આણેલા પોતાના પ્રાંતો પોતાને કબજે લઈ, ઇંગ્લંડના રાજા હેનરી બીજાને પરણી તેને તે ભેટ કર્યા આથી લૂઈએ ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરી, જે ૧૧૫૨થી ૧૪૫૩ સુધી ચાલી!

ઓરિંગનાયા (ઑસ્ટ્રેલિયા)ના ક્વીન્સલૅન્ડ ટૅન્સી નામના માણસનો ત્રણ વરસનો છોકરો ઘાસનું બી રમતમાં ગળી ગએલો, જે ત્રણ વરસ પછી તેના કાનમાંથી નીકળેલું!

જે જુદા જુદા અવાજને આધારે રચાયા હોય અને જેના ઉચ્ચાર વડે તેના અર્થનો ભાવ જાગ્રત થાય, એવા શબ્દોને અંગ્રેજીમાં Onomato poetic words કહે છે એવા થોડા શબ્દો આ નીચે આપ્યા છે'

થરથરાટ, છમછમ, ઝણઝણાટ, ધમધમાટ, કડાકા, ઝપાઝપી, તનમનાટ, ધૂંધવાટ, હણહણાટ, ચૂંચણું, ખરબચડું, ઝગઝગાટ, રુમઝુમ, ઘુઘરુ, સુસવાટ, ખખડાટ, ભજન, ઝરમર, રકઝક, ફટાફટ, સડસડાટ, ફૂંફાડો, ખળખળ, ઝબકારો, ખણખણ, (? ખનનન), છનનન, ધામધૂમ,

—સા. જી. પંચાલ

ઑસ્ટ્રેલિયાના બ્રેસ્બેન બંદરમાના દરિયાઈ આગબોટોના સમુદ્રસ્થાનમાં દરિયાઈ છીપલાઓમાંથી બનાવેલો એક દગલો છે'



બચ્ચાને ચણ ખવડાવતી માદા' શ્રી આબીદઅલી સૈયદે પક્ષીજીવનમાંથી ઝડપેલી એક વિરલ ક્ષણ આવા ચિત્રો ઘણા મુશ્કેલ અને અપ્રાપ્ય હોવાથી ફોટોગ્રાફીની દુનિયામાં તેની ઘણી કિંમત અંકાય છે. આ ચિત્ર માટે તેના કર્તાને દેશપારની હરીફાઈમાં ઇનામ મળ્યું હતું.



**જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૪૨——વાર્ષિક સાંકળિયું——સળંગ અંક ૨૧૭થી ૨૨૮**

## મુખ્ય ચિત્રો

### પૂર્ણરંગી



### એકરંગી



### ઇચિંગ, લીનોકટ, શિલ્પ, માટીકામ વગેરે



### કાર્ટૂન (સંસારદર્શન ચિત્રાવલિ)



### ચિત્રજ્ઞાનમાળા



### ફોટોગ્રાફો



### ટપાલની ટિકિટો (શ્રી હરિલાલ જૈનના સંગ્રહની)

